# કંકાવટી

જાન્યુઆરી
૧૯૮૧

KANKAVATI
1981

## વિવેચન

ડૉ. સુરેશ હ. જોષી

વિનય શાસ્ત્રી

## અંજલિ

પ્રફુલ્લ ત્રિપાઠી

## કવિતા

કિસન સોસા

## વાર્તા

ગણેશ્વર મિશ્ર

(જયશ્રી ઠાકોર)

હેલન ગો

(વિનય શાસ્ત્રી)

પ્રાણજીવન મહેતા

## રેખાચિત્ર

રતિલાલ 'અનિલ'

## ગદ્યખણ્ડ

સાંદીપનિ

## પત્રચર્ચા

અભદ્ર

# કંકાવટી

જાન્યુઆરી ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૩ : અંક ૨૬૧ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ: 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રીમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

## ‘લોકપ્રિયતાનો લપસણો ઢાળ / ડૉ. સુરેશ હ. જોષી

કહે છે કે બેકેટની નવલકથા ‘મર્ફી’ બહાર પડી પછી ચાર વર્ષમા એની માત્ર પચાણુ નકલ જ ખપી હતી પણ ત્યાર પછી સોળ વર્ષે બેકેટને નોબેલ પુરસ્કાર પ્રાપ્ત થયો બેકેટ ખૂબ ઓછુ લખે છે અને હવે તો એમનુ લખાણ ક્રમશ વધુ ને વધુ દુર્બોધ થતુ જાય છે એવી ફરિયાદ થતી રહે છે બેકેટના પર વાચકથી વિમુખ થતા જવાનો આરોપ મૂકાયો છે કે નહિ તે મારા જાણવામા નથી. આપણે ત્યા જો આવુ થાય તો લેખક ક્યારનો અજ્ઞાતના અંધારા પાતાળે ઢંકાઈ જાય

થોડા જ વર્ષ પહેલા એમણે ‘બ્રેથ’ નામનુ નાટક લખેલુ. એમને નોબેલ પુરસ્કાર મળ્યો તે પહેલા જ એ ભજવાયેલુ. એમા કોઈ અદા-કારોની આવશ્યકતા નહોતી, એ માત્ર પાત્રીસ સેકડ જ ચાલે એવુ ‘નાટક’ હતુ એમણે મોટા અક્ષરે છાપેલી નાના કદના માત્ર ચૌદ

પાનોની 'લેમનેસ' નામે નવલકથા લખેલી એમાં માત્ર એક પાત્ર છે. એ ખણ્ડેર વચ્ચે નિશ્ચલ સ્થિતિમાં છે

આ બધી હકીકત એ પુરવાર કરે છે કે બેકેટમાં મૌલિકતા અસાધારણ પ્રમાણમાં છે એથી વિશેષ નોંધપાત્ર વસ્તુ એ છે કે જન-રુચિને નામે એમણે સર્જનકર્મ પરત્વે કશા સમાધાન સ્વીકાર્યાં નથી. આને હું ઉચ્ચ કોટિની નીતિમત્તા લેખું છું ઘણા સર્જકો ખ્યાતિના વધવા સાથે લોકપ્રિયતાના લપસણા ઢાળ પરથી નીચે ને નીચે સરતા જતા દેખાયા છે. બેકેટ વિશે એથી ઊંધું જ બન્યું છે એઓ વધુ ને વધુ પશ્ચાદ્‌ભૂમિમાં જતા જાય છે. સામાજિક સમારમ્ભોમાં એઓ શરમાળ બનીને મૂગા બેસી રહે છે. લોકનજરે ચઢવું એ જ એમને માટે મોટી યાતના છે એમની નાની મિત્રમંડળીમાં એમને તૃપ્તિ છે. એઓ કદી મુલાકાત આપતા નથી એમના જીવન વિશેની વિગતો મેળવવાનું પણ મુશ્કેલ બની રહે છે.

એમના પ્રયોગો અળવીતરાપણામાંથી નથી ઉદ્‌ભવતા એ પ્રયોગોને પૂરી ગમ્ભીરતા અને ધીરજથી સમજવા માટેની અનુકુળ આબોહવા યુરોપમાં છે. આપણે ત્યાં તો હજી કાવ્યસંગ્રહોના ઉદ્‌ઘાટનોનો જમાનો ચાલે છે. સમારમ્ભો માટે નિમિત્ત નહિ હોય તો ઊભું કરવામાં આવે છે ઘણા સર્જકો 'પબ્લિસિટી'ના ક્ષેત્રમાં જાય તો વધુ નામ કાઢે એવા હોય છે. ઘણા લેખકો 'પબ્લિક રિલેશન ઑફિસર' તરીકે વધુ સારું કામ આપે એવા હોય છે

હું એ સ્વીકારું છું કે લેખકો અમુક પ્રકારના જ હોવા જોઈએ એવો હઠાગ્રહ રાખવો નહિ જોઈએ લોકાભિમુખતને સ્વીકારનારો લેખક ઊતરતી કોટિનો હોય એવી પણ મારી કાચી સમજ નથી. છતાં મને એમ લાગ્યા કરે છે કે કેટલીક ગૌણ આળપંપાળને કારણે આપણો સર્જક હમેશાં પોતાને જ વધુમાં વધુ અન્યાય કરતો રહ્યો છે. મને સૌથી વધુ દોષ-વિવેચકનો લાગે છે. એ લોકપ્રિયતાના આંક તરફ નજર માંડીને

વિવેચનકાર્ય કરતો લાગે છે. જે સર્જક વિશે કશી ચર્ચા થતી નહિ હોય ને તે છતાં જો એની સર્જકતા ઉચ્ચ કોટિની હોય તો એને વિશે કશું કહેવાનું સાહસ એ એકદમ કરતો નથી. પ્રમુખ પાચ જણ સાથે પોતાનો અવાજ મેળવીને એ પોતાને સલામત માનીને નિશ્ચિત રહે છે

મને લાગે છે કે આવી આબોહવા ઉત્તમ સાહિત્યના સર્જન માટે અનુકૂળ નહિ નીવડે આપણું સાહિત્ય એનુ સમર્થન કરે છે પછી તવલગામે જેની ફરિયાદ કરેલી તે 'ઘરદીવડા શા ખોટા?' એવું વલણ જ કેળવવાનુ રહે છે. સર્જકતા સાથે નિઃસ્પૃહતા પૂરી માત્રામા નહિ હોય તો જતે દિવસે સર્જકતાને જ વેઠવાનુ આવે તે નક્કી. મને એક વાતનુ હમેશા સખેદ આશ્ચર્ય થાય છે, આપણે ત્યા જેને લોકપ્રિય કહી શકાય એવા સર્જકોની જ સંખ્યા વધારે છે, છતા જે આગળીને વેઢે ગણી શકાય તેટલા સર્જકો સર્જક તરીકેની પોતાની જાત સાથેની વફાદારીને વશવર્તીને લખે છે તેની સામે, એઓ જાણે સમાજદ્રોહી હોય તેમ, આગળી ચીંધ્યા કરવામા આવે છે.

જ્યારે બેકેટને નોબેલ પુરસ્કાર પ્રાપ્ત થયાના સમાચાર આવ્યા ત્યારે અખબાર ટી. વી વાળાઓ એમની ભાળ કાઢવા નીકળી પડ્યા. પણ પેરિસમાં ક્યાય એમનો પત્તો ખાધો નહિ. 'ધ મ્યાન મડ' નામની એમની ઝૂપડીમા ય એઓ નહોતા. ટ્યુનિસિયાની એક હોટેલમાથી એઓ આખરે મળ્યા ને અખબારનવેશોનુ ટોળુ એમને ઘેરી વળ્યુ. પણ એમનુ કશુ વળ્યું નહિ. કેટલાય દિવસો સુધી એમણે ત્યા ધામા નાખ્યા, પણ એમાંનો કોઈ બેકેટનો વાળ સરખો જોવા પામ્યો નહિ. એઓ પુરસ્કાર સ્વીકારવા સ્ટોકહોમ ગયા નહોતા એ તો જાણીતી વાત છે પિરાન્દેલોને નોબેલ પુરસ્કાર મળ્યો પછી એમનુ એકાન્ત ઝૂટવાઇ ગયુ રસ્તે જતા હોય, હોટેલમાં જમવા બેઠા હોય, બધા જ ચીંધીચીંધીને એમને બતાવે. આખરે પિરાન્દેલો કહે છે કે મારે ચોરની

જેમ નાસતા ફરવુ પડયુ, જ્યાં હુ હોઇ જ ન શકું એવા કોઈ રેસ્તોરામા બે કોળિયા ખાઈ લેવાના રહ્યા !

બેકેટે તો શુ નથી કર્યું ? એમણે પાત્ર વિનાના નાટક લખ્યાં છે, કથાનક કે અલ્પવિરામપૂર્ણવિરામ વિનાની નવલકથા લખી છે. પૃથકજન ઊભો રહી શકે એવી તસુભર ભોય એમણે, એમની સૃષ્ટિમા રાખી નથી, ને છતા આજે જગતભરમા ખૂબ પ્રખ્યાત એવા સર્જક છે આ ખ્યાતિ પૂર્વવ્યવસ્થાને કારણે મળેલી ખ્યાતિ નથી. ધધાકીય દષ્ટિએ એઓ બહુ સફળ લેખક નહિ હોય એ તો દેખીતુ જ છે એમના નાટકો કરતા એમનથી પ્રભાવિત થયેલા હેરોલ્ડ પિન્ટરના નાટકો વધુ સારો આવકાર પામે છે બ્રોડવેનો નીલ સાયમન એક દિવસમા જેટલુ નાટકમાથી રળે છે તેટલુ તો બેકેટ એક વર્ષમાય પામી શકતા નથી. પણ સમકાલીન નાટકને રાતોરાત ફેરવી નાખનાર તો બેકેટ જ !

આપણે ત્યા ઘણા લેખકો જીવનના ખાના પાડી નાખીને એક પછી એક પાસા વિશે લખે છે આવા લેખકો બધુ 'આવરી' લેવાના મતના હોય છે વાસ્તવિકતાની ઉપલી સપાટી પર રહીને એઓ કામ કરતા હોય છે. એમને ઊંડાણ કરતા પહોળાઈ વધારે રુચે છે. પણ કવિતાની એક પંક્તિ કોઈ વાર એવુ ઊંડાણ સિદ્ધ કરે છે, જે પાચસો પાનાની નવલકથા સિદ્ધ કરી શકતી નથી. વાસ્તવિકતાના અમુક પ્રદેશો બાકાત રહી ગયા એવુ તો હેમિન્ગ્વે અને ચેખોવ વિશે પણ કહી શકાશે પણ એમણે જે એક કૃતિમા સિદ્ધ કર્યું છે તે આવા 'સર્વગ્રાસી' લેખકોએ એમની બધી જ કૃતિઓમા પણ કર્યું છે ખરુ ? બેકેટના નાટકોમા 'વેઇટિન્ગ ફોર ગોદો' અને 'એન્ડગેઈમ'ના નામ ઘણું ખરું દેવામા આવે છે, પણ એ તો બરફના તરતા પહાડના શિખરો માત્ર છે, ઉપર નથી દેખાતી એવી કૃતિઓ આધારસ્તમ્ભરૂપ છે. એ બધુ આજે મોટા પ્રમાણમા વચાતુ હશે એવુ હું માની શકતો નથી.

એમ તો અસ્તિત્વવાદની ફેશન પૂરજોશમાં પ્રવર્તતી હતી ત્યારેય સાર્ત્રનું 'બિઈંગ એન્ડ નથિન્ગનેસ' કોણ વાંચતું હતું ?

આપણા જમાનામાં કંઈક અંશે આત્મલક્ષી કૃતિઓનો અતિરેક થયેલો જોવામાં આવે છે. આ 'હું'ને જ અનેક પ્રકારના વાઘા સજાવવા અનેક પાઠો એની પાસે ભજવવા એ એક પ્રિય પ્રવૃત્તિ થઈ પડી છે. આમાંથી કંઈક રોગિષ્ઠ અને માંદલી આત્મરતિ બહેકી ઊઠી છે. હવે આ કેન્દ્ર બદલવાની જરૂર વર્તાય છે. હવે કંઈક ઓછી વાચાળ, કલ્પનોના ખડકલા વિનાની, સાદી છતાં ઊંડાણવાળી કૃતિઓની આવશ્યકતા વર્તાય છે. બેકેટે પોતાના જીવન અને પોતાના સાહિત્યને એકબીજાથી સાવ નોખા રાખ્યા છે. રોમેન્ટિકો એવું કરી શકતા નથી. બેકેટની કૃતિમાંના ગુહ્ય નિર્દેશો આખા વિશ્વને સંકેતિત કરતા હોય છે ને છતાં કશું વિક્ષિપ્ત લાગતું નથી. રોમેન્ટિકો ધુમ્મસની જેમ વ્યાપે છે, પણ એથી દૃષ્ટિની ઉજ્જ્વલતા સિદ્ધ થતી નથી. કેવળ રહસ્યોની માયાજાળ જ માત્ર ફેલાય છે.

આપણે ત્યાં ઘણા વિવેચકો ખોદકામ ખાતાના અધિકારીઓ જેવા લાગે છે. 'સરસ્વતીચન્દ્ર'ના ખણ્ડેરોમાંથી હજી ઘણા બહાર નીકળ્યા જ નથી. રોમેન્ટિકોને ખણ્ડેરની પ્રીતિ ઘણી હોય છે. કોઈ કૃતિ પ્રશિષ્ટ (ક્લાસિક) ગણાવા લાગે એટલે એને વિશેનું ખોદકામ શરૂ થઈ જાય. પછી ભાષ્ય અને તેના પરના ભાષ્ય શરૂ થઈ જાય. આમ સમકાલીન સર્જનથી ક્રમશ: દૂર ને દૂર સરી જવાય. જે કૃતિનું આવું વિવેચન બહુ થાય તે કૃતિ આખરે આ વિવેચનો નીચે જ દટાઈ જાય છે. પછી એ કૃતિ સુધી કોઈ જતું નથી, એના વિવેચનો વાંચવાથી જ કામ સરી જાય છે. 'સરસ્વતીચન્દ્ર' વિશે આજેય લખનારાઓમાંના ઘણાએ 'સરસ્વતીચન્દ્ર' નવલકથા પૂરી વાંચી હશે કે કેમ તે પ્રશ્ન છે. એથી કૃતિની મહત્તા વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના

વર્ગમાં સ્થપાતી હશે કદાચ, પણ સાચા અર્થમા આવુ વિવેચન જ વાચકને, સહૃદયને, કૃતિથી વિમુખ કરનારુ નીવડે છે.

બાળપોથીમાથી વાક્યો લઇને આયોનેસ્કોએ પોતાના નાટકમા વાપર્યા અને ભાષાની આપણે શી દશા કરી છે તેની કરુણતા આપણને હસાવતા હસાવતા બતાવી. આયોનેસ્કો પછીથી એ ફોર્મ્યુલામા ફસાઈ ગયો. જે મજાક ઉડાવવા માટે એણે કર્યું તે આપણા જમાનમા તો 'રેઢિયાળપણાનુ કાવ્ય' અને 'એબ્સર્ડ''ના ગૌરવને પામ્યુ આયોનેસ્કો વિદૂષક છે તો બેકેટ ફિલસૂફ છે. બેકેટમા પણ શબ્દરમત છે, નર્મમર્મ છે, પણ ત્યા, જે આયોનેસ્કોમા નથી બની શકતું તે, બને છે. ત્યા હાસ્ય કરુણનુ સમર્થ ઉપાદાન બની રહે છે એક રીતે જોઇએ તો કૅમ્યુ જેને 'એબ્સર્ડ'' કહે છે તેને ય કિયર્કેગાર્દે 'ડિસ્પેર' કહીને ઓળખાવ્યુ નહોતુ? આમ મને લાગે છે કે હાસ્ય અને કરુણ એરિસ્ટોટલના 'પિટિ અને ફિયર'ની જેમ એક જ વસ્તુના બે પાસા છે

આપણે અણુબોમ્બ ફેંકાઈ ચૂક્યા પછીની દુનિયામા જીવીએ છીએ. એથી બધુ જ ઉપરતળે થઈ ગયુ છે. જે કાલ સુધી કરુણ તરીકે ઓળખાતુ હતુ તે આજે હાસ્ય તરીકે પ્રતિષ્ઠિત થયું છે. જે ગૌરવપ્રદ લેખાતું હતું તેની આજે વિડમ્બના થાય છે. આનાં બે પરિણામ આવ્યા કેટલાક અણુબોમ્બ પહેલાની સ્થિતિને વધારે ઝનૂનથી વળગી રહ્યા, શ્રદ્ધાને વધુ વળ ચઢાવ્યો અને જાણે એવી કશી ઘટના બની જ નથી એમ માનવા મનાવવા લાગ્યા, તો કેટલાકને મ થેથી સસ્કૃતિનો ભાર ઊતરી ગયો, આખા સૃષ્ટિનો જાણે હમણા જ આરમ્ભ થયો હોય એવા અભિનિવેશથી એઓ જીવવા લાગ્યા. પણ બેકેટે બતાવ્યુ છે, એઓ સસ્કૃતિના ભગારમા ગળાબૂડ દટાયેલા છે 

## જ્યોતીન્દ્રભાઈ / બકુલ ત્રિપાઠી

'આજે આપણે અહીં શોકસભામા બેઠા 'છીએ. આપણે કલ્પી શકીએ ક્યાક અક્ષરલોકમાં ઈસપકથાઓનો લેખક પેનો ઈસપ અને ગ્રીક પ્રહસનોનો આલેખક એરિસ્ટો ફેનસ અને સર્વાનિસ અને ગોગોલ ને ડિકન્સ ને માર્ક ટ્વેઈન ને થર્બર ને વુડહાઉસ કદાચ પેલો ચીની સંત કોન્ફ્યુશિયસ પણ, મહેફિલ જમાવીને બેઠા હશે એમના એક સમોવડિયાને આવકારવા, ને સાભળવા કે જગત એવુ ને એવું મૂર્ખ રહ્યુ છે ને હજી? અને એવુ ને એવુ વહાલસોયુ પણ?'

જગત વહાલસોયુ ખરુ કે નહીં એ વિશે મોટો વિવાદ જાગ્યો હશે એક બાજુ સર્વાનિસ અને એરિસ્ટો ફેનસ, કદાચ વોલ્ટેર પણ હશે, અને બીજી બાજુ ડિકન્સ અને જ્યોતીન્દ્રભાઈ! શૌનો મને વિશ્વાસ

ને !, એ તઉનાતમા , જરૂર પડય ગમે ત બાજુએ. આપણે અહા શોક-સંભામા મળ્યા છીએ પણ અચાનક ઊંઘમાંથી ઝબકી જઈએ એમ લાગે છે. ખરેખર જ્યોતીન્દ્રભાઈ નથી આપણી વચ્ચે ? કદાચ એ આવવાના છે, હમણા આવી પહોંચશે, જરા મોડા મોડા, જરા નહીં ઘણા મોડા મોડા જ્યોતીન્દ્રભાઈ અનેક વાર મોડા આવતા. આવીને સાટુ વાળી દેતા ! સૂરતમા એમનો સુવર્ણ મહોત્સવ સમારંભ. ભૂલતો ન હોઉં તો, નવનો ઠરાવેલો સમય. નવ વાગ્યે હૉલમા કેટના ? સ્મૃતિ દગો ન દેતી હોય તો કહું ?—અગિયાર જણ ! સાત આઠ કાર્યકર્તાઓ, એક શ્રોતા, એક જયંત પાઠક, એક બ. ત્રિ અને એક સી. સી. ! સિંહ પાંજરામા આંટા મારે તેમ સી. સી. આંટા મારે ! સવા નવે હોલ ભરાઈ ગયો સાડા નવે હોલ ઉભરાઈ ગયો, પોણા દસે હોલ છલકાઇ ઊઠ્યો. જ્યોતીન્દ્રભાઇ આવી પહોંચેલા ! વિધાતાની આપણા પર કૃપા છે. જુગલ જોડીઓ એ સર્જતો આવ્યો છે સી સી મહાચોક્કસ, ઘડિયાળ ખોટા પડે સી. સી. ખોટા ન પડે અને જ્યોતીન્દ્રભાઈ ? ઘડિયાળ તો એમણે પેલી ચાર્લી ચેપ્લિનની ફિલ્મમા આવે છે તેમ ટુકડે ટુકડા કરીને ઈશ્વરને ઘડિયાળ પાછી સોંપી દીધેલી ! એવી જ જોડી સુન્દરમ્ અને ઉમાશંકરની. ઉમાશંકરભાઈ અત્યંત ચોક્કસ, સુન્દરમ્ સમયપાલન બાબત અજ્ઞાની !

જ્યોતીન્દ્રભાઈ સમયથી પર હતા, અને એટલે મૃત્યુંજય હતા રોગ, જરા અને મૃત્યુ એનાથી કુમાર સિદ્ધાર્થ રડી ઊઠ્યા, બુદ્ધ બન્યા જ્યોતીન્દ્ર ત્રણેયને હસતા રહ્યા તે દિવસે સી. સી. અને જ્યોતીન્દ્રભાઈએ ખૂબ હાંસાતૂસી કરી, કોની કાંધે કોણ ચઢીને પહેલું જાય એ ચર્ચવાની ! હેમ્લેટના પેલા બે ગ્રેવડીગર્સ જેવો ફીલસૂફીભર્યો સંવાદ સર્જ્યો. ગ્રેવડીગર્સ વસ્તુગત રીતે માનવીની વાત કરતા હતા અ બે પોતાની વાત કરતા હતા, અને એ નિમિત્તે માનવની ! એ એમની શૈલી રહી છે. परगुण कथयन्त स्वान् गुणान् ख्यापयन्ति કરતા તદ્દન ઊંધી !

વિચાર આવે છે, મૃત્યુએ જ્યોતીન્દ્રભાઈને લઈ જઈને શું મેળવ્યું ? એમનો દેહ ! જ્યોતીન્દ્રભાઈએ એમના દેહદૌર્બલ્યને હાડકાનો માળો કહીને ટીકા કરનાર પ્રતિ એકવાર ફટકારેલું 'હાડકા તરફ કોની નજર જાય ? કૂતરાની !' એમાં પેલા ભાઈનો ઉપહાસ નહોતો, પોતાના દેહદૌર્બલ્ય અંગે પરિહાસ હતો

મૃત્યુ એમના દેહને લઈ ગયું પણ જ્યોતીન્દ્રભાઈ અમર છે એમનું હાસ્ય, એમનું સાહિત્ય આપણા કબજામાં છે, અને એમના સાહિત્યની સૌરભ હજીયે મહેકી રહી છે સ્મૃતિ પ્રદેશમાં માંદગીના હુમલા પર હુમલા એ હસતા ગયા, આપણને હસાવતા ગયા, મૃત્યુના દેવને હરાવતા ગયા, અને છેલ્લે ? એ ગયા હિંચકા પર બેસતા ! અને દેહ ભગ્ન થયો, મન તાજું જ રહ્યું છેક સુધી વ્યુત્પત્તિ-ચર્ચા અને વિનોદગોષ્ઠિ જીવંત રહ્યા હૉસ્પિટલમાંય અંત સુધી મૃત્યુ ત્રાહિમામ્ પોકારીને એમને લઈ ગયું. એણે પોતાનો નિયમ ભલે જાળવ્યો, એને બિચારાને મળ્યું કંઈ નહીં, જ્યોતીન્દ્રભાઈ નિર્ભેળ રહ્યા

મને યાદ આવે છે એમનો લેખ, 'મારી વ્યાયામસાધના.' ત્યાં ચિત થઈ જઈ, લડવાની ના પાડ્યા વિના ના પાડી દઈ એમણે પહેલવાનને થકવેલો, લગભગ રડાવી દીધેલો. એ પહેલવાન બિચારો, તે યમદેવતા, આવો કુસ્તી કરનારો ક્યારે મળેલો એ પહેલવાનને ? હાર કબૂલી મૃત્યુએ

એ નિર્ભય હતા કારણ અહંથી વિમુક્ત હતા. જ્યોતીન્દ્રભાઈને ખૂબ અંજલિઓ અપાઈ એ હું વાંચતો-જતો અને એમને વર્ણવતો એક જાદુઈ શબ્દ શોધતો ગયો.

નિર્ભેળ, નિર્દોષ, નિર્દંશ હાસ્ય એ તો ખરું જ, પણ એ શબ્દોના દરિયાની નીચે તદ્રૂપ રત્ન કયું ? 'સંદેશ'ના અગ્રલેખમાં અહંનિવૃત્તિ ! જેણે એ પ્રયોજ્યો, સૂઝને હું સન્માનું છું. નમ્ર તો આપણે સૌ છીએ,

કોણ નથી ? કોણ કબૂલ કરશે કે પોતે નથી ? પણ સર્જકને એક સુખ છે, એ અહને એ ગાળી દઈ શકે છે સર્જનલીલામા ! એટલે તો સમરસેટ મોમે કહ્યું છે 'આર્ટિસ્ટ ઇઝ ધી ઓનલી ફ્રી મેન' પણ અહથી મુક્ત બનીએ છીએ સર્જનલીલા થકી, અને પછી એ અર્જનનો અહકાર પ્રવેશી જાય છે પાછલે બારણેથી ! પોતાનુ સર્જન ભૂગળીમા મૂકીને વહાવી દેનાર એક કવિની વાત સાભળી છે તો 'ખરી, જોયા તો જ્યોતીન્દ્રભાઈને જ. એમના ગ્રન્થોમા તારીખો નથી, એમના પુસ્તકોમા એમની કોઈ વિગતો નથી. 'મારી નોધપોથી'મા એ જરા સસારી દેખાય છે. પ્રસ્તાવના પરિચય-ઘણુ-બધુ છે ચન્દ્રશકર પડયા અગે સહેજ ઉપહાસ પણ ડોકાઇ ગયો છે, પણ 'રગતરગ' પહેલા ભાગની પ્રસ્તાવના ? ન લખી પછી 'રગતરગ' ૨–૩–૪ એ બધાથી એ મુક્ત થઈ ગયેલા એમના ગ્રન્થોમા વર્ષ નથી લખ્યાં એમના પરિચયને બદલે ઘણું ખરુ બકોર પટેલની જાહેર ખબરો છે. અરે, એમના એક પુસ્તક અગે મે એમને કહ્યું, જાણે મે મસમોટી શોધ કરી ન હોય એમ, કે 'તમારો એકનો એક લેખ એક જ સગ્રહમા બે વાર છપાયો છે.' એ કહે, 'એમ કે ?' બસ !..આ શેરલોક હોમ્સના ફુગ્ગામાથી હવા ફૂસ !

જ્યોતીન્દ્રભાઈનુ પ્રદાન મોટુ છે.

બે વાતે.

એ માત્ર ગુજરાતના શ્રેષ્ઠ હાસ્યકાર ન હતા અર્વાચીન ભારતના આદ્ય હાસ્યકારોમાના એક હતા એમનો સુવર્ણ–સર્જનકાળ તપાસો ૧૯૨૭ થી ૧૯૩૭–'૪૦નો અને તે વખતે ભારતમા હાસ્ય અગે જૂની પરપરાઓ સ્થૂળતાની હતી, નવુ ઊચુ બૌદ્ધિક હાસ્ય ઓછુ હતુ. છેક ૧૯૫૮મા અમારે જોડે આકાશવાણીના એક હાસ્યરસ અગેના સવિવાદમા સાથે દિલ્હી જવાનુ થયેલુ. ત્યા કનૈયાલાલ કપુર હતા. મન્મથનાથ ગુપ્ત હતા, ગગાધર ગાડગીલ હતા જ્યોતીન્દ્રભાઇને મળેલા

પ્રેમ અને સન્માન અદ્દભુત હતા એમનુ હાસ્ય માત્ર ગુજગાની નહોતુ. ભારતીય હતુ. ભાન્તીય તત્ત્વજ્ઞાન અને ભારતનું રોજિંદુ કૌટુમ્બિક જીવન એના પર ગોઠવાયેલુ એ હાસ્ય એમને મહાન ભારતીય હાસ્યકાર ઠરાવી શકે એમ છે

પછી તો સમય વીત્યો. આજે તે અનેક ભાષાઓમા નવી નવી પ્રતિભાઓ આવી પહોચી છે. મગાઠી અને મલયાલમમા આજના જ્યોતીન્દ્રો ઈ-૧૯૪૦મા નહોતા આ કાઇ રજથી નથી કહેવાનુ જ્યોતીન્દ્રભાઇને કદી અખિલ ભારતીય સ્થાન ન મળવાનો રંજ નહોતો. ટાગોરના'સોના નાવલડી'કાવ્યની પેલી વહેતી નદીને કિનારે ઊભેલી ગ્રામકન્યા યાદ આવે છે જયેતીન્દ્રભાઈ મનથી સરળ સ્વસ્થ હતા. એમણે આપી દીધુ નાવિકને, અને ભારહીણા બની રહ્યા. પણ એમણે એક મોટુ કાર્ય કર્યું. ગુજરાતી સાહિત્યમા હાસ્યરસને ગૌરવનૂ સ્થાન અપાવ્યુ. ભારતીય ભાષાઓમા હાસ્યરસ બિચાગો જ રહ્યો છે. ગુજગતમા કઈક અશે રમણભાઈએ, અને પછી જ્યોતીન્દ્રભાઇએ હાસ્યને સાહિત્યરગે સ્થાપ્યુ, સ્વીકાગાવડાવ્યુ

ક્યારેક પેલો શ્લોક યાદ આવે છે મુજના મરણ પ્રસગનો लक्ष्मीर्यास्यति गोविंदे वीरश्रीवीरवेश्मेति. આપણે એમ કહીએ કે આપણા કવિ સમેલનો તો ઉમાશકરભાઈ, નિરજનભાઈ, સુરેશ દલાલ સભાળશે, જ્યોતીન્દ્રભાઈની વિદ્વત્તા? વિષ્ણુભાઈ, રામપ્રસાદભાઈ આપણી વચ્ચે છે, અને એમણે પ્રેરેલી વિદ્વાનોની અનેક પેઢીઓ આપણી વચ્ચે મોજુદ છે, હાસ્યસર્જન? એ માટે જ્યોતીન્દ્રભાઇ પર આપણો અનત અધિકાર હોય કઈ? રવીન્દ્રનાથે સાત્વન આપી દીધુ છે, પોતાને માટે, જ્યોતીન્દ્ર માટે ય સૂર્ય આથમતા નાનો દીપક કહે છે, મારાથી બનતું કરીશ આપણી નવા હાસ્યકારોની પેઢી ઊભી થતી જાય છે, પણ. निरालम्बा કોણ? શુ એવુ છે કે જે કદાચ કદી ય નહીં મળે આપણને?

અહંરોગથી નિતાંત-મુક્ત વ્યક્તિત્વ! એમની કૃતિઓમાં 'હું' શબ્દ સરેરાશ એક પુસ્તક દીઠ ૧૦૦૦ વાર છે, છતાં શોધી તો આપો ક્યાંય અહંનો આગ્રહ? પોતાને માટે એમણે રજ્જુમાં સર્પની ભ્રાંતિ.' એમનું એ રૂપક ખોટું! સર્પને તો ડંખ હોય, અરે ડંખની વાત છોડો, ફૂંફાડો તો હોય ને? એમનામાં તો એ ય નહોતું. સર્વ ફરિયાદોથી એ પર હતા. પ્રસન્નચિત્ત એ હતા, પ્રસન્નચિત્ત રહી વિદાય થયા.

શોકસભામાં બે મિનિટનું મૌન કદાચ લોકલાજે રાખીએ પણ મન તો આપણાં ચિંતન કરતા રહેશે, અહીં નહીં, સર્વત્ર રહેલા જ્યોતીન્દ્રનું. આપણને એ સતત યાદ કરાવશે આપણામાંની કટુતાની, કૃપણતાની, કલેશની—અને તેથી નિરર્થકતાની. પૃથ્વી સુંદર છે, સુંદર નથી, એ કાદવ છે, એમાં કમળ છે, એ છે, એ નથી. જ્યોતીન્દ્રભાઈ જાણે આપણને પ્રેરી રહ્યા છે, વિદાય આપવા, વિદાય લેવા કારણ વિદાય પણ મિથ્યા છે વિદાય કોની? કોની? કોનાથી? જ્યોતીન્દ્રભાઈ આપણી વચ્ચે આજે નથી, તો હતા ત્યારેય ક્યાં હતા? અને જે ખરેખર હતા તે તો આજેય આપણી વચ્ચે છે એમને અંજલિ ન અપાય, એમના આશિષ માગીએ કે અમારા નાનકડા કલેશોને કરુણાળુ સ્મિતમાં પલટી નાખવાની અમારામાં શક્તિ પ્રેરો, હે ઋષિ!* □

---

* ગુજરાતી સાહિત્ય પરિષદની નિશ્રામાં યોજાયેલી શોકસભામાં બે લાયું તેના આધારે તૈયાર કરેલો અંજલિલેખ.

**કસ્તુરીમૃગ આપણે સહુ:** લેખસંગ્રહ. લે. દોલતરાય દેસાઈ, પ્ર. સુન્દરમ્ પબ્લિકેશન, મુંબઈ-૪૦૦૦૨૮, મૂલ્ય દસ રૂપિયા.

## સુધારો

'કંકાવટી'ના ગતાંકમાં પ્રગટ થયેલી વાર્તા હું/ત્રીજો પુરુષ/અનેક વચન'ના લેખક છે શ્રી પ્રાણજીવન મહેતા

## ચાર ગઝલ / કિસનસોસા

### ૧

ધડ વિના જન્મ્યા છે એ, માથા વિના જન્મિયા તમે,
એટલે ગમિયા એ તમને, એમને ગમિયા તમે
એ સમદરથી અભિભૂત થૈ, અવાચક થૈ ગયા,
છીપલે પરપોટે પાચીકે ઘણું રમિયા તમે.
એ અહીં બેસી રહ્યાં ભાષાનગરની ભીડમાં;
શબ્દકેરી કાખઘોડીએ ઘણું ભમિયા તમે
તૃણ-શા એ તોય ક્યાં ઊખડ્યા કદી વંટોળિયે;
વાયરે કંઈ તાડ-શા ઉત્તુંગ નત નમિયા તમે
એ હજી સળગે સમયની ટોચ પર સૂરજ થઈ;
ને હજી ઊગ્યા જ ન્હોતા ત્યાં જ આથમિયા તમે

### ૨

એ અફીણીઓની તો બીજી હકીકત કંઈ નથી;
શબ્દનું સેવન એ કેવળ ટેવ છે લત, કંઈ નથી
શબ્દ વિના એમનું અસ્તિત્વ ધ્રૂજે પાંગળું;
એ જ કારણ છે, બીજી વિશિષ્ટ આરત કંઈ નથી
વૃક્ષતા એમાં ન એમાં મ્હેક ભીની મર્મરો,
શબ્દની એ અટપટી ઊંચી ઇમારત કંઈ નથી
એ જ રૂપેરી વરખ ચળકે છે પીળાં પાન પર;
શબ્દના બીડામહીં વિશેષ વીગત કંઈ નથી.
છોકરાઉં એરિયું ફેંક્યે ન તું અજાઈ જા,
છે રમત એ સૂર્ય સામેની કરામત, કંઈ નથી

૩

શ્વેત કૈં કાગળ ઉપર વિચ્છિન્ન ભાળી કાકરી;
સ્પર્શ કરતા જોઉં · અક્ષર–શબ્દ–કાળી કાકરી
કાકરીથી કાકરી વિના બીજું શું નીકળે;
ચાળણીએ કેટલીયે વાર ચાળી કાંકરી.
કાકરી વચ્ચે કદી હીરા સમુ ઝળકયા કરે,
કાંકરી ચાળો કરે કે એમ મા'ળી કાંકરી
સ્પર્શ કરતા વેંત એ ભરભર ભૂકો થાતી રહી;
છે સુંવાળી કેટલી કમબખ્ત આળી કાંકરી
ધૂળના બસ ટેરવેથી રોજ એ ખરતી રહે,
કેટલી વાળે સમય, કૈં કોટિ વાળી કાંકરી

૪

દીવાદાડી શબ્દ છે, તો શબ્દ એ દરિયો ય છે,
શ્યામઘન અંધાર–પાણી રાતનુ, મછવો ય છે
શબ્દ છે ચિત્કાર તીણો ઊડતી સમળી તણો;
તો વળી લીલી ઘટામા ટહેલતો ટહુકો ય છે.
શબ્દ વણબોટાયેલો પણું છૂપી લચકી રહ્યો,
ને સૂડાની ચાચથી ટોચાઈ એ એંઠો ય છે.
શબ્દ છે પળપળ નિકટતા પગરવો સચ્ચાદનાં;
શિંગડે ગૂંચવાયેલો ત્રકેડી રહ્યો વગડો ય છે
શબ્દ સાથે આપણો નિર્દમ્ભ છે સમ્બન્ધ આ,
શબ્દ સાથે દોસ્તી યે છે, વળી ઝઘડો ય છે.

## અંધારું / ગણેશ્વર મિશ્રા

અનુ. જયશ્રી ઠાકોર

અમે ખૂબ નાના હતા ત્યારની વાત છે અમે ટ્યુશનના અધ્યાપકો દરરોજ દીવાબત્તીટાણે પેલા ખખડધજ ઘરમાં પ્રવેશતા. અમારા ગુરુજી–હાથીપગાથી પીડાતી વ્યક્તિ–ખોડંગાતુ, ચાલતા ચાલતા રોજની ટેવ પ્રમાણે થોડા મોડા આવતા. તેમને તેમના ગામથી આવતા ત્રણથી ચાર કલાક થતા. ગુરુજીના હુકમોનું પાલન કરતા અમે ચટાઈ પાથરતા, ફાનસ સળગાવતાં અને ત્યાર પછી ગપસપ શરૂ કરતા. અણધાર્યા પળે બાદમી કપડા પહેરેલા અમારા આદરણીય ગુરુજી એમની સાથે રહેતી લાકડીના ઠક્–ઠક્ અવાજ કરતા એકાએક દેખાતા અને અભ્યાસ-બેઠક શરૂ થતી. એ વખતે જો અમારા ગુરુજીની તબિયત નરમ હોય કે પછી એમને ક્યાંક ખાણીપીણીમાં હાજરી આપવા જવાનું હોય ત્યારે અમારી બેઠક ખૂબ જ જલદી પૂરી થતી અને ત્યારે તરત જ ઘરે જવાને બદલે અમે અંદરોઅંદર ગપસપ શરૂ કરતા.

એક શિયાળુ સાંજે ગુરુજીએ અમને થોડા વહેલા છોડી મૂક્યા. રાત્રિ ખાસ જામી નહોતી, લગભગ સાડા આઠેક વાગે શહેર સુધરાઈ સફાઈ ખાતાનો ટ્રકડ્રાઈવર રઘુદાસ એની રોજની ટેવ પ્રમાણે એના છોકરાને ઘરે લઈ જવા માટે આવતો, અને અમારા દોસ્તનાં દાદીમા, જેમના ઘરમાં અમે ટ્યુશન માટે ભેગા થતા હતા, તે પણ સાંજની

( અનુસંધાન પેજ ૧૬ પર )

## કુક્કુટમર્દન

[ન્યુઝીલૅન્ડની વાર્તા]

હેલન શો

અનુ વિજય શાસ્ત્રી

[ન્યૂઝીલૅન્ડની આ લેખિકાનો જન્મ ૧૯૧૩માં. હાલ ઑકલૅન્ડ ખાતે નિવાસ. સંપાદક અને કવયિત્રી તરીકે સુખ્યાત ટૂંકી વાર્તાના ક્ષેત્રે પણ ન્યૂઝીલૅન્ડ અને અન્ય દેશોમાં પ્રખ્યાત. એમની વાર્તામાં સ્હાનુકમ્પાનો કાકૂ વરતાયા કરે છે. કરુણના નિરૂપણમાં તેઓ સંયત રહે છે ક્યાંય અતિરેક યા લાગણીવેડામાં સરી પડતા નથી આ વાર્તામાં આવતું શ્રીમતી ગ્રોફીબર્નનું પાત્ર તેમણે Grotesque અને Funના મિશ્રણ વડે આલેખ્યું છે. ક્યાંક તેમનો Dry Humor અનુભવાય છે જે તેમની વિશિષ્ટતા છે.]

**થોડાંકથી** વધુ વર્ષો પહેલાં એક શનિવારની બપોરે વૃદ્ધાવસ્થામાં પહોંચી ચૂકેલી શ્રીમતી ગ્રોફીબર્ને પોતાના મગ્ધાધરમાં ધસી જઈ વિરોધ કરતા એક તોફાની કૂકડાને તેના પતિની છરીથી જીવનથી વંચિત કરી

નાખ્યો હતો ત્યાર પછી તેને ઊકળતા પાણીમા ડૂબોકિયા ખવડાવી વાડામા પાથરેલા છાપાના કાગળ પર ઊભડક બેસી તેના પીછા કાઢતા કાઢતા શ્રીમતી બ્રોકીબર્ન તેને સૂઘતી જતી હતી અને તીવ્ર વાસથી ક્યારેક છીકાછીક પણ કર્યે જતી હતી અવારનવાર સળવળાટ કર્યે જતા નાકને ઊધી હથેળીએ ખજવાળ્યે જતી હતી પણ જ્યા બધુ પૂરુ કરી મરઘાને ભૂજવા માટે તૈયારી કરતી હતી ત્યા જ ડોરબેલ રણક્યો

'કઈ બલા છે વળી અત્યારના પહોરમા? પેની શ્રીમતી પ્રિગલ જ હોવી જોઇએ કાયમ આપેલા સમય કરતા અડધો કલાક વહેલી જ ટપકેલી હોય એને કહે એન્ડ્રુ કે હુ ઊઘી ગઇ છુ'. શ્રીમતી બ્રોકીબર્ને અદરના ખણ્ડમા બિલ્લીપગલે સરકી જતા પોતાના નાનકડા છોકરાને સૂચના આપી. અને મરઘો લઇ રસોડા ભણી ચાલી ગઈ પોતાને પણ કઈક કામ સોપાયુ એથી ફૂલાતા છોકરી જેવા વાકડિયા વાળવાળા એન્ડ્રુએ બારણું ખોલી આગતુકાને પડદાથી સુશોભિત અને કોયલપખી બેસાડેલ ઘડિયાળવાળા દાદીમાના બેઠક ખણ્ડમા પ્રવેશ કરાવ્યો

'બહુ જોરદાર પવન ફૂકાય છે એન્ડ્રુ' મહાદુખી સ્થિતિમા ધ્રૂજતી, કફડતી, નસકોરામાથી ધ્વનિ સ્ફુરાવતી શ્રીમતી પ્રિગલ આવતાવેત જ બોલી અને બોલતા બોલતા જ કાળા રેશમ જેવા મુલાયમ હાથ વડે બાથ ભરી છોકરાને ઊચકી લીધો અને તેના ગાલ પર એક ચુમ્બન ચોડી દીધુ તેના મોઢામા એક ચોકલેટ ઠાસી દીધી. એની ગરદનની ત્વચા લબડી પડી હતી અને ત્યા આછી પીળાશ ઝમવા માડી હતી. મુલાયમ અને તલના અસખ્ય ટપકાવાળી હોવાથી તે (ગરદન) શ્રશ પક્ષી જેવી દેખાતી હતી તેના કેશકલાપમાથી ત્રણ હેરપીન છૂટીને નીચે પડી ગઈ 'હવે તારા વાળ કપાવવાજોગ થઈ ગયા છે, એન્ડ્રુ' તેણે કહ્યુ અને ત્યા જ ઘડિયાળમા બેસાડેલ પખી બહાર કૂદી પડી 'કકુ! કકુ! કકુ!' ચીખી ઊઠ્યુ

ત્યાં જ સંપૂર્ણપણે બદલાઇ ગયેલ દેખાવમાં શ્રીમતી પ્રોફીબર્ને પ્રવેશ કર્યો. ધૂળથી બચવા માથે પહેરેલ ટોપી અને મરઘાનો વધ કરતી વખતે ઊડેલાં લોહીથી છંટાયેલું, જાડા કાપડથી ઓટેલું શણનું એપ્રન ઊતરી ગયા હતા અને તેને સ્થાને સોનેરી ટીપકીઓવાળું વસ્ત્ર આવી ગયું હતું. જાબલી દોરાવળા વાળી દાદીના ચશ્મા, કીડિયાની માળા અને એક સોનાનો અછોડો તેની ગરદન ફરતે વીંટળાઈને શોભા (?) આપી રહ્યાં હતા. આમ છતાં જાણે કોઇ અસહ્ય શારીરિક દર્દથી પીડાતી હોય એમ લથડતે પગલે ચાલતી, સફેદ દશશેરિયું માથું ધુણાવતી અને ટેકા માટે પાસે પડેલી ખુરશીના હાથા પકડતી તે દીવાનખંડમાં પ્રવેશી 'કેટલાય દહાડાથી હું ઘરની બહાર પણ નીકળી નથી, વહાલી લુફ્રિમિયા' કહેતી રોદણાં રડવા લાગી

ઊંચી અને ચરબીના જામેલા થરવાળી ડૅક્કાનપ્રિગન નામના કાપડના વેપારીની પત્ની લુફ્રિમિયાએ તરત જ (આ સાંભળી) તેની મિત્રના કપાળે એક ચુમ્બન ચોડી દીધું. સગડીની પાસેમાં પાસેની ખુરશીઓમાંની સારામાં સારી ખુરશી તરફ જવામાં તેને મદદ કરી અને તે ત્યાં બેસે તે પહેલાં તેની પીઠ પાછળ આવે તે રીતે એક બે નાના ઓશીકાં સુધ્ધાં ખુરશીમાં ગોઠવી આપ્યાં 'આવી છે જિંદગી' તેણે તત્ત્વજ્ઞાન ઉચ્ચાર્યું. 'પણ આમ તો તું ખાસ્સી તગડી લાગે છે, વહાલી બચુડી' પ્રિગલે ઉમેર્યું 'પેલી બિચારી મિસ ગિબ્કિસનનું શું થયું તે ખબર પડી?' એમ પૂછતી તેનું પોસ્ટમોર્ટમ કરવા તત્પર બનેલી યુફ્રિમિયાની ગુસબેરી શી આંખોમાં નવી ચમક આવી ગઈ અને તેમાં ઝળઝળિયાં આવ્યાં. ખભાફરતે વીંટાળેલ રુંવાટીદાર બોપટ્ટી ઢીલી કરતા તેના હાથ ઉત્તેજનાથી કાંપવા લાગ્યા. અશ્રુપૂર્ણ આંખે એક પછી એક આંગળીઓ પરથી હાથમોજાં ઉતારવા લાગી. 'તેઓ કહે છે–' તેણે શરૂ કર્યું, પણ વૃદ્ધ શ્રીમતી પ્રોફીબર્ને એટલામાં ભવાં ચડાવી તેના પોતરાને સંબોધીને કહેવા લાગી,

'તારા ઓરડામા જા એન્દ્રુ અને બધી બારીઓ વાખી દે. ભયકર વરસાદ પડે એવુ લાગે છે.' કહેતા ખલાસી જેવો પોશાક પહેરેલા છોકરાને એણે સહેજ હડદોલો માર્યો. પોતાની બારી પાસે ઊભા ઊભા કદાવર પ્રાણિ શા આકારો ધરતા વાદળાઓને નિહાળવામા તલ્લીન બની ગયેલા એંડ્રુના કાને, શ્રીમતી પ્રિગલને દીવાનખાનામા થઈ મુખ્ય દરવાજા તરફ દોરી જતા દાદીમાનો પગરવ પડ્યો અને દાદી બોલતા સભળાયા, 'યુફ્રિમિયા, આ હાથમા કેટલો દુખાવો થાય છે એ તને નહિ સમજાય, વહાલી '

'એ બધુ ઘડપણને લીધે છે, વહાલી. હવે જરા જાતની કાળજી રાખતા શીખ, સમજી. આકાશ જરાયે ચોખ્ખુ નથી ' યુફ્રિમિયાએ જવાબ વાળ્યો મુખ્ય દ્વાર ઊઘડ્યુ અને ઠડા પવનનો એક ગુબ્બારો મહેમાન બની અદર ધસી આવ્યો પછી તે બધ થયુ, તેને તાળુ દેવા અને ચીકણી, કડક દીવાલોવાળા રૂમમાથી પેલા બાળકે યુફ્રિમિયા પ્રિગલના સૂકલકડી હાડપિજરને વાસના મેદાનમા થઈ અદૃશ્ય થતુ જોયુ ત્યારે તે તેને કોઈક પીછા ઊખડી ગયેલ પખી વાવાઝોડાની રાત્રિમા ફગોળાઇ જતુ હોય એવુ લાગ્યુ

વિદાય થનારે જેવી પીઠ ફેરવી કે તરત જ શ્રીમતી બ્રાઉનર્ને ફરી ધમાધમ કરવા માડી રસોડામાથી એન્દ્રુને પાઉ ચોળેલા દૂધનો ગ્લાસ લાવી દીધો ચોરસ ટુકડાઓમા કપાયેલો સફેદ પાઉ 'પવિત્ર પ્રભુભોજન'ના પાઉ જેવો લાગતો હતો ગરમ દૂધમા ખાડ નાખી તે તૈયાર કરાવ્યો હતો, 'આકાશ તો મને દીઠુ ગમે એવુ નથી' કહેતા કહેતા શ્રીમતી બ્રાઉનર્ને આકાશની શાહી જેવી સપાટી, બારીના પડદાની દોરીઓ ખેચી દૃષ્ટિથી ઓઝલ કરી દીધી 'ખાઈને તરત કપડા કાઢ, નહાવાનુ પાણી તૈયાર છે' તે બોલી અને બાળકને ખાતુ છોડી તે સાથી ચાલી ગઈ ખાવાનુ પૂરુ કરી હજી તો એ બાપડો

મોજા સિવાયની દરેક ગાઠે ગાઠે મહેનત કરી જેમ તેમ કપડાં ઉતારવા મથતો હતો ત્યા જ દીવાન ઉપર કશુક જોરથી પડછાવાનો ભયકર કડાકો સભળાયો.

'હાય મા વીજળી પડી કે શુ ?' શ્રીમતી બ્રોફીબ્નર્ ચીખી ઊઠી. નાના નાના ટુકડામા વેરણ છેરણ થઈ કશુક પછડાયુ હોય એવો કડાકો રસોડામા બોલ્યો હતો. બીજી જ ક્ષણે વૃદ્ધ શ્રીમતી બ્રોફીબ્નર્ બત્તીની દોરીઓ ખેચતી દિવસના પ્રકાશ કરતાંય વધુ તેજસ્વી વિદ્યુત ઝબકારથી આવકારાતી એન્ડ્રુના ખડેમાં આવીને લગભગ બેહોશ જેવી થઈને ઢળી પડી તેનો ચહેરો ચૂંના જેવો ધોળો ફક્ક બની ગયો હતો. 'ઓ ભગવાન, અમને બચાવો, જ્યોર્જ, જ્યોર્જ' એમ તે પોતાની માળાના મણકા ખેચતી બરાડવા લાગી. આ શી આફત !' કહેતી તે ગરીબડુ અને દયામણુ પ્રાણી બની રહી અને પછી તેના નગ્ન પોતરાને બાથરૂમમા ધસડી જઈ પગમાના મોજા કાઢયા વગર જ નવડાવી નાખ્યો એ બાપડો કશો પ્રતિકાર કરવા પામે એ પહેલા જ ગર્જના સાથે ફરી વીજળી થઈ અને મકાનની લક્કડિયા દીવાલો ધ્રુજી ઊઠી, મકાન પણ ધ્રૂજી ઊઠયુ.

'બચાવો, રક્ષણ કરો, હજુ જ્યોર્જ કેમ ન આવ્યો ?' કહેતી બ્રોફીબ્નર્ આક્રદ કરવા લાગી, એણે પોતાને એક પડખે નાનકડા એન્ડ્રુને ઊચકયો હતો અને આવી આવી જ દોડીને તે ભોજનખણ્ડમાના કથ્થઈ રગની જાજમ પર મૂકેલા કોઇ પ્રાણીના નહોરદાર પગ જેવા પાયાવાળા મેહોગનીના ટેબલ નીચે ભરાઈ ગઈ, ત્યાથી નીકળીને વીજ-કડાકાથી બચવા સારુ ખડમા લટકતા રુવાટીદાર પડદાઓની પાછે ભરાઇ અને છેલ્લે ત્યાથી નીકળીને રસોડામા જઈ ભરાઇ 'આફત ! આફત ! ભગવાન કોપ્યા લાગે છે' હજુય તે ચીખ્યે જતી હતી ઠણ્ડા પડી ગયેલા ભોયના પથ્થર પર ઈડાના ટીનની પડખે ઘૂટણિયે પડેલી તે કોઈક મસાલો ભરેલા પ્રાણી શી દેખાતી હતી પછી જોરથી નાક

ફુલાવ્યુ, આસુથી ખરડાયેલું તે મીણબત્તીના ઓગળતા જતા છેડા જેવુ લાગતુ હતુ. 'દુષ્ટો પર ઈશ્વરનો કોપ ઊતરો. પૃથ્વી ઉપર દુષ્ટો પર ઇશ્વરનોકોપ ઊતરો' ફરી વાર વૃદ્ધ બાઈ ચીખી. પણ આખરે વીજકડાકાએ ઍનીના આત્માને કસોટી માટે દૂરની ટેકરીઓ તરફ ધકેલી દીધો દુ.ખના ઘૂટણ સાથે જ્યારે તે ભાનમા આવી ત્યારે સાફ કરવી રહી ગયેલી કોઈક વસ્તુ તેની નજરે પડી–તે હતી તૂટેલી ડિશમા સપૂર્ણપણે સલામત રહેલા મરવાની આછી પીળી અને છાયારૂપ આકૃતિ યુક્રિમિયાએ ડોરબેલ રણકાવ્યો ત્યારે એણે જ્યા મૂકયો હતો ત્યા જ એ અત્યારે પણ હેમખેમ હતો. 'ઍન્ડુ, મારા હૃદય અને આત્મા પર ઈશ્વરના આશીર્વાદ ઊતરો'

માત્ર કુક્કુટના દર્શને જ નહિ પણ શ્રૂજતા પોતરાએ ખાધેલી છીંકના ધ્વનિએ પણ શ્રીમતી બ્રોકીબર્નને પાછી વાસ્તવભૂમિ પર આણી. 'તારા મકાઈ અને અજીર, ઍન્ડુ' કહેતી બરણી લેવા આવેલી અને બાળકે જ્યારે તેના દેહ અને આત્માના કલ્યાણ માટે ખાવાનુ પૂરું કર્યું ત્યારે શ્રીમતી બ્રોકીબર્ને તેને બિછાનામા ઓઢાડી પોઢાડી દબૂરી દીધો અને દીવોયે રાણો કરી દીધો અને ગણગણી 'શુભસ્વપ્નો.' આટલુ કહી ભયાનક અધકારમા તેને એકલો છોડી પીછા ઉખાડેલ કુકડાને રાધવા પાછી ફરી

'તારા સમ બાઈ, કશુક બળતું-ભુજાતુ હોવાની વાસ ઘરમાની આવે છે' વાવાઝોડા બાદ પાછા ફરેલા જ્યોર્જ બ્રોકીબર્ને ઘરમા પગ મૂકતા કહ્યું



[ Helen Shaw ના 'The Gypsies' નામના ટૂકી વાર્તાના સગ્રહમાની 'Singeing the Cockerel' વાર્તાનો અનુવાદ ]
તા' ૨૬ સપ્ટે '૮૦

## તદ્રારોહણ / પ્રાણજીવન મહેતા

પછી ઊંઘ આવી નહીં. લગભગ આખી રાત એમ જ પડખાં ઘસતા પસાર થઇ જશે એમ લાગ્યા કરે છે ઊંઘ ઊડી જવાનુ કારણ સમજાયુ નહી આખી રાત જાગતો જ પડ્યો રહીશ પથારીમા કે શુ એવુ થયા કરે છે. હમણાનુ આવું ક્યારેક ક્યારેક થયા કરે છે પણ ઊંઘ ઊડી જવાનુ કારણ સમજાતું નથી.

કોઇ સ્વપ્ન આવે પછી એકાએક ઊંઘ ઊડી જાય એવું બનતું નથી. હમણાના તો સ્વપ્ન પણ આવતા હોય એવુ યાદ નથી અથવા તદ્રામાં પડયો હોઉ અને સ્વપ્ન જેવું કશુ ભાળ્યુ હોય પડયા પડયાં કે પછી ઊંઘ ઊડી ગઈ હોય એવુ ય યાદ નથી ઊંઘ આવે તો સ્વપ્નાં આવે. પણ જ્યા ઊંઘ જ નથી આવતી ત્યા – કદાચ સ્વપ્ના યાદ પણ ન આવતાં હોય ઊંઘ ઊડી ગયા પછી. પછી ઊંઘ આવી જ નથી એવું વિચારતો બેઠો રહ્યો હોઉ.

ઘરમા કોઇ નથી. માત્ર અંધારુ છે ચારે કોર. ઊંઘ ઊડી ગઇ છે આખો ચકળવકળ ઘુમ્યા કરે છે પથારીમાં પડયો પડયો ઉપરની છતને તાકી રહ્યો છુ આછા અંધકારમા કશું સ્પષ્ટ દૃષ્ટિગોચર થતુ નથી છતા આમથી તેમ નજર ફર્યા કરે છે. સીલીંગ પર ફરતા ફેનનો, બંધિયાર વલોવાતી હવાનો અવાજ કાને એકધારો અફડાયા કરે છે. સીલીંગમા કયાક કયાક પ્લાસ્ટર ઉખડી ગયું છે તેથી આછા ઘેરા અંધારામા ચિત્રવિચિત્ર આકૃતિઓ સર્જાતી જતી હોય એવો ભાસ થયા કરે છે. જેવી કલ્પના કરું તેવા આકાર આ આકૃતિઓ ધારણ કરે છે. આ રમત રમવાની મઝા પડે છે. ઊંઘ તો આવતી નથી ઘરમા કોઈ નથી એ વાત સાચી પણ હુ અને આ અંધકાર પથારીમા પડયા પડયા આખમિંચામણીની રમત-રમતા હોઈએ એવુ લાગે છે. કયારેક પેલા છત પરના આકારો મનગમતા લાગે છે. કયારેક એ જ આકારો વિચિત્ર આકૃતિ ધારણ કરી લે છે એ જોઈ છળી મરવા જેવુ થાય

છે પાછુ સમાન થતા સ્વસ્થ થઈ જવાય છે. આમ રમત ચાલ્યા કરે છે

ત્યા એકાએક નજર છત પર ચોંટી ગઈ હોય તેવુ થયુ. શારડીની માફક 'નજર છતને વીંધતી' જતી લાગી. છતમાથી ખરતી જતી કરચોવી, રેતી, સિમેન્ટની રજકણથી હુ ધીને ધીમે દટાતો જતો હોઉં એમ લાગ્યુ નજરે તો છતમા છેદ પાડતી પાડતી એક છત વીંધીને સામે પાર પહોચી ગઈ સામે દેખાય આ મસમોટુ આકાશ, ખાલી ખાલી માત્ર આકાશ બીજુ કશુ નહીં આકાશમા માત્ર ઠેર ઠેર તારાઓ ઝગમગ ઝગમગ ચમકે વાદળ જેવુ કાંઈ નહીં હુ અહીં પથારીમા છત પરથી ખરી પડેલ માટીચૂના સિમેન્ટના આછા પાતળા થર હેઠળ દટાઈ ચૂકયો છુ પડખુ ફરવાની ઈચ્છા થાય છે પથારીમા પણ હવે આ ઉપર ખડકાયેલ ભારને લીધે પડખુ ફરવુ અશક્ય લાગે છે. આસપાસ ખુલ્લા હાથ લબાવુ છુ તો હાથમા કશુ આવતુ નથી હથેળીને સ્પર્શ થાય છે નજીકની ભીંતનો. પાછુ ભય જેવુ સળવળે છે. થાય છે આ ભીત આટલી નજીક ક્યાથી સરકી આવી મારી નજીક ? પણ સમજાતુ નથી ઊભા થઈ અજવાળુ કરી ભીંતને જોઈ લેવાની ઈચ્છા થાય છે, પણ વ્યર્થ પડખુ ફેરવી શકાતુ નથી પથારીમા પડયા પડયા, ત્યા ઊભા થઈ અજવાળુ કરવુ એ તો તદ્દન અશક્ય લાગ્યુ ફરી હાથ લબાવી નજીક લાગતી ભીંત પર હથેળી ફેરવી અને થયેલી શકાનુ સમાધાન કરી લેવાનો પ્રયત્ન કર્યો. હા, આ ભીત જ છે. હુ હથેળી પસરાવતો ગયો, પસરાવતો ગયો. મને થયુ આ મારી હથેળી નજીક સરકી આવેલ ભીંતને કેના કૂતુહલથી જોઈ તપાસી જાણી રહી છે કયાક સિમેન્ટ–ચૂનાના થર ઉખડી ગયેલ ત્યા ઈંટનો સ્પર્શ થતા થયુ આ ખજૂરાહો શિલ્પ જેવુ છે. આગળિયો ત્યા ક્યાય સુધી ફરતી રહી, બસ ફરતી રહી. કયારેક ઈંટ પરના અણિયાળા ડાઘને ભાગ આગળાને સ્પર્શી જતા આગળા હથેળી સમેત એકદમ ખચાઈ ફર ભીંતને બીજે છેડે જઈ અફડાયા આ અફડાટના અવાજથી

ઘરમા પડઘો ઘૂમી વળ્યો. મને થયુ , હુ 'આ પડઘાના વલયમાં પથારીમા પડયા પડયો ગોળ ગોળ વલોવાયા કરુ છુ. પછડાટ ખાઈ પડી રહેલ હથેળી હવે ભીંતને ખૂણે આગળ વધતી જાય છે કયાંક અટકે છે. કશાકને સ્પર્શે છે થભે છે કયાંક ઘડીવાર અને પાછી ગરોળીની માફક 'કશુ ક સૂઘતી કશાકને ગ્રહતી આગળ વધે છે ભીતને એક ખૂણે આવીને અટકે છે. આગળીઓ કશાકને સ્પર્શે છે. અને વીજળીનો કરન્ટ લાગે તેમ પાછી હટી જાય છે પાછી કુતૂહલથી આગળ વધી એને જ સ્પર્શે છે કરોળિયાનુ મસમોટુ જાળુ ત્યા પથરાયલુ હતું એમા આગળિઓ ધીરે ધીરે ભેરવાતી જાય છે. પછી તો હથેળી પણ તેમા ધીમેકથી ગરકાવ થઈ જાય છે થોડીવારે છટકવાને છટપટાવ થાય છે. હથેળી આખી એમા સપડાઇ જાય છે. મધ્યમા કયાક બેઠેલો કરોળિયો હજુ સુધી શાત બેઠો હતો એ ધીમેથી આગળ વધે છે આગળીને સ્પર્શી કશુ ક ડખે છે ધીમે ધીમે આગળીઓ નિશ્ચેત ત્યા પડી રહે છે. હથેળી સૂકા પાદડાની જેમ ફફડતી ત્યા જ સ્થિર થઇ કાંડેથી લબડી રહી હોય તેવુ લાગે છે. આ છટપટાવ અને છટકવાની મથામણમા જાળાના કેટલાય તાંતણા તૂટી વેરવિખેર થઇ ગયા. થોડા મારા શરીર ફરતે વીંટળાઈ ગયા એવો આભાસ થયા કરે છે.

ગળામા શોષ પડે છે. પાણી પીવાની તીવ્ર ઇચ્છા થાય છે પણ ઊભા કેમ કરીને થવાય એ મોટો પ્રશ્ન છે રેત મટોડાના થર હેઠળ પથારીમા દટાઈ ચૂકયો છુ; પડખુ ફેરવી શકાતુ નથી ઉપરથી પાછા કરોળિયાના જાળાના તાતણા પથારી ફરતે ઉપર નીચે મને વીટળાઈ વળ્યા ગળામા એકઠુ થયેલુ થૂક ગળી જવાય છે મોમાથી ગળામા થૂક ઊડે ઊતારી દઉં છુ. કશુ ક ગળામા ઊડે ઊતરી ગયુ એનો અવાજ મને સભળાય છે આવો અવાજ ધ્યાનપૂર્વક કોઈ દિવસ સાભળેલો નહીં ફરીથી મોમા એકઠુ થયેલ થૂક પાછુ ગળાની અંદર ઉતારુ છુ. પાછો એવો જ અવાજ સંભળાય છે અદર પાછી ગભરામણ થતી હોય એમ શ્વાસ ઝડપથી ચાલવા લાગે છે. થાય છે આવો અવાજ તો

અગાઉ કદી સાંભળેલો જ નહીં. તરસ ખૂબ જ લાગી છે અને વારે વારે થૂંક ગળાની અંદર ઊતરતું જાય છે. અવાજ મોટો ને મોટો થતો જતો હોય એમ લાગ્યા કરે છે. કોઈ કાળો મોટો ભમરો કાનની નજીક બેસી અવાજ કરી કરીને કશું કોરતો-કોતરતો કાનની અંદર હમણાં ઊંડે ઊતરી જશે. કર્ણ-મૂળને કોલીને ખાઈ જશે ઘડીકમાં. પછી પાંખો ઊડી જશે કાનમાંથી બહાર નીકળી દૂર દૂર. હું પથારીમાં પડ્યો પડ્યો પાંખું ય નથી ફેરવી શકતો ક્યારનો. ગળામાં પડતો શોષ ધીમે ધીમે ઓછો થતો ગયો. થૂંક બધું ગળામાં ઊંડે ઠેઠ હેઠે ઊતરી ચૂક્યું. કાનની ભીતર લાગે ભમતો ભમરો બધું કોલી ફાડીને ક્યાંક ઊડી ગયો.

હું પથારીમાં એમ જ પડ્યો છું નિસ્તબ્ધ. ઊંઘ તો ક્યારની ય ઊડી ગઈ છે. ચાર ભીંતની વચ્ચે આખો ઘેરો અંધકાર છે. પહેલાં જેવો જ. શ્વાસોચ્છ્વાસ ધીમી ગતિએ ચાલ્યા કરે છે—અટક્યા વગર. અંધકારમાં અચેત જેવો પથારીમાં પડ્યો છું. પથારીમાં પડ્યા પડ્યા કોની સાથે બોલવું એમ થયા કરે છે. બોલવું ય શું? ઊંઘમાં કદાચ ક્યારે બબડી લેતો હોઈશ. જાગતાં બહુ ઓછું બોલવાનું બને. ક્યારેક એવું ય બને, હું બોલ્યો હોઉં તે મને પણ ભાગ્યે જ સંભળાયું હોય. ઊંઘમાં કદાચ એમ નહીં થતું હોય. બબડ્યો હોઈશ કે કશું અમથું બોલ્યો હોઈશ ક્યારેક તો. આ સાવ નજીક ઊભેલી ભીંતો સિવાય અહીં સાંભળનાર પણ કોણ છે? ભીંતોને ક્યારેક ઢંઢોળી પૂછ્યું હોય તો કદાચ મારા બોલવાનો અર્થ મળી આવે. હમણાં જ થાય છે, લાવ ભીંતોને ઢંઢોળી પૂછી લઉં. મારા બધા બબડાટનો અર્થ. પણ વ્યર્થ. થયું, આ ભીંતોના પોપડા ખરશે થોડા વધુ. એમાંથી અરથ તારવતાં બીજું બધું ચળાઈ જાય. બચશે થોડા કાંકરા કે જાડી રેત. અથવા તો આ ખરી ગયેલ પોપડાના સ્થાને ક્યારેક લીલ જેવું ઊગી જશે. એની ફૂગમાં ક્યાંક હું બોલ્યો હોઈશ બબડ્યો હોઈશ ઊંઘમાં કે જાગતાં તે બધું ઢંકાઈને પડ્યું રહેશે ત્યાં ને ત્યાં. ઊંઘ નથી આવતી. આ ગાઢા ઘેના જેવું શું

ખખડવા બેઠો અહીં પડચો પડચો એવુ બોલવા જઉ કે જીભના લોચા વળવા લાગ્યા. જીભ ઉપર શુ અત્યારથી જ લીલ બાઝી ગઇ ? હું આગળ કશુ બોલવા બબડવા મથુ તો અવાજ ગળાની અંદર ઘૂંટાય, વલોવાય ફર્યા કરે અંદર જ. બહાર ન આવે કશુ. જીભની ટોચે લોચો વળી પાછુ થૂંક ભેગુ ભળી જઈ ગળાની અંદર ઊતરી જાય. ઊંડે.

ઊંઘ આવતી નથી આ પરિસ્થિતિમા ગૂંગળામણ વધવા લાગી. પથારીમા પડખુય ફેરવી શકાતુ નથી. પીઠના હાડકા આમ જ પડયા પડયા ઓગળી જાશે બન્ને પગ કોઈએ ખીલા ઠોકી સ્થિર બધિર કરી દીધા હોય તેમ લંબાઈને પડયા છે છાતીની પાસળીઓ, ઉપર ખડકાયેલ ચૂના–સિમેન્ટ–માટીના થરના ભારને કારણે અવળસવળ થઇ ગઈ કે શુ એ ય પૂરું સમજી શકાતુ નથી. શ્વસોશ્વાસ તો ધીમે ધીમે ચાલ્યા જ કરે છે. એકધારો. અટકયા વિના આ કરોળિયાના જાળાના તાતણા શરીરની ચારેકોર વીંટળાઈને વળગી પડયા છે એની ભીંસ પણ વધતી જતી લાગે. અંદર મૂંઝારો થયા કરે છે કયારનો. ઊંઘનુ તો નામ–નિશાન નથી પાણી તરસ લાગી. ગળામા પાછો શોષ પડે છે. વધતો જાય છે. અધૂરામા ઓછુ હોય એમ પાછી આ હેડકી ઊપડી. એકાએક, હેડકી વધતી જ ચાલી. વધતી જ. આ હેડકી. અંદર ગભરામણ વધતી ચાલે છે. કપાળ ઉપર લાગ્યુ પ્રસ્વેદબિંદુ જામતા અને નજીક પડેલ ઓશિકે ટપકી પડતા આમ ને આમ કયાક કપાળ પ્રસ્વેદબિંદુમા ઓગળી જાશે થોડી ક્ષણોમા એવો ભય પેઠો. ભય ગભરામણ હેડકી બધુ વધતું જાય છે કાળકા સામે ગરબે રાસ ગવાતા હોય એમ અંદર બધુ ઘૂમ્યા કરે છે, જીવ કયાક છાતીની અવળ–સવળ થઈ ગયેલ કોઇ પાસળી ઝાલી ટકી રહેવા મથી રહ્યો હોય તેમ થાય. ઘડીકમા આ હેડકી ઊપડી એકાએક એની ભેગુ આ પથારા સામે પડયા રહેવા અંધકારમા ઝબકીને ઊડી જતુ કંઈક–એ એ શુ ? એ. શુ ? શુ હશે એ ? ◻

## તદ્ભવ બૉસ / રતિલાલ 'અનિલ'

**મેટ્રિકની** પરીક્ષા આપવા મુંબઈ જવું પડતું ત્યારના એ મેટ્રિક-પાસ છે એટલે અંગ્રેજી સારી પેઠે જાણે છે અને આખો દિવસ એમને અંગ્રેજી ભાષા સાથે જ કામ રહે છે અંગ્રેજી કંપની સ્ટાઈલની વ્યવસ્થાના મૂગા પ્રશંસક પણ હોવા છતાં એમનામાં અંગ્રેજિયત નથી! અંગ્રેજો ભારતમાં આવ્યા તે પહેલાં અહીં એકે ઑફિસ નહોતી પણ એમના ગયા પછી ઑફિસો જ ઑફિસો છે, તેમાંની ઑફિસમાં તેઓ ખૂબ જ નમ્ર હોવાથી બિનસત્તાવાર બૉસ છે

ભારતીય હોવાથી એમને પોતાની સ્વતંત્ર કૅબિનની જરૂર જ નથી! સામૂહિક નેતાગીરીના જરાયે પક્ષકાર નથી, પરંતુ સહકાર્યકરોના વડા રૂપે સૌની સાથે પણ એકડાની જેમ ઑફિસમાં મોખરે ગોઠવાનું 'ઠીક' માને છે એમની લાઈનના એમના દરજ્જાના માણસો કૅબિનમાં બેસવામાં મોટે ભાગે પોઝીશન અને ગૌણ અંશે રાહત અનુભવે છે, પણ એમનાથી સહકર્મચારીઓ પર સીધી નજર રાખી શકાતી નથી

એ ભવ્યસ્થાન તેઓ જોઈ શક્યા હોવાથી કેબિનકેદ એમણે ઠીક ગણી નથી.

એમના વ્યક્તિત્વ અને કર્મકાણ્ડનુ અભ્યાસપૂર્ણ નિરીક્ષણ કર્યા પછી ઑફિસ લાઈફના નાયક-નાયિકાના પાત્રોવાળી નવલિકા લખી શકાય એમ નથી. તેમને પ્રેમમા રસ નહી હોય એમ તો કેમ કહીએ ? પણ પ્રેમ તેમને બંધનકર્તા નથી ! પ્રેમને પણ તેઓ 'ઠીક' જ ગણતા હશે !

શુ તેઓ રોમેન્ટિક નથી ? રોમેન્ટિક માણસ કદી 'ઠીક' નથી હોતો એ અર્થમા એઓને રોમેન્ટિક ન કહીએ પ્રેમમા ચોકસાઇ અને પ્રમાણભાન રહેતા નથી – અને બૉસમા એ ગુણો તો અવશ્ય હોવા જ જોઇએ. પ્રેમ એક અવ્યવસ્થાપૂર્ણ વ્યવસ્થા છે. બૉસપ્રકૃતિનો માણસ 'આ કેટલા દિવસ ચાલશે ?' એવી શંકાથી જ પ્રેમને જુએ

ઑફિસના પાત્રો પરથી વાર્તા લખવા માટે કયા તો લેખકે સમાજવાદી હોવુ જોઈએ, કયા તો રોમેન્ટિક ( વાર્તા લખતી વખતે ). બૉસ કયા તો શોષણ કરે, કયા તો મહિલા સેક્રેટરી સાથે મીઠા સમ્બન્ધ રાખે, તેમની કૅબિનમા વાર વાર આવ જા કરે-તો વાર્તા રચાય ! આમણે તો કૅબિન જ ન રાખીને વાર્તાના પ્લૉટની કરોડરજ્જુ જ દૂર કરી નાખી છે,અને શોષણ ? ના રે ના, એ તો કામ કરવા અને બરાબર કામ લેવામા સકુશળ છે ઑફિસમા છોકરીઓ છુટક છુટક કામ કરી ગઈ છે અને કરે છે, પણ એઓ છોકરીઓ પર નહીં, એમના કામ પર જ નજર રાખે છે !

એઓ પ્રેમમા રસ નથી લઈ શકતા એમ કહીને એમને અન્યાય ન કરીએ. ઑફિસમા કુવારા છોકરા 'ઠીક' સખ્યામા છે, તેઓ કદાચ બૉસ ન હોવાથી પ્રેમમા રસ લેવાનુ સહજ માનતા હશે એમના પ્રકરણોમા તટસ્થભાવે ઠીક ઠીક રસ લેવો એ પણ ઑફિસકાર્યની જ

એક જવાબદાર ગણાય, કારણ કે પ્રેમમાં જે અવ્યવસ્થા આણવાનો અવગુણ છે તે ઑફિસવર્કમાં ન પ્રવેશે એ ખાસ જોવું જ જોઈએ !

એઓ નવલકથા વાંચે છે પણ નાટકશૈલીની હોય તે વધારે પસંદ કરે છે અને નવલકથાના નાયક-નાયિકા પ્રેમ સિવાય ક્યારેક તો બીજું કંઈ જ કરી શકતા નથી, એમને બીજું ઘણું બધું કરવું પડે કે અનાયાસ થઈ જાય તે પણ પ્રેમ કરવાને કારણે જ ! આમ, એમને પ્રેમરસ એ પ્રકારનો રસ છે

સમાજના મધ્યમ વર્ગમાં બનતા પ્રેમકરણો પ્રતિ એમનો મનોભાવ 'ઠીક, એવું તો બન્યા કરે' એવો છે એમાં તટસ્થતા કે ઉદાસીનતા નથી માલિકના શેરાને કેટલું મહત્ત્વ આપવું અને કર્મચારીની ફરિયાદને કેટલું મહત્ત્વ આપવું, એમાં જે યોગ્યતાભાન રહેલું છે તે જ આમાં પણ રહેલું સમજી એ ! હા, કોઈ રાજકુટુંબમાં પ્રેમપ્રકરણ બને પછી તે બ્રિટિશ રાજકુટુંબ કેમ ન હોય, તેમાં અને 'મોટા ખોરડા' કે ઊંચા કુલીન ઘરાનામાં પ્રેમપ્રકરણ બને તો ઠાવકી રસિકતાથી એનો રસાસ્વાદ લે એટલું જ નહીં ઑફિસના કામમાં વિલંબ ન થાય એવા સમયે સહકર્મચારીઓને રસાસ્વાદ કરાવે પણ ખરા 'આ' કંઈ એમનો પક્ષપાત ન ગણાય મોમીન ભાઈનો ઈલિયાસ બકરીનું દૂધ પીએ છે; પણ તેમાં કોને રસ છે? ગાંધીજી બકરીનું દૂધ પીતા હતા એમાં તો હજી તમામ આશ્રમવાસીઓ રસ લે છે ! મધ્યમ વર્ગના છોકરા-છોકરી પ્રેમ કરે એ ઠીક હવે સમજ્યા, પણ ઊંચી હવેલી કે રાજમહેલમાં રોમૅન્ટિક ઘટના બને એમાં 'ક્વૉલિટી' હોય છે, અને એમનું લક્ષણ પસંદગી પરથી જ પ્રગટ થાય ને !

૧૬ એમને ખાસ કહેતા સંકોચ થાય એવું યે એમનામાં ઘણું છે પટાવાળાની દરમ્યાનગીરી તેઓ પહેલી તારીખે, પહેલા તેમને અને તે પછી દરેક જનાર એક પછી એક એમ સૌને ટેબલ પર કવર રૂપે પગાર

આપી જાય, એથી વધારે બહુ તો પોતાની સિગારેટ લાવે એટલા જ હોવા વિશે તેઓ 'ચોક્કસ' છે.

ચોક્કસ રહેવું અને ચોક્કસ રાખવા એ ગુણ વળી એમને બૉસના માનાર્હ સ્થાને પણ સ્થાપે છે! આમ એમનું વ્યક્તિત્વ રસ પડે એવું આકર્ષક છે. મૌલિક અને અજોડ અરસિકતા જેવું બીજું કશું ભાગ્યે જ આકર્ષક હોઈ શકે!

'ગાંધીજી બધું કામ હાથે કરતા' એમ કહેવું ખોટું છે, કારણ કે તેઓ ચરણ વડે જ ચાલતા હતા. એ ન્યાયે બધું જ કામ તેઓ કરે છે એટલો બધો અન્યાય એમને ન કરીએ કેટલુંક અણસારથી, કેટલુંક ખોંખારાથી, કેટલુંક અણધાર્યા મૌનથી, કેટલુંક આકસ્મિક ઝડપી ચાલથી, અને ક્યારેક બધું જ કામ માંદગીનાં પ્રગટ લક્ષણ દ્વારા સૌ પાસેથી લઈ શકે છે. અલબત્ત, માંદગીનાં લક્ષણ જ પૂરતાં હોવાથી તેઓ કદી યે 'માંદગી' પ્રગટ કરતા નથી! રવિવારે પણ તેઓ સ્વસ્થતાપૂર્વક ઑફિસે આવે અને નિયમ પ્રમાણે ચા પીએ અને હાજર હોય તેને અડધો કપ પોતે આપે! આમ સંયમી આત્મીયતા પણ પણ એમનામાં ખરી જ. 'સજ્જનતા' જાળવવી એ બૉસનું અનિવાર્ય લક્ષણ ગણાય

ચહેરો જરાયે કડક નથી અને નમણો યે નથી, લાલઘૂમ પણ નથી, શ્યામ સુંદર પણ નથી. બૉસનો ચહેરો વુડકટ પેન્ટીંગમાં જ વેધકપણે પ્રગટ થાય એ નિયમથી એમનો ચહેરો પર છે, તો આરસ-પહાણની મૂર્તિમાં કંડારવો ય શક્ય નથી ચહેરે ભાવ 'ઠીક'નો, અભાવ જેવું કશું જ નથી! કોઈ જ, સંપૂર્ણ નથી એવા સ્પષ્ટ અભિપ્રાયમાં 'બૉસ'નું પૂર્ણપણું પ્રગટ થાય એવી વિલક્ષણ સિદ્ધિ એમને 'વરેલી છે' એમ કહીએ તો એઓ રોમેન્ટિક ઠરે, અને રોમેન્ટિક હંમેશ અવ્યવસ્થિત હોય છે, એટલે 'આત્મસાત' કરી છે. એમ જ કહીએ.

મળતાવડા ખરા ? હા પોતાના ટેબલ સુધી કોઈને બોલાવવા કરતાં તેમના ટેબલ પાસે જવા જેટલા ! દસેક મિનિટના 'આરામ પિરિયડ'મા બૉસ કક્ષાના ગૃહસ્થ કરી નાખે એવો વિનોદ કરે, સિગારેટના કસ ખેંચે, મોંઘામા મોંઘી સિગારેટની પસંદગીનો બૉસગુણ એમણે અનુપણ જાળવી રાખ્યો છે આથી બૉસની ઈમેજ જળવાય એટલે જળવાય જ !

એમની કક્ષાના હમપેશા સમોવડિયા મળવા આવે ત્યારે એ અચૂક 'માણસ' રૂપે સહજપણે પ્રગટ થાય, પણ આપેલી સમયમર્યાદાની છેલ્લી મિનિટે તો તેઓ રૂટીન પોઝીશનમા ચોક્કસપણે આવી જ જાય ! ચોકસાઈ એટલે ચોકસાઈ—એમા કવિતાઈનુ કામ નહીં

શરૂઆતે જ બૉસપદે આવેલામા જે આકર્ષક અકડતા હોય છે તે ક્રમે ક્રમે ફરતી ચેર પર પહોંચેલાના મુખારવિંદે નથી હોતી અને ત્યા બેઠા પછી એવી આકર્ષક અકડતા, કાષ્ઠરેખાનો પ્રભાવ આણવા જતા દેખાવે નાટક, પણ રસસિદ્ધિએ પ્રહસન જ થાય છે

એમને તત્સમ નહીં, પણ 'તદ્ભવ બૉસ' કહીએ. આમ છતા એમની સરખામણી કોઈની યે સાથે ન કરી શકાય એટલા એ મૌલિક પણ છે અમુક જ પ્રકારની ચોકસાઈપૂર્વક કેળવેલી નિરસતા સાચે જ મૌલિક હોય છે. વિનસનો ભાગેલો હાથ અનન્ય હોય તો કેટલીક ખંડિત મનુષ્યના યે અનન્ય જ ને ? જાત પરનો કાબૂ એ પણ બૉસિંગ નથી ? ભારતીય દર્શન આવા બૉસિંગ પર જ રચાયેલુ છે !

અર્જુન સૌરાષ્ટ્રના જનપદમા જઈને 'અરજણ' થઈ ગયો, બ્રિટીશ કંપનીમાંથી આવેલો તત્સમ બૉસ ભારતની વિવિધ ઑફિસોમા અનેક તદ્ભવ રૂપે પ્રગટ થયો એ તદ્ભવ રૂપોનો અભ્યાસ બહુ રસિક નીવડે એવો છે અશ્રેષ્ઠ ધોરણની ઑફિસમા 'બૉસ'નો ઉચ્ચાર જ સહેજ બદલાય છે, પણ દેશી સ્વભાવ અને સ્વરૂપના માલિકની ઑફિસમા પહોંચતા ધ્વનિ અને બોધ પણ બદલાય છે. હવે કાસાનો ઘટ વગડે જ છે જ ક્યાં ! 

# બે નવલકથાઓ

## ૧. મનનુ કારણ ૨. બાકી રાત —વિજય શાસ્ત્રી

વાંચ્યા પછી સામે રાખ્યા વગર જેને વિશે લખી શકાય એવી નવલકથાઓ બહુ ઓછી હોય છે. યોગાનુયોગે જયવ ત દળવીકૃત મરાઠી નવલકથા 'અથાગ' નો જયા મહેતાએ 'મનનુ કારણ' નામે કરેલો અનુવાદ અને ચન્દ્રકાન્ત બક્ષીકૃત 'બાકી રાત' સાથે સાથે વાચવામા આવી ગઈ. કોઈકે (બનતા સુધી ટૉમસ હાર્ડીએ) કહેલુ કે 'A Novel is an Impression, not an argeement" એ વાત આ બ ને કૃતિઓને વાચના યાદ આવી. બ ને કૃતિઓ આધુનિક જગતમા માનવ-પ્રેમની અને માનવઅસ્તિત્વની વિડમ્બના આલેખે છે. માનવજીવનની કરુણતાનુ આલેખન બ ને કૃતિઓનુ લક્ષ્ય છે. નગરજીવનની વિગતો, નગરજીવનના વ્યવહારો અને નગરજીવનના માનવસ બધો બ ને કૃતિઓમાં આવે છે. 'સ વાદો, વર્ણનો અને નિરૂપણમા વરતાની નાટ્યાત્મકતા પણ બ નેના લેખકોની વિલક્ષણતાઓ બતાવે છે.

'મનનું કારણ' આમ છતાં વધુ પ્રભાવિક લાગે છે નિરૂપણમાં ક્યાંય શિથિલતા નથી નવલકથા હોવા છતાં તેમાં ગદ્યની એક પ્રકારની ચુસ્તીનો અનુભવ થાય છે, ક્યાંય પણ એકેય વાક્ય, એકે પ્રસંગ, એકે વર્ણન બિનજરૂરી નથી જે કંઈ છે તે બધું જ સાભિપ્રાય છે, લેખકને અભિપ્રેત મર્મને વધુ પુષ્ટ કરનારું છે.

કૃતિનો નાયક દિગમ્બર સબનીસ એક વીમા એજન્ટ છે. તેને સ્ત્રીઓ પ્રત્યે જાતીય આકર્ષણ છે. અમુક પ્રકારની (ખાસ કરીને માંસલ શરીરવાળી) સ્ત્રીઓ પ્રત્યે તેને વધુ આકર્ષણ છે. સુમી નામની એક સ્ત્રી સાથે લગ્ન પૂર્વે તેને સંબંધ છે પણ તેની સાથે તે લગ્ન કરતો નથી કેમકે આ દિગમ્બરને ગાંડો ભાઈ છે, વિધવા કાકી છે બીમાર મા છે, આ બધાને સાચવવાના છે એ કામ સુમીની સાથે લગ્ન કરતા થઈ શકે એમ નથી, કેમકે સુમી વૈભવશાળી કુટુંબમાં ઉછરેલી છોકરી છે આની બધી જવાબદારીઓ તે નિભાવી શકે તેમ નથી. આમ દિગમ્બર પ્રેમવિફળતામાં જીવે છે તેનું લગ્ન ઘરરખુ એવી ચંપૂ સાથે થાય છે ને ચંપૂ સાથેની તેની સુહાગ રાતની ક્ષણે જ તેનો નાનો ભાઈ વસંત ગાંડપણના અતિરેકમાં ચીસાચીસ કરી મૂકે છે ને દિગમ્બરની એ મધુર રાત્રિ ચૂંથાઈ જાય છે. વસંત ચંપૂનો દિયર છે પણ ઘરરખુ હોવા છતાં ચંપૂ એને નભાવી શકતી નથી. એને મેન્ટલ હૉસ્પિટલમાં મૂકી આવવા આગ્રહ કરે છે ત્યારે દિગમ્બર કહે છે

**"વસંત તેનો કોણ? દિયર. બધું બરાબર હોય તો દિયર. ત્રાસ થાય, તો કોઈ જ નહીં."**

(મનનું કારણ' પૃ. ૭૯)

માનવસંબંધોની વિડંબના અહીં લેખકે વેધક કટાક્ષ દ્વારા ઉપસાવી છે. વસંત ચંપૂનો દિયર ખરો પણ તે ક્યારે? તે **સાજોસમો હોય, બરાબર હોય તો.** આ 'તો' મહત્ત્વનો છે. સંબંધો, સગપણો બધું

બરાબર હોય "તો" જ ટકાવવામા મોટા ભાગના લોકોને રસ હોય છે, બધા સંબંધો, સગપણો શરત જ હોય છે. ક્યાય કશુ અણગમતુ હોય, કોઈનો સ્વભાવ, કોઈની માગણીઓ તો કટ ! ખૂચતા સબંધોને કોણ ટકાવી રાખે ? ચપૂર્નું પાત્ર આમ માનવસબંધોમા પ્રવર્તતી વિડમ્બનાને ધાર આપે છે.

કૃતિનું નામ છે. "મનનુ કારણ" આ શીર્ષકની સાર્થકતા ઘનશ્યામ અને સુમીના દાંપત્ય જીવન દ્વારા સમજાય છે ઘનશ્યામ તંદુરસ્ત છે દેખાવડો છે, પૈસાદાર છે, એક સ્ત્રીને જે બધુ જોઇએ તે બધુ જ તેની પાસે છે, છતા-છતા તેની પત્ની સુમી એવુ બોહેમિયન પ્રકારનુ વ્યક્તિત્વ ધરાવતા રહેમાન નામના માણસના પ્રેમમા પડે છે એનુ શુ કારણ ? મનનુ કારણ ! દિગમ્બરના કાકી વિધવા છે, લગ્નની રાતે જ કાકાનુ અકસ્માતમાં અવસાન થયુ છે ને લગ્નજીવન લેશમાત્ર તેમણે ભોગવ્યુ નથી, છતા કાકાના કુટુંબમા જ તે આખી જિંદગી ગાળે છે, કેમ ? મનનુ કારણ ! દિગમ્બરનો ભાઈ વસત પ્રેમના આઘાતમા ગાડો થઇ ગયો છે, એના જીવનની કરુણતા એ છે કે એ મેડિકલ લાઇનમા જવાનો હતો પણ એને લગ્નનુ વચન આપનાર માણિકે એને અટકાવતા કહ્યુ કે "ડોકટર નહીં, ફેમિલી લાઈફ ન મળે. રાતે વેળા-કવેળાએ વિઝિટ માટે જવુ પડે એટલે વસત એન્જિનિયરીંગમા ગયો "

(મનનુ કારણ પૃ. ૧૧)

પણ એટલામા જ કોણ જાણે કેમ માણિક તેને બદલે બીજા સાથે પરણી ગઈ અને તેય ડોકટર સાથે !

બીજી બાજુ ઘનસ્યામ સુમીના દાંપત્યનો મેળ જામતો જ નથી. સુમીને છોડી ઘનસ્યામ જતો રહ્યો છે. આની જાણે સુમીને સ્વસ્થ રાખવા દિગમ્બર તેને ત્યા જાય છે અને જેની તેને સતત ઝખના રહેતી હતી તે સુમીને ચૂમવાની તેને તક મળે છે. અને તે વાડો વળીને ઊવતી

'મનનુ કારણ' આમ છતાં વધુ પ્રભાવિક લાગે છે. નિરૂપણમાં ક્યાય શિથિલતા નથી નવલકથા હોવા છતા તેમા ગદ્યની એક પ્રકારની ચુસ્તીનો અનુભવ થાય છે, ક્યાય પણ એકેય વાક્ય, એકે પ્રસગ, એકે વર્ણન બિનજરૂરી નથી જે કઈ છે તે બધુ જ સાભિપ્રાય છે, લેખકને અભિપ્રેત મર્મને વધુ પુષ્ટ કરનારુ છે.

કૃતિનો નાયક દિગમ્બર સબનીસ એક વીમા એજન્ટ છે તેને સ્ત્રીઓ પ્રત્યે જાતીય આકર્ષણ છે. અમુક પ્રકારની (ખાસ કરીને માંસલ શરીરવાળી) સ્ત્રીઓ પ્રત્યે તેને વધુ આકર્ષણ છે. સુમી નામની એક સ્ત્રી સાથે લગ્ન પૂર્વે તેને સબધ છે પણ તેની સાથે તે લગ્ન કરતો નથી કેમકે આ દિગમ્બરને ગાડો ભાઈ છે, વિધવા કાકી છે બીમાર મા છે, આ બધાને સાચવવાના છે. એ કામ સુમીની સાથે લગ્ન કરતા થઈ શકે એમ નથી, કેમકે સુમી વૈભવશાળી કુટુબમા ઊછરેલી છોકરી છે આની બધી જવાબદારીઓ તે નભાવી શકે તેમ નથી. આમ દિગમ્બર પ્રેમવિફળતામા જીવે છે તેનુ લગ્ન ઘરરખુ એવી ચપૂ સાથે થાય છે ને ચપૂ સાથેની તેની સુહાગ રાતની ક્ષણે જ તેનો નાનો ભાઈ વસત ગાડપણના અતિરેકમા ચીસાચીસ કરી મૂકે છે ને દિગમ્બરની એ મધુર રાત્રિ ચૂથાઈ જાય છે. વસત ચપૂનો દિયર છે પણ ઘરરખુ હોવા છતા ચપૂ એને નભાવી શકતી નથી. એને મેન્ટલ હૉસ્પિટલમા મૂકી આવવા આગ્રહ કરે છે ત્યારે દિગમ્બર કહે છે

**"વસત તેનો કોણ? દિયર. બધુ બરાબર હોય તો દિયર. ત્રાસ થાય, તો કોઈ જ નહીં."**

(મનનુ કારણ' પૃ. ૭૯)

માનવસબધોની વિડમ્બના અહીં લેખકે વેધક કટાક્ષ દ્વારા ઉપસાવી છે. વસત ચપૂનો દિયર ખરો પણ તે ક્યારે? તે **સાજોસમો હોય, બરાબર હોય તો.** આ 'તો' મહત્ત્વનો છે. સબધો, સગપણો બધુ

બરાબર હોય "તો" જ ટકાવવામા મોટા ભાગના- લોકોને રસ હોય છે, બધા સંબધો, સગપણો શરત જ હોય છે. ક્યાય કશુ અણગમતું હોય, કોઈનો સ્વભાવ, કોઈની માગણીઓ તો કટ! ખૂચતાં સબધોને કોણ ટકાવી રાખે? ચપૂનું પાત્ર આમ માનવસબધોમાં પ્રવર્તતી વિડમ્બનાને ધાર આપે છે.

કૃતિનુ નામ છે. "મનનુ કારણ" આ શીર્ષકની સાર્થકતા ઘનશ્યામ અને સુમીના દાપત્ય જીવન દ્વારા સમજાય છે ઘનશ્યામ તંદુરસ્ત છે દેખાવડો છે, પૈસાદાર છે, એક સ્ત્રીને જે બધુ જોઇએ તે બધુ જ તેની પાસે છે, છતા-છતા તેની પત્ની સુમી એવુ બોહેમિયન-પ્રકારનુ વ્યક્તિત્વ ધરાવતા રહેમાન નામના માણસના પ્રેમમા પડે છે. એનુ શુ કારણ? મનનુ કારણ! દિગમ્બરના કાકી વિધવા છે, લગ્નની રાતે જ કાકાનુ અકસ્માતમાં અવસાન થયુ છે ને લગ્નજીવન લેશમાત્ર તેમણે ભોગવ્યુ નથી, છતા કાકાના કુટુંબમા જ તે આખી જિંદગી ગાળે છે, કેમ? મનનુ કારણ! દિગમ્બરનો ભાઈ વસત પ્રેમમા આઘાતમાં ગાડો થઇ ગયો છે, એના જીવનની કરુણતા એ છ "હું એ મેડિકન લાઇનમા જવાનો હતો પણ એને લગ્નનુ વચન આપનાર માણિકે એને અટકાવતાં કહ્યુ કે "ડૉકટર નહીં, ફેમિલી લાઈફ ન મળે. રાતે વેળા-કવેળાએ વિઝિટ માટે જવું પડે એટલે વસત એન્જિ-નિયરીગમા ગયો."

(મનનુ કારણ પૃ. ૧૧)

પણ એટલામા જ કોણ જાણે કેમ માણિક તેને બદલે બીજા સાથે પરણી ગઈ અને તેય ડૉકટર સાથે!

બીજી બાજુ ઘનશ્યામ સુમીના દાપત્યનો મેળ જામતો જ નથી. સુમીને છોડી ઘનસ્યામ જતો રહ્યો છે. આવી ક્ષણે સુમીને સ્વસ્થ રાખવા દિગમ્બર તેને ત્યા જાય છે અને જેની તેને સતત ઝખના રહેતી હતી તે સુમીને ચૂમવાની તેને તક મળે છે. અને તે વાટો વળીને ભીની

સુમીના પેટ પર ચુંબન કરે છે ને ગભરાઇને ઓરડા બહાર નીકળી ઘેર પહોચે છે. ત્યારે ચંપૂ તેને પૂછે છે,

'ઘનશ્યામભાઈ આવ્યા?'

'કોણ જાણે! કેમ?' ચંપૂની નજર મને વિચિત્ર લાગી

'તમે અત્યાર સુધી ક્યાં હતા?'

'કેમ?' મારા ચહેરા પર કાઈ ફેર પડ્યો કે શુ, કોણ જાણે!

'નરહરિ આવ્યો હતો–'

'કેમ?' (સુમી જાગતી હતી કે શુ?)

'સુમી ગઈ!'

આ સાંભળી દિગમ્બરને થાય છે–

'મે તેના પેટ પર ચુંબન કર્યું, ત્યારે તે જીવંત હતી કે મરેલી?'

(મ કો પૃ ૧૫૫)

દિગમ્બરને આ ક્ષણે રડવું આવી જાય છે પણ . ચંપૂ ગેલેરીમા ઊભી હતી મારી તરફ જ જોતી હતી. હુ એકદમ ચોર જેવો થયો. મારે રડવુ યોગ્ય નહોતુ. ચંપૂના દેખતા તો બિલકુલ યોગ્ય નહોતુ.'

(મ. કો પૃ ૧૫૫)

માણસ સબંધના બંધને કેવો બંધાયો છે કે રડી પણ શકતો નથી? અને એ જ માણસ સબંધના બંધને ચંપૂ સાથે કેવો બંધાયો છે કે ચોરની જેમ ખૂણામા જઇને રડવુ પડે છે!

રહેમાન, જેને લીધે સુમીનુ મોત થયુ છે, તેને આ ખબર આપવા દિગમ્બર ફોન જોડે છે, પણ—

"ફોન ફક્ત વાગતો રહ્યો .. ." (પૃ. ૧૫૬)

જેવા વાક્યાર્થ દ્વારા નાટ્યાત્મક રીતે રહેમાનનુ પણ મૃત્યુ સૂચવી દીધુ છે

પ્રેમ / સ્ત્રીપુરુષસંબંધ / સેક્સ જેવા સંબંધો અને તેમાં રહેલી વિડંબનાઓ, કરુણતાને વેધક રીતે રજૂ કરતી (કદાચ પશ્ચાત વાચકોના ભવા ચડાવે એવી) કૃતિના ગુજરાતી અનુવાદ બદ્દલ બે જણ અભિનંદનને પાત્ર છે એક તો પ્રકાશક! હા, પ્રકાશક. પ્રકાશકે (શિવજી આશરે) આ નવલકથા વાંચી. એમને ગમી ને અનુવાદ કરાવડાવ્યો બીજા જયા મહેતા–ખુદ અનુવાદિકાને

## ૨. બાકી રાત

બક્ષીની 'બાકી રાત' કદાચ ઘણા વખતે બક્ષીની નવલ વાંચવા લીધી એટલે કદાચ બક્ષીનો જૂનો 'આકાર' પેરેલિસિસનો મિજાજ ફરી (જો કે એ ઓછા તીવ્ર) માણવા મળ્યો એટલે, કદાચ એમાં માનવજીવનની ઓકોનરે કહેલા Submerged Characters જેવા સામાજિકતાના ધારાધોરણની બહાર જીવવા, જીવતા મથતા પાત્રોની વાત થઈ છે એટલે, ગમે તેમ પણ ગમી

આમ તો વાત સાવ સીધીસાદી છે કેયા નામની એક જાણીતા લેખકની પત્ની વિધવા થઇ છે અને પછી વિક્રાંત શાહ નામના પોતાનાથી ઉંમરમાં નાના એવા યુવાનના સંપર્કમાં આવે છે બંને પ્રેમમાં પડે છે. કેયાને બાળક જોઈએ છે એટલે તે વિક્રાંત દ્વારા મેળવે છે. વિક્રાંતને તેની ખબર નથી ખબર પડે છે ત્યારે ઉશ્કેરાઈને કેયા પર હુમલો કરે છે ને માને છે કે કેયા મરી ગઈ છે એટલે આત્મહત્યા કરી લે છે પણ કેયા જીવી જાય છે આમ કથાસાર તો સાવ અ–જટિલ ને ટૂંકો છે

પણ બક્ષીના સંવાદો, બક્ષીના વર્ણનો, પાર્ટીઓ, પ્રકૃતિધામો, હૉટેલો, ફ્લેટોના વર્ણનો હજુય માણવા ગમે એવા છે. કૃતિમાં ગમ્યું ને કરુણનું નિરૂપણ માનવજીવનની, ખાસ કરીને પ્રેમની લાગણીની સાથે સંકળાયેલી કરુણતા, બક્ષી આલેખવા મથ્યા છે બધું જ મળવા છતાં કશું જ ન રહે એવા માનવજીવનને આલેખવું બક્ષી પસંદ કરે છે કદાચ

આ જ માનવજીવનનું સત્ય છે હાર્ડીએ કહેલું તેમ 'Life offers to deny' ક્યાને વિક્રાંત મળ્યો, વિક્રાંતનો પ્રેમ મળ્યો પણ પ્રેમનું સુખ ન મળ્યું. આ વિસંગતિ યા Absurdity જ કરુણનો વિભાવ છે અને કૃતિનો રસ અહીં જ રહેલો છે.

બક્ષીના, જો કે ગબેતા મુંબઈના કટાક્ષો, સંવાદો ક્યારેક (હવે 'ક્યારેક') આસ્વાદ્ય બને છે જેમ કે "મુંબઈમાં સાડી અને બ્લાઉઝનું મેચીંગ થાય છે-પતિ અને પત્નીનું મેચીંગ થતું નથી!" (પૃ ૧૦૯)

"બહુ ચાલાક બાળકો ટ્રેજિક લાગે છે અને બહુ ચાલાક બુઢ્ઢાઓ કૉમિક લાગે છે." (પૃ ૯૦)

પણ કેયા, વિધવા કેયા, સુખી થવા મથતી કેયાને સંતાનસુખ તો મળે છે પણ ત્યારે એ સંતાનના પિતાએ આત્મહત્યા કરી લીધી હોય છે ભગવાન કોઈપણ સુખ નિર્ભેળ, અણીશુદ્ધ આપતો નથી અખોટયું સુખ મળતું જ નથી. સુખ પણ કશીક કરુણતાથી ખરડાઈને જ મળે છે એ સત્ય કેયાના પાત્રમાંથી જન્મે છે. આટલું ન હોત તો બક્ષીની વાચાળતા, દેખાઈ આવે એવી નાટયાત્મકતા, પ્રયત્નો દેખાઈ આવે એવી લખાવટ બહુ મજા ન આપે. પણ After all બક્ષી આ બધી જ જૂની સામગ્રી છતાં-માનવજીવનની કરુણતા (જો કે એય નવી નથી છતાં તે)-નું નવા સંદર્ભો દ્વારા થયેલા નિરૂપણ વડે એક સ્પર્શક્ષમ નવત્વ આપી શક્યા છે એ ન સ્વીકારવામાં મીંઢાપણું રહેલું ગણાય ☐

૨૬ ઓક્ટો, '૮૦

---

* બાકી રાત (નવલકથા) ચન્દ્રકાન્ત બક્ષી - પ્રકાશક : નવભારત સાહિત્યમંદિર, મુંબઈ-અમદાવાદ કિંમત રૂ. ૧૫-૦૦.

મનનું કારણ (નવલકથા) જયવંત દળવી ' અનુ જયા મહેતા, પ્રકાશક : વોરા એન્ડ કંપની, ગાંધી ચેમ્બર્સ, ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ००૧. કિંમત રૂ ૮-૫૦.

## પ્રકાશ બી. એ / સાંદીપનિ

'આ શરદીમાં બહુ દૂર સુધી ફરવા ન જતો' એની શીખ આપનારને ખબર નહીં હોય કે પ્રકાશ બહાર જાય છે ત્યારે ય તે પોતાનામાં જ હોય છે

- પ્રકાશને પોતાનામાંથી બહાર જવાની ઈચ્છા જ થતી નથી, કોઈ કોઈ વાર ભય લાગે છે, ક્યાંક મારામાંથી બહાર તો જતો નથી ને ?

કોઈ પોતાની બહાર ઉસેટાઈ જાય છે, સજા રહે છે અને પોતે બહાર કોઈ દ્વારા ઉસેટાઈ ગયો હોય છે.

કે ઈ શું ? ઘણા બધા ઉસેટાઈ જવા માટે જ બહાર જાય છે ને ?

કોઈ પોતાની બહાર છલક્યા કરે છે એકાએક ક્ષુબ્ધ થઈ જાય છે ત્યારે લાગે છે કે અક્ષુણ્ણ ભાસતુ તે તો ઉછાળો હતો . કશુંક હતુ તે ઉછળીને બહાર નીકળી જતુ હતુ

કોઈ પોતાની બહાર શું જઈ રહ્યું છે તે જ સમજી શકતો નથી !

કોઈ બસ પ્રતીક્ષા જ કર્યા કરે છે ! પણ કોઈ એક જ અતિથિ વાંચી શકે 'વેલકમ' એવી લિપિ આંખમાં આલેખીને !

કોઈ વળી પોતે જ બહાર ગયો છે તે પાછો ફરે એની રાહ જોયા કરે છે !

કોઈ કટકે કટકે થોડો થોડો બહાર જાય છે, થોભી થોભીને આગળ વધે છે, થોભે છે, એમ જ કટકે કટક થોભી થોભીને પાછો ફરે છે...

પણ પ્રકાશ બહાર જાય છે ત્યારે પણ પોતામા જ રહે છે.

આ જગત મારામાથી પ્રગટ થયુ છે એવી કોઈ આધ્યાત્મિકતામા પ્રકાશને ગમ નથી. બહાર ઘણુ બધુ અનિચ્છનીય એવું પણ છે—ને મારામાથી શી રીતે બહાર પડે ? એવા તર્કથી, એ આધ્યાત્મિકતાથી દૂર રહ્યો છે

પ્રકાશ એક માણસનુ નામ છે.

એ કદી પોતાનામાથી બહાર જતો નથી તે માત્ર પોતાને જ જુએ છે એવુ નથી તે બધુ જ જુએ છે અને પોતામા સમાવી લે છે, અથવા પોતે છે એટલે આ બધુ છે એવું સ્વીકારે છે.

બધુ જ 'હુ'માં સમાયુ છે એ પ્રકાશ જાણે છે, આથી જે બહાર છે તે મારો જ વિસ્તાર છે અથવા વિસ્તાર એ ભ્રમ છે, હું જ છુ—મારી બહાર કશુ નથી

દુનિયાનો નકશો લઈને પ્રકાશ બેસે નહીં એક ઈંચ દીઠ દસ કિલોમીટરનો ગ્રેજ્ડ એ સ્વીકારે નહીં. એ પોતાની છબી લઈને બેસે અને સમસ્તને પામી જાય !

એ ઘણી વાર બહાર જતો દેખાય છે અને 'બહાર' ના જ્ઞાનને ખોટી પાડે છે ! જ્યા હોય છે ત્યા એ જ હોય છે, એ જ સત્ય ભાષા બોલનારા ભૂલી જાય છે. એ જ હોય ત્યા પછી બહાર કે પોતામા—એ તો શબ્દછળ છે !

'—સમુદ્રમા નીર બધા પ્રવેશે' એ કઈ દર્શન નથી. જ્યાં બહાર જવાનુ જ નથી, ત્યા બહારનુ શુ પ્રવેશે ? બહાર શું છે ? જે 'હુ' સાથે સલગ્ન નથી કે ભળી નથી ગયુ તે છે જ ક્યાં ?

હુ હોય છે ત્યારે પેરિસનો અર્થ હોય છે, હુ હોય ત્યારે બ્યુટીનો અર્થ હોય છે, હુ હોય છે ત્યારે શેમ્પેઈનનો અર્થ હોય છે

પ્રકાશ પેરિસ જતો નથી, બ્યુટી પ્રકાશની બહાર હતી જ નહીં, શેમ્પેઈન પ્રકાશે પીધો નહીં તે પહેલા એ હતો ન હતો—ચર્ચા જ નિરર્થક છે!

પેનું પુષ્પ ખીલતું જ નથી! પ્રકાશ ખીલે છે એ સાચુ છે અને પ્રકાશ ખીલે ત્યારે પુષ્પ જ શું, ચાંદની યે ખીલતી જ હોય ને! બધું પ્રકાશમય છે,

પ્રકાશ પુષ્પમય નથી, પ્રકાશ ચાંદનીમય નથી બધું પ્રકાશમય છે.

હા, પ્રકાશ બહાર નથી, પોતામા જ છે, છતા કોઈ કોઈવાર પોતામા પાછો ફરવા પ્રયત્ન કરતો હોય એવું બીજાને લાગે—પણ એવુ નથી. પ્રકાશ પોતાની જિંદગીનુ પચ્ચીસમુ વર્ષ સંભારે, એમા પોતામા પાછા ફરવા જેવુ ક્યા છે? ક્યારેક આપણે પગ નથી ખજવાળતા? એ કઈ પગમા પાછા ફર્યા એવુ કહેવાય?

પ્રકાશ બી. એ.-એટલે બી. એ પ્રકાશ એમ એ કહો તો એ સ્વીકારે જ નહી, એમ. એ શુ છે? હશે—જે હોય તે, કશો જ અર્થ નથી એનો.

પ્રકાશને પોતામા રહેવું ફાવી ગયુ છે એમા એ સુરક્ષિતતા અનુભવે છે. પૃથ્વીને ચામડાથી મઢવા કરતા જોડા શીવડાવી પહેરી લેવાનુ શાણપણ જેને સૂઝ્યુ તે આ પ્રકાશ બી. એ. જ હશે! જોડામા પગ સુરક્ષિત છે—પોતામા પ્રકાશ સુરક્ષિત છે પોતે સુરક્ષિત હોય ત્યા સુધી બહાર, દેખાતુ એનામા હોય છે. અને ન સચવે ત્યારે નથી હોતુ! પ્રકાશ પોતાને જ સંઘરે છે, સાચવે છે, પોષે છે, વધારે ને, વધારે સઘન, નક્કર કરે છે

પ્રકાશ માટે પ્રકાશ સિવાય કશાનો જ અર્થ નથી. આ દુનિયાનો અર્થ જગત ન થાય, પ્રકાશ થાય છે એ પ્રકાશ જાણે છે અને એ જે નથી જાણતા તે પ્રકાશને ઓળખી કે સમજી નથી શકતા પ્રકાશ કોઈની સાથે વાત કરે છે, હુ—થી! વાત સંકેલાય છે હુ—થી? ના,

હુ–ને વાતની જરૂર જ ન રહી, વાત ન રહી–પ્રકાશ તો હતો તે હતો–
'રહ્યો'નો અર્થ શો ? એ છે એટલે છે.

પ્રકાશ અંતર્મુખ છે ?

આવી આધ્યાત્મિક પરિભાષા સાથે પ્રકાશને કશો સંબંધ નથી. અંતર્મુખ શા માટે હોવું ? પોતાને શોધવા ? પણ પ્રકાશ ખોવાયો જ નથી ! વાસ્તવમાં પ્રકાશમાં બધું ખોવાઇ ગયું છે, પણ પ્રકાશને જરૂર પડે છે ત્યારે તેને તરત જ મળી જાય છે ! અને જરૂર ન હોય એવા કશાનો કશો જ અર્થ જ નથી ! અર્થ એક માત્ર છે–પ્રકાશ !

પ્રકાશ જેને અંજલિ આપે છે તે મરી ગયો હોય છે, પ્રકાશને અંજલિ આપવાની ઈચ્છા થઈ એટલે, એમ નહીં પ્રકાશે અંજલિ આપી માટે પેલો માણસ મરી જ ગયો હોય ને !

આ બધું 'અદ્ભુત' લાગે છે ને ? ના, એ અદ્ભુત નથી, સાવ સામાન્ય છે. સામાન્ય જ 'સર્વત્ર' છે હુ સર્વત્ર છે–સર્વત્ર કંઇ જ નથી ! કવિતાઇ કરો તો પોતાની બહાર જવા વિશે બોલો, પણ કવિતા એટલે પોતાને જ ફુલાવવા–ફેલાવવાની પ્રક્રિયા !

પ્રકાશ સચવાઇ રહ્યો છે, કારણ કે તે પોતાના સિવાય કશાને સંઘરતો નથી પ્રકાશ સિવાય બીજું કશું જ નથી, કશું હોય છે ક્યારે ? પ્રકાશને જરૂર હોય છે ત્યારે ! પ્રકાશને ઈશ્વરની જરૂર પડે ત્યારે ઈશ્વર હોય છે, ચાની જરૂર હોય ત્યારે ચા હોય છે જરૂર નથી હોતી ત્યારે કશું જ નથી હોતું !

પ્રકાશ શું છે ? પ્રકાશ બધું છે–એના સિવાયનું તે શું છે ? કશું નથી ! ઉપયોગ હશે ત્યારે હશે !

પ્રકાશ કોણ છે ? લ્યો, આવું અજાણ્યાપણું, શરમાળપણું ને શોભા સાગ નહીં ! 

## પત્રચર્ચા / નિરંજન ભગતનો પક્ષીય અભિગમ

તંત્રીશ્રી : 'કંકાવટી'

'ધ ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇન્ડિયા'ના તા. ૭ થી ૧૩ ડિસેમ્બર ૧૯૮૦ના અંકમાં ગુજરાતી સાહિત્ય વિશે નિરંજન ભગતે મામકાઃની ટીપ બનાવી હોય એવો લેખ આપ્યો છે. બિનગુજરાતી વાચક એ વાંચીને ગુજરાતી સાહિત્ય વિશે જે છાપ ધારણ કરે એ કમનસીબે એકાંગી અને સિફતપૂર્વક અમુક સાહિત્યકારોને જ પ્રકાશમાં આણે અને અમુકને એટલી જ સિફતપૂર્વક ઢાંકી દે એવી હોવાની.

ગાંધીયુગની વાત કરતા સુધી એમણે નિર્મમતાનો અને નિસ્પૃહતાનો અભિગમ રાખ્યો. પણ સમકાલીન સર્જન વિશે વાત કરતા એમણે દિગીશ મહેતાના 'દૂરના એ સૂર'ને 'એક માત્ર' 'આધુનિક નિબંધકાર' કહી ઓળખાવ્યા ! કેમકે બાળપણની સ્મૃતિનું યુવાવસ્થામા કરેલું સ્મરણ/નિરૂપણ એમા છે.

સુરેશ જોષીના 'જનાન્તિકે'નુ ગદ્ય, તેમાના કલ્પનો, વાસ્તવની નરી સ્થૂળ પ્રતિકૃતિ નહીં આપતા તેનુ કરેલું Retraction વગેરે આધુનિકતાની સામગ્રી શું નિરંજનભાઈને નહીં દેખાઈ હોય ?

જો 'જનાન્તિકે'નો નામોલ્લેખ પણ તેઓ ન કરતા હોય તો તેમના નિબંધ સાહિત્ય વિશેના જ્ઞાન વિશે વહેમ જાય તેમ છે.

પણ એવુ નથી. તેઓ 'જનાન્તિકે'ની આધુનિકતાથી અપરિચિત હોય એવુ બનવાનો સંભવ નથી જ.

તો પછી કોઇ "બીજા કારણસર" તેનો ઉલ્લેખ તેમણે ટાળ્યો હશે એવુ માનવા લલચાઈએ છીએ. એ કારણ તે એ હોઇ શકે કે આધુનિકતાના પ્રણેતા તરીકેનો યશ સુરેશ જોષીને તો ન જ આપવો !

લાભશંકર સિતાંશુની છબીઓ અને સુરેશ જોષીનુ વ્યંગ્યચિત્ર એવી વ્યવસ્થા પણ શુદ્ધ દાનતથી થઇ હોવા વિશે શંકા જાય છે.

વળી આધુનિક કવિતામાં ગુલામ મોહમ્મદ શેખનો ઉલ્લેખ જ નહીં?

વિવેચનાત્મક અને અંગત એમ નિબંધના બે પ્રકારની વાત શરૂ તો કરી પણ પછી વિવેચનાત્મક લેખોની વાત કરવી છોડી દીધી કદાચને અનિરૂદ્ધ બ્રહ્મભટ્ટ સુમન શાહ, શિરીષ પંચાલ વગેરેનુ 'નામ' લે દેવુ પડે!

આમ, સમગ્રપણે જોતા ઉક્ત લેખ નિર્દોષ વાચકને ઘણી મહત્ત્વની વિગતો વિશે કર્યાં તો ગેરરસ્તે દોરવે એવો છે યા તો સંપૂર્ણપણે અંધારામા રાખે એવો છે.

—અભદ્ર

## નિર્લજ્જ અપહરણ

**ગુજરાતી** ગ્રન્થકાર શ્રેણીના સંપાદક ડૉ રમણલાલ જોષીએ શ્રેણીના ત્રેવીસમા પુસ્તક તરીકે સ્વ રમણલાલ દેસાઈ ઉપર પસંદગી ઉતારી એ વિશે લખવાનુ કાર્ય શ્રી દીપક મહેતાને સોંપ્યુ 'સંપાદકીય'મા ડૉ રમણલાલ જોષીએ લખ્યુ છે કે, 'ગુજરાતી ગ્રન્થકાર-શ્રેણીની આ ત્રેવીસમી પુસ્તિકા છે. અર્વાચીન સાહિત્યના અને ખાસ કરીને નવલકથા અને ટૂંકી વાર્તાના સ્વરૂપોના-અભ્યાસી શ્રી દીપક મહેતાએ એ તૈયાર કરી આપી તે માટે તેમનો આભારી છુ'

શ્રી દીપક મહેતાએ ડેમી સાઈઝની જે પુસ્તિકા તૈયાર કરી આપી તેનો ઋણ સ્વીકાર કરતા પહેલાં સંપાદકશ્રીએ એ વાંચવી તો હતી! એ વાંચ્યા પહેલા મારો રમણલાલ પરનો 'થિસિસ' સંપાદકે વાંચ્યો હોત તો તેમણે વાસ્તવિક રીતે મારો ઋણ સ્વીકાર કરવો પડ્યો હોત! રમણલાલ વિશે લખવા માટે સંપાદક મારી ઉપેક્ષા કરવા તો ગયા પણ અંતે તો તેમને ભાઈશ્રી દીપક મહેતા જેવા આડતિયા દ્વારા મારુ જ લખાણ પ્રાપ્ત થયું છે! આપણા વિદ્વાનો મોટા મોટા કામો ઉપાડે છે ત્યારે કેટલા બેજવાબદાર હોય છે, ત્યારે કેટલા અજ્ઞાન અને પક્ષિલ હોય છે તેનો ઉક્ત પુસ્તિકા ખ્યાલ આપે છે. જે વ્યક્તિએ અમુક વિષયમા સતત પરિશ્રમ ઉઠાવીને

નિષ્ઠાથી કામ કર્યું હોય તેને એ કાર્ય સોંપવાને બદલે પોતાના અંગત સંબંધીઓ, મિત્રો યા અનુયાયીઓને કોઈ પણ કામ સોંપી દેવાનું કેટલું વિઘાતક નીવડે છે એ પણ શ્રી દીપકની ઉક્ત પુસ્તિકા દર્શાવે છે 'ક્રોટીસીઝમ ઈન ફ્રેન્ડશીપ'નો જાહેરમાં વિરોધ કરતા ડૉ. રમણભાઈ પોતે જ એ દૂષણમાં કેવા સપડાયા છે એ તો ઘણા સમયથી અનુભવે જોઈ શકાયું છે

સ્વ. રમણભાઈ દેસાઇ ઉપરની લગભગ સીત્તેર પાનાની આ ડેમી સાઇઝની પુસ્તિકામા શ્રી દીપકે આરંભના ત્રીસેક પાના અને અન્તના લગભગ પ્રત્યેક પાના મારા પી.એચ. ડી.ના થિસિસ 'રમણલાલ વ. દેસાઈ : વ્યક્તિત્વ અને વાઙ્મય, ૧-૨'માથી સીધા ઉઠાવ્યા છે! સ્વ. રમણલાલની નવલકથાઓ વિશેની તેમની કેટલીક કૃતિનિષ્ઠ સમીક્ષાઓ બાદ કરતા નવલકથાઓની ભૂમિકાનો સારસંક્ષેપ તેમણે મારા 'થિસિસ'માંથી ઉઠાવ્યો છે. અને રમણલાલના નાટકો ટૂંકી વાર્તાઓ, અભ્યાસગ્રન્થો, આત્મકથા જીવનચરિત્રો, કાવ્યો વગેરેમા આમાદ સીધુ અને નિર્લજ્જ કહી શકાય એવુ અપહરણ કર્યું છે. રમણલાલના જીવન અને ઘડતર સંબંધે જે માહિતી તેમણે આપી છે તેમ જ રમણલાલની તેમના અનુગામીઓ ઉપરની અસર સંબંધે તેમણે જે રજૂઆત કરી છે તે વિશેનુ મૂળ સંશોધન આ લેખકનુ છે આ રીતે કોઈ પણ લેખકની 'શોધ'ને વટાવી ખાવાનુ આવુ ઉઘાડુ અનૈતિક અપકૃત્ય ભાઈ દીપક શી રીતે કરી શક્યા એ ઘટના મારા જેવા માટે આશ્ચર્યનો મહાસાગર બની છે. સંપાદકે લખ્યું છે એ મુજબ 'નવોદિત અભ્યાસી વિવેચકોમાં શ્રી દીપક મહેતાની ગણના થાય છે' (!) આપણા નવોદિત અભ્યાસી વિવેચકો' જો ખરેખર આવા જ હોય તો ગુજરાતી સાહિત્યનુ ભવિષ્ય કેટલુ કંગાળ હશે એ કલ્પી શકાતુ નથી.

—ડૉ. **હસમુખ દોશી**

(ગુજરાતી ગ્રન્થકાર શ્રેણીનુ ત્રેવીસમુ પુસ્તક (કુમકુમ પ્રકાશન, અમદાવાદ) 'રમણલાલ વ દેસાઈ. એક ઉઘાડુ અને નિર્લજ્જ અપહરણ'માથી.)

(૨૬માં પેજથી ચાલુ)

આરતી પછી મંદિરેથી પાછા આવવાના હતા, આથી અમે વિચાર્યું કે, દાદીમા આવે ત્યાં સુધી તો ગપસપ કરવી.

હું કદાચ ચોથા ધોરણમાં હતો. ભરત મારો સહાધ્યાયી હતો. જો કે હાસી મારાથી ઉંમરમાં મોટી તો નો'તી, છતાં તે પાંચમાં ધોરણમાં હતી ભરત અમારા બન્નેનો પાડોશી હતો. હાસી બીજી શેરીમાં રહેતી હતી. પણ અમારા બંને કુટુંબો વચ્ચે ઠીક ઠીક ઘરોબો હતો. કોઈક અગમ્ય કારણે જ્યારે હું હાસીને જોતો ત્યારે હમેશા ખુશ થતો. અને એ જ કારણે હું તેની સામે બેસવા કોશિશ કરતો. પરંતુ મારા આશ્ચર્યની વચ્ચે મેં મારા એક હરીફને આ ચિત્રમાં જોયો અને અમે એકબીજાએ હાસી સાથે અમસ્તી જ વાતો કરવાની હોડ બકી અમારા ગુરૂજી દાખલા ગણવા આપતાં ત્યારે અમે ખૂબ જ ઝડપથી ગણી કાઢતા ગમે તેમ પણ મને સતત એવું લાગ્યા કરતું કે, જે સૌથી પહેલો જવાબ આપી દે તેની સાથે હાસી લાંબો વખત વાતો કરે છે. મારો હરીફ પણ કદાચ એવું જ માનતો હશે.

ક્વચિત અમારા બેમાંથી જો કોઈ એક ગેરહાજર હોય તો બીજો એટલો તો મુક્ત બની જતો કે પેટ ભરીને હાસી સાથે વાતો કરતો. જે શિયાળુ સાંજની હું તમને વાત કરી રહ્યો છું તે સાંજે, મારો હરીફ આવ્યો નો'તો, મને જાણે સ્પર્ધામાં ઊંચે ચઢાવવામાં આવ્યો હોય તેમ હું મને ખુશખુશાલ અનુભવતો હતે તે દિવસે મેં હાસી સાથે લાંબા વખત સુધી વાતો કરી, અને મને લાગ્યું કે તે મારા હરીફ કરતા તે મને વધારે ચાહે છે . . .

ગરીબડો ભરત એક ઓછાબોલો છોકરો હતો બીજા વાતે ચડતા ત્યારે તે સાંભળ્યા જ કરતો એ કંઈક નીચ વર્ગનો હતો અને તે લુચ્ચી અને અપંગી તરીકે પંકાયલી હતી તેથી તેના ટ્યુશનના સહાધ્યાયીઓ તેને વારંવાર ચીડવ્યા કરતા તે દરરોજ ગંદુ, ખાસ્સું લાંબુ ચોકડું ટૂંકી બાયનું ખમીસ પહેરીને ટ્યુશને આવતો. છોકરાઓ

જ્યારે સપ કરીને એને પજવતા તે વખતે એ ભાવહીન નજરે એકીટસે તેમની સામે જોઇ રહેતો. એની લૂખી–સૂકી જીભ આમ જ એના હોઠ પર ફરતી રહેતી અને છોકરાઓ ખડખડાટ હસી પડતા. એ વખતે હુ જ ભરતના પક્ષે રહીને એના પર તોળાઈ રહેલા અપમાનથી એને બચાવતો અને એ ઉપકારના બદલારૂપે એ મને ચોરેલુ જામફળ કે ગમેછી કાચી કેરી આપતો.

એ સાજે ગુરૂજી ગેરહાજર હતા એટલે અમે બધા વાતે વળ્યા હતા ત્યારે ફકત ભરત જ અમને ધ્યાને સાભળતો હતો. કદાચ તે સાજે સૌથી વધુ બોલકો હુ જ હતો. અને બધા શ્રોતાઓમાથી મારી નજર ફકત હાસી પર જ મ ડાયેલી હતી.

અચાનક બારી બારણા ખખડાવતો ઠડા પવનનો ઝપાટો ઓરડામા ઘૂસી આવ્યો અને ભૂતોની વાતોમા આવતા કે કેટલાય જીવતા–જાગતા ભયાનક દૃશ્યો આખ સામે જાણે નાચવા લાગતા અમે અવાક બની ગયા. અમારામાના કેટલાક બીકમાં ને બીકમા પપ્પા–મમ્મીના નામની બૂમો પાડતા ઓરડામાથી ભાગી છૂટયા. ગમે તેમ, મનફાવે એમ નાસભાગ કરતા તે બધા એકબીજાના પગમા પગ ભેરવાતા દિવાલો સામે ભટકાતા ભટકાતા જે બનેલુ તે બધુ જ વીસરી જઈને નીકળવા લાગ્યા. હુ દિવાલ તરફ ઝૂકીને ઊભો હતો. ત્યા નજીક જ અ ધારામા હાસી મોટી ચીસ પાડી ઊઠી, મે પૂછ્યુ, "શુ થયુ ?" પણ જવાબ ન મળ્યો

અમારી પાસે દિવાસળી ન હોવાથી ફાનસ રળગાવી શકીએ એવો કોઈ રસ્તો નહોતો; પણ સદ્‌ભાગ્યે તે ઘડીએ જ રઘુદાસ ફાનસ સાથે તેના છોકરાને ઘરે લઈ જવા માટે આવી પહોચ્યો. અને તેને જોતાવેત જ કઈ જ બન્યુ ન હોય એમ અમે એને વીંટળાઈ વળ્યા.

એ પછી અમે અમારા દફતરો લઇને ઘર તરફ ચાલવા માડ્યુ. તે વેળા હાસીએ નાદાનિયત ભરેલી નજરે કહ્યુ, 'અ ધારામા કો ' મારા ખભા દબાવ્યા હતા.'

હાંસીના રક્ષક તરીકેનો પાઠ ભજવતા મે દરેકને વ્યક્તિગત પૂછપરછ કરી કે "કોણે આવુ કર્યુ હતુ ?" મને સમજાયુ નહી કે, કોઈએ પણ આવુ શા માટે કરવુ જોઈએ ? ગમે તેમ પણ ગુનેગારને તો શોધવો જ જોઈએ; આથી મે જાતજાતની લાલચો અને વચનો આપીને ગુનેગારને પકડવા કોશિશ કરી આખરે જેને ગુનેગાર તરીકે શોધી કાઢયો તે તો સ્હેજેય શકમદ નહોતો. તે પેલો ગરીબડો, નગણ્ય ભરત મારા કાનમા ગણગણ્યો . "મે હામીના ખભા દબાવ્યા હતાં, કોઈને ય કહેતો નહીં." અને સાચે જ મે કદીયે કોઈને કહ્યુ નહીં. એ પછી અમે ઘર તરફ અલગ અલગ રસ્તે જાણે રોજીંદી ટેવ હોય તેમ ચાલ્યા ગયા (ઓડિયા વાર્તા)

# આપણે સૌ ભારતીય છીએ

હંમેશાં સદ્માર્ગે અનુસરીએ।
પરસ્પર વફાદાર રહીએ।
એકબીજાના ઘાતક ન બનીએ।
હિંસા ન આચરીએ।
બીજાના દૃષ્ટિબિંદુને સમજીએ।
અને સંગઠિત બનીએ॥

ઋગ્વેદ



દુનિયાની સાત વ્યક્તિઓમા
એક ભારતીય છે
વિભિન્ન જાતિઓમા વહેંચાયેલ છતા
આપણે એક પ્રજા છીએ
ભારતીય હોવાનુ આપણને ગૌરવ છે

માહિતી-ગુજ-૫-'૭૪

આપણી સાહિત્યિક પ્રવૃત્તિ પરત્વે મને એક વાતનો અસ તોષ સદા રહ્યા કર્યો છે, એમા અનુચિત રીતે સ્વદેશીની ભાવના પ્રવૃત્ત થતી દેખાય છે આને પરિણામે સાચા પરિપ્રેક્ષ્યમા આપણી કૃતિઓને મૂકીને આપણે મૂલવી શકતા નથી સ સ્કૃત કાવ્યસાહિત્યનુ પરિશીલન તથા રવીન્દ્રનાથમા થયેલુ એનુ પ્રતિફલન આ બ ને આધારે પ્રાર ભમા મે મારી ભાષા ઘડી પણ ત્યા જ અટકી રહેવુ તો જોખમકારક જ ગણાય આથી, અપવાદ રૂપે દોસ્તોએવસ્કી અને કાફકા જેવાના ગદ્યનો પરિચય થયો રેમન્ડ શેન્ડલર જેવા જાસૂસી વાર્તાકારના ગદ્યમાથી હેમિન્ગવેએ પ્રેરણા મેળવેલી મારી મુખ્ય પ્રવૃત્તિ ગદ્યમા છે, આથી ગદ્યને કેળવવાને માટે જે કરવુ ઘટે તે કરવાની મને હોશ છે, પણ આપણે ત્યા તો શુદ્ધિ અને સ્વદેશીને નામે બિનસાહિત્યિક સ કુચિત વલણો પ્રવર્તતા જોઉ છુ કાફકાનુ નામ દેતા જ હજી ઘણાના નાકના ટેરવા ચઢી જતા જોઉ છુ જે લોકો સ્વેચ્છાએ આવા લેખકોથી વ ચિત રહ્યા છે તેમની મને અદેખાઈ નથી આવતી ઘણા ઓછી મૂડીએ ગાદી સ્થાપીને કંઠી બાંધી આન દ લેતા હોય તો તેમની મને ઈર્ષ્યા નથી મારી ઈચ્છા આપણુ સાહિત્ય ગજુ કાઢે એ માટેની છે. આપણુ મુખ્ય ધ્યાન અત્યારે નવલકથા અને ગીત ગઝલો પર છે એથી લોકોના તાળીના ગડગડાટની વધારે નજીક રહી શકાય એવી એક માન્યતા છે આપણે તો સર્જકકર્મની નિકટ કશા વ્યવધાન વિના, રહેવુ જોઈએ હુ એક સામાજિક તરીકે લોકસ પર્કથી વ ચિત રહી શકુ [illegible] એટલો વિવેક મારે જાળવવો જોઈએ આપણે સાહિત્ય [illegible] હોય તો પછી એને જાળ ભાડીને દૂર ર [illegible] રાખવવી નાહી જોઈએ

—ડો સુરેશ હ જોષી

# કંકાવટી

ફેબ્રુઆરી
૧૯૮૧,

# આપણે સૌ ભારતીય છીએ

હમેશાં સદ્‌માર્ગે અનુસરીએ ।
પરસ્પર વફાદાર રહીએ ।
એકબીજાંના ઘાતક ન બનીએ ।
હિંસા ન આચરીએ ।
બીજાના દૃષ્ટિબિંદુને સમજીએ ।
અને સંગઠિત બનીએ ।।

ઋગ્વેદ



દુનિયાની સાત વ્યક્તિઓમાં
એક ભારતીય છે
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલ છતાં
આપણે એક પ્રજા છીએ
ભારતીય હોવાનું આપણને ગૌરવ છે

માહિતી-ગુજ-૫-'૭૪

# કંકાવટી

ફેબ્રુઆરી ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

## વર્ષ ૨૩ : અંક ૨૬૨ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી




તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ સૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

## ગુજરાતી વાર્તા

### ગુલાબદાસ બ્રોકર કૃત **નીલીનું ભૂત** / શિરીષ પંચાલ

માનવી હમેશા પારકાનો ન્યાય ચૂકવવા, બીજાઓ વિશે અભિપ્રાયો આપવા કેટલો બધો આતુર હોય છે સ્ટીફન ઝવેગ એક સ્થળે કહે છે: બીજાના જીવન વિશે ચુકાદા આપવા એ બહુ ખતરનાક પ્રયત્ન હોય છે, માટે બીજાના ન્યાયાધીશ કદી બનવું નહીં આ વાત ગુલાબદાસ બ્રોકરની 'નીલીનું ભૂત' વાર્તા વાચતા યાદ આવી ગઈ નીલી નામની શિથિલ ચારિત્ર્ય ધરાવતી સ્ત્રીના મરણ પછી એના વિશે ચુકાદો આપવા બેઠેલા પ્રબોધ, નિમુ અને ખાસ તો શશી બહુ જ મોટુ સાહસ કરી બેઠા છે એની પ્રતીતિ વાર્તા દરમિયાન થાય છે. ઘણી વખત લેખકોને અસદ્ પાત્રો પ્રત્યે અણગમો કેળવીને સદ્‌ની ખુલ્લી તરફદારી કરતા પણ આપણે જોઇએ છીએ સદ્‌ભાગ્યે અહી ગુલાબદાસ બ્રોકરને નીલી પ્રત્યે એવો કોઇ અણગમો નથી જીવનનો અપૂર્ણ પરિચય સામાન્ય માનવીને, આપણને હોઈ આપણે એવા ગમા-અણગમાથી મુક્ત રહી શકતા નથી સર્જક જે ચિત્ર આપણી આગળ કડારવા માગે છે તેની મૂર્ત-સંપૂર્ણ-અખંડ છબિ માટે આ તટસ્થતા અનિવાર્ય બની જાય છે. વાસ્તવમા તો આ વાર્તામા વિગતોની પસંદગી, ઘટનાઓની સન્નિવિ જાણેઅજાણે પણ એ રીતે થઇ છે કે વાર્તા જયારે પૂરી થાય છે ત્યારે શશી માટે નીલી વ્યભિચારિણી મટી જાય છે અને નિષ્કલંક બને છે શશીને પોતાની આંશિક જવાબદારીનું ભાન થાય છે શશી દ્વારા નીલીનો અને એને નિમિત્તે શશી પોતાના પતનથી સભાન બને છે. વાર્તાના આરંભે નિર્દોષ શશી અને વાર્તાના અંતે દોષિત શશી-આ બે બિન્દુ વચ્ચેની ગતિ આપણા આસ્વાદનો વિષય બને છે

વાર્તાના આરમ્ભના દૃશ્યમા નિર્મળા, પ્રબોધ અને શશિ–ત્રણ મિત્રો શિયાળાની એક રાતે ગપસપ કરવા બેઠા છે. વાર્તાના કેન્દ્રમા રહેલી નીલી તો અત્યારે મરી ગયેલી છે. એ પાત્રની - નાની મોટી વિગતો, ઘટનાઓ વડે નીલીનુ પાત્ર જીવત વ્યક્તિ કરતાય વધુ નક્કર એવી આકૃતિ આપણી આગળ ઉપસી આવે છે પાત્રોના બાહ્ય પરિમાણોની વિગતો ન જેવી માત્રામા આપવામા આવી છે, મોટા ભાગનો ઝોક શશીની માનસિક ભૂમિકા પર રાખવામા આવ્યો છે

નીલી અને તેનો વર મગળ પ્રબોધ અને તેની વહુ નિર્મળા, તથા શશી–આ મિત્રમડળીમા શશીને નીલી સાથે વધુ બનતુ હતુ. એ જ શશી અત્યારે નીલીની વાત કરતી વખતે વિષાદ, અણગમો અને છૂપો છૂપો ધિક્કાર અનુભવે છે. નીલીના જીવનમા બનેલી એક ઘટના તે કહી સભળાવે છે, અહીંથી શશીનો સઘર્ષ શરૂ થાય છે નીલી અને સામાજિક મૂલ્યો વચ્ચે લેખક સઘર્ષ યોજવા માગતા નથી, પણ શશી અને શશી દ્વારા પ્રગટી રહેલી નીની વચ્ચે સઘર્ષ યોજાયો છે, બીજા શબ્દોમાં નીલીને નિમિત્તે પ્રગટેલા શશીના બે વ્યક્તિત્વ વચ્ચે સઘર્ષ પ્રગટવા માડે છે નીલીના જીવનની ઘટના કહેવાની શરૂઆત કરે છે ત્યારથી જ અન્યમનસ્ક બની જાય છે 'એ પ્રશ્ન જ જાણે સાભળ્યો ન હોય તેમ અમુક પળ સુધી મૂગો બેઠો રહ્યો. એ પળો દરમિયાન એની નજર આગળ એક મુખ રમી રહ્યુ–નાનુ, ફિક્કુ, સહેજ ઊજળુ અત્યત નિર્દોષ લાગતુ જાણે તેને કહેતુ ન હોય 'તમે પણ? તમને શો હક છે?' નીલી દ્વારા થતી ફરિયાદ આખરે તો શશીની જ ફરિયાદ છે આ રીતે ધીરે ધીરે શશીનો અપરાધ મુખરિત થવા માડે છે નિર્દોષતાના સ્વાગમા વસતા નીલીના ઝેરને ભૂલવા બીજા તૈયાર છે પણ શશી તૈયાર નથી. 'એવાઓનુ તો એમ જ થાય ન પોતે સુખથી રહી, ન કોઈને રહેવા દીધા' અહી શશીનો ગુસ્સો જેટલો નીલી સામે છે તેના કરતા અનેક ગણો વધારે પોતાના પ્રત્યે છે તેની પ્રતીતિ ધીરે ધીરે થવા માડે છે

હવે આની સમાન્તરે શશીના મનમા ભૂતકાળ સળવળવા માડે છે નીલીની કથા સીધી આવતી નથી. જે કઈ બનવાનુ હતુ તે બની ગયુ. આ બધી ઘટના પછી નીલીનો—શશીનો ભૂતકાળ દેખાડવામા આવ્યો છે. આ વાત મોટે ભાગે દશ્યો દ્વારા આવે છે, એટલે બીજા કોઈ અવાજનો અન્તરાય નડતો નથી નીલી પોતાના વર મગળ અને પ્રબોધની વહુ નિર્મળા વચ્ચેની મૈત્રી સાખી શકતી નથી, તે પોતે શિથિલ ચારિત્ર્યની છે અને છતા મગળ પર માત્ર પોતાનુ વર્ચસ્ રાખવા માગે છે તેના મનની કુટિલતા ઉપર હમેશા નિર્દોષતાનુ આવરણ છવાયેલુ રહેતુ હતુ. આ આવરણની પ્રતીતિ નીલીના એક વાક્યથી થાય છે 'શશીભાઈ એમા મને શો વાધો? ભલે ને મગળ નિમુને કપાળે ચુબન કરે એ તો મિત્ર તરીકે જ કરતો હતો એની મને ખાતરી હતી'

હવે જે ભૂતકાળની વાત કરવામા આવે છે તે ભૂતકાળ શશીએ જીવેલો ભૂતકાળ છે. નીલી પ્રત્યે શશીએ પણ જાતીય આકર્ષણની લાગણી અનુભવી હતી. શશીના અને નીલીના સમ્બન્ધની અથવા શશીના પતનની ભૂમિકા ત્રણ દશ્યો દ્વારા આલેખવામા આવી છે. પહેલા દશ્યમા મગળ નીલી અને શશી વચ્ચે ચાલતી ગપસપની વાત છે મગળ વાતોડિયો હતો, તે બધાને ખૂબ હસાવી શકતો હતો પણ તેમની વચ્ચે થતી વાતચીત આલેખવામા આવી નથી. અને શશી લાકડી વડે એકબીજાની સાથે જે રમત કરે છે તે બધી ચેષ્ટાઓ આલેખાઇ છે. આ પ્રસગ વખતે જ 'શશીને કદાચ પહેલી જ વાર નીલી મોહક લાગી.' આ દશ્ય વિગતે આલેખવામા આવ્યુ છે બીજા દશ્યમા પરાની ટ્રેનમા મુસાફરી કરતા શશી અને નીલીના શરીરસ્પર્શનુ આલેખન છે ત્રીજા દશ્યની કશી વિગતો આપવામા આવી નથી માત્ર નીલી અને શશી વચ્ચે શરીરસમ્બન્ધ બધાયાની જ વિગત આવે છે. આમ ઉત્તરોત્તર નિકટતામા સરી પડતા આ બે માનવીઓના પતનની વાત દર વખતે ઓછી ને ઓછી થતી જતી વિગતો દ્વારા

આલેખાય છે. છેલ્લે તો માત્ર આટલું જ કહેવામા આવ્યું છે 'એ પછી બીજી સાંજે નીલીના અનેક પ્રણયીઓમા શશીએ એક સંખ્યાનો ઉમેરો કર્યો' એટલું જ નહી, શશીને આ વિગત યાદ આવે છે, તરત જ નાશી પ્રબોધ અને નિમુને કહે છે 'નીલી તો વેશ્યા હતી. કોણ જાણે કયે ભવે છૂટશે?'

નીલી સાથેના શરીરસંસર્ગની સ્મૃતિની સાથે જ નીલી પ્રત્યેના ધિક્કારની આ વિગત શશીના અપરાધભાવની સૂચક બની રહે છે શશી નીલીના વ્યભિચાર, પાપની અતિશય નિન્દા કરીને જાણે પોતાના પાપની કબૂલાત કરવા માગે છે અહીં પ્રબોધ કે નિમુની હાજરીમા તો તે પોતાના પાપની કબૂલાત નથી કરતો પણ તેના માનસપટ પર સાકાર થઈ રહેલી નીલીની છબિ વાસ્તવમા તો શશીએ જ ઉપજાવેલી છે શશી જ્યારે કહે છે 'એના પરિચયમા આવવું એ પણ પાપ હતું' ત્યારે નીલી જાણે કહે છે 'એમ કે? તમારા પરિચયથી તો મને પુણ્ય મળ્યું, કેમ?' આ પછી તરત જ કહેવામા આવે છે એથી તો શશીની કડવાશ એકદમ વધી ગઇ' આમ આ વિગતોની પસંદગી શશીના અપરાધભાવની વાચક બની રહે છે એટલે પછી શશી જે કડવાશ અનુભવે છે તે નીલી પ્રત્યેની ન રહેતા પોતા પ્રત્યેની બની જાય છે.

હવે શશી પોતાને ઘેર જવા નીકળે છે. અત્યાર સુધી તો પ્રબોધ અને નિમુની ઉપસ્થિતિ હતી, હવે એકલા પડ્યા પછી પેલી ભૂતાવળ પીછો છોડતી નથી. એટલે એ નિર્જન રસ્તો શશીની કસોટી રૂપ બની જાય છે અહી તે પોતાની જાતને પણ દોષિત ગણે છે નીલીની સ્મૃતિ અસહ્ય બનતા પ્રબોધને ઘેર પાછો જાય છે—શાલ માગવાને બહાને પણ પોતાની જાતને હિંમતવાન સાબીત કરવા નીકળી પડે છે નિર્જન વિસ્તારમા નીલીની રોમન્ટિક ઉક્તિ તેને યાદ આવે છે 'કોઈક નિર્જન જગ્યાએ મરી જાઉં, તમને યાદ કરતી, તો કેવી મજા આવે!' નીલીની ક્ષયગ્રસ્ત ગિલા

મગ્ની છબિ તેની આગળ ખડી થઇ જાય છે. તેની આ છબિ શશીનો પીછો છોડતી નથી, પરિણામે શશી નીલીનો ભય અનુભવે છે. એ એક, ભયને નિમિત્તે તેના ચિત્તમા જાગેલા અનેક પ્રકારના ભય અનુભવે છે. લેખક એ બધાની વાત કરતા નથી ખરેખર તો વાર્તાના આસ્વાદ માટેની આ સામગ્રી હતી એ ઘણા બધા ભયની વાત કરવાથી બાળપણથી માડીને યૌવન સુધીનુ તેનુ આખુ જીવન ઉકેલાઈ જાત તેને બદલે અહીં આપણને આટલુ જ કહેવામા આવે છે 'અનેક ભયોને તેણે નાનપણ-મા જાગ્રતમ થી અજાગ્રતમા હડસેલી દીધા હતા આજે ઓચિતા જ તે બધા એ અજાગ્રતમાથી અતિ જાગ્રતમા આવી ભીસાભીસ કરી રહ્યા હતા. ધમસાણ મચાવી રહ્યા હતા' આ માત્ર તારણ કાઢ્યુ કહેવાય કેથરિન પોર્ટરની 'થેફ્ટ' વાર્તામા નાયિકાનુ પાકીટ નોકરાણી ચોરી લે છે, આટલી સામાન્ય વાતને નિમિત્તે નાયિકાનો સમગ્ર ભૂતકાળ–અત્યાર સુધી ખોવાઈ ગયલી–ભાગી ગયેલી વસ્તુઓ, વાચવા આપ્યા પછી પાછો ન મળેલી ચોપડીઓ, ખોવાઈ ગયેલા પ્રવાસો, જે શબ્દો સાભળવા પ્રતીક્ષા કરતી હોય તે ખોવાઈ ગયેલા શબ્દો, ખોવાઈ ગયલી મૈત્રી અને છેવટે ખોવાઈ ગયેલો પ્રેમ–આ ઉત્તરોત્તર વેદનામય બનતો જતો ભૂતકાળ–લેખિકા આપણી આગળ મૂર્ત કરી બનાવે છે. વાર્તામા સકુલતા આવી રીતે વધુ પ્રગટી શકે છે

હવે શશીની આખો આગળ કટાક્ષ કરતી રિમત વેરતી નીલી રહેતી નથી આ નિર્જન વિસ્તારમા જ્યારે જાન સાથે મોઢામોઢ થવાનો વારો આવ્યા ત્યારે નીલીની ઉક્તિમા કટુતા અને સ્પષ્ટતા વરતાવા માડે છે 'અને છતા આજે પોતે સતો થઈ મને કુલટા કહેતો હતો, કેમ? મિત્રદ્રોહી, હરામખોર'

આ ગાળ દેવાઇ ગઈ શશીએ પોતાને ગાળ દઈ દીધી જે હવે નીલીની જે છબિ દેખાય છે તે સાવ જુદી છે એ ઝાડ પર બેઠી બેઠી નીલી–જુવાન, તદુરસ્ત, મોહક નીલી–તેને આમત્રતી હતી, તેના

બાહુપાશમા લપાવા ' ક્ષયગ્રસ્ત, કગાલ નીલીની છબિની વાત કર્યા પછી આ છબિ તદ્દન વિરોધી બની જાય છે. શશીના પશ્ચાત્તાપે નીલીને જાણે સુન્દરમા ફેરવી નાખી ઘેર પહોચ્યા પછીની વિગતો નીલીના આ રૂપાન્તરને સૂચવતી છે ઘેર પહોચે છે ત્યારે ભય અને ઠડીથી તેને તાવ ચડી જાય છે. પોતાના ઓરડાના જે ખૂણામા નીલીની ભૂતાવળ જોઈ હતી એ ખૂણામા 'કોઇ સુદરીની છબિ' ટિગાયેલી જુએ છે શશીના ભય, પશ્ચાત્તાપ અને યાતનામાથી પસાર થયા પછી નીલીની ભયાનકતા ભયાનકતા રહેતી નથી કાચની છબિનો ઉલ્લેખ ચિરજીવિતાના સકેત રૂપ છે શશી માટે નીલીની જે છબિ ચિરજીવ રહેશે તે સુદર હશે પણ લેખક છેલ્લે જે વિગત લઇ આવે છે તે આપણા અર્થઘટનને ખોટી પાડે છે લેખક કહે છે . 'પત્નીનો મૃદુ સ્પર્શ તેના તપ્ત શરીર પર શાતિ વરસાવી રહ્યો ' નીલી જેવી વ્યભિચારિણીના પડખે પ્રેમાળ પત્નીની વાત મૂકવામા નીલીના પાત્રને જાણેઅજાણ્યે અન્યાય થઇ ગયો છે.

નીલી જેવી સ્ત્રીના પાત્રને ચિરજીવ બનાવવા માટે આવી કેટલીક વિગતો પર ધ્યાન આપવુ જોઈએ

આવી સારી વાર્તામા બીજી સુરકેની ભાષાએ ઊભી કરી વાર્તાની શૈલી સીધેસાદી છે પણ કયાક છાપાળવી બને છે, વાર્તાનો આરભ જુઓ તે ઘોર, ભીષણ, અધારી રાત્રિએ બહાર તો પોતાનુ સામ્રાજ્ય ચારેકોર પૂરેપૂરુ જમાવી દીધુ હતુ.' તો કયાક કૃત્રિમ કાવ્યાત્મક બને છે 'તે ચાલ્યો તેના પદાઘાતે નીરવ રાત્રિને ગ્વરમય કરી મૂકી '

આ સિવાય 'નીલીનુ ભૂત' વાર્તા શશીના સઘર્ષ સઘર્ષની ભૂમિકાને યોગ્ય સદર્ભમા મૂકી આપે છે, એ સઘર્ષ સ્થૂળ ભૂમિકા ઉપર ચાલતો નથી એથી વિશેષ આસ્વાદ્ય બને છે 

## એક શે'ર / રતિલાલ 'અનિલ'

ચલતા હુ થોડી દૂર હરેક તેજ-રવ કે સાથ
પહચાનતા નહી હુ અભી રાહબર કો મ ય
—ગાલિબ

**ઈતિહાસની** રફતારમા સસ્કૃતિના આરભથી આજ સુધી ચાલતાં રહેલા એક માણસને કલ્પો, તે પોતાના સમય કરતા વધારે ઝડપી પગલા ભરતા અને જેની પાછળ ઘણા માણસો ચાલવા પ્રયત્ન કરતા હોય એવા ઈતિહાસનાયક સાથે ચાલે છે અને કેટલીક મજલ પછી નાયક અદૃશ્ય થઈ જાય છે, પેલુ ટોળુ એના સ્મારક અને સ્મરણમાં રોકાઈ જાય છે, અને ઈતિહાસમા અવકાશ સર્જાય છે, અને પેલો એક માણસ ફરી એની નિજની સામાન્ય ચાલે ચાલતો રહે છે, ચાલતો જ રહે છે, પછી લાબા સમયગાળે કોઈ બીજો નાયક જન્મે છે પેલો માણસ તેને જુએ છે, આ પણ સમય કરતા વધારે ઝડપે જનારો માણસ લાગે છે, એ જોઇ વળી એની સાથે પોતાની ચાલ ઝડપી કરવા ચાલે છે, વળી પાછુ એક જ ગી ટોળુ નવા નાયકની સાથે થાય છે, ગબરડી મારવા પ્રયત્ન કરે છે, કઈક શોભા જેવુ, જેહાદની કૂચ જેવુ, વિજયની દિશામા સ્થાન કરતા કાફલા જેવુ લાગે છે, કહેવાતા વિજય જેવુ પ્રાપ્ત થતુ લાગે છે, એવી કહેવાતી પ્રાપ્તિ પછી ટોળુ પોતાના શ્રમનુ મૂલ્ય, બજારભાવ ઉપજાવવા, લાભ

મેળવવામા પડે છે, અને નવો નાયક પણ અદૃશ્ય થઈ જાય છે આ બીજુ ટોળુ પણ આ નાયકના સ્મારકો અને સસ્મરણોની જગી થાપણમા લાગી જાય છે, એ થાપણને સાચવવા માટે રોકાઈ જાય છે– અટકી, બેસી પડે છે પેલો એક સામાન્ય માણસ તો એની ચાલે ઇતિહાસમા આગળ વધતો જ રહે છે શૂન્યાવકાશમા અને આજ સુધી એની મજલમા બુદ્ધ ઇસુ, મહાવીર, ગાધી–એવા ઘણા ઇતિહાસનાયકો આવી ગયા છે.

ગાલિબ કહે છે કે એ બધા અવશ્ય, ઝડપી ચાલના પ્રવાસી હતા ઇતિહાસમા પ્રજા જ્યારે ચાલવાને બદલે બેસી રહી હતી અને આ પણ જીવનની ગતિ હશે એવા ભ્રમમા હતી તેને આગળ ચાલવા, બેઠા હતા ત્યાથી સહેજ ઊચે લઇ જવા પેલા નાયકે પ્રજાને પ્રેરી ખરી, પણ એ રાહબર હતા એવુ ગાલિબને લાગતુ નથી. એ તો કહે છે કે હુ કોઈ રાહબરને ઓળખતો નથી ખૂબ જ સહજતાથી, તાટસ્થ્યતા અને નિર્મમતાથી ગાલિબ ઈતિહાસની કૂચમા સામાન્ય માણસની મજલને જુએ છે–મ ઝિલથી દૂર, મ ઝિલ બરોબર છે કે નહીં, તેની યે શકા જન્માવે એવી આ ભૂમિકા છે

ઈતિહાસનાયકે આવીને, આપણે લક્ષ્યની દિશામા મ ઝિલની નજીકને નજીક જઈ રહ્યા છીએ એવી આશા જન્માવી, અને ઈતિહાસના પ્રત્યેક તબક્કે એવા નાયકથી પ્રેરાનારો એક વર્ગ હોય છે, તે એની સાથે થાય છે, કૂચ જેવુ ચાલે છે, પણ એ નાયક અધવચ્ચે સૌને મૂકીને જ ચાલ્યો જાય છે

એક માત્ર બુદ્ધ વિલક્ષણ છે તેઓ કહે છે કે તારો દીવો તુ જ થા ! એ, તમને હુ સ્વર્ગમા લઈ જઈશ એમ પણ કહેતા નથી, સ્વર્ગ છે કે કેમ તે પ્રશ્ન જ નથી. બુદ્ધવિચાર તો એવો વિલક્ષણ છે અને કદાચ એ જ યોગ્ય વિચાર છે

ગાલિબ ઈતિહાસનાયકને ઝડપી ચાલના જ માન કહે છે એ ઝડપી ચાલ પણ સાપેક્ષ છે। બીજાઓ કરતા એની ચાલ ઝડપી છે એટલું જ। શાણો સામાન્ય માણસ થોડે દૂર સુધી જ એની સાથે રહે છે કારણ, તે દરમ્યાન પેલા ઝડપી ચાલના માણસ સાથે એક જ ગી ટોળુ થઇ ગયુ હોય છે અને શાણો માણસ ટોળાના રગડગ, રોમેન્ટિક ઉત્સાહ ને સ્વાર્થી ગણતરીને જોઈને પણ થોડે દૂર સુધી ચાલીને અલગ થઇ જાય છે. આ શાણો માણસ તે બૌદ્ધિક છે ગાલિબને આપણે બૌદ્ધિક જ કહીશુ ઇતિહાસનાયકની સાથે ચાલેલુ ટોળુ તો નાનકના સ્મરણ સ્મારકની થાપણો ઊભી કરી તેને ઉત્સાઇ બનાવી લેવા જેટલુ ધૃષ્ટ, વ્યવહારુ હોય છે। ગાલિબના દર્શનને સમ્યક્ દર્શન કહી શકાય

માનવજાતને કોઈ કાયમનો રાહબર મળ્યો છે ખરો? આપણી પ્રિય વિચારસરણી, પ્રિય વ્યક્તિવિશેષના સંદર્ભમા નહી. આદિ કાળથી આજ સુધીના માનવજાતના ઇતિહાસ પર નજર નાખી આ પ્રશ્નનો જવાબ પોતે મેળવવાનો છે. આપણે જેને સનાતન ઉકેલ માની રહ્યા છીએ એ વાસ્તવમા સાપેક્ષ સમાધાન હોય છે આપણને વ્યક્તિ વિશેષો તરફથી સમાધાનો જ મળ્યા છે, કાયમી ઉકેલ નહીં સમાધાનનુ મૂલ્ય સમયજીવી હોય છે, ફર્સ્ટ એઈડ કે લાગ્યા ગાળાના ઉપચાર જેવુ હોય છે, કંઈક રાહત જેવુ—આપણને રાહત સમજાય એટલા પૂરતુ રાહત જેવુ હોય છે પણ ઘણા ખરા ઇતિહાસપુરુષોએ તો જાણે કયામત સુધીની માનવજીવનની સમસ્યાને ઉકેલ હુ બતાવુ છુ એવો અભિનિવેશન બતાવ્યો છે. એમા એક ગૌતમ બુદ્ધ જુદા પડે છે એ તો કહે છે, તારો દીવો તુ થા! માનવજાતે ઇતિહાસના અનેક તબક્કે ક્રાન્તિઓ કેમ જોઈ? ક્રાન્તિ અનિવાર્ય કેમ થઈ પડી? એક ક્રાન્તિ દ્વારા જે પ્રાપ્તિ થઈ તે સામયિક હતી—એ સમય સદી અર્ધી સદીનો કે વધારે ય હોય, પણ તે પછી વળી એક બીજી ક્રાન્તિની અનિવાર્યતા સર્જાય છે. એ જ આગલી ક્રાન્તિને સામયિક પુરવાર કરે છે। આ અનિ

વાર્યતા સર્જનારા પરિબળો કયા ? એક તો જે ઉકેલ કહેવાયો તે વાસ્તવમાં આશ્વાસન હતું, દર્દની વિદાય નહીં, રાહત હતી કેટલીક દવા વિશે પ્રમાણિકપણે કહેવાય છે, દર્દમાં રાહત આપે છે, પણ કોઈ પણ ક્રાન્તિકારી એટલો પ્રમાણિક નથી હોતો એવું નિર્મમપણે ઇતિહાસ કહે છે. તે તો, મારી પાસે ઉકેલ છે, કાયમને માટેનો—એવો અભિનિવેશ પ્રગટ કરે છે.

બીજું પરિબળ તો પ્રજાનો એક મોટો વર્ગ છે, તે રાહત ઝંખતો હોય છે એવી રાહતની પ્રતીતિ કોઈ થોડી ઘણી કરાવી શકે સૌ તેની સાથે થઈ જાય છે પેલો ઇતિહાસનાયક પણ એમાં ઠગાતો હોય છે તે પેલા ટોળાને 'મને અનુસરનારાં' માની લે છે વાસ્તવમાં તો એ ટોળું રાહત જ માગતું હોય છે, તે મળે છે પછી એ આગળ ચાલવાને બદલે 'રાહતના મુકામે' જ ઠરી ઠામ થઈ જવાની ત્રેવડ કરતું હોય છે

ત્રીજું પરિબળ તે ઇતિહાસપુરુષની પ્રતિષ્ઠાને પ્રજાની થાપણ સમજવી એના પર પોતાની 'જીવાઈ' ઊભી કરવાના પ્રપંચમાં પડી જાય છે અટકી ગયેલા ઇતિહાસપુરુષને પોતાને માટે, પોતાની જીવાઈ માટે, તે હજી ચાલે છે, ચાલતો, રહેશે, માનવજાત ચાલશે ત્યાં સુધી—એવી શ્રદ્ધા ફેલાવ્યા કરે છે. એ પરજીવી વર્ગની એવી લીલા પર તટસ્થ બૌદ્ધિકોના પ્રહાર શરૂ થાય છે, પ્રતિષ્ઠાનું ધોવાણ શરૂ થાય છે પણ આ પ્રજા વધારે ગરીબ બનવા માટે એવી એકેએક થાપણ માટે સદીઓ સુધી મૂલ્ય ચૂકવતી રહે છે, ચૂકવ્યા કરે છે. 'મહાન માણસો દ્વારા થતું પ્રજાને નુકસાન' આ થાપણ—જીવાઈવાળો વર્ગ ચાલુ રાખે છે. જે પુરુષ જ્યાંથી અટકી ગયો, પ્રજાને પણ ત્યાં જ અટકાવી રાખવા માટે એ જીવાઈ પર નભતો વર્ગ ભારે મથામણ કરે છે. આથી જેને કારણે પ્રજા આગળ વધેલી તેને જ કારણે પ્રજાને જ્યાંની ત્યાં બેસાડી રાખવાનું ઇતિહાની કૂચ થભાવી દેવાનું મિશન (!) ચાલે છે વર્તમાન પર નજર નાખો તો એ સહેજે સમજાય એવું છે.

દોરવાતી દોરાતી, દોડતી, ધમડાની પ્રજા માટે એ નિર્વાન બની રહે છે

એક ભવનમા મહાપુરુષ રહેતા હતા. તેમના અવસાન પછી એ ભવનને સ્મારક બનાવી સાવ નિરુપયોગી બનાવી દેવાયુ। સમાજની સ્થિતિ પણ શુ એવી નથી બનતી? આજે દેશ એ થઇ ગયેલા મહાપુરુષોના નિષ્ક્રિય સ્મારકભવન જેવો નથી અનુભવાતો? જે કંઈ શ્રમ થાય છે તે જાણે સ્મારકભવનના નિભાવ માટે, તે અનિવાર્ય છે, માટે, કરુણતા અને મૂર્ખતા આમા સ્પષ્ટ દેખાય છે એ મૂર્ખતાને ટકાવી રાખવામા જીવાઇવાળા વર્ગને તો સ્વાર્થ છે, મિશન નથી।

પ્રત્યેક ક્રાન્તિકાર પ્રતિવાદને નામે એક વધારાનો અતિવાદ લાવે છે. એ સમયોચિત હોઈ શકે, જેમ યુદ્ધને મોરચે સૈનિક માટે ફરજ ચોવીસે કલાકનુ કામ પણ સમયોચિત હોઈ યથોચિત પણ ગણાય, પણ યુદ્ધના મોરચેથી સૈનિક બેરેકમા આવે છે ત્યારે? પેના અતિક્રમની અનિર્ણિત ફરજ સમાપ્ત થઈ ગઈ હોય છે પણ ઇતિહાસના એક કાળે પ્રજાને સાદાઈ, ત્યાગ અને બલિદાનની સમયોચિત અતિશયતાની ફરજ પાડવામા આવી. ઇતિહાસ પલટાયો, તે પછી પણ મિશનરીઓ પેના અતિવાદનો દુરાગ્રહ કરીને નવા દંભની ભૂમિકા તૈયાર કરે છે। કાળે કરીને એ એક પંથ કે સંપ્રદાય બની રહે છે, અને જમીનદાર જેવી પ્રજા એને પણ 'જીવાઈ' બાંધી આપે છે। એક સાર્વભૌમ નજર નાખો એવા કેટકેટના પરોપજીવી મઠ પોષવા માટે પ્રજા વધારાની ગરીબી વેઠે છે!

અતિવાદ દ્વારા છેવટે આવતો અમારવાદ સ્તબ્ધ કરી મૂકે એવો હોય છે

*

'વિચારપ્રધાન કવિતા તે જ દ્વિજોત્તમ જાતિની' એવો અતિવાદ ગઇકાલ સુધી ગુજરાતી કવિતાએ સહન કર્યો। બુદ્ધિશાળી કહેવાતુ ટોળુ એ સૂત્રની નેકી પોકારતુ ચાલ્યુ। એ અતિવાદે પોચટ લાગણીની એક અતિશયના ઓગાળવાળુ કામ કર્યું તો ચિંતનની અતિશયતાનો

બોજ નાજુક કવિતા પર લાદી દીધો! એનાથી ગુજરેલી હોનારતના ખંડિયેરો અને એ જ ખંડિયરેના કાટમાળમાંથી થતા નવા સર્જનો જુઓ! અને જુઓ આધુનિકતાનો અતિવાદ પણ! એ પણ હોનારતો ગુજારી જ ચૂક્યો છે. એ હોનારતો અટકાવવી હોય તો ઐતિહાસિક અપેક્ષા રૂપે આવેલા વર્તમાન અતિવાદને સ્વસ્થતાથી સમજી–પામી શકીએ તો જે આવતી કાલે જૂની થવાની છે એવી આધુનિકતાને બદલે નિત્યકવિતાને અપેક્ષીએ, સાધીએ

પ્રત્યેક ક્રાન્તિ નવા ભાષ્યકારો, વાર્તિકકારોને જન્મ આપે છે મૂળભૂત તથ્ય પામવા–પમાડવાનો શુભાશય, પછી પક્ષ અને પક્ષો બનતો જાય છે વાદ વધીને વિતંડાવાદનું સ્વરૂપ ધારણ કરતો જાય છે ભાષ્ય અને વાર્તિક પણ,–પછી 'જીવાઈ'નો પ્રશ્ન બની જાય છે! કેટકેટલી કરુણતાઓ પુસ્તકાલયોમાં ખડકાયેલી છે! પક્ષો પેટા સંપ્રદાયો બને છે પછી વિવિધતામાં એકતા/સમન્વયની (સમજૂતી, સમાધાનની–ઉકેલની નહીં) સુફિયાણી વાત ચાલે છે! મકર કંપાસની જેમ એ વધારે 'ઉપજાઉ' કહેવાય છે!

'દ્વિજોત્તમ કવિતાના મિશનમાં જોડાઈ ગયેલો, એની મર્યાદા ન જોઈ શકનારો હવે આધુનિકતાને સમજાવે છે ત્યારે, તેને પૂછી શકાય કે આગલા અતિને ન જોઈ શકનારો તું, નવા અતિની મર્યાદા જોઈ શકે છે ખરો? બજારની રૂખ પ્રમાણે ધંધો કરવા માટે બજાર જ સારો જગ્યા છે!

આગલા અતિવાદના પ્રત્યાઘાતરૂપે આવનારો વાદ પણ અતિ સાથે આવે છે, તે સમયઅપેક્ષિત હોય, એટલું સમજાય તો નવા ખંડિયેરો સર્જવાના ભાવિમાંથી ઉગરી જઈએ

પ્રત્યેક ક્રાન્તિકાર પોતાને માટે કેટકેટલી કરુણતાઓ લઈ આવ્યો હતો! એના ગયા પછી થયેલી એની, એના વિચારની, મિશનની વિડમ્બનારૂપે એ તાદૃશ છે

ગાલિબ બૌદ્ધિક સારસ્વત રૂપે પ્રગટયા નહોતા. ઊર્મિના માધ્યમને પણ એ ચિંતનક્ષમ બનાવી શક્યા એવા કળાકાર રૂપે જ એ પ્રગટે છે સહજ અને સરળ લાગતો આ શે'ર વિચારપ્રેરક નથી ? પણ વિચારનો ભાર એના પર વર્તાય છે ખરો ? બીજી પંક્તિમા એ કેવી સહજતાથી પોતાની સ્થિતિ કહી દે છે ! વર્ષો પૂર્વેની એ સ્થિતિ 'જૂની' છે ? 'આધુનિક'ની સ્થિતિ યે એ નથી ? એ અર્થમા ગાલિબ સામયિક કવિ નથી, નિત્ય કવિ છે. એને 'આધુનિક'ની ચળરખીની અપેક્ષા નથી. ગાલિબ વાસ્તવનો કવિ આ શેર પૂરતો સમજાય, પણ એ વાસ્તવિકતા અગાઉ હતી તે આજે છે એ અર્થમા સામયિકતાને વાસ્તવિકતામા ખપાવવાના ઉદ્યમને ઓળખવાની સૂઝ પણ એ પ્રેરે છે.

અબ તો ગભરાકે યે કહેતે હય કે મર જાયેંગે,
મર કર ભી ચૈન ન પાયે, તો કિધર જાયેંગે ?

પલાયનને રોકી, સ્તબ્ધ કરી દે એવી વૈચારિક ભૂમિ પર મૂકી દેતા આ કવિને એની જીવન મરણની ત્યારની પ્રચલિત ભાષાને કારણે જ આમા કવિકર્મ ક્યા છે ?' એવો ધૃષ્ટ પ્રશ્ન પૂછીશું ? ગભરાકે શબ્દ શે'રમા કેટલો મહત્ત્વનો છે ! અને બીજી પંક્તિમા સ્વસ્થતાપૂર્વક પૂછાતો પ્રશ્ન, કેટલી વેધકતા આણે છે ?

પરંપરિત ગઝલની મર્યાદા એ ઓજારને ઓછા વાપરી જાણનાર અતિઉદ્યમીઓની નીપજ છે. તે મર્યાદા તમામ પ્રવૃત્તિઓમા ઓછેવત્તે અંશે રહેલી જ હોય છે. પરંતુ જે કંઇ સમયની કસોટીમાથી પસાર થઈને સાચા ભાવક પાસે પહોચ્યે છે ત્યારે કળારીતિએ પણ એ સંબંધ જોડવામા કામ કર્યું હોય છે. પરંપરિત ગઝલની શે'ર રચનાની વિવિધ કળારીતિઓ અભ્યાસ કરવા જેવી છે. પહેલી પંક્તિમા શરૂ કરેલો વિચાર કે ભાવ તસ્બીમા એક દાણા પાછળ બીજો મણકો સેરવી દેવાય એમ, બીજી પંક્તિમા ગદ્યની રીતે છંદમા મૂકી દેવાથી શેર પૂરો

થવા સાથે ભાવકના ચિત્તમાં પણ એ પૂરો થઇ જાય છે! બયાનમાં માર્મિકતા આવતી નથી એ અર્થમાં ગાલિબ પોતે કહે છે કે, હૈ ગાલિબકા અંદાજે-બયાં ઔર! ગઝલમાં શે'રને કેમ મહત્ત્વ આપવામાં આવે છે એનું તાજા આસ્વાદકોને આશ્ચર્ય હોય! 'હાસિલે ગઝલ' જેવા ઉદ્ગાર વિસ્મય જગાડે પણ એવા હાસિલે ગઝલ જેવા શે'રનો ફરી આસ્વાદ કરો તો એ આશ્ચર્ય આનંદાશ્ચર્યમાં પરિણમશે. ઉદ્ગાર કે ઉદ્બોધનરૂપે લખાયેલી સરળ માતત્યલક્ષી ગઝલ કરતાં માત્ર એક શે'ર કેટલો વધારે આસ્વાદક્ષમ નીવડે છે તે પણ અનુભવાશે

ગઝલમાં 'ઢીંગુંગ, ઢીંગુંગ' કરીએ એ બાળકની નિખાલસતા હોય, બાળઉન્મેષ હોય પણ કવિનું કામ માત્ર આટલું જ છે? બાલિશતા પછી કોઇ સોપાન જ નથી? જેમને માટે ન હોય તો ભલે, કવિતા તો સોપાનવિહોણું આકાશ વીંધતું શિખર છે □

## સાભાર સ્વીકાર

**આપણા જ્યોતિર્ધરો** લેખક નરોત્તમ વાળંદ, પ્રકાશક ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ લિ. સંસ્થાવસાહત, રાવપુરા-વડોદરા મૂલ્ય રૂ ૧૫-૦૦.

**વિજ્ઞાન અને અલૌકિક ઘટનાઓ** ' લેખક ડૉ. ભાનુપ્રસાદ એ પરીખ, પ્ર સોશિયાલિસ્ટ સ્ટડી સેન્ટર, ૧૦, દર્શના સોસાયટી, ટીમલિયાવાડ, સૂરત, મૂ એક રૂપિયો

**અગિયાર એકાંકી** લેખક ડૉ સી એચ. ગાંધી 'સુહાસી', પ્રકાશક પટેલ પ્રકાશન, બાકરોલ, જિ ખેડા વિતરક રાષ્ટ્રભાષા પુસ્તકમન્દિર, ટાવરરોડ, સૂરત-૩. કિંમત રૂ. ૧૧-૫૦ પૃ ૧૫૮

**સુહાસીની પ્રતિનિધિ વાર્તાઓ** . ડૉ. સી. એચ ગાંધી સુહાસી', 'પ્રકાશક' ઉપર મુજબ વિતરક . ઉપર મુજબ કિંમત રૂ ૧૦-૦૦, પૃષ્ઠ : ૧૮૪.

## લાભશંકરની કવિતાનું રચનાશિલ્પ
### (ચાર કૃતિઓનું વિશ્લેષણ)
### પ્રમોદકુમાર પટેલ

આપણી સ્વાતંત્ર્યોત્તર કવિતામાં લાભશંકરનો કવિસ્વર ઠીક ઠીક નિરાળો તરી આવે છે. તેમની આરંભની કવિતામાં કેટલાક રંગદર્શી વલણો પ્રગટ થયાં હતાં. વહી જતી પાછળ રમ્ય ઘોષા'માં પ્રકૃતિની જેમ માનવજીવનની કેટલીક રંગીન અને મોહક રેખાઓ અંકિત થઈ હતી. પણ આ કવિ બહુ જ ટૂંકા સમયમાં અસ્તિત્વની વિષમતા પ્રતિ સભાન બની રહ્યા દેખાય છે. 'વહી જતી'ની કેટલીક કૃતિઓમાં જ એનો અણસાર મળવા માંડે છે. 'સૂર્યને શિક્ષા કરો' જેવી કૃતિમાં આ વિશેનો સંકેત મળી રહે છે. પછીથી કવિ નિર્ભ્રાન્ત દશા તરફ ધકેલાતા ગયા છે. 'મારે નામને દરવાજે'ની લગભગ બધી જ રચનાઓ કોઈ ને કોઈ રૂપે અસ્તિત્વની વિષમતા વંધ્યતા કે નિસ્સારતાનો ભાવ પ્રગટ કરે છે કે નિર્ભ્રાન્તિની ભૂમિકાનું અનુસંધાન બતાવે છે. આ તબક્કે કવિતાની-કવિતાના શબ્દની-પોતની શોધ પણ અસ્તિત્વની ખોજની દિશામાં વળી જતી (અને ભળી જતી) દેખાશે.

લાભશંકરની કવિતાની આ રીતે બદલાતી ગતિવિધિનું તેમના નવા ભાવસંવેદનો, તેને પ્રગટ કરનારી નવી કલ્પનશ્રેણિઓ અને નવા રચનાબંધમાં સ્પષ્ટ પ્રતિબિંબ પડયું છે. અલબત્ત, આપણા કાવ્યરસિકોમાં એવા અનેક રસિકો મળી આવશે જેમને લાભશંકરની આરંભકાળની લલિત કોમળ અંશોવાળી રચનાઓ વધુ પસંદ હોય, જ્યારે બીજા એવા રસિકો હશે જેમને પાછળના તબક્કાની, વિશેષ ડગે, 'મારે નામને 'ની કૃતિઓ માટે પક્ષપાત હોય. આ પૈકી કોઈ પણ સામે આપણે વાંધો ન હોય. પણ એટલું જરૂર નોંધીશું કે 'મારે નામને 'ની કવિતાને આપણી આધુનિકતાવાદી કવિતાની ચેતના સાથે વધુ ગાઢ સંબંધ રહ્યો

છે લાભશંકરનો કવિસ્વર એમાં વધુ પ્રબળ અને પ્રખર બન્યો છે. કેટલીક વાર કદાચ મુખર પણ.

પોતાની કાવ્યપ્રવૃત્તિના આરંભથી જ લાભશંકર કવિકર્મ વિશે જાગૃત રહ્યા જણાય છે. કાવ્યસંવેદનની ક્ષણને બને તેટલી સુરેખ અને સુગ્રથિત રૂપમાં પ્રસ્તુત કરવાનો તેમનો પ્રયત્ન દેખાય છે. કલ્પનો અને પ્રતીકોનો સુભગ વિનિયોગ તેમણે આરંભથી જ કર્યો છે હૃદયના કોઈ એક સ્થાયિભાવનું વર્ણન કરતાં કરતાંયે બહાર કે અંદરની સૂક્ષ્મ ઘટના આલેખવાનું તેમને વધુ ગમ્યું જણાય છે 'વહી જતી ' ની મોટા ભાગની રચનાઓના કેન્દ્રમાં કોઈ ને કોઈ 'બનાવ'નું તત્ત્વ રહ્યું છે. 'ચાદરણું' 'અણુ કણુ' 'ભીના ભીના ' 'સ્મૃતિ' 'વિમોચન' 'બારી બહાર જોતો વૃદ્ધ' 'ફેરિયો' 'અશબ્દ બપોરે' 'સૂર્યને શિક્ષા કરો'– જેવી કોઈ પણ કૃતિ લો. એના હાર્દમાં કશીક રહસ્યભરી પરિસ્થિતિ પડી હશે, એમાં કશુંક સૂક્ષ્મ રીતે બની જતું હશે પરિચિત પરિવેશ વચ્ચે પાત્રોના ચિત્તમાં એકાએક સ્મૃતિ ઝબકે કે સ્વપ્નિલતા અને અંદરના જગતમાં જન્મતી કોઈ ચમત્કૃતિભરી ઘટના, કે રોમાંચક ક્ષણમાં ચૈતન્યની વિવર્ત લીલારૂપ ઘટના, કે ચેતનાના બે ભિન્ન અંશો વચ્ચેના વ્યવહારની ઘટના આવી કોઈક રૂપની ઘટનામાં જાણે કે કાવ્યક્ષણ તેઓ મેળવી લે છે આ પ્રકારનો કાવ્યાત્મક ઉપક્રમ બીજા કવિઓમાંય મળશે પણ લાભશંકરમાં એ કંઈક વિશેષ ધ્યાન ખેંચી રહે છે નીચે ચાર કૃતિઓનું વિશ્લેષણ રજૂ કરીએ છીએ. તેમાંથી આ મુદ્દો સ્પષ્ટ થઈ આવે તો સારું.

[ ૧ ]

### વિમોચન

પગથિયાં પર સાંજનો તડકો પડેલો
શબ સમો નિશ્ચેત. બેઠો કાગડો
મૂંગો મૂંગો ત્યાં વાડ પરના થાંભલે

ને શિરીષનુ વૃક્ષ ઊભું ચૂપ.
પેલો સ્થિર કાચિડો,
સાંજની ગમગીન વેળાના ભયાનક શાંગમાં
અસ્તિત્વ આ કચડાય તે પહેલાં
કયહીંથી
લ્હેર નાજૂક રેશમી સૂરો લઈ
સ્પર્શી મને બસ સ્હેજ
ને ઊંચકી ગઈ
કલકલ નદીને તીર, વેકુર સ્નિગ્ધ ભીની,
વાયરો, પગલાં શિશુનાં, છીપનાં,
હોડી અને ઘેરો છલકતો કંઠ માછીમારનો,
હાથમાં લઈ જ્યેષ્ટિકા
ધીમે પગે ભીની નદીની રેતમાં
હું ચાલતો ને વાયરે
ફરફર ફરકતા વસ્ત્ર મારા

('વહી જતી ' પૃ. ૨૮)

કલ્પનશ્રેણિઓના સંવિધાનની રીતિ અહીં અવલોકનપાત્ર છે કવિચિત્તમાં જાગતા કોઈ અમૂર્ત વિચાર કે ભાવનનું નહિ, અંતરની કોઈ એક સ્વચ્છ સુરેખ ઊર્મિનું પણ નહિ, ચેતનાની સ્થિતિગતિનું આ પ્રતીકાત્મક આલેખન છે. ત્રીશીની કાવ્યરીતિથી આ ભિન્ન રીતિ છે, આખો ઉપક્રમ અહીં જુદો છે.

પરંપરાગત કવિ ઘણી વાર પોતાને ઇષ્ટ એવા વિચાર ભાવના કે ઊર્મિનું આલેખન કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે એ વિચાર ભાવના કે ઊર્મિતત્ત્વ જ તેની કૃતિનું પ્રેરક અને સંવિધાયક બળ બની રહે છે. એમાં જે કોઈ પ્રસંગ રજૂ થાય, કથનવર્ણનની વિગતો રજૂ થાય કે અલંકારોનો આશ્રય લેવામાં આવે તો તે પેલા મૂળના વિચાર આદિ

તત્ત્વના દૃષ્ટાંતીકરણ અર્થે જ જાણે કે આવે છે મૂળ વસ્તુની નિકટતમ રહીને કવિ તેને પ્રસ્તુત કરવા ચાહે છે આ રીતની રજૂઆતમા કથનવર્ણનના સ્તરે છે પ્રસંગસંદર્ભોમા તાર્કિક અંકોડાય મળી આવે. અને એ રીતે એમા દુર્બોધતાના એવા કોઈ ખાસ કૂટ પ્રશ્નો ઊભા થતા નહોતા. પણ ચાળીસ પછી, વિશેષત. પચાસ પછી, કવિતાના રચનાસવિધાનમા અટપટાપણુ દાખલ થયુ. તરુણ પેઢીના કવિઓ કલ્પનો પ્રતીકો અને પુરાણકથાઓ જેવા ઉપકરણોનો વધુ ને વધુ સમાનપણે વિનિયોગ કરતા દેખાય છે એક અર્થમા, તેઓ સ્પષ્ટ કાવ્યવિષય' કે કાવ્યવસ્તુ' ધરાવતા નથી અથવા, એમ કહો કે કાવ્યસવેદનની ધૂધળી અસ્પષ્ટ સામગ્રીને આરભબિંદુ તરીકે સ્વીકાર કરી રહ્યા છે, અને તો પણ તેમનો પ્રયત્ન તો 'દૂરતા' કેળવીને તેનુ આલેખન કરવાનો રહ્યો છે પ્રતીકાત્મક રૂપ નિર્માણ માટેનો એ ઉદ્યમ રહ્યો છે એમા આરભના ભાવપુદ્ગલનુ અમુક રીતે અમૂર્તીકરણ થાય છે તો અન્યથા તેનુ ઘનીભવન થાય છે. માનવ હૃદયનેપરિચિત લાગણીનુ એક વધુ અમૂર્ત અને છતા એ સ્તરે આગવી ઘનતાવાળુ રૂપ એમા પ્રાપ્ત થાય છે તરુણ પેઢીના બીજા અનેક કવિઓની જેમ લાભશકરનો ઉપક્રમ પણ આ દિશાનો રહ્યો છે

'વિમોચન'મા ચેતનાની એક વિરલ ક્ષણ રજૂ થઈ છે જીવન-ભયાની આ એક એવી ક્ષણ છે જ્યારે અદરનુ જગત થીજી જાય છે કશીક જડતાની દશાનો બોધ થાય છે, અને ત્યા એકાએક જ કોઈક અદીઠ દિશામાથી ચેતનની લહર વહી આવે છે, જડવત્ જગતમા નવસચાર થાય છે, મુક્તિની પ્રસન્નતાની લાગણી અદરબહાર વ્યાપી વળે છે. આ કૃતિનુ સનિધાન અનત્યત્ત સરળ અને સુગ્રાહ્ય છે. ચેતનની સ્થિતિગતિના બે તબક્કાઓ અહી તરત પ્રત્યક્ષ થઈ જાય છે

કૃતિની પહેલી પાચ પક્તિઓ ચેતનાની નિશ્ચેત દશાનો સકેત કરે છે. 'પગથિયા પર સાજનો તડકો પડેલો'શમ બધો નિશ્ચેત'—આરભનુ

અન્ધકારગર્ભ' એનું કલ્પન ઘણું વ્યંજનાસભર છે. 'સાંજનો તડકો' શબ્દો એની આસપાસના સંદર્ભના બળે અસ્ત થતા જીવનનું સૂચન કરી રહે છે. 'શબ સમો નિશ્ચેત' એ શબ્દોથી થીજી જતી ચેતનાનો ખ્યાલ પ્રાપ્ત થાય છે. 'નિશ્ચેત તડકા'માં મૃત્યુની ફિક્કી ઝાંખી પ્રત્યક્ષ કરી શકાય. 'પગથિયાં' પર એની હસ્તિ પણ સૂચક છે. કદાચ અંદરના ખંડમાં વસવાનું ગમતું નથી એ કારણ હોય. 'મૂગા કાગડા'નું બીજું કલ્પન આ ભાવપરિસ્થિતિને વિશેષ ઊઠાવ આપે છે. બીજી પંક્તિમાં 'શબ સમો નિશ્ચેત બેઠો કાગડો' એ રીતનું Juxtaposition પણ અર્થસૂચક બની શકે છે. કાગડાનું મૂંગાપણું વાતાવરણને ગમગીન અને ભારેખમ બનાવી મૂકે છે. 'શિરીષ વૃક્ષ' પણ આ ક્ષણે ચુપકીદી સેવી રહ્યું છે. પોતાની સૌરભ વહેવડાવવાનું તેણે બંધ કર્યું હશે? સતત રંગ બદલતો 'કાચિંડો' પણ સ્થિર બેઠો છે! બધાં જ તત્ત્વો જાણે કે જડ નિષ્ક્રિય બની ગયાં છે અથવા, થીજી ગયેલી ચેતના માટે મહાનું આ વિશ્વ જડવત્ બન્યું છે! આ આખીય પરિસ્થિતિ થાતિની ચેતના પર—તેના અસ્તિત્વના થરેથર પર—ઓથાર બનીને તોળાઈ રહી છે ત્યાં અગમ્ય ખૂણામાંથી અચાનક ચેતનનો સંચાર થઈ ઊઠે છે, અને તે સાથે ઊઘડી જાય છે અંતરના ઊંડાણમાં પડેલી સ્મૃતિઓનું વિશ્વ અને તેમાં ભળે છે ઝંખનાઓનું વિશ્વ, 'કલકલ નદીને તીર' 'વેકુર સ્નિગ્ધ ભીની' 'વાયરો, પગલાં શિશુનાં, છીપનાં' એમ ચિત્રો ત્વરિતપણે પ્રત્યક્ષ થઈ ઊઠે છે. ચૈતન્યના નવસ્ફુરણની ચંચલતા અને સ્ફૂર્તિ અહીં સરસ રીતે વ્યક્ત થઈ ગયાં છે. 'હોડી અને ઘેરો છલકતો કંઠ માછીમારનો'—એ કલ્પન વળી વર્ણ્ય જ સમૃદ્ધ છે. જીવનનદી મસ્તીથી પાર થઈ રહી છે, થશે, એવી કશીક ઝંખનાનો પ્રક્ષેપ અહીં જોઈ શકાશે. અંતનું કલ્પન પણ અનોખી ચમત્કૃતિ લઈ આવ્યું છે. 'ધીમે પગે ભીની નદીની રેતમાં/હું ચાલતો ને વાયરે/ફરફર ફરકતાં વસ્ત્ર મારાં'—એમાં અનોખી પ્રસન્નતા સૂચવાઈ જાય છે. માર્ગ રેતીનો છે, પણ એ ભીની રેતી છે. એમાં દાઝવાનો પ્રશ્ન નથી. કૃતિના

અંત ભાગમાં આ કલ્પન સુધી 'હું' રૂપ વ્યક્તિનો નિર્દેશ નહોતો આ કલ્પનમાં પ્રસન્નતાનો અનુભવ 'હું'ને થાય છે તો બીજી ગયેની ચેતનામાં એટલી અસ્મિતા જાગી એમ કવિને અભિપ્રેત હશે ? અહીં ૧૨ પંક્તિ હરિગીતનો લય, ભાવસ્થિતિ અને ગતિને અનુકૂળ ગતનો દેખાય છે

[ ૨ ]

તડકો

પરોઢના ઝાકળમાં તડકો
પીગળે
પીગળે પીગળે પડછાયાના પ્હાડ
ને આંસુમાં
ડૂબતી તરતી
તરતી ડૂબતી
અથડાતી ઘુમરાતી આવે,
થોર તણી કાંટાળી લીલી વાડ.
વાડ પરે એક બટેર બેઠું બટેર બેઠું બટેર બેઠું
ફફડે ફફડે ફફડે એની પાંખ
દાદાની આંખોમાં વળતી ઝાંખ,
ઝાંખાં ઝાંખાં પરોઢમાંથી પરોઢમાંથી
આછાં આછાં
અહો મને સંભળાતાં પાછાં અહો મને સંભળાતાં પાછાં
ઠક ઠક ઠક ઠક અવાજમાં
હું ફૂલ બનીને ખૂલું
ખૂલું
ઝાડ બનીને ઝૂલું
ઝૂલું

દાગ્યો થને ફૂણુ
ફૂણુ
પ્હાડ બનીને ફૂદુ
ફૂદુ
આભ બનીને તૂટુ
તૂટુ તડકો થઈને
સવારના શબ્નમસાગરને તળિયે જઈને અડકુ,
મારી કર કર કોરી ધાર પીગળતી જાય,
પીગળે પીગળે પડછાયાના પ્હાડ !

('વહી જતી .', પૃ. ૭૪-૭૫)

કવિતા એ 'કાનની કળા' છે (—બહારના કાનની ખરી પણ તેથી યે વધુ તો અંદરના કાનની) એ વસ્તુનુ રહસ્ય પણ 'તડકો' જેવી કૃતિમા ઘણી ઉત્કટતાથી પમાય છે અહી લાભશંકરના કવિકર્મનો વિશેષ વિવિધરૂપના કલ્પનોના લયસંવાદી સંયોજનમા રહ્યો છે કટાવની ગતિશીલતા અહી સમર્થ રીતે ખપમા લેવાઈ છે. આ પ્રકારની રચનાઓમા કાવ્યવિષયને તારવવાની પ્રવૃત્તિ વંધ્ય જ બની રહેવાની. છતાય જોખમનો સામનો કરીને કહી શકાય કે ચૈતન્યના વિગલનની ક્ષણે ઊઘડતા શિશુવિશ્વની આ રચના છે. કૃતિમા સંયોજિત થતા બધા જ કલ્પનો ગતિશીલતાનો અનુભવ કરાવે છે ક્રિયાઓનુ સૂચન કરતા વિભિન્ન પદોનો વિન્યાસ અહી ખાસ ધ્યાનપાત્ર છે એ જ રીતે કેટલાક શબ્દો કે શબ્દસમૂહોના લયને અનુરૂપ આવર્તનો પણ એટલા જ ધ્યાનપાત્ર છે ચેતનાના વિગલનની ક્ષણે સાક્ષીભૂત સંપ્રજ્ઞતા જે રીતે પોતાને રૂપાંતર પામતી નિહાળે છે તેની આ કવિતા છે.

કૃતિનુ પ્રથમ કલ્પન છે 'પરોઢના ઝાકળમા તડકો/પીગળે.' લાભશંકર પાસેથી પ્રાપ્ત થયેલુ આ એક અતિ રમણીય કલ્પન છે. આખી કૃતિનો એ આદિસ્રોત પણ છે પહેલી પંક્તિ ત્રણ પદોની છે: એથી

એક રમણીય દૃશ્યરૂપ પ્રગટ થાય છે પણ બીજી પંક્તિ ક્રિયા સૂચવતા શબ્દ 'પીગળે'ની બની છે એ શબ્દ એકાકી ઊભો છે પ્રથમ પંક્તિમાં દૃશ્યરૂપ પૂરું પ્રત્યક્ષ થઈ રહે. તે પછી જ 'પીગળવાની' ક્રિયા કવિને સૂઝવવી પ્રથમ હશે, પંક્તિના દૃશ્યરૂપની ક્ષણ ક્ષણાર્ધની સ્થિતિ પછી ચૈતન્યવિગલનની ગતિ શરૂ કરતી હશે એમ લાગે છે 'પીગળે' ક્રિયાવાચક શબ્દની શ્રુતિ સાથે કશીક દૃશ્યાત્મકતાનો સંસ્કાર જડાયેલો છે ખરેખર તો આ એક અનોખું અદ્ભુત કલ્પન છે 'પગોઢના ઝાકળમાં તડકા'ની ઉપસ્થિતિ અહીં ચમત્કૃતિ રચે છે સામાન્ય રીતે તડકો ઝાકળબિંદુને શોષણ કરે છે પણ અહીં 'તડકો' ઝાકળબિંદુમાં રહ્યો છે નિર્મલ ચંચલ અને તરલ ઝાકળબિંદુની હસ્તિ કેવી ક્ષણભંગુર નીવડતી હોય છે ! પણ એ બિંદુમાં 'તડકો' વસ્યા ! 'તડકા'થી સૂર્ય કાશનું-જીવનના આદિસ્રોતરૂપ તેજપુંજનું, અગ્નિ સ્ફુલિંગનું-સૂચન થાય છે. 'તડકો', આમ જુઓ તો, અગ્રાહ્ય સ્વરૂપ અમૂર્ત તત્ત્વ છે. પણ ઝાકળબિંદુમાં તેને રંગીન ઝાંય મળે છે અને મૂર્તરૂપતા મળે છે આ 'તડકા'નું 'પીગળવું' જાણે કે રહસ્યમયી ઘટના બની રહે છે આ ક્રિયાબોધ સાથે 'તડકા'નું રૂપ વધુ મૂર્ત બની રહે છે 'પીગળે' ક્રિયાપદ ત્રીજી પંક્તિના આરંભે બે વાર પુનરાવર્તન પામે છે તે સાથે પ્રથમ કલ્પનનો ભાવપ્રવાહ જોડાઈ જાય છે 'પીગળવાની' ક્રિયા હવે 'પડછાયાના પહાડ' સાથે સંકળાઈ રહે છે પૃથ્વીપટ પરના કોઈ ભૌતિક પહાડના પીગળવાની વાત હોત તોય એમાં કશી- રમણીયતા જરૂર પ્રતીત થાત પણ આ 'પડછાયાના પહાડ' છે મોટાભાગે આ નવે આ કલ્પન ઊભું છે 'પડછાયા' જે સામગ્રીરહિત આકાર છે, આભાસ માત્ર છે, અવાસ્તવિકતા છે, તો એની સામે 'પહાડ' એ અચલ નક્કર અને દુર્ભેદ્ય સત્તા જેવો લાગે છે. પણ આ કલ્પનમાં આ બે તત્ત્વોના રસાયણમાંથી ચમત્કૃતિ ભર્યો એક નવો જ અર્થ પમાય છે 'પડછાયા'ના ખાલી આકાર પણ અહીં પર્વતની ઓજસ્વિતા ધારણ કરે છે ! અથવા, આ કૂટ દુર્ભેદ્ય

પર્વતો પણ અન્ય કોઈ સત્તાની તુલનામા પડછાયા શા આભાસમાત્ર છે । પ્રથમ કલ્પનમા માત્ર 'તડકા'ના પીગળવાની વાત હતી આ સદર્ભમા 'પડછાયાના પ્હાડ' પીગળવાની વાત છે આ એક જુદી જ ઘટના છે. અસ્તિત્વના આભાસરૂપ અશો ઓગળી ગ્યા છે એમ અહીં જોઈ શકાય.

ચોથી પક્તિમા સદર્ભ, બદલાય છે. ચેતનાનુ વિગલન 'આસુ' રૂપે વહેતુ થાય એ સમજાય તેવી વાત છે પાચમીથી આઠમી પક્તિ જળપ્રલયનુ દશ્ય રજૂ કરે છે એમા પહેલી ત્રણ પક્તિઓ માત્ર ક્રિયા સૂચવતા પદોની છે 'ડૂબતી તરતી' પછીનો ક્રમ 'તરતી ડૂબતી'એ રીતે યોજાયો છે એથી દશ્યરૂપ અને શ્રુતિરૂપ બને આકારો પ્રત્યક્ષ થઇ ઊઠે છે. 'થોરની વાડ' સ્મૃતિમા સૂચવાયેલી વિષમ પરિસ્થિતિનો નિર્દેશ કરે છે. નવમી અને દશમી પક્તિમા 'વાડ' પર પાખ ફફડાવતા 'બટેર'નુ દશ્યરૂપે અને શ્રુતિરૂપ સવેદન પ્રત્યક્ષ થાય છે. પૂરમા વસડાતી અવેતી 'થોર'ની 'વાડ'નુ 'બટેર'ના આશ્રય-સ્થાનમા જાણે કે રૂપાતર થાય છે. ચેતનાના પ્રાણોદ્રેકનુ, ઉડ્ડયનનુ એ અતીવ રમણીય ચિત્ર છે 'પ્રતીકનુ મૂલ્ય એમા પ્રતીત થાય છે 'દાદાની આખો ' એ પક્તિ સ્પષ્ટપણે શિશુવિશ્વનો સદર્ભ રજૂ કરે છે અગિયારમી પક્તિ 'એકી દશમીની સામે અનાયાસ (?) સમાતરતા રચે છે 'પાખ' અને 'ઝાખે' એ પ્રાસયોજના ઘણી અસરકારક છે. વિસ્મૃતિના અતીતના ધૂધળા પ્રાતમાથી 'ટક્ ટક્ ટક્ ટક્' અવાજો વહી આવે છે. એ સાથે જ શિશુદષ્ટિમા તરતી વિસ્મયભરી સૃષ્ટિ ઉઘડવા લાગે છે. સાક્ષીભૂત ચેતના હવે શૈશવના દિનોમા રાચવા લાગે છે

સોળમી પક્તિનુ 'હુ ફૂલ બનીને ખૂલુ'એ એક અદ્દભુત કલ્પન છે ફૂલની દાડીમાથી પાખડીઓમા જે જીવનરસ પ્રસરી રહ્યો છે, મ્હોરી રહ્યો છે, તેની સાથે સાક્ષીભૂત ચેતનાનુ અનુસધાન થાય છે સત્તરમી

એક રમણીય દૃશ્યરૂપ પ્રગટ થાય છે પણ બીજી પંક્તિ ક્રિયા સૂચવતા શબ્દ 'પીગળે'ની બની છે એ શબ્દ એકાકી ઊભો છે પ્રથમ પંક્તિમાં દૃશ્યરૂપ પૂરું પ્રત્યક્ષ થઈ રહે, તે પછી જ 'પીગળવાની' ક્રિયા કવિને સૂચવવી પ્રથમ હશે, પંક્તિના દૃશ્યરૂપની ક્ષણ ક્ષણાર્ધની સ્થિતિ પછી ચૈતન્યવિગલનની ગતિ રજૂ કરતી હશે એમ લાગે છે 'પીગળે' ક્રિયાવાચક શબ્દની શ્રુતિ સાથે કશીક દર્શનાત્મકતાનો સંસ્કાર જડાયેલો છે ખરેખર તો આ એક અનોખું સંકુલ કલ્પન છે 'પગેરુના ઝાકળમાં તડકા'ની ઉપસ્થિતિ અહીં ચમત્કૃતિ રચે છે સામાન્ય રીતે તડકો ઝાકળબિંદુનું શોષણ કરે છે પણ અહીં 'તડકો' ઝાકળબિંદુમાં રહ્યો છે નિર્મળ ચંચલ અને તરલ ઝાકળબિંદુની હસ્તિ કેવી ક્ષણભંગુર નીવડતી હોય છે ! પણ એ બિંદુમાં 'તડકો' વસ્યા ! 'તડકા'થી સૂર્યપ્રકાશનું — જીવનના આદિસ્રોતરૂપ તેજપુંજનું, અગ્નિ સ્ફુલિંગનું—સૂચન થાય છે 'તડકો', આમ જુઓ તો, અગ્રાહ્ય સ્વરૂપ અમૂર્ત તત્ત્વ છે. પણ ઝાકળબિંદુમાં તેને રંગીન ઝાંય મળે છે અને મૂર્તરૂપતા મળે છે આ 'તડકા'નું 'પીગળવું' જાણે કે રહસ્યભરી ઘટના બની રહે છે આ ક્રિયાબોધ સાથે 'તડકા'નું રૂપ વધુ મૂર્ત બની રહે છે 'પીગળે' ક્રિયાપદ ત્રીજી પંક્તિના આરંભે બે વાર પુનરાવર્તન પામે છે. તે સાથે પ્રથમ કલ્પનનો ભાવપ્રવાહ જોડાઈ જાય છે 'પીગળવાની' ક્રિયા હવે 'પડછાયાના પહાડ' સાથે સંકળાઈ રહે છે પૃથ્વીપટ પરના કોઈ ભૌતિક પહાડના પીગળવાની વાત હોત તોય એમાં કશીક રમણીયતા જરૂર પ્રતીત થાત પણ આ 'પડછાયાના પહાડ' એ મેટાફરને આશ્રયે આ કલ્પન ઊભું છે 'પડછાયા' જો સામગ્રીરહિત આકાર છે આભાસ માત્ર છે, અવાસ્તવિકતા છે, તો એની સામે 'પહાડ' એ અચલ નક્કર અને દુર્ભેદ્ય સત્તા જેવો લાગે છે પણ આ કલ્પનમાં આ બે તત્ત્વોના રસાયણમાંથી ચમત્કૃતિ ભર્યો એક નવો જ અર્થ પમાય છે પડછાયા'ના ખાલી આકારો પણ અહીં પર્વતની બોજિલતા ધારણ કરે છે ! અથવા, આ ફૂટ દુર્ભેદ્ય

પર્વતો પણ અન્ય કોઈ સત્તાની તુલનામા પડછાયા શા આભાસમાત્ર છે । પ્રથમ કલ્પનમા માત્ર 'તડકા'ના પીગળવાની વાત હતી આ સંદર્ભમા 'પડછાયાના પહાડ' પીગળવાની વાત છે આ એક જુદી જ ઘટના છે. અસ્તિત્વના આભાસરૂપ અંશો ઓગળી રહ્યા છે એમ અહીં જોઈ શકાય.

ચોથી પંક્તિમા સંદર્ભ, બદલાય છે. ચેતનાનુ વિગલન 'આસુ' રૂપે વહેતુ થાય એ સમજાય તેવી વાત છે પાચમીથી આઠમી પંક્તિ જળપ્રલયનુ દૃશ્ય રજૂ કરે છે એમા પહેલી ત્રણ પંક્તિઓ માત્ર ક્રિયા સૂચવતા પદોની છે. 'ડૂબતી તરતી' પછીનો ક્રમ 'તરતી ડૂબતી'એ રીતે યોજાયો છે એથી દૃશ્યરૂપ અને શ્રુતિરૂપ બને આકારો પ્રત્યક્ષ થઈ ઊઠે છે 'થોરની વાડ' સ્મૃતિમા સૂચવાયેલી વિષમ પરિસ્થિતિનો નિર્દેશ કરે છે નવમી અને દશમી પંક્તિમા 'વાડ' પર પાખ ફફડાવતા 'બટેર'નુ દૃશ્યરૂપ અને 'શ્રુતિરૂપ સંવેદન પ્રત્યક્ષ થાય છે. પૂરમા વસડાતી' અંવેતી 'થોર'ની 'વાડ'નુ 'બટેર'ના આશ્રય સ્થાનમા જાણે કે રૂપાતર થાય છે ચેતનાના પ્રાણોદ્રેકનુ, ઉડ્ડયનનુ એ અતીવ રમણીય ચિત્ર છે પ્રતીકનુ મૂલ્ય એમા પ્રતીત થાય છે 'દાદાની આખો ' એ પંક્તિ સ્પષ્ટપણે શિશુવિશ્વનો સંદર્ભ રજૂ કરે છે અગિયારમી પંક્તિ એકી દશમીની સામે અનાયાસ (?) સમાતરતા રચે છે 'પાખ' અને 'ઝાખ' એ પ્રાસયોજના ઘણી અસરકારક છે વિસ્મૃતિના અતીતના ધૂધળા પ્રાતમાથી 'હૂ હૂ હૂ હૂ' અવાજો વહી આવે છે. એ સાથે જ શિશુદૃષ્ટિમા તરતી વિસ્મયભરી સૃષ્ટિ ઉઘડવા લાગે છે. સાક્ષીભૂત ચેતના હવે શૈશવના દિનોમા રાચવા લાગે છે

સોળમી પંક્તિનુ 'હુ ફૂલ બનીને ખૂલુ'એ એક અદ્ભુત કલ્પન છે ફૂલની દાડીમાથી પાખડીઓમા જે જીવનરસ પ્રસરી રહ્યો છે, મ્હોરી રહ્યો છે, તેની સાથે સાક્ષીભૂત ચેતનાનુ અનુસંધાન થાય છે મનોગમા

પંક્તિમાં એકાકી ક્રિયાવાચક પદ 'ખૂલું' લયની લયકની દૃષ્ટિએ મહત્ત્વનો ભાગ ભજવે છે પણ તેથી વિશેષ પછીની પંક્તિના કલ્પન જોડે–એમાંના 'ઝૂલું' જોડે–પ્રાસબંધથી માર્મિક રીતે સાંકળી આપે છે. 'દરિયો શેને ડૂબું'– વીસમી પંક્તિનું એ કલ્પન પણ એટલું જ આકર્ષક છે. ભૂગોળના પ્રદેશમાં આવતા કોઈ ભૌતિક 'દરિયા'ની આ વાત નથી બલકે કાવ્યચેતના 'દરિયા' જેટલી અનંત વિસ્તરીને પોતાના અંગના વિશ્વમાં જ ગરકાવ થવા ઝંખે, તેની આ વાત છે પછી 'ફોડ બનીને ફૂટું'– આભ બનીને તૂટું' એવી આનરિક ઝંખના પ્રગટ થાય છે, અને છેવટે 'ગગનમસાગરને તળિયે સ્પર્શ કરવાની તીવ્રતમ આરત વ્યક્ત થઈ જાય છે. કૃતિના આરંભે 'તડકો' એક અલ્પ 'ઝાકળ બિંદુ'માં ઊતર્યો હતો, તેને હવે વિરાટ 'ગગનમસાગર'ની ઝંખના જાગી છે અસ્તિત્વમાં નિહિત રહેલા આભસી અંશો હવે પીગળી રહ્યા છે, એવી સંપ્રજ્ઞતાની ક્ષણે આ રચના પુરી થાય છે. 'તડકે' અહીં પ્રતીક તરીકે કૃતિના સંવિધાનમાં કેન્દ્રસ્થાને છે

અગાઉ નિર્દેશ કર્યો છે તેમ, 'મારા નામને દરવાજે'માં લાભશંકર અસ્તિત્વની વિષમતાના ભાવો પ્રગટ કરવા ચાહે છે રંગદર્શી વૃત્તિવલણો, રંગીન છટાઓ કે લયની અભિરામ છટાઓથી તેઓ એ અળગા બની રહ્યા છે કલ્પનવાદ અને સરરિયલ રચનાના તત્ત્વો અહીં અનેક સંદર્ભે પ્રબળપણે ક્રિયાશીલ બન્યા દેખાય છે.

[ ૩ ]

તમરાનો
સૂકા પાંદડા જેવો
તૂટી ગયેલો અવાજ
વાતાવરણમાં સતત અથડાયા કરે છે.
રાતની એકલતામાં
આવતી કાલે ઊગનારા

ઘાસનો મૂક સળવળાટ
માટીના કણોમાં અનુભવીને
આપણે બેઠા છીએ
સૂકા પાંદડાના
તૂટી ગયેલા અવાજના
એક મરીલા લયમાં
મૃત્યુના પદધ્વનિ પડધાય છે
એની પ્રતીતિ આપણને થઈ ચૂકી છે
હમણાં પગદંડી દોડી આવશે
અને
અનતત્ર ઊગી નીકળેલી
કંપતી
તૃણટોચો પર
ઝૂલતા
સહસ્ર આકાશોમાં
ઊડતાં પંખીઓના કનરવથી
વાતાવરણ
રોમાંચ અનુભવતું હશે!
હવે ઝાઝી વાર નથી!

('મારે નામને ' પૃ ૧૪-૧૫)

પૃથ્વીના પટ પર વસતી માનવજાતિની નિયતિ અંગેનું એક સંકુલ સંવેદન અહીં રજૂ થયું છે. એક રીતે આ માનવઅસ્તિત્વની સાથે જડાયેલી વિષમતાનું–કહો કે એબ્સર્ડિટીની લાગણીનું કાવ્ય છે રચના આચ્છાદસ રૂપની છે એની ગદ્યાત્મક રચના સાભિપ્રાય છે એમ સમજાય છે આ કૃતિ કેટેક નાનીમોટી ચાર કંડિકાઓની બની છે પ્રત્યેક કંડિકા માનવપરિસ્થિતિનું એક પાસું રજૂ કરે છે વિશાળ માનવજીવનને

જાણે કે બ્યાપમા લેવા ચાલ્યું છે અંતની કડી અગાઉની ત્રણ કંડિકાઓને દ્દપણે સાંકળી આપે છે અહીં 'બનાવ' રૂપે એકદમ સ્પષ્ટ ઘટના જેવું તો અંતની કંડિકામા જ દેખાશે પણ આખીય માનવજાતિની કથા અહીં સૂચવાય જાય છે

પહેલી આખીય કંડિકા, આમ જુઓ તો, એક જ વાક્યરૂપ છે. એમા એક સંકુલ કલ્પન નિહિત રહ્યું છે 'તમરાના અવાજ' રાત્રિનો નિર્દેશ કરે છે અહીં 'અવાજ'ના વિશેષણ તરીકે આવતા શબ્દસમૂહો 'સૂકા પાદડા જેવો/તૂટી ગયેલો અવાજ' આખાય કલ્પનને વ્યંજનાનું અનોખું પરિમાણ અર્પે છે, 'સૂકા પાદડા જેવો' શબ્દસમૂહ અવાજ'ની શૂન્યતા બરડતા નિર્જીવતા રુક્ષતા ક્ષણભંગુરતા એમ અનેક વ્યંગ્યાર્થો સૂચવે છે આની સામે 'તમરા' એ ક્ષુદ્ર જંતુ રહેતા નથી ! માનવજાતિના ભાવિ વિશે ચિંતા અને ચિંતન કરનારા અપાર સંખ્યાના પેગંબરો સંતો દ્રષ્ટાઓ ચિંતકો વગેરે એથી સૂચિત થાય છે. પણ એ સર્વ 'તમરાઓ' રાત્રિનો અંધકાર મિટાવી શક્યા નથી ! તેમના સૌના અવાજ 'તૂટી ગયેલા' અનુભવાય છે, પોલા અને ખોટા પ્રતીત થાય છે. સૂકા પાદડા રઝળે છે ત્યારે, કે તૂટી જાય છે ત્યારે, એનો અતિ અલ્પ અવાજ સાભળવા જેટલી સંવેદનશીલતા અહીં ભાવકે-કેળવી હોવી જોઈએ આમેય, 'સૂકું પાદડું' સજીવ રસ વહાવતા વૃક્ષથી વિચ્છિન્ન અને દિશાશૂન્ય બની ચૂક્યું હોય છે પવનને ઝોકે ઝોકે તે આમ તેમ રઝળ્યા કરે છે એવું 'પાદડું' મૂળ તત્ત્વ જોડેનો વિચ્છેદ સૂચવે છે, તે પણ નોંધવું જોઈએ

બીજી કંડિકા માનવપરિસ્થિતિનું એક બીજું પાસું આલેખે છે આપણે આ પૃથ્વીના વાસીઓ 'રાતની એકલતા'મા બેઠા છીએ આવતી કાલે ઊગનાર/વાસનો મૂક સળવળાટ/માટીના કણોમા અનુભવી'ને બેઠા છીએ ! કદાચ માટીની જીવનદાયિ શક્તિનો fertilityનો-અંદાજ આવી ગયો છે, એટલે આવતી કાલે એમા 'રસ' ઊગશે એની આશા

પણ બંધાઈ રહી છે. આવતી કાલે ઊગનારા 'ઘાસનો મૂક સળવળાટ' સાંભળવા જેટલી સૂક્ષ્મ સંવેદનશીલતા પણ જન્મી છે (સમસ્ત પ્રજાના મુખ સમા કવિઓએ તો એવી સંવેદનશીલતા પ્રાપ્ત કરી જ હોય છે.) એ રીતે કંઈક અનુભવમાં અને કંઈક આશામાં અહીં સૌ જીવી રહ્યા છીએ. એક સંકુલ કલ્પન આ કંડિકામાં રજૂ થયું છે.

માનવજાતિના અંતરમાં દૃઢ પ્રતીતિરૂપે જે વાત પડી છે તે તો મૃત્યુની અફરતાની ત્રીજી કડીમાં લાભશંકર 'મૃત્યુના પદધ્વનિ'નું સંવેદન રજૂ કરે છે. આ પદધ્વનિઓ 'સૂકાં પાંદડાંના/તૂટી ગયેલા અવાજના/એક-સૂરીલા લયમાં' સતત પડઘાતા રહ્યા છે પહેલી કડીના સંકુલ કલ્પનનો જ એક ધ્વનિસભર અંશ લાભશંકરે અહીં નવા અર્થમાં નવા સંદર્ભમાં-સાંકળી આપ્યો છે કૃતિનો બંધ એ રીતે વધુ દૃઢ રીતે જોડાયો છે 'તૂટી ગયેલા અવાજનું એકસૂરીલાપણું'-તો વિચારો, અનુભવો, વગેરેનું એક જ જાતનું રટણ સૂચવે છે સ્થગિતતા, જડતા એટલે જ મૃત્યુ!

ચોથી કડી માનવજાતિના અંતરમાં ઊંડે ઊંડે સેવાઈ રહેલી કોઈક ઝંખના કોઈક સ્વપ્ના અને આશાને મૂર્ત કરવા આવી છે. આ 'રાત્રિ'-એટલે કે અજ્ઞાનરૂપ રાત્રિ-હવે પૂરી થવામાં જ છે અંતની પંક્તિ છે 'હવે ઝાઝી વાર નથી!' (અહીં પંક્તિને અંતે મૂકેલું આશ્ચર્યચિહ્ન વ્યંગભાવ જગાડે છે) આનંદકિલ્લોલ કરતું માનવજાતિની ઝંખનાનું એ વિશ્વ કેવું હશે?-તો કે, 'સહસ્ર આકાશોમાં ઊડતાં પંખીઓના કલરવથી/વાતાવરણ/રોમાંચ અનુભવતું હશે!' પણ આ કવિ અસ્તિત્વની વિષમતાથી અભિજ્ઞ બન્યા છે આવી ઝંખનાની સૃષ્ટિ એ માનવજાતિનું કેવળ સ્વપ્ન હોઈ શકે કદાચ એ ક્ષણભંગુર રચના હોઈ શકે, કદાચ એ આભાસ માત્ર હોઈ શકે એટલે જ કવિ કહે છે-કલરવ કરતાં આ 'પંખીઓ' જે 'સહસ્ર આકાશો'માં વિહરતાં હશે તે

જાણે કે વ્યાપમા લેવા ચાહ્યુ છે અ તની કડી અગાઉની ત્રણ ક ડિકાઓને દઢપણે સાકળી આપે છે અહીં 'બનાન' રૂપે એકદમ સ્પષ્ટ ઘટના જેવુ તો અ તની ક ડિકામા જ દેખાશે પણ આખીય માનવજાતિની કથા અહીં સૂચવાય જાય છે

પહેલી આખીય ક ડિકા, આમ જુઓ તો, એક જ વાકયરૂપ છે એમા એક સ કુલ કલ્પન નિહિત રહ્યુ છે 'તમરાના અવાજ' રાત્રિનો નિર્દેશ કરે છે અહીં 'અવાજ'ના વિશેષણ તરીકે આવતા શબ્દસમૂહો 'સૂકા પાદડા જેવો/તૂટી ગયેલો અવાજ' આખાય કલ્પનને વ્ય જનાનુ અનો ખુ પરિમાણ અર્પે છે, 'સૂકા પાદડા જેવો' શબ્દસમૂહ અવાજ'ની શૂન્યતા બગડતા નિર્જીવતા રુક્ષતા ક્ષણભ ગુરતા એમ અનેક વ્ય ગ્યાર્થો સૂચવે છે આની સામે 'તમરા' એ ક્ષુદ્ર જ તુ રહેતા નથી ! માનવજાતિના ભાવિ વિશે ચિ તા અને ચિ તન કરનારા અપાર સ ખ્યાના પેગ બરો સ તો દષ્ટાઓ ચિ તકો વગેરે એથી સૂચિત થાય છે. પણ એ સર્વ ' તમરાઓ ' રાત્રિનો અ ધકાર મિટાવી શકયા નથી ! તેમના સૌના અવાજ 'તૂટી ગયેલા' અનુભવાય છે, પોલા અને બોદા પ્રતીત થાય છે. સૂકા પાદડા રઝળે છે ત્યારે, કે તૂટી જાય છે ત્યારે, એનો અતિ અલ્પ અવાજ સાભળવા જેટલી સ વેદનશીલતા અહીં ભાવકે-કેળવી હોવી જોઇએ આમે ય, 'સૂકુ પાદડુ ' સજીવ રસ વહાવતા વૃક્ષથી વિચ્છિન્ન અને દિશાશૂન્ય બની ચૂકયુ હોય છે પવનને ઝોકે ઝોકે તે આમ તેમ રઝળ્યા કરે છે એવુ 'પાદડુ ' મૂળ તત્ત્વ જોડેનો વિચ્છેદ સૂચવે છે, તે પણ નોધવુ જોઇએ

બીજી ક ડિકા માનવપરિસ્થિતિનુ એક બીજુ પાસુ આલેખે છે આપણે આ પૃથ્વીના વાસીઓ 'રાતની એકલતા'મા બેઠા છીએ આવતી કાલે ઊગનારા/ઘાસનો મૂક સળવળાટ/માટીના કણોમા અનુભવી'ને બેઠા છીએ ! કદાચ માટીની જીવનદાયિ શક્તિનો fertility'નો-અ દાજ આવી ગયો છે, એ-લે આવતી કાલે એમા 'ઘ સ' ઊગશે એવી આશા

પણ ધરાઈ રહી છે. આવતી કાલે ઊગનારા 'ઘાસનો મૂક સળવળાટ' સાંભળવા જેટલી સૂક્ષ્મ સંવેદનશીલતા પણ જન્મી છે (સમસ્ત પ્રજાના મુખ સમા કવિઓએ તો એવી સંવેદનશીલતા પ્રાપ્ત કરી જ હોય છે.) એ રીતે કંઈક અનુભવમાં અને કંઈક આશામાં અહીં સૌ જીવી રહ્યા છીએ એક સંકુલ કલ્પન આ કડિકામાં રજૂ થયું છે.

માનવજાતિના અંતરમાં દૃઢ પ્રતીતિરૂપે જે વાત પડી છે તે તો મૃત્યુની અફરતાની ત્રીજી કડીમાં લાભશંકર 'મૃત્યુના પદધ્વનિ'નું સંવેદન રજૂ કરે છે આ પદધ્વનિઓ 'સૂકા પાંદડાના/તૂટી ગયેલા અવાજના/એક સૂરીલા લયમાં' સતત પડઘાતા રહ્યા છે પહેલી કડીના સંકુલ કલ્પનનો જ એક ધ્વનિસભર અંશ લાભશંકરે અહીં નવા અર્થમાં નવા સંદર્ભમાં-સાંકળી આપ્યો છે કૃતિનો બંધ એ રીતે વધુ દૃઢ રીતે જોડાયો છે 'તૂટી ગયેલા અવાજનું એકસૂરીલાપણું'-તે વિચારો, અનુભવો, વગેરેનું એક જ જાતનું રટણ સૂચવે છે સ્થગિતતા, જડતા એટલે જ મૃત્યુ!

ચોથી કડી માનવજાતિના અંતરમાં ઊંડે ઊંડે સેવાઈ રહેલી કોઈક ઝંખના કોઈક સ્વપ્ના અને આશાને મૂર્ત કરવા આવી છે. આ 'રાત્રિ'-એટલે કે અજ્ઞાનરૂપ રાત્રિ-હવે પૂરી થવામાં જ છે અંતની પંક્તિ છે 'હવે ઝાઝી વાર નથી!' (અહીં પંક્તિને અંતે મૂકેલું આશ્ચર્યચિહ્ન વ્યંગભાવ જગાડે છે) આનંદકિલ્લોલ કરતું માનવજાતિની ઝંખનાનું એ વિશ્વ કેવું હશે?-તો કે, 'સહસ્ર આકાશોમાં ઊડતા પંખીઓના કલરવથી/વાતાવરણ/ગુંજાર્યું અનુભવતું હશે!' પણ આ કવિ અસ્તિત્વની વિષમતાથી અભિજ્ઞ બન્યા છે આવી ઝંખનાની સૃષ્ટિ એ માનવજાતિનું કેવળ સ્વપ્ન હોઈ શકે કદાચ એ ક્ષણભંગુર રચના હોઈ શકે, કદાચ એ આભાસ માત્ર હોઈ શકે એટલે જ કવિ કહે છે- કલરવ કરતા આ 'પંખીઓ' જે સહસ્ર આકાશો'માં વિહરતા હશે તે

'અત્રતત્ર ઊગી નીકળેલી/કંપતી/તૃણટોચો પગ/ઝૂલતા' હશે ! તો તો આ 'સહસ્ર આકાશો'ની હસ્તિ એ ક્ષણભંગુર નિર્માણ જ કરશે ! બીજી કડીમાં 'આવતી કાલે ઊગનારા ઘાસ'નો સંદર્ભ હતો પણ આ કડીમાં 'અત્રતત્ર' થોડાક ઊગનારા ઘાસ'નો સંદર્ભ હતો પણ આ કડીમાં 'અત્રતત્ર' થોડાક ઊગી નીકળેલા 'તૃણો' જ જોવા મળે છે. પરિસ્થિતિ કેવી તો ઠગારી પુરવાર થાય છે તેનું સૂચન અહીં મળી જાય છે ચોથી કડીમાં રજૂ થતી કલ્પનસૃષ્ટિ અગાઉની અલગ અલગ લાગતી ત્રણેય કડીઓને માર્મિક રીતે સાંકળી આપવા સમર્થ બની છે

શૈશવમાં
ઊંઘમાં
તીવ્ર હેષાથી
વનસ્થલીમાં દોડતો
એક સફેદ ઘોડો જોયો હતો.
આજે
વર્ષાના ગાંડાતૂર તોફાનમાં
ઘરની પછીત
તૂટી પડી—
એ પછીતની ઘોળાશમાંથી
સ્વપ્નનો સફેદ ઘોડો
દોડી ગયો.
નગરમાં
ચારે બાજુ
સહસ્ર ઘોડાઓની
તીવ્ર હેષા સાથેની
પૂરપાટ દોડ,
જમીન-દોસ્ત

મકાનો પર
ધરતીના પેટાળમાં
અદૃશ્ય થયેલા
લીલા ઘાસનો પુનર્ભવ
તૃણાંકરોની પૂંઠે
હરિણનો પુચ્છવિકંપ
બીજે દિવસે
કડિયા આવી ગયા હતા
અને
પછીત ચણાતી હતી !

('મારે નામને ' પૃ. ૯–૧૦)

–અછાંદસ રીતિની આ રચના પાંચ કંડિકાની છે. વત્તેઓછે અંશે આ કૃતિ દુર્બોધ પણ લાગશે એનું એક કારણ કે 'સફેદ ઘોડા'ના પ્રતીકબોધની મુશ્કેલી છે. એક પ્રતીક લેખે ઘોડાને અનેકવિધ અર્થો અને સાહચર્યો પ્રાપ્ત થયાં છે એટલે આ કૃતિમાં એનો સ્વબોધ થતો નથી. આ કૃતિના સમગ્ર સંદર્ભમાં પ્રસ્તુત બની રહે એ રીતે એનાથી વ્યંજિત થતા ભાવસંકુલનું ગ્રહણ કરવામાં બીજી વિગતો એટલી ઘોતક બની શકી નથી. (અથવા કવિને ઇષ્ટ અર્થ આ લખનાર પોતે ગ્રહણ કરી શક્યા ન હોય !)

અને, આમ જુઓ તો, 'ઘોડા'નું પ્રતીક અત્યંત સંકુલ અને સંદિગ્ધ રહ્યું છે. પરંપરામાં એની સાથે પરસ્પરભિન્ન અને પરસ્પરવિરોધી એવા અનેક અર્થો અને સાહચર્યો સંકળાયાં છે. 'ઘોડો' એ પ્રાણશક્તિનું ચૈતન્યનું પ્રતીક છે પૃથ્વી પરના જીવનનો આદિસ્રોત જે સૂર્ય છે તેનો વાહક પણ ઘોડો' છે. વિશ્વજીવનની પાછળ રહેલી પ્રચંડ શક્તિ અથવા અંધ આદિમ સત્તા પણ એથી સૂચવાય છે જન્મસ્થિતિમરણના વટના ચક્રને પ્રેરક અને સંચાનક બળ પણ એમાં સૂચિત છે, તો વિદ્યુત જેવા

પ્રાકૃતિક બળો પણ એથી સૂચવાય છે. 'સફેદ ઘોડો' જીવનનું અને 'કાળો ઘોડો' મૃત્યુનું પ્રતીક ગણાય છે માનવીમાં રહેલી પશુતા, અધોગામી મનની હીન વૃત્તિઓ, અને જાતીયવૃત્તિ પણ એથી સંકેતાય છે સ્વપ્નમાં ઘોડાનું દર્શન એ „દૃષ્ટાનું – theriomorphic symbol of the self – સ્વનું અર્ધમાનવ-અર્ધપશુરૂપનું પ્રતીક છે સ્વપ્નમાં કિન્તુ સફેદ ઘોડાનું દર્શન મૃત્યુની અમંગળ આગાહીનો સંકેત કરે છે 'ઘોડા'માં શક્તિનો ઉદ્રેક, ઉડ્ડયન, આદિ પણ અભિપ્રેત છે આટલી ભૂમિકા લક્ષમાં રાખીને હવે કૃતિનો મર્મતંતુ પકડવાનો પ્રયત્ન કરીએ

પહેલી કંડિકા 'શૈશવમાં' અને 'ઊંઘમાં' એવા બે શબ્દો સાથે ઊઘડે છે આ બે અવસ્થાઓમાં 'વનન્થલી'માં 'નીત્ર હેયા' સાથે 'સફેદ ઘોડા'ને દોડતો જોયો હતો. શૈશવ એ મુગ્ધ નિર્દોષ સમય છે ઊંઘની અવસ્થા વ્યવહારના જાગૃત મનથી સાવ ઊલટી અવસ્થાનો સંકેત કરે છે 'વનસ્થલી' એ પરિચિત જગતથી દૂર રહેલું રમણીય ઉપવન છે શિશુચિત્તમાં સુષુપ્તરૂપે સચવાયેલું એ સ્વપ્નજગત પણ ખરું, સફેદ ઘોડા'નો પ્રતીક તરીકેનો વિશિષ્ટ અર્થબોધ પકડવાનું હજી મુશ્કેલ છે કદાચ જીવનની સ્વપ્નશીલતા, કદાચ મોહિનીરૂપતા, કદાચ ચૈતન્યરૂપતા, કદાચ જાતીય ઈચ્છા, કદાચ મૃત્યુની ઝંખના એ બધું અહીં વ્યંજિત થઈ જાય છે

બીજી કંડિકા વર્તમાનની ક્ષણોને અનુલક્ષે છે વરસાદ ગાડાતૂર તોફાન સાથે ઝીંકાયો છે આ ઝંઝાવાતમાં 'ઘરની પછીત' તૂટી પડે છે ('ઘર' તે વ્યક્તિના ભૌતિક જીવનનો જ ભાગ છે ? માનવસમાજની જીવનવ્યવસ્થા છે ? સંસ્કૃતિનું નિર્માણ છે ?) એ 'પછીતની ધોળાશ -સાથે' 'સ્વપ્નનો સફેદ ઘોડો' નીકળી નાસે છે ! 'પછીતની ધોળાશ'માંથી 'સફેદ ઘોડો' બહાર આવે છે એ ઘટના અહીં રહસ્યમય રહે છે. આ રીતે 'સફેદ ઘોડા'નું પ્રગટ થવું એના દૃષ્ટા માટે કેવળ ભ્રાન્તિ જ ન હોય ? (પહેલી કંડિકામાં શૈશવમાં' 'ઊંઘમાં' નિહાળેલો ઘોડો 'વનસ્થલી'માં

હતો. આજે તે 'ઘરની પંક્તિ'માંથી નીકળે છે. એ રીતે આગળની કડી જોડે આ કડી સંધાઇ જાય છે) પણ 'પંક્તિતનું પડવું' અને 'સફેદ ઘોડા'નું પ્રગટ થવું એ બે બનાવો શી રીતે સાંકળી શકાશે? 'ઘર'નો વિનાશ થતાં તેમાં આશ્રય લેતો એ 'ઘોડો' હંમેશ માટે દૂર થયો એમ ઘટાવીશું? કે 'ઘોડો' એ વિનાશનું નિમિત્ત બન્યો હતો?

ત્રીજી કંડિકા સરરિયલ પરિવેશ ધરાવતું દૃશ્ય રજૂ કરે છે. 'સહસ્ર ઘોડાઓ' 'તીવ્ર હેષા' સાથે એ આખાય નગરમાં પૂરપાટ ઘૂમી વળે છે. કોઈ નિરંકુશ બળો નગરમાં હાહાકાર મચાવી રહ્યાં હોય એવો સંકેત મળે છે. ચોથી કંડિકામાં નગરનાં અનેક મકાનો જમીનદોસ્ત થઈ ચૂક્યાં હોવાનો ઉલ્લેખ છે. એ રીતે મકાનોના વિનાશ અને મુક્ત થયેલા ઘોડાઓની બેફામ દોટ—એ બે વચ્ચે ક્યાંક સંબંધ હોવાનું સમજાય છે.

પણ આ વિનાશ પછી પ્રકૃતિમાં નવજીવનનો સંચાર થઈ જાય જ છે. માટીમાં દટાયેલા ખંડિયેરો ઉપર લીલું તૃણ ફરીથી ઊગી નીકળે છે. આનંદમગ્ન બની પુચ્છ હલાવતાં હરણનાં વૃંદ ત્યાં તૃણ ચરતાં હાજર થઇ ગયાં છે. છેલ્લી કડીમાં મકાનની પેલી 'પંક્તિ' ફરીથી ચણાવી શરૂ થઇ છે. માનવજાતિ પણ સંસ્કૃતિની રચના અર્થે સક્રિય બની ગઈ છે.

પણ, પેલા 'સ્વપ્નના' 'સફેદ ઘોડા'નું શું? માનવી ચણાતી 'પંક્તિ'માં તેનો પુનઃ પ્રવેશ થશે ખરો? કે નવી 'પંક્તિ'માં એની કોઇ સંભાવના જ નહિ હોય? ગમે તે હો, પ્રતીકબોધની મુશ્કેલી આ કૃતિના હાર્દને પામવામાં અંતરાય રચે જ છે. આ જાતના esoteric symbol ને પામવા કૃતિના સંદર્ભ સિવાય બીજું કયું સાધન ભાવકને ઉપયોગી થાય? □

ઉદ્ગાર / પ્રાણજીવન મહેતા

એ ઊભો થયો. થોડી વાર ત્યાં જ ઊભો રહ્યો માનુ ઘુણાવ્યું સામે દૃષ્ટિ માંડી કંઇક જોઇ રહ્યો પછી એકાએક ડાબા હાથની ધબકતી માંડીને સામે ભીંત ઉપર ખોડેલ ખીંટીમાં લટકાવી ચૂપચાપ ઘરની બહાર નીકળી ગયો.

ખુલ્લા મેદાનમાં આવી ઊભો રહ્યો ઉપર આકાશ તરફ જોયું સામે પોતાનો પડછાયો લંબાઇને પડ્યો હતો કાળો ખરબચડી સપાટી ઉપર લંબાઇ પડેલ પડછાયો ટુકડાઓમાં વહેંચાઇ ગયો હતો. પોતાના પડછાયાને એ ઘડીવાર નિષ્પલક તાકી રહ્યો. પછી ધીમે ધીમે એ પડછાયાની દિશામાં આગળ વધ્યો. પડછાયો ત્યાંથી ખસી આગળ વધ્યો પડછાયાની ઉપર પોતાના પગ માંડતો એ પણ આગળ વધતો ચાલ્યો કેટલું આમ આમ ચાલ્યા પછી અટક્યો પોતાની આંગળીઓ પરથી નખ વાઢી એક ધારદાર શસ્ત્ર બનાવી ત્યાં ઊભા ઊભા જ પડછાયાના ટુકડા કરવા લાગ્યો ટુકડે ટુકડે કપાઈ પડેલ પડછાયાને એકઠા કરી ઢગ ખડક્યો એણે ગજવું ફંફોસ્યું પણ દીવાસળી જડી નહીં. દીવાસળી મળે તો આ એકઠા કરેલ ટુકડાઓને દાહ દઈ દેવાની એને ઇચ્છા થઈ પછી એણે ખાલી ગજવામાં આ ટુકડાઓ ભરાય એટલા ભર્યા. બાકીના ફૂંક મારી આકાશમાં ઉડાડવાનો

પ્રયત્ન કર્યો. ટુકડાઓમાના કેટલાક હળવા હવામા આમ તેમ તરતા તરતા ઉપર અવકાશમા ઊડના પક્ષીઓ ભેગા ભળી જતા એને થોડી વારે દેખાયા નિરભ્ર આકાશમા પક્ષીઓ તરી રહ્યા હતા ભૂરા અવ-કાશમા આડી અવળી રેખાઓ દોરાતી તણાતી તૂટતી ભૂસાતી એ જોઈ રહ્યો પોતાના જમણા હાથની બધી આગળીઓ મૂળ સમેત ઉખેડી આમતેમ ઊડી રહ્યો. પખીઓ સામે ઘા કરવા ડાબો હાથ ફિગાવ્યો ઉગામેલ ડાબો હાથ હવામા એમ જ સ્થિર ખોડાઈ ગયો એને યાદ આવ્યુ ડાબા હાથની નાડી ખીટી ઉપર લટકાવી એ ઘર-બહાર નીકળી ગયો હતો.

ખુલ્લા મેદાનમા ઊભા રહી ચારે કોર નજર માડી જોઈ રહ્યો કશુ નહોતુ દૂર નજીકમા બાવળનુ એક વૃક્ષ ઠૂંઠા જેવુ ઊભુ હતું. દસ બાર પગલા દૂર. આસપાસ શૂળો વેરાયેલી પડી હતી શૂળો ઉપર ઝાકળના ટીપા જામેલા. એણે નીચે નમી એક શૂળને ઊચકીને જોઈ જોઈ રહ્યો થોડી વાર. શૂળના અગ્રભાગે ઝાકળનુ ટીપુ સ્થિર થઈ ગયુ હતુ. આમ એ શૂળ અને ઝાકળના ટીપાને જોઈ જ રહ્યો. ધારીને જોયુ તો ઝાકળના ટીપામા પોતાનો ચહેરો પ્રતિબિબિત થતો દેખાયો પગમા શૂળ ભોકાઇ ગઈ હોય તેમ ચમક્યો. નીચે પગ તરફ દૃષ્ટિ કરી ફરી પાછો હાથમા લીધેલ શૂળને તેમજ ઝાકળના ટીપાને જોઈ રહ્યો ઝટ્ દઈ શૂળના અગ્રભાગેથી ઝાકળના ટીપાને એક ઝાટકે ખખેરી નાખ્યુ હવે એને શૂળ સ્પષ્ટ દેખાવા લાગી થોડી ભીની પણ અણિયાળી એને આખની નજીક લાવી બારીકાઈથી જોતો રહ્યો એને થયુ આ શૂળની બારીક રેખાઓ છૂટી પડી એની આખના ડોળા ફરતે વીટળાઈ વળી છે. બન્ને આખના ડોળાને વારેફરતે બહાર ખેચી લાવવા મથી રહી છે. શૂળમાથી છૂટા પડતી રેખાઓ ડોળા ફરતે વીટળાઇ ભરડો લઈ હમણા જ બહાર ડોળ ને ખેચી કાઢી ધૂળ ભેગા, અહી પડી શૂળ ભેગા કરી દેશે ભયથી ધ્રુજતા હાથમાની શૂળ જમીન હેઠે પડી ગઇ

ત્યાં સ્થિરતા ગુમાવતા બન્ને પગને તળિયે ચારેક સામટી શૂળો ભોંકાઈ ગઈ એ ધીમા સીત્કારે જમીન હેઠ બેઠો બન્ને પગમાંથી વાગતી શૂળો કાઢતો ગયો ખેંચાઈને નીકળતી શૂળ ભેગું લોહી પણ વહેવા લાગ્યું વહેતા લોહીને આડે એણે આંગળી-અંગૂઠો દબાવ્યા ત્યાં બેસી રહ્યો લોહી વહેતું અટક્યું નહીં થોડે દૂર પડેલ કાગળના ડૂચાને એણે ઉપાડ્યો ઘડીઓ ઉકેલતો ગયો ડૂચો આખો ઉકેલાઈ ચૂક્યો ખાયેલા અક્ષરો બધા ભાંગી તૂટી અંદર સમાઈ સંકોચાઈ પડ્યા હતા. ડૂચામાંના બધા અક્ષરોને ખંખેરી ઢગલો કર્યો. ડૂચાને પાછો વાળી દૂર ફેંકી દીધો આ ઢગલો કરેલ અધકચરા તૂટ્યા ભાંગ્યા અક્ષરોના ઢગમાંથી ચપટી ચપટી ઊંચકી પગતળિયેથી વહેતા લોહીને આડે દબાવી મૂક્યા થોડીવાર આમ લોહી વહેતું બંધ થયું થોડું સુકાઈ જામી ગયું અક્ષરો માથે ત્યાં જ ચોંટી રહ્યું એમનું એમ જ

એ ત્યાંથી ઊભો થયો પગમાં બળતરા થતી હતી સ્વસ્થ થવા બન્ને હાથ હવામાં ઉછાળ્યા ત્યાં નજર ડાબા હાથના કાંડા તરફ ગઈ કાંડા ઘડિયાળમાં કાળું ધાબું એની આંખ સામે તરવા લાગ્યું દૃષ્ટિને પણછ જેમ ખેંચી પાછી ત્યાં માંડી વધુ નજીક કાંડાઘડિયાળમાં કાળું ધાબું ગોળ ગમગોળ ફરતું જતું દેખાવા લાગ્યું. નજર એ કાળા ધાબામાં ક્યાંક ઊંડે ખૂંતી ગઈ હશે એ મૂંઝાયો આ કાળા ધાબામાં ઊંડે ખૂંપી ગયેલ નજરની પાછળ પોતાનું શરીર અંગ ઉપાંગ બધું જ ખેંચાતું જતું હોય તેવું લાગ્યું આમ ખેંચતાણ ક્યાંય સુધી ચાલી પણછ તૂટી. નજર સમેત બધું ય એના કાળા ધાબામાં ધબાક દઈને પ્રવેશી ગયું

એ ચોમેર જોઈ રહ્યો કશું દેખી શકાતું નહોતું કાળા ધાબામાં એ જાણે ઊંડે ઊતરી રહ્યો હોય તેવો ભાવ એને થયો હાથ પગ ધડ બધું બધું ક્યાંકમાં નિરાકાર થઈ ગયેલ લાગ્યાં પગ પછાડ્યા તો પગની આડે કંઈક અડકાયું શું હતું તે એ જાણી શક્યો નહીં ફક્ત ગભરાયલા અંતર્મુખ હાથ અફળાવ્યા બન્ને હાથ એકબીજા સાથે અફળાયા

એટલુ જ એ જાણી શકયો  અફડાટના અવાજથી એ એક ગોથુ ખાઇ ગયો. પક્ષી અવકાશમા ગોથુ ખાઇ પાછુ ફરી સરકવા લાગે તેમ એ પણ ગોથુ ખાઇ સરકવા લાગ્યો—ઊંડે કાળા ધાબામા, નજર સમેત.

એને થયુ, એ જાણે કાળા ડીબાગ કુંડાળાની વચ્ચોવચ્ચ અંદર અને અંદર સરકી રહ્યો છે. કુંડાળાના ઊંડાણને કોઇ અંત નથી એથી આમ ને આમ એ સરકી રહ્યો છે એવુ સમજાયુ. કંઈ દેખી શકાતુ નહોતુ. એટલે એ ક્યા હતો, આસપાસ શુ પસાર થઇ રહ્યુ છે, ક્યા ઊંડે સરકી જઇ રહ્યો છે, કંઈ પણ જાણી શકાયુ નહીં ફક્ત સ્પર્શથી કંઈ અનુભવી શકાતુ હતુ. આવા સ્પર્શના અનુભવને એ પોતાની સમજથી કસે તે પહેલા પાછુ કશુ અનુભવાય અને આગળનુ બધુ ભૂંસાતુ જાય. નવુ અંકાતુ જાય અને કંઈ પણ સ્પષ્ટ થાય નહી.

હવે એને થયુ, પોતે ક્યાંક અટક્યો છે. કાળા ડીબાગ અંધકારમાં કશું ભાળી શકાતું નહોતુ સ્પર્શી કશુ અનુભવી સમજી શકવાના મિથ્યા પ્રયત્નો કરવાનો અર્થ કંઈ નહોતો. એને થયુ, કૂખમાંથી એકાદ બે હાડકાં કાઢી ઘસી સળગાવી અગ્નિ પ્રગટાવું. ડાબો હાથ કૂખ તરફ સરકયો. કશુ ફંફોસ્યુ પણ કશાને સ્પર્શી શકયો નહીં હાથ પાછો ઠેલાઇ સ્થિર થયો. નવાઇ લાગી. છાતી પાંસળી કૂખ શુ બધું ગાયબ આ કાળા ડીબાગ અંધકારમા ક્યા ભળી ગયુ આ બધુ સમજી શકાયુ નહીં ફરી પાછુ માથુ ધુણાવ્યુ એ ક્યાંક આવી અટકયો છે એવી એને ખાતરી થઇ. ગજવામા ભરેલ પડછાયાના ટુકડાઓ કાઢી એણે હેઠે પાથર્યા. તે ઉપર બેઠો. ચારે તરફ અંધકાર શૂન્યાવકાશની માફક પથરાયેલો હોવો જોઇએ, જેથી આસપાસ નજીક દૂરનુ કશુ ય પેખી શકાતુ નથી. ભીસ ભય ભેંકાર બધુ ય ચગડોળની માફક આંખોની અંદર ધસી ઘૂમી ફરી રહ્યુ હતુ. ત્યાં બેઠા બેઠા એ પોતાને, પોતાની જાતને ધીરે ધીરે વીસરી રહ્યો હોય

ત્યાં સ્થિરતા ગુમાવતાં બન્ને પગને તળિયે ચાર–છ સામટી શૂળો ભોંકાઈ ગઈ. એ ધીમા ચીસકારે જમીન હેઠ બેઠો. બન્ને પગમાંની વાગેલી શૂળો કાઢતો ગયો. એ ચાઇને નીકળતી શૂળ ભેગું લોહી પણ વહેવા લાગ્યું. વહેતા લોહીને આડે એણે આંગળી-અંગૂઠો દબાવ્યાં. ત્યાં બેસી રહ્યો. લોહી વહેતું અટક્યું નહીં. થોડે દૂર પડેલ કાગળના ટુકડાને એણે ઉપાડ્યો. ઘડીઓ ઉકેલતો ગયો. કૂચો આખો ઉકેલાઈ ચૂક્યો. નખાયેલા અક્ષરો બધા ભાંગી તૂટી અંદર સમાઈ સંકોચાઈ પડ્યા હતા. ટુકડામાંના બધા અક્ષરોને ખંખેરી ઢગલો કર્યો. ટુકડાને પાછો ઘા કરી ફેંકી દીધો. આ ઢગલો કરેલ અવળચવળ તૂટ્યા ભાગ્યા અક્ષરોના ઢગમાંથી ચપટી ચપટી ઊંચકી પગતળિયેથી વહેતા લોહીને આડે દબાવી મૂક્યા. થોડીવાર આમ લોહી વહેતું બંધ થયું. થોડું સુકાઈ જામી ગયું. અક્ષરો માથે ત્યાં જ ચોંટી રહ્યું. એમનું એમ જ.

એ ત્યાંથી ઊભો થયો. પગમાં બળતરા થતી હતી. સ્વસ્થ થવા બન્ને હાથ હવામાં ઉછાળ્યા. ત્યાં નજર ડાબા હાથના કાંડા તરફ ગઈ. કાંડા વડિયાળમાં કાળું ધાબું એની આંખ સામે તગવા લાગ્યું. દૃષ્ટિને પણછ જેમ ખેંચી પાછી ત્યાં માંડી. વધુ નજીક કાંડાવડિયાળમાં કાળું ધાબું ગોળ મનમોટું થતું જતું દેખાવા લાગ્યું. નજર એ કાળા ધાબામાં ક્યાંક ઊંડે ખૂંતી ગઈ. હવે એ મૂંઝાયો. આ કાળા ધાબામાં ઊંડે ખૂંપી ગયેલ નજરની પાછળ પોતાનું શરીર અંગ ઉપાંગ બધું જ ખેંચાતું જતું હોય તેવું લાગ્યું. આમ ખેંચતાણ ક્યાંય સુધી ચાલી. પણછ તૂટી. નજર સમેત ગયું. એ પેલા કાળા ધાબામાં ધબાક દઈને પ્રવેશી ગયો.

એ ચોમેર જોઈ રહ્યો. કશું દેખી શકાતું નહોતું. કાળા ધાબામાં એ જાણે ઊંડે સરકી ગયો હોય તેવો ભ્રમ એને થયો. હાથ પગ ધડ માથું બધું કશાકમાં ગરકાવ થઈ ગયેલ લાગ્યાં. પગ પછાડ્યા તો પગની આડે કંઈક અફડાયું. શું હતું તે એ જાણી શક્યો નહીં. ફક્ત સ્પર્શ્યાં અનુભવ્યું. હાથ અફાળ્યા. બન્ને હાથ એકબીજા સાથે અફડાયા

એટલુ જ એ જાણી શક્યો અફડાટના અવાજથી એ એક ગોથુ ખાઇ ગયો. પક્ષી અવકાશમા ગોથુ ખાઇ-પાછુ ફરી સરકવા લાગે તેમ એ પણ ગોથુ ખાઈ સરકવા લાગ્યો—ઊંડે કાળા ધાબામા, નજર સમેત.

એને થયુ, એ આઈ કાળા ડીબાગ કુકાળાની વચ્ચોવચ્ચ અંદર અને અંદર સરકી રહ્યો છે. કુઠાળાના ઊંડાણને કોઇ અંત નથી એથી આમ ને આમ એ સરકી રહ્યો છે એવુ સમજાયુ. કંઈ દેખી શકાતુ નહોતુ. એટલે એ ક્યા હતો, આસપાસ શુ પસાર થઇ રહ્યુ છે, ક્યા ઊંડે સરકી જઇ રહ્યો છે, કંઈ પણ જાણી શકાયુ નહીં ફક્ત સ્પર્શથી કંઈ અનુભવી શકાતુ હતુ આવા સ્પર્શના અનુભવને એ પોતાની સમજથી કસે તે પહેલા પાછુ કશુ અનુભવાય અને આગળનુ બધુ ભૂંસાતુ જાય. નવુ અંકાતુ જાય અને કંઈ પણ સ્પષ્ટ થાય નહીં.

હવે એને થયુ, પોતે ક્યાંક અટક્યો છે. કાળા ડીબાગ અંધકારમાં કશુ ભાળી શકાતુ નહોતુ સ્પર્શી કશુ અનુભવી સમજી શકવાના મિથ્યા પ્રયત્નો કરવાનો અર્થ કંઇ નહોતો. એને થયુ, ફૂખમાંથી એકાદ બે હાડકા કાઢી ઘસી સળગાવી અગ્નિ પ્રગટાવું. ડાબો હાથ ફૂખ લગી સરક્યો. કશુ ફંફોસ્યુ પણ કશાને સ્પર્શી શક્યો નહી હાથ પાછો ઠેલાઇ સ્થિર થયો નવાઇ લાગી. છાતી પાસળી ફૂખ શુ બધુ ગાયબ આ કાળા ડીબાગ અંધકારમા ક્યા ભળી ગયુ આ બધુ ? સમજી શકાયુ નહી ફરી પાછુ માથુ ધુણાવ્યુ એ ક્યાક આવી અટક્યો છે એની એને ખાતરી થઇ. ગજવામા ભરેલ પડછાયાના ટુકડાઓ કાઢી એણે હેઠે પાથર્યા. તે ઉપર બેઠો. ચારે તરફ અંધકાર શૂન્યાવકાશની માફક પથરાયેલ હોવો જોઇએ; જેથી આસપાસ નજીક દૂરનુ કશુ ય પેખી શકાતુ નથી ભીસ ભય ભેકાર બધુ ય ચગડોળની માફક આખોની અંદર ધસી ઘૂમી ફરી રહ્યુ હતુ. ત્યાં બેઠો બેઠો એ પોતાને, પોતાની જાતને ધીરે ધીરે વીસરી રહ્યો હોય

ત્યા સ્થિરતા ગુમાવતાં બન્ને પગને તળિયે ચાર-છ સામટી શૂળો ભોંકાઇ ગઇ. એ ધીમા સીસકારે જમીન હેઠ બેઠો બન્ને પગમાંથી વાગફરતી શૂળો કાઢતો ગયો. ખેચાઇને નીકળતી શૂળ ભેગુ લોહી પણ વહેવા લાગ્યુ. વહેતા લોહીને આડે એણે આગળી-અગૂઠો દબાવ્યા ત્યા બેસી રહ્યો. લોહી વહેતુ અટક્યું નહી થોડે દૂર પડેલ કાગળના ડૂચાને એણે ઉપાડયો. ઘડીએ ઉકેલતો ગયો ડૂચો આખો ઉકેલાઇ ચૂકયો લખાયેલા અક્ષરો બધા ભાગી તૂટી અદર સમાઈ સકોચાઈ પડયા હતા. ડૂચામાના બધા અક્ષરોને ખખેરી ઢગલો કર્યો. ડૂચાને પાછો ઘા કરી દૂર કરી દીધો. આ ઢગલો કરેલ અધકચરા તૂટયા ભાગ્યા અક્ષરોના ઢગમાથી ચપટી ચપટી ઊચકી પગતળિયેથી વહેતા લોહીને આડે દબાવી મૂકયા થોડીવારે આમ લોહી વહેતુ બધ થયુ. થોડુ સૂકાઈ જામી ગયુ અક્ષરો માથે ત્યા જ ચોટી રહ્યુ એમનુ એમ જ.

એ ત્યાથી ઊભો થયો પગમા બળતરા થતી હતી સ્વસ્થ થવા બન્ને હાથ હવામા ઉછાળ્યા ત્યા નજર ડાબા હાથના કાડા તરફ ગઈ કાડા-ઘડિયાળમા કાળુ ધાબુ એની આખ સામે તરવા લાગ્યુ. દૃષ્ટિને પણજ જેમ ખેચી. પાછી ત્યા માડી વધુ નજીક. કાડાઘડિયાળમા કાળુ ધાબુ ગોળ મસમોટુ થતુ જતુ દેખાવા લાગ્યુ. નજર એ કાળા ધાબામા ક્યાક ઊડે ખૂતી ગઇ હવે એ મૂઝાયો. આ કાળા ધાબામા ઊડે ખૂપી ગયેલ નજરની પાછળ પોતાનુ શરીર અગ-ઉપાગ બધુ જ ખેચાતુ જતુ હોય તેવુ લાગ્યુ આમ ખેચતાણ ક્યાય સુધી ચાલી, પણછ તૂટી. નજર સમેત બધુ ય પેલા કાળા ધાબામા ધબાક કરતુ પ્રવેશી ગયુ.

એ ચોમેર જોઈ રહ્યો કશુ દેખી શકાતુ નહોતુ. કાળા ધાબામા એ જાણે ઊડે સરકી રહ્યો હોય તેવો ભાસ એને થયો. હાથ પગ ધડ-માથુ બધુ કશાકમા ગરકાવ થઈ ગયેલ લાગ્યા. પગ પછાડયા તો પગની આડે કઈક અફડાયુ. શુ હતુ તે એ જાણી શકયો નહીં ફક્ત સ્પર્શવા અનુભવ્યુ હાથ અફાડયા. બન્ને હાથ એકબીજા સાથે અફડાયા

એટલુ જ એ જાણી શક્યો અફડાટના અવાજથી એ એક ગોથુ ખાઇ ગયો. પક્ષી અવકાશમા ગોથુ ખાઇ પાછુ ફરી સરકવા લાગે તેમ એ પણ ગોથુ ખાઈ સરકવા લાગ્યો—ઊડે કાળા ધાબામા, નજર સમેત.

એને થયુ, એ જાણે કાળા ડીબાગ કુડાળાની વચ્ચોવચ્ચ અદર અને અદર સરકી રહ્યો છે. કુડાળાના ઊડાણને કોઇ અત નથી એથી આમ ને આમ એ સરકી રહ્યો છે એવુ સમજાયુ. કઈ દેખી શકાતુ નહોતુ. એટલે એ ક્યા હતો, આસપાસ શુ પસાર થઇ રહ્યુ છે, ક્યા ઊડે સરકી જઇ રહ્યો છે, કઈ પણ જાણી શકાતુ નહી ફક્ત સ્પર્શથી કઈ અનુભવી શકાતુ હતુ આવા સ્પર્શના અનુભવને એ પોતાની સમજથી કસે તે પહેલા પાછુ કશુ અનુભવાય અને આગળનુ બધુ ભૂસાતુ જાય, નવુ અકાતુ જાય અને કઈ પણ સ્પષ્ટ થાય નહી.

હવે એને થયુ, પોતે ક્યાક અટક્યો છે. કાળા ડીબાગ અધકારમા કશુ ભાળી શકાતુ નહોતુ સ્પર્શી કશુ અનુભવી સમજી શકવાના મિથ્યા પ્રયત્નો કરવાનો અર્થ કઇ નહોતો એને થયુ, ઝૂખમાથી એકાદ બે હાડકા કાઢી ઘસી સળગાવી અગ્નિ પ્રગટાવુ. ડાબો હાથ ઝૂખ તરફ સરક્યો કશુ ફફોસ્યુ પણ કશાને સ્પર્શી શક્યો નહી હાથ પાછો ઠેલાઇ સ્થિર થયો નવાઇ લાગી છાતી પાસળી ઝૂખ શુ બધુ ગાયબ આ કાળા ડીબાગ અધકારમા ક્યા ભળી ગયુ આ બધુ સમજી શકાયુ નહી ફરી પાછુ માથુ ધુણાવ્યુ એ ક્યાક આવી અટક્યો છે એની એને ખાતરી થઇ. ગજવામા ભરેલ પડછાયાના ટુકડાઓ કાઢી એણે હેઠે પાથર્યા તે ઉપર બેઠો. ચારે તરફ અધકાર શૂન્યાવકાશની માફક પથરાયેલો હોવો જોઇએ, જેથી આસપાસ નજીક દૂરનુ કશુ ય પેખી શકાતુ નથી ભીસ ભય ભેકાર બધુ ય ચગડોળની માફક આખોની અદર ઘસી ઘૂમી ફરી રહ્યુ હતુ. ત્યા બેઠો બેઠો એ પોતાને, પોતાની જાતને ધીરે ધીરે વીસરી રહ્યો હોય

એને ભાસ્યુ. આ આભાસ કોણ જાણે મનના કયા ખૂણામા
ાથી પ્રવેશી ગયો એ પણ એને સમજાયુ નહી. એ ત્યા બેઠો રહ્યો.
કાએક એના મોમાથી સિત્કાર નીકળી એની આસપાસ ઘૂમવા લાગ્યો
એણે ઊભા થવાનો પ્રયત્ન કર્યો. એને થયુ, આ નાભિની આરપાર કશુ ક
તીવ્ર તીક્ષ્ણ પ્રવેશી પીઠ પાછળ ઊચકાઈ સ્થિર થઇ ગયુ છે. હાથપગ
ઢીલા થઇ ગયા શરીર આખુ બેવડ વળી ગયુ. શરીર પરના છિદ્રે છિદ્રે
પ્રસ્વેદ નહી લોહી ફૂટી નીકળ્યુ હોય આ અધકારમા એને જણાવા
લાગ્યુ. થોડી વારે સ્વસ્થ થતા ડાબો હાથ નાભિ પર લઈ જઇ જાણી
તપાસી જોયુ તો કશુ ધારદાર નાભિસોસરુ પીઠ પાછળ પેટ વીધી
ચીગ બહાર ધૂસી ફરી રહ્યુ છે સ્પર્શથી એનો આકાર સ્પષ્ટ ન થયો.
ફરી હાથ ફેરવ્યો થોડુ સમજાયુ. એક વધુ સિત્કાર મોમાથી બહાર
નીકળી એની આસપાસ વટોળની માફક ફરી વળ્યો એને થયુ, પેલી
ઘડિયાળના બન્ને કાટા એકી સાથે નાભિબિદુ પેટ કાડી પીઠ ચીરી
તેના શરીરને આમતેમ ગોળગોળ ફેરવી રહ્યા છે પોતે આ કાળા
ડીબાગ અધકારમા ચકની જેમ ઘૂમી રહ્યો. હાથ પગ ધડ માથુ શરીર
સમગ્ર પવનચક્કીના વેગથી અધકારમા એકવારા વેગથી ચક્રાકરે ફરી
રહ્યુ છે.

પોતાની બધી શક્તિ કેન્દ્રિત કરી એણે ફરી પાછા પેલા કાળા
ડીબાગ અધકારમા કશુ ક જોવા પ્રયત્ન કર્યો. પોતે ચક્રાકારે ઘૂમી રહ્યો
છે. સતત એવુ એને ભાન થયુ અને એ ક્રમે કરી પોતાની દૃષ્ટિને
સ્થિરપણે ક્યાય માડી કશુ જોઇ પારખી શક્યો નહીં છતીના ઊડ
પોલાણમાથી એક નિશ્વાસ નીકળી આસપાસ ઘૂમી રહેલ અધકારમ
ભળી ગયો આ એક નિશ્વાસથી અધકારનુ પડ કઇ આછુ થયુ તે
ભાસ થયો પણ કશુ પેખી શકાયુ નહીં આમ ચક્કર ભમ્મર ફ
પણ એ પોતે હસી પડ્યો. હસવુ ટાળી શક્યો નહીં. થયુ નિ
માત્રથી થોડુ ઘણુ ય અજવાળુ પાથરી શકાતુ હોય તો તે ખોટુ

અત્યાર સુધી શ્વાસોશ્વાસની ક્રિયા ચાલે છે કે થભી ગઈ છે તે સાવ વીસરી ચૂકયો હતો. એણે ફરી એક ઊડો શ્વાસ લીધો. થોડી વાર અદર જ છાતીમા કયાક ઊડે ઘૂટી રાખ્યો ઘૂટી રાખેલ શ્વાસથી ગૂગળામણ થઇ પછી નિઃશ્વાસ સ્વરૂપે છોડચો આ રીતે એ શ્વાસ નિ શ્વાસની રમતમા ગૂથાઈ ગયો. તે આસપાસ જોવા પેખવાનુ ભૂલી ગયો બહારના કાળા ડીબાગ અધકારને ધીમે ધીમે છાતીના ઊડાણમા કયાક પાસળીઓના પોલાણમા ઘૂટી ઘૂમરીઓ ખવરાવી ગૂગળાવી નિશ્વાસ બહાર પડતો મૂકતો ત્યારે હાડકા પાસળાઓની સફેદી તેમા ભળી જઈ લોહી ત્વચાની લાલાશ મળી જઈ બધુ નિઃશ્વાસ ભેગુ બહાર પોતાની ફરતે પથરાઈ જતુ હતુ. એનાથી એ સાવ અજાણ્ રહ્યો

સભાન થતા આખ ખોલી જોયુ સાવ નજીક ધૂમ્રસરનુ આછુ પાતળુ પડ દેખાવા માડયુ જ્યા અત્યાર સુધી કાળુ ડીબાગ અધારુ જ માત્ર હતુ અને કશુ દેખી શકાતુ નહોતુ ત્યા એ આછા પાતળા ધૂમ્રસરને દેખી રહ્યો આકાશના કોઇ ખૂણામાથી વાદળનો ટુકડો અહી ઊતરી આવ્યો હોય, ટુકડાએ મા વહેચાઇ વાતાવરણમા પોતાની નજીક તરી રહ્યો હેય એમ થયુ. આગળ પાછળ નજર ફેરવી જોયુ તો અન્ય કશુ દૃષ્ટિગોચર થયુ નહી પોતે પેલા કાળા ડીબાગ અધકાર વચ્ચો-વચ્ચ કે કયા છે તે સમજી શકયો નહી પોતાના પડછાયાના ટુકડાઓ પર બેઠો હતો ત્યાથી ઊભા થવાનો પ્રયત્ન કર્યો માડ ઊભા થઇ સ્થિર થવાયુ. પડછાયાના ટુકડાઓ ધૂમ્રસરમા તરવા લાગ્યા. એની ફરતે ગોળાકારે ઘૂમતા દેખાયા નાભિ તરફ ડાબો હાથ લઇ ફેરવી તપાસી જોયુ તો પેલો કાટો નાભિને વીધી પેટ ચીરી પીઠ ફાડી આરપાર નીકળી ગયો હતો. એ ટુકડે ટુકડે ભાગી નાભિના પોલાણમા કયાક સરી ગયેલો લાગ્યો. પીઠ પાછળ હાથ ફેરવી જોયુ તો કરોડરજ્જુના બધા મણકા ઢગલો થઇ લખોટીઓની જેમ કરોડરજ્જુના પોલાણમા આમથી તેમ ગબડી રહ્યા હતા. આગળ ચાલવા પગ ઉપાડયા બન્ને પગમા શૂળો

ભોંકાઈ ગયેલી તે યાદ આવ્યું. પગતળિયે પીડા થવા લાગી હજુ પણ કંઈક અંદર ખૂંતી ગયું હોય તેમ ડંખતું હતું ડાબો જમણો હાથ હવામાં વીંઝી નજીકના આછા પાતળા ધૂમ્રસરને ખસેડી આગળ માર્ગ કરવાનો પ્રયત્ન કર્યો. આમ એ હાથ વીંઝતો ગયો, હવાને વલોવતો ગયો પણ ક્યાંય કશું ખસેડી શકાયું નહીં એને થયું, આ રીતે બન્ને હાથે હવા ધુમ્મસ વીંઝવા વલોવવાથી તો બધું પાછું ઘટ્ટ થતું જાય છે, ઘૂંટાતું ઘેરાતું જાય છે અંતે એ થાક્યો ફરી આગળ વધવા મથ્યો પગ ઉપાડ્યો. પગતળિયે કંઈક ડંખ્યું નીચે નમી પગતળિયે ખૂંતી ગયેલી શૂળનો અણિયાળો ભાગ બહાર ખેંચી કાઢ્યો ખેંચી કાઢેલી શૂળ ભેગું થોડું લોહી ભળી ગયેલું દેખાયું એ પાછો શૂળને આંખની નજીક લાવી જોઈ રહ્યો વિચારી રહ્યો, એને પાછું યાદ આવ્યું જમણા હાથના બધા આંગળા મૂળ સમેત ઉખેડી ઊડતા પક્ષીઓ તરફ વીંઝ્યા હતા એ યાદ આવ્યું. જમણા હાથની આંગળહીણી હથેળી જોઈ રહ્યો ડાબો હાથ ફરી જોયો. આંગળીઓ પરના વેઢા જોયા ગણ્યા ફેર ગણતરી માંડી ક્યાંક કશું ભૂલતો હોય એમ લાગ્યું. વેઢા ઉખેડી લાંબી દોર બનાવી શૂળ ભેગી ભેરવી આંખ સામે લાવી બે પાંપણ બંધ કરી બધું સીવી સમું સુંદર કરી દઈ અહીં આ આછાપાતળા ઘેરા ધૂમ્રસરમાં પડ્યા રહેવાની એને ઈચ્છા થઈ એણે માથું ધુણાવ્યું ડાબા હાથની આંગળીઓથી બન્ને આંખો કેટલાય સમય સુધી દાબી ઊભો રહ્યો. ના, ના, એવું જ કંઈ મનમાં નન્નો ભણતો માંડ માંડ પગ ઉપાડતો એ જરા આગળ વધવા પ્રયત્ન કરવા લાગ્યો ત્યાં તો શૂળ □

(૧૯-૧-૮૧)

## ક્ષિતિજ

અહીં ક્ષિતિજ એટલે શું ?
કોઈ સમજે નહિ !
અને હું સમુદ્રમાં સળવળતા સમયને જોયા કરું
લાગરશે કિનારે કોઈ વહાણ,
તેને પૂછવું કંઈ પણ નાહિંશ લાગે છે
દંતકથાના ટાપુઓ વિશે !
પણ, અટકી જવું એકાદ ક્ષણ
એના જેવી ભૂલોનો સૂર્ય ઊગતો નથી આકાશે.
એમ કહી ઊડી જતા પંખીઓના રંગ
હું ખંખેરી નાખું છું, અને
આંગળીઓમાંથી ઊભા થાય છે
સમુદ્રનીલ ગતિઓના સાપ !
એ પણ એક સપનું હતું
એમ મનાવવા હું કોશિશ કરું છું જેમને
એ બધા જ લોકો—
એક વખત વહાણ હતા !
હવે હું લંગર ઉઠાવી લઉં તો
મત્સ્યકન્યાઓની આંખોમાં ચમકતી રતિ
દીવાદાંડીઓમાં ચણાઈ જાય, અને
એકાએક રાત પડે
આજે સમુદ્રમાં તોફાન છે
મોજાંઓ સાથે ચંદ્ર આકાશ સુધી ઉછળે છે
અને ચાંદનીમાં ફફડે છે પવનના સઢ ને સઢ
હું સમજું છું તે ક્ષિતિજ
હશે ક્યાંક એટલામાં જ અહીં ?

("બાગમાં"માંથી) — મંગળ રાઠોડ

'ક્ષિતિજ' પોતે જ એક ભ્રમ છે. એક આભાસી દૃશ્ય જે આભાસી કે ભ્રામક હોવાની નક્કર પ્રતીતિ જીવનના કોઈ તબક્કે કે કોઇ ક્ષણે થાય છે. પણ જે ભ્રામક છે એ (અનુભૂતિ) ગમે એટલી નક્કર હોય તો પણ ક્યા સુધી જાળવી શકાય ?

કવિને પ્રારભમા જ ક્ષિતિજની પ્રતીતિ થઇ છે, કે અહીં ક્ષિતિજ છે એને માટે એ પોતે પણ અતિસભાન છે. એટલુ જ નહીં પણ આ ક્ષિતિજ અનુભવ કોઈ વિશિષ્ટ કે જે સામાન્યપણે કોઈ પૃથકજનને નથી હોતો અથવા દુર્લભ છે પોતે એક વિશષ્ટ વર્તુળમા ઊભો છે પૂછે છે : 'અહીં ક્ષિતિજ એટલે શુ ? કોઈ સમજે નહીં" એક રજ છે કે સમજવાવાળુ કોઇ નથી

જે અતિદુર્લભ છે અથવા અપ્રાપ્ય છે એવી ક્ષિતિજની પ્રાપ્તિ પણ નાયકમા કોઈ ઉત્સાહ જગાડી શકતી નથી આગળની પક્તિમા એ કહે છે "હુ સમુદ્રમા સળવળતા (કે સળ વળતા ?) સમયને જોયા કરુ છુ " પ્રાપ્તિનો પણ કઇ આનદ કે ઉછાળો નથી એક વિશિષ્ટ કાવ્ય-નાયકની પ્રતિભા અહી વધારે સ્પષ્ટ થાય છે વળી સમયને સમુદ્રની લહેરો રૂપે જોવાનો અનુભવ ભાષામા સઘન રીતે અનુભવાય છે

કાફકાના eternal damnation ભોગવતા પાત્રોની યાદ આપે એવો આ નાયક નિર્ભ્રાન્ત છે. જીવનની બધી જ અવસ્થામાથી આરપાર થઇ આવેલો હોય એવા નિર્ભ્રાન્ત મનુષ્યનુ એ પ્રતીક બની રહે છે કેમકે—

"લાગશે કોઈ વહાણ
તેને પૂછવુ કઇ પણ બાલિશ લાગે છે.
દતકથાના ટાપુઓ વિશે !"

– દતકથાના ટાપુઓમા એને રસ નથી જીવનનો કોઇ પણ ટાપુ હવે એને માટે દતકથાનો રહી ગયો છે અહીં નિર્ભ્રાન્તનો અનુભવ સંપૂર્ણપણે થાય છે કદાચ આથી જ એ સમયને જોયા કરે છે, પણ સમુદ્રરૂપે

અહી સમુદ્ર એકાધિક સ્તરે અનુભવી શકાય એવા વ્યાપવાળુ પ્રતીક બની રહે છે આ સમુદ્રની (કે જીવનની) ગતિ ક્યાય અટકી પડવુ હોય તો પણ અટકવા દેતી નથી. અટકી પડવાની ક્ષણ પણ આવતી નથી એવુ ઊડી જતા પખીઓને જોતા લાગે છે કોઇ પખી બને એટલે ઊડવુ જ પડે જે ઊડે નહી એ પખી જ નહી - અને એવુ જ મનુષ્યનુ. એમા જ અસ્તિત્વના અનિવાર્ય એવા સઘર્ષમાથી હયાતિની અસહાયતા, વેદના વગેરે ધ્વનિત થાય છે પખી અથવા પ્રકૃતિ જેટલી સહજ છે, એટલો સહજ મનુષ્ય નથી રહી શકતો. પ્રકૃતિને જોઇ મનુષ્ય પ્રશ્નો સર્જે છે પણ મનુષ્યને જોઈ પ્રકૃતિ પ્રશ્નો સર્જી શકતી હશે કે કેમ ? એવા વિસ્મય અને આનદ ક્ષણિક નીવડે છે પણ મનુષ્ય માટે અહી જ મનુષ્યની મનુષ્ય તરીકે હોવાપણાની વેદના છે કોઈ આખરી સત્ય એને ક્યારેય ઉપલબ્ધ થયુ નથી કે થવાનુ નથી છતાય હઠાત પખી કે પ્રકૃતિની પ્રેરણાથી ક્યારેક ગતિશીલ બની જવાય!

જે નિર્ભ્રાન્ત છે એવો માણસ તો આખરે કસડાઇ જ પડે વળી અહી તો એક એવો વિશિષ્ટ કાવ્યનાયક છે—જે વિવિધ તબક્કે અનુભવાતા વિસ્મય કે વિષાદને પોતાની આસપાસના મનુષ્યને સમજાવી, પ્રતીત કરાવીને રાહત મેળવી પોતે સ્વસ્થ થઈ શકે—એની પણ કોઈ શક્યતા જણાતી નથી ત્યારે એ બહુ દૂર નીકળી ચૂકેલા એકલવીરની મુદ્રા ઉપસાવે છે "એ પણ એક સપનુ હતુ, એ બધા જ લોકો એક વખત વહાણ હતા." અર્થાત અત્યારે તો એ ગતિહીન જ છે આ સ્થિતિમા 'હવે હુ લગર ઉઠાવી લઉ તો મત્સ્યકન્યાની આખોમા ચમકતી રતિ / દિવાદાંડીઓમા ચણાઇ જાય / અને ફરી ગત પડે"- ફરી એનો એ જ સઘર્ષ શરૂ થાય છે જે મનુષ્યપણે અનિવાર્યપણે નિર્માયેલો છે ને ફરી ગત પડે ફરી તોફાન અહી બહુ જ ઓછા શબ્દોમા તોફાનનુ સુરેખ ચિત્ર અકાયુ છે મોજાઓ સાથે ચદ્રનુ આકાશ સુધી ઉછળવુ એ તોફાન વ્યક્ત કરતુ ખૂબ બળકટ કલ્પન છે આ કલ્પન દ્વારા કરા

તોફાનની પ્રચંડતા અનુભવાય છે. આ પ્રચંડતાની સાથે જ કવિ ફરી એક રોમૅન્ટિક ચિત્ર સર્જે છે !

"ચાંદનીમાં ફફડે છે પવનના સઢ ને સરુ"

'પવનના સઢ'માં વ્યાપકતાનો તો 'સરુ'માં નાજુકાઈનો ભાવ નિરૂપાયો છે. તોફાન દ્વારા ક્ષિતિજ દૃષ્ટિની બહાર ગયાનો સંકેત તો છે જ, પરંતુ તે સાથે જ સનાતન વિસ્મયનો ભાવ પણ અહીં અનુભવાય છે. ક્ષિતિજ કે જેની પ્રતીતિ કાવ્યના પ્રારંભમાં નાયક અનુભવે છે એ જ કાવ્યનાયક જીવનની સંકુલતામાં અત્યંત નાજુક એવી આ વિગત પ્રતીતિ એકાદ ક્ષણને માટે ખોઈ બેસે છે. એને પોતાને પણ વિસ્મય થાય છે કે "હું સમજું છું તે ક્ષિતિજ" એમાં ખુમાર છે, ભાર છે, પ્રતીતિનું વજન છે છતાં જીવનની સંકુલતા ઉથલો મારે છે ત્યારે એને પણ સંશય છે કે હશે ક્યાંક એટલામાં જ અહીં ક્ષિતિજ ?

કાવ્યના પ્રારંભમાં જગતની objective realities અને પોતાની સમજમાં રહેલ સત્ય (truthfulness) માટે જે શ્રદ્ધા હતી તે અહીં લોપ થતી અનુભવાય છે. પ્રતીતિનું સ્પષ્ટ realization ક્ષિતિજની રહસ્યમયતામાં કે ભ્રામકતામાં એ ખોઈ બેસે છે.

આખરે અહીં કશું છે જ નહીં [ છે તે તો માત્ર સનાતન રહસ્યમયતા અને વિસ્મય ] એવા વિષાદના સંકેત પ્રાપ્ત થાય છે. કલ્પનોની તાજગી અને અભિવ્યક્તિની આગવી રીતિને કારણે આ કાવ્ય સાદ્યન્ત બને છે.

---

* કાવ્યને પામવામાં મદદરૂપ એવા કેટલાક સૂચનો બદલ શ્રી કાન્તિ પટેલ તેમજ શ્રી અરુણ અડાલજાનો આભારી છું.

## પત્રચર્ચા

**તંત્રીશ્રી,**

ટાઈમ્સ પ્રકાશનના ઈલસ્ટ્રેટેડ વીકલીના ગુજરાત વિશેષાંક (તા ૭-૧૨-'૮૦) મા બીનગુજરાતીઓના લાભાર્થે આપણા નિરંજનભાઈ ભગતને ગુજરાતી સાહિત્યના આધુનિક–યુગનો અહેવાલ આપવાની તક મળી. છેલ્લા ૧૫–૨૦ વર્ષથી શ્રી ભગત સર્જનાત્મક ક્ષેત્રે તો નીંદર માણે છે એ જાણીતી વાત છે પણ વિવેચન ક્ષેત્રે પણ ઘેરી નીંદર માણી રહ્યા છે એનુ ઉત્તમ પ્રમાણ ઉપરોક્ત લેખ પરથી મળે છે એ લેખમા આધુનિક કવિતાના મૂળ ઉમાશંકરના 'છિન્નભિન્ન છુ' (૧૯૫૬) અને 'શોધ' (૧૯૫૯)મા છે એમ એ પોતે જણાવે છે પણ ગુજરાતીમા પહેલી જ વાર પોતે જ શહેર–વિષયક કાવ્યો લખ્યા પણ આડકતરી રીતે એ કાવ્યોના લખ્યાની સાલ (૧૯૪૬) સિફતપી આપીને એનુ પ્રતિપાદન કરવા માગતા લાગે છે કે ઉમાશંકર પણ આધુનિક કવિતાના મૂળમા ન હોઈ શકે જો કે આ વિવાદનો જવાબ સાહિત્યના નિષ્ઠાવાન ઈતિહાસકારો જ આપે એ તો ઈષ્ટ છે જ પણ આશ્ચર્યકારક અને ચોકાવનારી વાત તો શ્રી નિરંજન ભગત ગુલામ મોહમદ શેખ જેવા સર્વસ્વીકૃત, જેમના પછી આપણી કવિતામા સાચા અર્થમા આધુનિકતા પ્રગટી એવા કવિનો નામોલ્લેખ પણ ન કરવા જેટલી હદે નિર્લજ્જ અને બેજવાબદાર બનીને છેદ ઊડાડે છે તે છે. શ્રી ભગત વર્ષોથી અંગ્રેજીના પ્રાધ્યાપક છે– ભલે– આપણે એમને ત્યા જ રહેવા દઈએ– ખોટુ નથી, તો એ પણ એટલુ જ હવે સાચુ ઠરે છે કે 'ગુજરાતી' કવિતાની આધુનિકતા ખરેખર કેટલેથી પ્રગટી એની નાડ પકડવાની એમની સજ્જતા, હેસિયત વિષે અચૂક શકા જાગે છે લેખમા એની ચોકસાઈ રાખવા તો ગયા છે છતા એમનો માનેલો આગ્રહ ડોકિયા કરે જ છે.

જે લોકો એમ દાવો કરે છે કે ગુજરાતી સાહિત્યમા મે પહેલી વાર આમ કે તે કર્યું એવાઓનુ પ્રદાન મોટે ભાગે સાહિત્યના માન

ઇતિહાસને જ હોય છે તો શેખ, સિતાંશુ કે લાભશંકર જેવા કેટલાક પૂરી સજ્જતાથી માત્ર સાહિત્યને પ્રદાન કરે છે અને એ જ મહત્ત્વનુ લેખાવુ જોઈએ ભગત સાહેબ વાતો તો એલિયટ, ફ્રોસ્ટ, ઓડન અને સાર્ત્રની પિરિયડોના પિરિયડો ભરીને માસ્તરની અદાથી કરે છે કેમ કે એના ઉપર ઘણા પુસ્તકો સુલભ છે પણ શેખ વિષે કયા ગાઇડ ખોળવા જવી ? શેખનો છડેચોક છેદ ઊડાડવો હતો તો 'શેખના અન્ય વિવેચકોએ કરેલા આજ સુધીના વિવેચનોની વિરૂદ્ધમા ભગત લખી શકયા હોત, અથવા 'અથવા'ને તપાસી જોવાની ચેષ્ટા કરવી હતી અથવા 'અથવા' ને ભેજા સાથે અથડાવી જોવો હતો !

રાવજી પટેલ જેવા કવિનો પણ નામોલ્લેખ માત્ર ? મેઘાણીની પાઘડી પણ ઊડાડી દીધી ? નિબધની વાત કરતા 'દૂરના એ સૂર' (૧૯૭૦ ની ખાસ નોધ લઈને જાણે સુરેશ જોષી અને બીજાઓ એની આસપાસ નિબધક્ષેત્રે કામ કરવા લાગ્યા હોય એવુ ઠોકી બેસાડતા લાગે છે કારણ કે સુરેશ જોષીનો 'જનાન્તિકે' જે ૧૯૬૫મા પ્રગટ થયેલો એનો જો ઉલ્લેખ કરે તો તો ભગત સાહેબ ગડાઇ જ જાય ! એટલે ગર્ભિત રીતે એમ જ ઘટાવતા લાગે છે કે 'દૂરના એ સૂર' (અમે તો માણ્યો જ છે ) માત્ર આધુનિકતાના લક્ષણોથી પરિપુષ્ટ અને 'જનાન્તિકે' તો પર પરાગત ! ભગત સાહેબ, 'જનાન્તિકે નિબધસગ્રહ કઈ રીતે ઊણો ઊતરે એમ છે ? અહીં વ્યક્તિગત તરફેણ કે તિરસ્કારનો કોઇ જ આશય નથી– તરફેણ હોય તો માત્ર નવી,- સશકત કવિત'- નિબધ વિની છે વળી એમના કેલેન્ડરનો ડટ્ટો ઊધો ફાટતો લાગે છે એટલે કેટલાક નામનો ક્રમ ઊધો થાય જ ને ?

ટૂકમા હમેશા થતુ આવ્યુ છે તેમ આપણા સાહિત્યના લોકપ્રિય વિવેચકો, ઇતિહાસકારો ગુજરાતી સાહિત્ય વિષે અન્યભાષીઓ સમક્ષ તક મળે કે તરત જ વિકૃત, બે-જવાબદાર અને પૂર્વગ્રહયુક્ત, સાહિત્યના કોઇક કુડાળાએ યેનકેન પ્રકારેણ જકડી રાખ્યા હોવાથી અને ચ્યાદુ

બનાવી દીધા હોવાથી તેમ જ અન્ય ભાષાઓમા પોતાની સ્થિતિ સ્થાપિત કરવા વરવુ ચિત્રણ કરતા આવ્યા છે એ સ્થિતિ ચિતાજનક છે અને ખતરનાક છે

સાચા સાહિત્યરસિકોને અને અમારા કવિમિત્રોને વિનતી કરવી પડે છે કે કેટનાક તત્કાલીન લાભ-લોભ કે પ્રલોભનોનો ભોગ આપીને ય એક મેજર કવિનો છેદ ઊડાડતા આવા ભક્ત – લોકોને નખશીખ ખુલ્લા પાડવાની તાતી જરૂર છે એમના લેખમા ભગતે બીજા ઘણા નામ આપ્યા છે એ કવિઓ પણ આવી વિકૃત એકતરફી, પૂર્વગ્રહપીડિત રજૂઆતની વિરૂદ્ધમા જરૂર સૂર પુરાવશે જ એવી ખાત્રી છે

ભાઇશ્રી ભગત પાસેથી આના કોઈ જ ખુલાસાની અમારે સ્વપ્ને ય રાહ જોવી નથી –એ એમના ખિસ્સામા જ રાખે.

લિ ભીખુ કપોડિયા, કાન્તિ પટેલ, અરૂણ અડાલજા,

મુબઈ — મૂકેશ વૈદ્ય, વિરચદ ધરમશી, વિનીત શુકલ,

૧૯-૧૨-૮૦ — પકજ શાહ.

# કંકાવટી

ત્રેવીસ વર્ષથી પ્રગટ થતા આ માસિકે શુદ્ધ સાહિત્ય સામયિકનુ સ્વરૂપ ધારણ કર્યું છે કવિતા, વાર્તા, નિબધિકા, આસ્વાદ વિવેચન દ્વારા સમકાલીન ગુજરાતી, વિદેશી સાહિત્યનો પરિચય અપાય છે

સાહિત્યક રુચિ ધરાવતી વ્યક્તિઓ અને સસ્થા કકાવટીના ગ્રાહક બને એવી અપેક્ષા

વાર્ષિક લવાજમ રૂ. ૧૫-૦૦

આજીવન સભાસદ રૂ. ૧૫૦-૦૦

૩, આનદનગર, સગરામપરા, સૂરત-૨

# સાહિત્ય-વૃત્ત

ગુજરાતી સાહિત્ય પરિષદની મુંબઇ શાખા તરફથી તા ૩૧ મી જાન્યુઆરીએ અનાઘ્રાત પુષ્પ જેવી કયાંય પ્રગટ ન થઈ હોય એવી કૃતિઓનુ કવિસમેલન યોજાયુ હતુ. શ્રી હરીન્દ્ર દવેએ એનુ સચાલન કર્યું હતુ અઢાર કવિઓએ એમની સ્વરચિત એક-એક કૃતિ વાચી હતી. અવન્તિ દવે, અશુમાલી રૂપારેલ, કૈલાસ પડિત, ચન્દ્રવદન શુકલ નલિન પડ્યા, નીતિન વી. મહેતા, પ્રફુલ્લ પડ્યા, બકુલ ગવળ, મેઘનાદ ભટ્ટ, યશવન્ત ત્રિવેદી, ડૉ. રમેશ જાની, વિપિન પરીખ, સદીપ ભાટિયા, વગેરેએ તેમા ભાગ લીધો હતો

—ડૉ. સુરેશ હ જોષીનો નવો કાવ્યસગ્રહ 'નથાપિ' સાહિત્ય સગમ, સૂરત તરફથી પ્રગટ થયો છે.

—ડૉ. સુરેશ હ. જોષીનો નવો વાર્તાસગ્રહ 'એકદા નૈમિષારણ્યે' સાહિત્ય સગમ, સૂરત તરફથી પ્રગટ થયો છે.

—સૂરતની સાહિત્ય સગમ પ્રકાશન સસ્થા તરફથી જનક નાયકના તત્રીપદે સાહિત્યમાસિક 'સવેદન' પ્રગટ થયુ છે વાર્ષિક લવાજમ છે રૂપિયા પદર

—શ્રી વજુ માતરીની નવી નવી નવલકથા 'કાટે કાટે ગુલાબ' સાહિત્ય સગમ, સૂરત તરફથી પ્રગટ થવામા છે

—'સાહિત્ય સશોધન'ના સ્વરૂપ અને પદ્ધતિ વિશેનો શ્રી સુમન શાહનો નિબધ કુમકુમ પ્રકાશન, અમદાવાદથી પ્રગટ થયો છે.

—સૂરતની સપ્તર્ષિ સસ્થાએ પદરમી ફેબ્રુઆરીએ ડૉ જયન્ત પાઠકનુ સન્માન કર્યું

# કંકાવટી

માર્ચ ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૩ : અંક ૨૬૩ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮, આજીવન સભાસદ રૂ ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ ફરી માસમાં. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૧

## ભાવયિત્રી / હરિવલ્લભ ભાયાણી

રોમેન્ટીક યુગના પ્રભાવવાળા વિવેચનમા લક્ષનુ કેન્દ્ર હોય છે કવિ, સ્વરૂપવાદી વિવેચનમા કૃતિ, તો હમણાના એક વિવેચનવલણમા વાચક આથી કૃતિના પાઠકો—'ટેક્સ્ટ'નો ખ્યાલ પણ ઝીણવટથી તપાસાતો રહ્યો છે એક જ કૃતિ પરત્વે કર્તાનો કર્તાપાઠ અને વાચકનો કૃતિપાઠ એવા ભેદ કરવાના રહે છે કર્તાને પ્રાધાન્ય આપનારાનો અતિરેકદોષ એ હોય છે કે તેઓ વાચક કોરા પાના જેવા ચિત્ત પર કૃતિનો પ્રભાવ ઝીલતો હોવાનુ માની લે છે જો કે હવે લોલક સામી બાજુ જતા

બીજા પક્ષે એવા જ પ્રકારનો દોષ થાય છે વાચકના તરફદારો કૃતિપાઠ ખાલીખમ હોવાનું અને વાચક જ તેમાં અર્થસભાર ભરતો હોવાનું માનવા લાગ્યા છે. એટલું તો સ્પષ્ટ છે કે સાહિત્યકૃતિનું વાચન એ એક સંકુલ વ્યાપાર છે કાવ્યાદિના વાચનને લગતા કેટલાક મહત્ત્વના પ્રશ્નો આ છે કાવ્યપાઠના અન્ય પ્રકારના વાચનના વિરોધમાં, કયું વાચન એવું છે જે કાવ્યને નિષ્પન્ન કરે છે? કૃતિના પાઠમધ્યમાંથી કાવ્યનું ઉદ્ભાવન કરવાના વ્યાપાર દરમિયાન વાચકની શી પ્રવૃત્તિ હોય છે, અને તેમાં કૃતિપાઠનું શું કાર્ય હોય છે? વાચક કૃતિનું અર્થઘટન કઈ રીતે સાધે છે? આ સંદર્ભમાં એક વર્તમાન વિવેચકના પુસ્તકનું નામ 'કૃતિપાઠની સફરે' (ટૅક્સ્ચુઅલ વૉયેજ) ઘણું સૂચક છે. આલંકારિક પ્રયોગ દ્વારા વિસ્મયભાવ, સાહસરસ, ભાષા અને તાત્પર્યની આપણા પરની પકડ વગેરે અર્થો સૂચિત થાય છે, અને લેખન અને વાચન બંને ય સાથેસાથ સમીક્ષાત્મક તેમજ સર્જનાત્મક વ્યાપારો હોવાનું – અર્થના અણુણ્ણ પ્રદેશોની આરપાર પ્રસરતા માર્ગો ને કેડીઓ હોવાનું આપણા ધ્યાન પર આવે છે આ સફર કૃતિના પાઠની અંદર તેમ બહાર થતી હોય છે કર્તાની પાઠ તરફ સફર અને પાઠની તેના રચનાતંત્ર તરફ સફર, વાચકની પાઠની અંદર સફર અને પાઠની ઇતિહાસમાં સફર

આપણા આજના વિવેચકને ભાવલક્ષી સૌન્દર્યમીમાંસાને લગતી વર્તમાન તેમજ પ્રાચીન વિચારણાનો પરિચય મેળવ્યા વિના ચાલશે નહીં

વિવેચનના પાયા અને સિદ્ધાંતને લગતો આધુનિક ઊહાપોહ અત્યંત વિશ્લેષણનો અને તર્કસંગત સૂક્ષ્મ વિચારણાનો ભારે આગ્રહી છે આ સાથે તે સામાન્ય સમજમાં રહેલી ગુણવત્તા આંતરિક સૂઝનું સામર્થ્ય, આંતરવિરોધોની આસ્વાદ્યતા, આવેગ કે અવિચારિત રમણીયતા, આંશિક અમેયતા વગેરેને પણ કાવ્યના અનુભવમાં ગણતરી લે તો કેટલાક પ્રશ્નો આપોઆપ ઊકલે. 

## ગુજરાતી વાર્તા / શિરીષ પંચાલ

### સુન્દરમ્ કૃત 'માને ખોળે'

જે જમાનામા 'માને ખોળે' વાર્તા લખાઈ હતી તે જમાનામા સામાજિક વાસ્તવનો ભારે આગ્રહ સાહિત્યમા રાખવામા આવતો હતો વિવેચને વાસ્તવિકતાની વિભાવનાને બહુ સંકુચિત અર્થમા ગ્રહણ કરી હતી આ વાર્તામા વિષય તરીકે તો સમાજ, સમાજની વિષમતા જ છે નાનપણમા જ શબૂના લગ્ન થયા હતા, સાસરિયા નઠારા, નિર્દય હતા. શબૂનો બાપ દીકરીને પોતાને ઘેર જ રાખે છે, શબૂનો સસરો રૂપો ક્રૂર છે, વિધવા પુત્રવધૂ પર બળાત્કાર કરતા ન અચકાય અને તેને મારી પણ નાખે એવો રૂપો પોતાના દીકરાને લઈને શબૂને તેડવા માટે આવે છે. શબૂનો બાપ જીવતો હોત તો તે તેને બીજે ક્યાંક પરણાવત પણ શબૂની વિધવા મા લાચાર બનીને શબૂને વળાવે છે મહીસાગરના ભાઠામા જ શબૂનો સસરો શબૂને મારી નાખે છે આમ એક માના ખોળામાથી ઊતરીને બીજી માના ખોળામા જતી શબૂની આ કરુણ કથા છે ભારતમા ખૂબ જ જાણીતી એવી આ ઘટના છે છાપામા

આની ઘટનાઓ આજે પણ ર ગેચગે આવતી હોય છે સુન્દરમ્ સામાજિક વાસ્તવને પીઠિકા તરીકે સ્વીકારે છે પણ એમાથી ટૂકી વાર્તા નિપજાવવા માટે તેઓ સામગ્રીને જુદી રીતે યોજે છે

આ વાર્તામા બાળલગ્ન, સાસરિયાનો ત્રાસ, પુત્રવધૂ સાથેના સમગાના અવૈધ સમ્બન્ધો જેવી સામાજિક સામગ્રીનો ઉપયોગ-નિમિત્ત તરીકે કરવામા આવ્યા છે વાર્તા ત્રીજા પુરુષમા કહેવાઈ હોવા છતા લેખકે આ સામગ્રીમા પોતાના તરફનુ કશુ વધારાનુ ઉમેરણ કર્યું નથી સાસરિયાનો ત્રાસ કેવો હતો તેની વિગતો આપણને મળતી નથી-માત્ર શબૂ દ્વારા જ આપણને સકેતો મળી રહે છે, કોનરમા ઊતરતી વખતે શબૂને સાસરુ યાદ આવે છે 'સાસરુ ! તેને સહેજ ડમકમા આવ્યા !,' આગળ જ્યારે નદી ઓળગે છે ત્યા આગળ શબૂ બબડે છે એ ઘરના લોક જ એવા છે, કાચટિયા !' શબૂ જ્યારે પોતાના સસગાની વાત કરે છે ત્યારે– 'કહે છે કે એમનો મોટો છોકરો મરી ગયો ત્યાર પછી તેની વહુને કોણ જાણે બજનુ લોકો ય કેવી વાતો લાવે છે ?' પોતાના પતિ વિશે શમૂ કહે છે એ અભાગ પરણેત હશે જવા દો એ વાત '–આ રીતે આ સ્થૂળ વાસ્તવિકતાની વિગતે વાત કરવામા આવી નથી પણ સાથે સાથે એનો અસ્વીકાર પણ કરવામા આવ્યો નથી

આ વાર્તામા લેખકે પોતાનુ બધુ ધ્યાન શબૂ ઉપર કેન્દ્રિત કર્યું છે વાર્તાનો મોટો ભાગ શબૂની આખે આલેખાયો છે આમ છતા વાર્તાની કથનપદ્ધતિને પાત્રગત કથનપદ્ધતિ પૂરતી મર્યાદિત કર્યા વિના ત્રીજા પુરુષની કથનપદ્ધતિનો પણ લેખકે ઉપયોગ કર્યો છે. હવે આપણે શમૂના પાત્રને જોઈએ શમૂની ચોક્કસ વય આપણને જણાવવામા આવી નથી પણ આ વય યૌવનના ઉઘાડની જ હશે એમ માની લઈએ તે ગામડા ગામની છે, મહીના કાઠાની છે, સાસરે જઈ રહી છે છતા પણ ધાડમા ભાગ લેનારની એ દીકરી છે

ગેમાચ તેને થતો નથી પિયરની સ્મૃતિઓને જૂની બનાવી ન બે પિયરમા પતિની અનહદ ગતિ અનુભવવા મળે એવો વર એને સાંપડ્યો નથી સાવ બીકણ સ્વત્વ વિનાનો, બાપની આગળ પોતાના પિતૃત્વની પણ જવાબદારી લઈ ન શકે એવો વર તેના ભાગ્યમા લખાયેલો છે વાર્તામા પહેલેથી છેલ્લે સુધી શબૂના મનમા ભવિષ્યની નહીં પણ ભૂતકાળની જ સ્મૃતિઓ ઉભરાયા કરે છે સ્વપ્ન, આકાક્ષા, ઉલ્લાસના જગતમા શબૂ રાચતી નથી તેનુ ચિત્ત એક બાજુએ શૈશવના ભાવ માથી મુક્ત નથી, બીજી બાજુએ યૌવનપ્રાપ્તિનો આનદ નથી. યુવાન-સહજ સભાનતા તેનામા નથી એટલા જ માટે કોતર ઊતરતા ઊતરતા તે બાળકની જેમ જ રમતો કર્યા કરે છે કથાર લેવા, ચણોઠીની છીપલીઓ લેવી—એને જીવતની સ્વાભાવિક ઘટનાઓ માને છે

શબૂના દેખાવનુ વર્ણન આપણી આગળ આવતુ નથી સાસરે જતી શબૂના કપડાલત્તાનુ વર્ણન આ રીતે આવે છે 'પગમાના નકોર ઠલ્લા સહેજ ખણુખણ્યા. નવાનકોર ઘેરદાર ચણિયાનો તથા કોરી ચૂદડીનો સડસડ અવાજ થવા લાગ્યો ચૂદડીનો છેડો ઠીક કરવા તેણે હાથ ઊચો કર્યો હાથ પરના બલોયા કાચની બગડી સાથે રણક્યા તેના કપડાની અતલસ કડકડી, કાપડની બાયનુ મોઢિયુ સૂરજના તેજમા ઝગી ઊઠ્યુ '— આ વિગતો, અન્વયના પુનરાવર્તનથી ઊભી થતી પ્રાસાદિક ભાત તેના આવનારા મરણને વધુ કરુણ બનાવે છે એટલુ જ નહિ, આગળ આનાથી પણ વધુ સુન્દર ચિત્ર આલેખાયુ છે, 'તેનુ મો મલકયુ અને તેના નાક પરના કાંટાના છયે નગમા સૂરજ પોતાના પ્રતિબિંબ જોઈ રહ્યો.' આ વિગતના પહેલા આવની વિગત મહત્ત્વની છે કોતર પરથી શબૂ નીચે ઊતરે છે અને ધૂળ ઊડે છે 'તેના ઊતરવાથી ઊડેલી ધૂળ કોતરના મથાળે પહોચી 'શબૂ ગઈ' એમ કહેતી હોય તેમ હવામા ઊડી રહી ' આ રીતે તેના મરણનુ સૂચન થઈ જાય છે અને સાથે જ ઉપર નોધેલા સુન્દર ચિત્રની પાછળ રહેલી કરુણા છતી કરી આપે છે

ગબૂ આસરે જવા નીકળી તો છે પણ ત્યાં જવાનું એને મન નથી 'આમર જવાનુ ન હોય તો તેનુ સારુ ! ઘાઘરો અને કાપડી પહેરો આખો દહાડો ફર્યા કરીએ ! આની સાથે તરત જ લેખક કહે છે શબૂત એકદમ પોતાના નવા કપડાનો અને ચાંદીના વજનદાર વગેરેણાનો ભાર લાગી આવ્યો ' ગેનીમા પગ મૂકે છે ત્યારે પણ ઝાલણિયુ દાવ રમવા આવતા તે વાત તેને યાદ આવે છે 'મૂ ડા હૈયાને' ક્યાય, ક્યારે ય ટાટક વળવાની નથી એની તેને ખાત્રી થઈ જાય છે. એટલે નિર્દય બનીને આગળ વધે છે કાંઠા પરના કાન્વને જોઈને ફરી ગૈશવની સ્મૃતિ સળવળે છે. તે પણ કાદવમા પહેલો પગ મૂકવા જાય છે પણ તરત જ તેની આગળ ચાલતા સસરાને અને વરને ઉદ્દેશીને બબડે છે 'અને આ બાપદીકરાએ તો કાદવ ખૂદીને બગાડી નાખ્યા ! મારો કદવ બગાડી નાખ્યા !'

પાણી ઓળગ્યા પછી સામા કાંઠાની દુનિયા જુદી જ છે પાણીમા પગ મૂકતા વેત શમૂથી બોલી પડાય છે 'મહીસાગર મા ! મરુ તો તારા જ ખોળામા એક દહાડો તારા ખોળામા આમ ચાલી આવીશ ! તારે ઘેર મને લઇ જજે !'

હવે આસપાસનુ વાતાવરણ બદલાય છે. કથાર, બોરડી કે અનૂરાની વાડ નથી, છે માત્ર ખારા પાણીવાળી નદી પાચ ગાઉનુ વેરાન ભાઠુ આગળ દૂર સાસુમો, પાછળ મા જેવી મહીસાગર અને પોતે પગ ઉંબરમા કોઇ ઊમરે ઉછેરી રહી હતી તે જ વખતે બાળકના રુદનનો અવાજ સભળાય છે સાવ અજાણી દુનિયામા તેણે પગ મૂક્યો – 'આ કાંઠો અજાણ્યો છે, કાદવ અજાણ્યો છે રેતી અજાણી છે' આ અજાણ્યા પણુ બે રીતે છે નાના હતા ત્યારે તો દડી દઇને સામે પહોચી જવાનુ હતુ, હવે એ શક્ય બનતુ નથી એ અજાણી બની ગઇ અને સાથે જ સામરિયાના પ્રભાવે આ બધું જગત અજાણ્યુ બની ગયુ છે ગબૂ બાળક જેવી બે, સસરાના વ્યભિચારી સ્વભાવની જાણ તો પાછળથી

થઈ આ સભાનતા છતા ય તે પોતાનો શિશુસ્વભાવ જતો કરી શકી નથી અને એ કારણે તેના જીવનની કરુણા વિશેષ છે બાળક જેવી હોવા છતા તે સામાજિક અન્યાયનો ભોગ બને છે આમા જ માનવ જીવનની કરુણા સૂચવાઈ છે.

શબૂના જીવનની કરુણા તો વિશેષ એ છે કે પોતાના વરથી જ તે સગર્ભા બની છે–અને છતા પણ સસરાની નજરોમા તો તે છિનાળ છે શબૂ આ વિગતનો ઉલ્લેખ કરે છે, શબૂનો વર શબૂને તેડવા આવે છે શબૂનો બાપ ધાડમા જાય છે અને એ રાતે શબૂનો વર ત્યા રહી જાય છે– 'કેટલા વરસ પછીની ગત પોતે ય બધુ ભાન ભૂલી ગઈ. અરે ભૂડી! એવો બાપડિયો, તોય એ આદમી! અને પોતે અસ્ત્રી તે અસ્ત્રી! આ ગોઝારી ગત!'

શબૂના ચિત્તની શબલિત લાગણીઓને આ રીતે વાચા આપવામા આવી છે અને હવે તેનો અન્ત નજીક આવે છે–તે આગળ વધે છે પણ ગળામા શોષ છે, ચારે બાજુ ઝાઝવા છે–કોઈ તેને પાછળથી બોલાવે છે 'દીકરી, પાછી આવ' 'બેટા, પાછી આવ' એ પિયરના ઝાડવા, નદીના કોતર, નદીની રેતી, અરે નદીના પાણી પણ આઘા આઘા થતા જતા હતા.

આવી પ્રકૃતિ ક્રૂરની વચ્ચે બાળક જેવી શબૂનુ ખૂન થાય છે અને તે માના ખોળામા જ આમ મરણ પામે છે આ વાર્તા વિશેષ આસ્વાદ્ય બને છે શબૂના ચિત્તમા ઉભરાતી બાળપણની સ્મૃતિઓ દ્વારા. ભૂતકાળ અને વર્તમાન વચ્ચે સતત વિરોધાભાસ યોજવામા આવ્યો છે, એટલુ જ નહિ, શબૂ ઉપર ધ્યાન કેન્દ્રિત કરીને શબૂની જ દષ્ટિએ મોટા ભાગની વાર્તા આલેખીને સામગ્રી પ્રત્યેની તટસ્થતા જાળવી રાખી છે વાસ્તવવાદી સામગ્રી હોવા છતા આ વાર્તા એની મર્યાદાઓમા પુરાઈ રહેતી નથી એ સૌથી વધુ નોંધપાત્ર સિદ્ધિ કહેવાય □

## શત્રુ / ભારતી દલાલ

હજી તો વાર્તાની પહેલી પંક્તિ જ શરૂ કરી હતી ત્યાં ફોનની ઘંટડી રણકી. ક્યાં સુધી તો મેં ફોન ઉપાડ્યો જ નહિ. પછી થયું કે જે હોય તે, એક વાર વાત પતાવી જ દઉં કે પછી નિરાંતે લખી તો શકું.

'હલો–'

'શું ચાલે છે?'

'તમે કોણ?'

'એક પ્રશંસક.'

'અત્યારે મને પ્રશંસા સાંભળવામાં રસ નથી.'

'મેં તો એમ સાંભળ્યું હતું કે લેખકો પ્રામાણિક હોય છે.'

મને ચીડ ચઢી. થોડીવાર સુધી મેં કશું કહ્યું જ નહિ.

'હં. હું અહીંથી અણગમો કલ્પી શકું છું. ભ્રુકુટિ જરા વંકાઈ છે. નીચલો હોઠ થોડો મરડાયો છે.' ફોન પરથી નજર ખસેડીને બારીની

બહાર તમે જોઇ રહ્યા છો મને કંઈક સાગુમગતુ મગળાવનાને બહાને ગોવી રહ્યા છો મારે તો તમને એટલુ જ કહેવુ હતુ કે તમારી છેલ્લી વાર્તા 'વનકુસુમ" મને ખૂબ ગમી '

'પણ મને એ ન ગમતી હોય તો ?'

'આ તો હુ, એની વધારે પ્રશસા કરુ એ માટે તમે તરકીબ રચી'

મે કહ્યુ ને, મને પ્રશસામા રસ નથી '

કેમ આમ ચીડાયેલા રહો છો ? નવા પ્રેમનો પ્રારમ્ભ કે પછી એકનો અન્ત અને બીજાના પ્રારમ્ભ વચ્ચેનો ડપરો ગાળો—

'પણ તમે છો કોણ ?'

'જુઓ વધારે વાત કરવાનો સમય નથી હમણા જ મારી પત્ની આવી લાગને તો—'

'તો બધ કરો, મને મારુ કામ કરવા દો નથી કહેતા નામઠામ ને એકદમ વિવેક ચૂકીને ગમે તે પૂછો છો !'

થોડીવાર સુધી કશો જવાબ મળ્યો નહિ મને થયુ કે પત્ની આવી ચઢી હશે ત્યા તો ફરીથી—

'કઈક લખો છો ? વાર્તા કે કવિતા ?'

મને ટિખળ કરવાનુ મન થયુ

'એક ખૂબ કરુણ વાર્તા લખુ છુ '

'મને હતુ જ. મે તો તમને દૂરથી જ જોના છે પણ આખમા ઊડી ઘેરી છાયા, મોઢા પર ખોવાઈ ગયાનો ભાવ, હાથની આગળીઓની અસ્થિરતા—'

'આ તો મે મારી એક નબળી વાર્તાની નાયિકાનુ વર્ણન કર્યુ હતુ તે જ તફડાવીને બોલો છો '

'જુઓ, તમારુ લખેલુ મને મોઢે છે ને ? ઊભા રહો, મારે હવે 'ફોન' મૂકી દેવો પડશે કાલે સાજે સાતેકના અરસામા 'ફોન કરીશ પેલી સૌમ્યેનવાળી વાત વિશે તો પૂછવાનુ જ રહી ગયુ—' એકાએક રિસિવર મૂકી દેવાનો અવાજ આવ્યો

જાણે કશુ બન્યુ જ નથી એમ માનીને હુ વાર્તા લખવા બેઠી. પણ શબ્દો જાણે મો ફેરવીને નાસી જવા લાગ્યા કોઈ શબ્દ પાણીપોચો લાગે તો કોઈ ખૂબ ભારે ભારે વાક્ય અધવચ્ચેથી જ ફસડાઇ પડે પવન પડી ગયો હતો ખૂબ ઉકળાટ થતો હતો મને સૌમ્યેન પર ચીઢ ચઢી. કોઈ એના ને મારા સમ્બન્ધો વિશે શુ જાણે ? હવે મળશે ને ત્યારે હુ એને ખખડાવી જ નાખીશ પછી એ હમણા માર પડશે એવા ભયથી દયામણા થઈ ગયેલા બાળકની જેમ મારી સામે જોઇ રહેશે ને હુ હસી પડીશ, એટલે-

તો હુ કાલે સાંજે સાત વાગ્યે ઘરમા રહુ જ નહિ છો ને, 'ફોનની ઘટડી રણકયા કરે. આમ વિચારીને હુ ધૂંધવાતી ધૂંધવાતી ઊઠીને બહાર જવા તૈયાર થવા લાગી પછી વળી થયુ કે નથી જવુ હમણાહમણાનું મારુ મન ઘણી અવળચડાઇ કરે છે

આમ છતા, કદાચ મનની અવળચડાઇને કારણે જ, કુતૂહલવશ થઈને, હુ સાત વાગ્યે 'ફોનની રાહ જોતી જ બેઠી રહી આથી મને મારા પર રોષ ચઢ્યો. સાત ને પાચે 'ફોનની ઘટડી રણકી મે તરત જ ફોન ઉપાડયો

'તો તમે છો ખરા ! મને તો એમ કે મારા પર રોષે ભરાઈને જતા જ રહેશો. તમારી ઉદારતા ગદ્‌ગદ આભાર'

'તમે ગેરસમજ કરો છો મને તમારુ આ વર્તન જરાય પસદ નથી'

'અરે, તમે ય તમારી નાયિકાના જ વાક્યનુ પુનરાવર્તન કરવા લાગ્યા છો મે તો એમ સાભળેલુ કે જીવન તે જીવન અને સાહિત્ય તે સાહિત્ય એ બેની ભેળસેળ સારા સર્જકો કરતા નથી'

'તો તમે હવે નિન્દા શરૂ કરી ?'

'તમારા જ એક નાયકનુ - ધૂર્ત નાયકનુ વાક્ય કહુ ?— 'જેને પ્રશસાથી જીતવાનુ અઘરુ થઇ પડે છે તેને નિન્દાથી સહેલાઇથી જીતી શકાય છે''

'પણ તમે છો કોણ ?'

'એ પ્રશ્ન જો હુ જ તમને પૂછુ તો ?'

'તમે તો મારી નવલકથાઓ વાચી છે, મારુ નામ જ નહિ, હુ કોની જોડે પ્રેમ કરુ છુ તે સુદ્ધા જાણો છો, પછી—'

'પુરુષો સ્ત્રી પોતાને ચતુર માનીને ખુશ થાય એટલા પૂરતો જ ભોળપણનો ડોળ કરે છે. હુ જાણુ છુ કે તમારુ નામ અનિતા વકીલ નથી'

'એ જે હોય તે, એની સાથે તમારે શી નિસ્બત ?'

'તમે આમ કઠોર થઈને વર્તો તે ઠીક નથી. આખરે મે શો અવિવેક આચર્યો ? તમારી નવલકથા વાંચીને એક સર્જક તરીકે તમને ઓળખવાનો ને તમારી કળાની કદર કરવાનો ઉત્સાહ બતાવ્યો તે ગુનો ગણાય ? હુ તો એક અખ્યાત અજ્ઞાત આદમી છુ, પત્ની છે જે ટેલિવિઝન ને હિલ સ્ટેશન ને ક્લબલાઈફમા જ રચીપચી રહે છે હુ એકલો પડ્યો પડ્યો વાચુ છુ તમે મારા જેવાની વેદનાને કેવી વાચા આપી છે! હુ આફ્રીન છુ "સ્વર્ગ અને નરક" નવલકથામા તમે નાયિકા અરુણાના જીવનની વ્યર્થતા કેટલી નિર્મળ નિષ્ઠુરતાથી ચીતરી છે!'

'વાર્તાઓ વાચીને એ પ્રમાણે જીવનને ગોઠવવાનો પ્રયત્ન ન કરશો'

'અરે, હજી તમને સત્તાવીશ જ થયા છે ને આવો ઉપદેશ ? પણ એક વાત કરુ ? સૌમ્યેન સારો માણસ નથી એના કરતા તો જેને તમે વગર વિચાર્યે તરછોડ્યો તે મનય સારો હતો' એ બિચારાને ખુશામત કરતા ન આવડી'

'મારા અગત જીવનમા શા માટે માથુ મારો છો ? ખાનગી જાસૂસ છો કે શુ ?'

'તમારી કલ્પનાની દરિદ્રતા શા માટે છતી કરો છો ? તમારી વાર્તાઓમાથી આખરે વ્યર્થતાનો, વૈતથ્યનો સૂર નીકળે છે જેને પામીએ

છીએ તેને ચાહી શકાતું નથી, જેને ચાહીએ છીએ તેને પામી શકાતુ નથી મને લાગે છે કે રવીન્દ્રનાથે કઇક આવુ જ કહ્યું છે, નહિ ?'

'મને તમારો આશય સમજાતો નથી'

'હુ તો સાદોસીધો માણસ છુ, સત્તાવીશ વર્ષની વયે જે નારી વ્યર્થતાની વાત કરે તે કેવળ અહકારને વશ થઇને જ કરે. તમે જો અહકારનો બોજો ઉતારો તો પ્રેમ–'

'હવે તમે ઉપદેશ આપવો શરૂ કર્યો ?'

'ના, આ તો સમદુઃખિયાની વાત છે. હુ ઐશ્વર્યની છોળમા રમુ છુ, ગરીબી માણવાનો રોમેન્ટિક કોડ મને હતો પણ માનશો, અત્યાર સુધીમા ક્યાય મે એકેય સાચો શબ્દ સાભળ્યો નથી. તમારા નાયકનાયિકા જેવુ મારુ દુઃખ બનાવટી નથી.'

કેમ, તમે હજી તો ગઈ કાલે જ મારી ખૂબ પ્રશસા કરતા હતા ને ?'

'હજી કરુ છુ. તમે જાણ્યેઅજાણ્યે એક ભયકર વાસ્તવિકતા રજૂ કરી બેઠા છો આપણા જમાનામા માનવીની અધિકૃતતા એના દુઃખથી પ્રમાણિત થાય છે, પણ એ દુઃખ સુદ્ધા બનાવટ બની રહે તો ? આવી ભયકર કરુણતાનું જે ભાન કરાવે તેની હુ પ્રશસા ન કરુ એવો નગુણો નથી

'આભાર'

'અરે, એક વિનતી કરવાની છે. કાલે મારી પત્ની બે દિવસના આઉટિંગ માટે જાય છે મને તમને મળવાની ઇચ્છા છે.'

'મોડી વહેલી આ જ વાત તમે કરશો તે હુ જાણતી જ હતી'

'તમે શુ આવુ રેઢિયળ વાક્ય બોલી શકો છો ? હુ નિરાશ થયો'

'તમે મારાથી નિરાશ થાઓ એમા જ મારુ હિત છે'

'તમે મારા જેવા નિરુપદ્રવી માણસથી નાહકના ભયભીત થઈ રહ્યા છો જાણો છો ને જેમ દયા ધર્મનુ મૂળ છે તેમ ભય પાપનુ મૂળ છે'

વાત પરા આલાનના પુનરાદાસ ભાગા છા

'અરે, તમે ચતુર તો ખરા જ મારુ નામ જાણી ગયા.'

મને તમારા નામમા રસ નથી. મહેરબાની કરીને હવે મને ફોન કરશો નહિ '

'તમે કોના પરનો રોષ મારા પર કાઢો છો ?'

મે કશો જવાબ વાળ્યો નહિ મને થયુ કે સૌમ્યેનને મળુ છેલ્લી વાર એણે મને મળવાનુ કહ્યુ ત્યારે મે જ ત્રાગુ કરીને ના પાડેલી. આવુ વિચારતી હતી ત્યા, નબળી વાર્તામા બને છે તેમ સૌમ્યેન જ મારે ઘરે આવી ચઢ્યો એને આવેલો જોઈને હુ મોઢુ બગાડીને બેસી રહી એ મારી પાસે સરીને બેઠો અને બોલ્યો, 'હજી ગુસ્સે છે ? એક સર્જકને ગુસ્સે કરવાથી તો મોટો અપરાધ થાય '

'હજી એવી જ વાત કરવી છે ? તો આવ્યો શા માટે ?'

'અપરાધોનુ પ્રાયશ્ચિત્ત કરવા. હજી તો દોષગણનાનુ પર્વ પૂરુ થતુ નથી પછી પ્રાયશ્ચિત્ત, અને પછી જો જિન્દગી બચી હશે તો પ્રેમ !'

'હુ તારા દોષો જ કાઢ્યા કરુ છુ ?'

'કેમ, હજી તો તે દિવસે જ તે મને અદેખવો, ક્રોધી ને અવિવેકી કહ્યો.'

'તો શુ કરુ ? અદેખાઈ કરવી ને તે ય કારણ વિના, ને પછી કહેવુ કે પ્રેમ હોય તો જ અદેખાઈ હોય, ક્રોધને બુદ્ધિની પ્રખરતાનુ પરિણામ ગણાવવુ–ટૂકમા તારામા તો એકે ય અવગુણ નથી, પણ હુ જ વાકદેખી છુ ને, એટલે—'

'મને તારુ આ રૂપ ગમે છે, અત્યારે તુ નથી વાર્તાકાર અનિતા વકીલ કે નથી વ્યવહાર જીવનની શિપ્રા દફતરી અત્યારે તુ છે સાવ નાની નાદાન, સહેજ સહેજમા ગાલ ફુલાવીને રીસાઈ જતી ટીનુ—'

'હા, સાવ ટચૂકડી ટીનુ, જેને ઊચકીને અહીંથી તહી મનમા આવે ત્યા મૂકી દઈ શકાય '

'જો, મને તારા પાત્રોની જેમ સંવાદ કરવાનું આવડતું નથી આપણે એકબીજા પર સરસાઈ મેળવવાની નાદાની આચરવી નથી તને સર્વ રીતે અદોષ એવા સન્તનો જ પ્રેમ જોઈતો હોય તો હું તો એવો સન્ત નથી, અને જો સન્ત થઈશ તો પછી મારો પ્રેમ મનુષ્યમાત્રને માટે વિસ્તરી જશે. પછી એનું કેન્દ્ર તું નહિ હોય'

'તું કોઈ કાળે ય સન્ત બનશે એવી મને ચિન્તા નથી'

'વારુ, તો હું જાઉં-વધુ ખુશનુમા આબોહવામાં મળવાની આશા સાથે'

આટલું કહીને હું, કશું કરું તે પહેલાં જ એ, હસતો હસતો ચાલ્યો ગયો. હું, મારા પર જ ધૂંધવાઈ ઊઠી ગુણદોષના સરવાળા બાદબાકીની ટેવ છૂટતી નથી આથી જ તો કોઈક વાર સૌમ્યેન મને કહે છે, 'પ્રેમીની જેમ નહિ તો ભલે શત્રુની જેમ પણ મને તારી નિકટ રહેવા દેજે' એના જવાબમાં હું, એને કહું છું, હા, એ તો હું જાણું જ છું હું "શત્રુ" નામની નવલકથા લખું છું, એનો નાયક છે તું જ' એના જવાબમાં સૌમ્યેન વળી હસતો હસતો કહે છે, શિક્ષા બધું જ કરજે, મને છોડી દેવો હોય તો છોડી દેજે, પણ મારે ખાતર તારી કલાને બટ્ટો લગાડીશ નહિ. પોતાના જીવનથી નજીક રહીને કશું લખીશ નહિ'

એનું આ હાસ્ય મને વિવશ કરી દે છે હું સૌમ્યેનનો જ વિચાર કરતી હતી ત્યાં ફોનની ઘંટડી વાગી હજી તો સાંજના પાંચ જ થતા હતા એટલે એ ફોન મારા પ્રશંસક મહાશયનો તો નહિ જ હોય એમ માનીએ મેં ફોન ઉપાડયો. અવાજ તો એમનો જ હતો

'ખુશખબર'

'શેની?'

'પેલા બહુ જ કડક લેખાતા વિવેચક તમારી છેલ્લી વાર્તાની ખૂબ પ્રશંસા કરે છે.'

'ભલે '

'કેમ ? સૌમ્યેન જોડે ઝગડો થયો છે ?'

'તમે મર્યાદા ચૂકીને બોલો છો '

મારે પણ ભયંકર ઝગડો થયો છે મારી પત્ની એક લફંગા ધનિકના લફરામાં ફસાઇ છે ને હમણાં જ મારી જોડે લડીઝગડીને ફરી કદિ નહિ આવવાની ધમકી આપીને ગઈ '

અરેરે, એવું થયું ?'

'શું કરું ? તમારા કોઈ નાયકના જીવનમાં આવું બને તો તમે એને સુખી કેવી રીતે કરો ? કે પછી નવલકથાનો કરુણાન્ત લાવી દો '

'ના, કંઈક રસ્તો તો નીકળે જ '

'તકલાદી સમાધાન ? પણ હમણાં જ મારી પત્ની મને ક્રૂર શત્રુ કહીને ગઈ છે, એની જોડે સમાધાન કરાવશો તો નવલકથા નબળી પડી જશે '

મને કોણ જાણે શું સૂઝયું તે હું બોલી પડી, 'આપણને સાચું સુખથી જ આપણા શત્રુ પાસે મળે છે'

પછી ફોન મારા હાથમાં રહી ગયો પણ પછી સામી બાજુથી આવતો અવાજ મેં સાંભળ્યો નહિ. 

## ચેઝારે પાવીસ  જીવન  અને કવિતા । અજિત ઠાકોર

### જીવન

ચેઝરે પાવીસનો જન્મ ૧૯૦૮મા ઈટાલીના પીડમોન્ટમા થયો હતો તેઓ તુરીનના જ્યુડીસીયરી ઓફિસરના પુત્ર હતા. તેમણે તુરીનમા જ અભ્યાસ કર્યો, અને વોલ્ટ વ્હીટમેન પર મહાનિબધ લખી સાહિત્યની પદવી પ્રાપ્ત કરીને શિક્ષક થયા. તેમણે ૧૯૩૦મા 'લા કલ્ચરા' સામયિકમા અમેરિકન સાહિત્ય પર અભ્યાસલેખો લખવા શરૂ કર્યા પછીથી ૧૯૩૪મા એના સપાદક બન્યા એ જ અરસામા તેમણે ડિફો ડિકનસ, જોસ્યસ, મેનવિલે, સ્ટેઈન અને ફોકનર જેવા અગ્રેજ–અમેરિકન સર્જકોની રચનાઓનો અનુવાદ કર્યો આ અનુવાદ પ્રવૃત્તિએ તેમની કથનશૈલી પર તથા ઈટાલીના અન્ય નવલકથાકારો પર પ્રભાવ પાડ્યો ૧૯૩૫મા ફાસીસ્ટવિરોધી પ્રવૃત્તિ કરવા બદલ પકડાયા અને બ્રાન્કાલેઓનના એકલવાયા સમુદ્રકાઠાની જેલમા અટકાયતમા રહ્યા જેલનો આ અનુભવ તેમની 'પોલીટીકલ પ્રીઝનર' નવલકથાની આધાર ભૂમિ બન્યો ૧૯૩૬મા તેમનો પ્રથમ કાવ્યસગ્રહ 'લાવોરેર સ્ટાન્કા' પ્રગટ થયો. ૧૯૩૬ થી ૪૦ સુધીમા નવલકથા, વાર્તા, કવિતા અને નિબધના નવ પુસ્તકો પ્રગટ થયા, તેમા 'ધ મૂન એન્ડ ધ બૉનફાયર' અને 'ધ ડેવીલ ઇન ધ હિલ્સ'નો સમાવેશ થાય છે. તેમણે ૧૯૫૦મા ૪૨ વર્ષની ઉમરે આત્મહત્યા કરી

## કવિતાનું ભાવવિશ્વ

પાવીસની કવિતાના કેન્દ્રમાં પીડમોન્ટેસનો ગ્રામપ્રદેશ અને તુરીનના લોકો છે. તેમની ઘણી કવિતાઓ તેમની જન્મભૂમિ પીડમોન્ટેય સાથે જડાયેલા શૈશવના સ્મરણો વિશે છે તો કેટલીક કવિતાઓ તુરીનના નગરી જીવન અને ઘરમાંથી ભાગી જતા કિશોરો, છે તેવા જ રૂપે જિંદગીને સ્વીકારી લેતી વેશ્યાઓ, નકામા થઈ ગયેલા માણસો જેવી સમસ્યાઓ વિશે છે. આ કવિતાઓમાં વિવિધ પ્રકારની એકલવાયી માનવાકૃતિઓ છે. પણ પાવીસ પોતે આ બધામાં સૌથી વધુ એકલવાયી વ્યક્તિ છે. આનું પ્રતિબિંબ તેમની 'ધીસ બિઝનેસ ઑવ લિવીંગ' ડાયરીમાં પડ્યું છે. એમની કૃતિઓમાં ગ્રામજીવન અને શૈશવ માટેનો નોસ્ટેલ્જિયા ઝૂરાપો–, સામાજિક પરિવર્તનો તરફની સજગતા અને એમના જેવા જ એકલવાયા માણસો વિશેની ઊંડી સમજ જોવા મળે છે. એમની કવિતા આમ તો ઇટાલી વિશેની છે, છતાં તે જે પરિસ્થિતિઓ અને વલણો વહન કરે છે તે વૈશ્વિક માનવચરિત્રો અને મૂલ્યોના સારરૂપ છે.

## કવિતાનું ગૃહીત

પાવીસ કવિતાનું આગવું ગૃહીત ધરાવે છે. આ ગૃહીત પૂર્વસૂરી-ઓના નિશ્ચિત કાવ્યસિદ્ધાંતોમાંથી ઉદ્ભવ્યું નથી, પણ કવિતા માટેની એમની શોધ અને એક સર્વતોમુખી સર્જક તરીકેના સહજ વિકાસ, કહો કે ઘડતરની પ્રક્રિયા અને પરિણતિ છે. તેમની કવિતા સુનિશ્ચિત દિશામાં ફંગોળાયેલા આયોજિત સાહસરૂપ હોય છે, અને તે કોઈ ને કોઈ નિશ્ચિત ધારણા પર આધાર રાખે છે.

પાવીસ કવિતાને વાર્તારૂપે જુએ છે. તેમણે કવિના વિશેનું ગૃહીત સૂત્રાત્મક રીતે **ધ પોએમ એઝ સ્ટોરી** અને ઇચ પોએમ ઇઝ અ **સ્ટોરી** એમ મૂક્યું છે. તેમનું કવિતા વિશેનું ગૃહીત વાર્તાલેખન તથા મૂર્તતા માટેના આગ્રહમાંથી બંધાયું છે. પાવીસ એમના આ ગૃહીતને

ઈમેજીનેટીવ રાલિનગનશીપની મદદથી કવિતામા મૂર્ત કરે છે. પાનીસની કવિતાનુ હાડ આ ઈમેજીનેટીવ રાલિગનશીપથી જ બધાયેલુ છે એ જ એમની કવિતાની થીમ પણ છે અને એ જ એમની શોધ પણ બની રહે છે એમની ઈમેજ સાહિત્યમીમાસામા ઈમેજનો જે અર્થ થાય છે તેનાથી નિરાળો અર્થ ધરાવે છે તે કઇ વસ્તુઓ આરોપીત કરાયેલા શણગાર નથી પણ કૃતિનો સજીવ એકમ છે તમામ કાવ્યપ્રવૃત્તિઓના ઉદ્ગમને તેઓ વાસ્તવના ઈન્દ્રિય પ્રત્યક્ષ જ્ઞાનને મૂર્તિમત કરતા ઈમેજીનેટીવ રીલેશનશીપના સકુનને સ્વય પર્યાપ્ત એકમ તરીકે રજૂ કરવાની શક્તિરૂપ માને છે

## કવિતાને ઘડતા પરિબળો

પાનીસની કવિતાને ત્રણ પરિબળોએ ઘડી છે ઉત્તર અમેરિકન સાહિત્યનો અનુવાદ તથા અધ્યયન ટૂકી વાર્તાઓનુ લેખન અને ચિત્રકાર મિત્ર મારીઓ સ્ટુરીનીના સહયોગથી પ્રગટ કરેલો પોર્નોગ્રાફીનો (કામુક સાહિત્યનો) સગ્રહ ઉત્તર અમેરિકન સાહિત્યે વિકસતા જતા સાહિત્યિક વાસ્તવના સપર્કમા તેમને મૂક્યા ટૂકી વાર્તા લખવાના પ્રયત્નોએ તેમને વધુ સારા માનવીય અનુભવની સનિકટ મૂક્યા અને તેના વિષયોને વસ્તુનિષ્ઠ કર્યા અને પોર્નોગ્રાફીના સગ્રહે કવિતાના વ્યવસાયીકરણને છતુ કર્યુ વળી મુશ્કેલીમાથી નીકળવાનો આનદ, કાવ્યવિષયની મર્યાદાઓ, ઈમેજીનેશન અને શૈલીનુ કાર્ય વગેરેને સબધિત શ્રોતા કે વાચક સાથેના હિસાબની પતાવટની દૃષ્ટિએ સ્પષ્ટ કર્યા

## કાવ્યાનુભવ સાથેનો વ્યવહાર

પાનીસ કાવ્યાનુભવ સાથે આગવો વ્યવહાર કરે છે પાનીસ કહે છે, 'હુ મારી જાતે બીજા પદાર્થોની કાળજી લઉ છુ કે પછી હુ ફરીક અનુભવને એ બિંદુ સુધી દબાવુ છુ અત્યાર સુધી જે વસ્તુઓએ મારા પર કબજો જમાવ્યો હતો તેને પડતી મૂકુ છુ' કાવ્યાનુભવના ખરા સ્વરૂપને સમગ્રતાથી પામવા માટે તેની સાથેનો આવો નિર્મમ વ્યવહાર અનિવાર્ય છે

## કાવ્યભાષાની શોધ

પાવીસમા કાવ્યભાષા વિશેની સભાનતા તથા શોધ જોવા મળે છે પાવીસ કહે છે કે, અનિવાર્ય (તાત્ત્વિક) તથ્યોની અનિવાર્ય અભિવ્યક્તિ માટે મે અવ્યવસ્થિતપણે શોધ આદરી હતી. પણ હમેશનુ આત્મ-નિરીક્ષણાત્મક અને કાલ્પનિક વસ્તુ રૂઢ ભાષામા અભિવ્યક્તિ થાય તે મને મજૂર ન હતુ આ રૂઢ ભાષા તોષકર ન હતી. કેમકે એ પુસ્તકિયા વિગતપ્રચુર અને સાવ બિનજરૂરી રીતે અનિવાર્ય હોવાનો દાવો કરતી હતી. પાવીસ કહે છે કે, હુ બોલી કે કમમા કમ બોલાતા શબ્દ પર આધારિત ભાષાના સર્જનના વિકાસ સાથે વિવિધ રીતે સપર્કમા આવ્યો મારી કહેવાની મતલબ એ છે કે ઉત્તર અમેરિકાની લોકભાષાનો અભ્યાસ અને નિસર્ગવાદી ગદ્યસવાદો લખવાના મારા પ્રયત્નોમા તુરીન કે પીડ-મોન્ટેસની બોલીનો કરેલો ઉપયોગ જ શોધરૂપ હતો આ બને પ્રવૃત્તિઓ મારા તરવરાટભર્યા સાહસો નીવડચા અને ઝડપથી બાષ્પિભૂત થઇ કવિતા અને ભાષાના એકરૂપતાનાસિદ્ધાત સાથેના મુકાબલાને કારણે અવિભાજ્ય બની પાયારૂપ બન્યા આ ઉપગાન સોટેડીક (sotadic પદ્યની ઉપહાસાત્મક શૈલી એ બધા જ પ્રકારની સાહિત્યિક ભાષાને મૃત, પાસાદાર (બીબા-ઢાળ) માનવા પ્રેર્યો, કે જેમા બોલાતા શબ્દો ટેકનિકલ શબ્દો અને બોલીના શબ્દોના સ્થાનાન્તર અને કલમ (grafting) કર્યા વિના રુધિરાભિસરણ કે જીવન શક્ય ન હતુ

## પદ્યની શોધ

પાવીસને શરૂમા જ સમજાઈ ગયુ હતુ કે પરપરાગત પદ્ય એમની કવિતાને અનુકૂળ નથી આથી તેમણે પદ્યની આગવી રીતિ સર્જી કેમકે મુક્ત છદ તરગી અને શિસ્તવિહોણી અતિશયોક્તિઓને લીધે અનુકૂળ ન હતો તો રૂઢ છદો ચવાઈ ગયેલા અને નકામી ક્ષુલ્લકતા-ભર્યા હતા. વળી તેમણે પેરૅડી (પ્રતિકાવ્યો)મા આ છદોનો વ્યાપક ઉપયોગ કર્યો હતો

પાવીસ કહે છે કે, પૂરેપૂરા અર્થમા કોઇપણ છદ રૂઢ નથી પણ દરેક કવિ પોતાની કલ્પનાના આતંરિક લયનુ પુનસર્જન કરી લેતા હોય છે પાવીસ પોતાના અનુભવની વાત કરે છે. 'એક દિવસ મે મને આડંબરી લય તરફ જતી શબ્દોની એક ચોક્કસ લાબી હારને ગણગણતો જોયો. પાછળથી શબ્દોની આ હાર સાઉથમીઝ મા એક શ્લોકરૂપે અવતરી આડંબરી લય તરફ જતી શબ્દોની હાર મે કિશોર હતો ત્યારથી જ નવલકથા વાચતા વાચતા અપનાવી લીધી હતી મને આસક્ત કરનાર આ શબ્દસમૂહને હું ફરી ફરી ગણગણતો ગયો. આ રીતે તેને જાણ્યા વિના મે મારી તરેહનુ પદ્ય ખોળી કાઢયુ જે 'સાઉથમીઝ' અને બીજી ઘણી કવિતાઓ માટે એકમેવ (અંતસ્ફૂરણ) બની ગયુ આ અજાગ્રત પ્રયોગની નિશાનીઓ આરંભની કડીઓમાં જોવા મળે છે. જે ચીલાચાલુ–અગિયાર અક્ષરોની પંક્તિના છંદથી જુદી નથી મે જાતે જ તેમનુ વારંવાર પુનરાવર્તન કરીને મારી કવિતાના લયોની રૂપરેખા તૈયાર કરી ધીમે ધીમે મે આ છંદનો આનરનિયમ શોધી કાઢયો અને રૂઢ એકાદશાક્ષરી છંદ અદશ્ય થઇ ગયો દીર્ઘ પંક્તિઓને લીધે આ છંદ મારી સંપૂર્ણ અંતસ્ફૂર્ત સામગ્રીની જરૂરિયાતને અનુકૂળ હતો કેમકે, મને લાગતુ હતુ કે મારે વધુ ઘણુ કહેવાનુ છે. આથી મે આ છંદોને વૃતાન્ત–વાર્તાનુ રૂપ આપ્યુ.

## શૈલીની શોધ

પાવીસ ઊર્મિકાવ્યમાથી (લિરીસીઝમમાથી) છૂટીને શાંત અને સુરેખ નેરેટીવ કવિતા તરફ વળે છે. તેઓ એ પહેલા પૅરેડી પ્રકારની સોટડીક શૈલીની પદ્યરચનાઓનો-તખ્કો પણ પૂરો કરે છે પાવીસ નેરેટીવ કવિતા માટે ઑબ્જેકટીવ શૈલી (વસ્તુનિષ્ઠ શૈલી) ખોળી કાઢે છે એમના મૂર્તતાના આગ્રહમાથી આ શૈલી નિપજે છે.

પાવીસ 'ધ સાઉથસીઝ' કવિતા સંદર્ભે નેરેટીવ કવિતા તરફના પહેલા પ્રયત્નની વાત કરે છે કવિતાનુ નિર્માણ પરિસ્થિતિઓના વસ્તુ-

લક્ષી વિકાસ (objective development of situations) રૂપે થાય છે તેઓ પરિસ્થિતિઓના વસ્તુલક્ષી વિકાસને સોસરા અને તેથી જ કલ્પનાત્મક રીતે પ્રયોજે છે પણ મહત્ત્વની વાત ઘટનાઓના ક્રમની વસ્તુલક્ષિતા પરત્વે હતી, જે તેમના પ્રયત્નોને માનસશાસ્ત્રીય અને વૃત્તાન્તની વચ્ચે ક્યાક લઘુ કાવ્યમા સીમિત કરી નાખતી હતી એવુ તેમને લાગતુ હતુ. આ વેળા તેમણે સોસરી શૈલી તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. વાગાડંબર (અલંકૃત ભાષા)થી દૂષિત થયેલા જણાતા બીજા બધા જ અભિવ્યક્તિ પામતા વર્ણનોની પેલે પાર કલ્પનાત્મક પુરાવો પામવાનો જ એ પ્રયત્ન હતો

પાવીસના મતે જે વસ્તુ સક્રિય થતી નથી તે તેના માનસશાસ્ત્રીય કે વૃત્તાન્તાત્મક સ્વભાવ પ્રમાણે વિકસવા દેવા અને તેના પરિણામો સ્વીકારવા માટે વલણ ધરાવતી હોય છે તે દરમ્યાન આધાર શોધતી હોય છે સર્જક આ તત્ત્વ સાથે પોતાને એકરૂપ કરીને નિષ્ક્રિયપણે તેના નિયમોને કામ કરવા દેવા જોઈએ આનો અર્થ પદાર્થને નમતુ આપવુ એવો થાય અને પાવીસ કહે છે કે, મે એમ જ કર્યું

પાવીસ ઑબ્જેક્ટીવ સ્ટાઈલની (વસ્તુનિષ્ઠ શૈલીની) વરણી કરવાના કારણો સમજાવતા કહે છે કે, મહત્ત્વની વાત તો એ છે કે, ઑબ્જેક્ટીવ સ્ટાઇલે તેની દૃઢ પ્રામાણિકતા વડે મને કંઈક આશ્વસ્ત કર્યો તેનુ સ્પષ્ટ રૂપ અને સુરેખ સ્વરભાર–બોલવાની ઢબ–ની મને ઈર્ષ્યા આવે છે. વળી એ સ્ત્રૈદૈવી પૌરુષના ચોક્કસ પ્રકારના ભાવોદ્રેકભર્યા સ્પર્શ સાથે આવે છે, જે બીજી અનેક બાબતોની સહાયથી નિશ્ચિતપણે સાચી થીમની રચના કરે છે આ થીમ મારી નેગેટીવ કવિતાઓમા પરિસ્થિતિઓના સાચા વિકાસરૂપ હતી, જે સહેતુક બની હોવાની મારી ધારણા હતી અને સાચુ કહુ તો ક્ષણભંગુર કર્કશ કવિતાના વર્ષો બાદ હુ મારી કવિતાનુ સ્મિત સર્જવામા સફળ થયો. મારી કવિતામા રૂપરચના કરી શક્યો, અને આ વાતે મને સબળ પુરાવો આપ્યો કે શેની જીવાય છે અને અનુભવ જીતે છે

## નેરેટીવ કવિતાની સર્જનપ્રક્રિયા

કોઈપણ સજાગ સર્જકની જેમ પાનીસ પણ નેરેટીવ કવિતાની સર્જનપ્રક્રિયાનુ સ્વરૂપ તથા તેના વિવિધ તબક્કાઓનુ એક પ્રત્યક્ષ ઉદાહરણ આપી વર્ણન કરે છે પ્રથમ તો હુ એક પરિસ્થિતિ કે પાત્ર કલ્પુ છુ અને તેને વિકસતુ કે બોલતુ કરુ છુ હુ પંક્તિઓના નખાણોમા ખૂબ કરકસર કરવા મથુ છુ. હુ પહેલેથી જ દરેક કવિતા માટે સીમા આંકી દઉ છુ જો કે એ સીમા અત્યત સાકડી પણ નથી હોતી કેમ કે ટૂકી સમારજની કવિતાઓ રચતા મને ભારે ક્ષોભ થતો હતો. એ વખતે મારી વાર્તાઓમા રહેલી બળકટ પૌરુષભરી-વસ્તુલક્ષિતા [virile objectivity]ની મારી બધી જ રોચક અને તરગી આકાક્ષાઓની માગણીને કારણે હુ બચી શક્યો’

પાનીસ પોતાની કવિતાની સર્જન પ્રક્રિયા ‘લેન્ડસ્કેપ—૧’ રચના ઉદાહરણ તરીકે લઇ સ્પષ્ટ કરે છે પાનીસ કહે છે, એક દિવસ હુ જતિ વિશે કવિતા લખવા માગતો હતો મે એને કલ્પી લીધો હતો આ કવિતામા મારે તેના ચાલકબળો સ્થિત્ત તરીકે અને ઢગઠગ વર્ણવી હતી પહેલા જ લેખને મને સમજાયુ કે હુ મને અભિવ્યક્ત કરવામા સફળ થયો નથી અને પછી તો અનત વાર ઓપ આપીને, પુનર્લેખનો કરીને, વિચારપનટાઓથી, જાતતપાસ કરીને અને ઉત્કટા વડે મે લેન્ડસ્કેપને—જતિની જોડાજોડ મૂક્યો આ લેન્ડસ્કેપ ટેકરીના મિજાતા ભર્યા અને ગતિથી ભર્યા ભર્યા ઊચાનીચા ભાગોને સમાવતો હતો આ યોજનામા પ્રાણ પૂરનાર તો કદીક આડે પડખે થયેલો જણાતો જતિ હતો. તે ઉમદા પ્રકારનો વિદૂષક જ હતો. મારી નિષ્ઠા એન્ટી ઈમેજ-મેઈકીંગમા હોવા છતા મે તેનો વાન સૂકાયેલી ફર્નસ જેવો જ કલ્પ્યો હતો. મે યોજેલા “સુકાયેલી ફર્નસ” એવા ખાસ શબ્દો સ્પષ્ટ કરે છે કે, મારી કલ્પનાના આધારોરૂપે ચિત્ર લાગણી જ હતી અને સાચે જ “લેન્ડસ્કેપ—૧” કવિતા પહેલા મે માત્ર ચિત્રકાર મિત્ર

લક્ષી વિકાસ (objective development of situations) રૂપે થાય છે તેઓ પરિસ્થિતિઓના વસ્તુલક્ષી વિકાસને સોસરા અને તેથી જ કલ્પનાત્મક રીતે પ્રયોજે છે પણ મહત્ત્વની વાત ઘટનાઓના ક્રમની વસ્તુલક્ષિતા પરત્વે હતી, જે તેમના પ્રયત્નોને માનસશાસ્ત્રીય અને વૃત્તાન્તની વચ્ચે ક્યાક લઘુ કાવ્યમા સીમિત કરી નાખતી હતી એવુ તેમને લાગતુ હતુ આ વેળા તેમણે સોસરી શૈલી તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું વાગાડબર (અનકૃત ભાષા)થી દૂષિત થયેલા જણાતા બીજા બધા જ અભિવ્યક્તિ પામતા વર્તનોની પેઠે પાર કલ્પનાત્મક પુરાવો પામવાનો જ એ પ્રયત્ન હતો

પાવીસના મતે જે વસ્તુ સક્રિય થતી નથી તે તેના માનસ શાસ્ત્રીય કે વૃત્તાન્તાત્મક સ્વભાવ પ્રમાણે વિકસવા દેવા અને તેના પરિણામો સ્વીકારવા માટે વલણ ધરાવતી હોય છે તે દરમ્યાન આધાર શોધતી હોય છે સર્જકે આ તત્ત્વ સાથે પોતાને એકરૂપ કરીને નિષ્ક્રિય-પણે તેના નિયમોને કામ કરવા દેવા જોઈએ આનો અર્થ પદાર્થને નમતુ આપવુ એવો થાય અને પાવીસ કહે છે કે, મે એમ જ કર્યું

પાવીસ ઑબ્જેક્ટીવ સ્ટાઈલની (વસ્તુનિષ્ઠ શૈલીની) વરણી કરવાના કારણો સમજાવતા કહે છે કે, મહત્ત્વની વાત તો એ છે કે, ઑબ્જેક્ટીવ સ્ટાઇલે તેની દૃઢ પ્રામાણિકતા વડે મને કઈક આશ્વસ્ત કર્યો તેનુ સ્પષ્ટ રૂપ અને સુરેખ સ્વરભાર–બોલવાની ઢબ–ની મને ઈર્ષ્યા આવે છે વળી એ સ્ત્રીરૂપી પૌરુષના ચોક્કસ પ્રકારના ભાવોદ્રેકસર્યા સ્પર્શ સાથે આવે છે, જે બીજી અનેક બાબતોની સહાયથી નિશ્ચિતપણે સાચી થીમની રચના કરે છે આ થીમ મારી નેરેટીવ કવિતાઓમા પરિસ્થિ-ઓના સાચા વિકાસરૂપ હતી, જે સહેતુક બની હોવાની મારી ધારણા હતી અને સાચુ કહુ તો ક્ષણભગુર કર્કશ કવિતાના વર્ષો બાદ હુ મારી કવિતાનુ સ્મિત સર્જવામા સફળ થયો મારી કવિતામા રૂપરચના કરી શક્યો, અને આ વાતે મને સબળ પુરાવો આપ્યો કે શૈલી જીવાય છે અને અનુભવ જીતે છે

## નેરેટીવ કવિતાની સર્જનપ્રક્રિયા

કોઇપણ સજાગ સર્જકની જેમ પાવીસ પણ નેરેટીવ કવિતાની સર્જનપ્રક્રિયાનુ સ્વરૂપ તથા તેના વિવિધ તબકકાઓનુ એક પ્રત્યક્ષ ઉદાહરણ આપી વર્ણન કરે છે 'પ્રથમ તો હુ એક પરિસ્થિતિ કે પાત્ર કલ્પુ છુ અને તેને વિકસતુ કે ખોલતુ કરુ છુ હુ પંક્તિઓના નખાણોમા ખૂબ કરકસર કરવા મથુ છુ. હુ પહેલેથી જ દરેક કવિતા માટે સીમા આકી દઉ છુ. જો કે એ સીમા અત્યત સાકડી પણ નથી હોતી કેમ કે, ટૂકી સમારજની કવિતાઓ રચતા મને ભારે ક્ષોભ થતો હતો. એ વખતે મારી વાર્તાઓમા રહેલી બાગકટ પૌરુષભરી-વસ્તુલક્ષિતા [virile objectivity]ની મારી બધી જ શોષક અને તરંગી આકાક્ષાઓની માગણીને કારણે હુ બચી શકયો.'

પાવીસ પોતાની કવિતાની સર્જન પ્રક્રિયા 'લેન્ડસ્કેપ-૧' રચના ઉદાહરણ તરીકે લઇ સ્પષ્ટ કરે છે પાવીસ કહે છે, એક દિવસ હુ જતિ વિશે કવિતા લખવા માગતો હતો. મે એને કલ્પી લીધો હતો આ કવિતામા મારે તેના ચાલકબળો સ્થિતર તરો અને ઢગછમ વર્ણવવી હતી. પહેલા જ લેખને મને સમજાયું કે હુ મને અભિવ્યક્ત કરવામા સફળ થયો નથી. અને પછી તો અનત વાર ઓપ આપીને, પુનર્લેખનો કરીને, વિચારપલટાઓથી, જાતતપાસ કરીને અને ઉત્કઠા વડે મે લેન્ડસ્કેપને-જતિની જોડાજોડ મૂકયો. આ લેન્ડસ્કેપ ટેકરીના ચિન્તા-ભર્યા અને ગતિથી ભર્યા ભર્યા ઊંચાનીચા ભાગોને સમારતો હતો આ યોજનામા પ્રાણ પૂરનાર તો કદીક આડે પડખે થયેનો જણાતો જતિ હતો. તે ઉમદા પ્રકારનો વિદૂષક જ હતો. મારો નિષ્ઠા એન્ટી-ઈમેજ-મેઈકીંગમા હોવા છતા મે તેનો વાન સૂકાયેલી ફર્નસ જેવો જ કલ્પ્યો હતો. મે યોજેલા "સુકાયેલી ફર્નસ" એવા ખાસ શબ્દો સ્પષ્ટ કરે છે કે, મારી કલ્પનાના આધારેરૂપે સચિત્ર લાગણી જ હતી અને સાચે જ "લેન્ડસ્કેપ-૧" કવિતા પહેલા મે મારા ચિત્રકાર મિત્ર

'ામે નવા ચિત્રો જોતા હતા. તે સ્થાપત્યના મુગ્ધકર રંગ અને જ્ઞાન પ્રગટ ‑ગતા હતા. ગમે તે વસ્તુ ઉદ્દીપક હશે પણ મારા પ્રયત્નની નવીનતા મારી સામે હવે સુસ્પષ્ટ હતી અને તે એ કે મે ઈમેજ ખોળી કાઢી હતી'

પાવીસ કહે છે કે, આ મુદ્દો મારા માટે મને પોતાને સમજાવવો પણ અવરો છે. કેમકે, લેન્ડસ્કેપ-૧' કવિતાની ટેકનિક-રચનારીતિ-મા ગર્ભિત રહેલી શક્યતાઓ મે પૂરેપૂરી તાગી લીધી ન હતી આથી મે ઈમેજનુ મૂલ્ય ખોળી કાઢ્યુ અને મારી છંદનો મને બદલો પણ મળ્યો કે જેનાથી મે નેરેટીવ વસ્તુ-ક્ષિતાને હક્ક કરીને માગી લીધી. હુ આ ઇમેજને સાહિત્યમીમાંસાના રૂપકાત્મક અર્થમાં જોતો ન હતો એ વધતે ઓછે અંશે નેરેટીવની વસ્તુનક્ષિતા પર યદૃચ્છાએ આરોપીત કરાયેલો શણગાર પણ ન હતો આ ઈમેજ નિગૂઢપણે તો સ્વયં નેરેટીવ જ હતી

જતિ સુકાયેલી ફર્નસના રંગનો ગુજૂ થયો હતો, એનો અર્થ એ નથી કે જતિ કે ફર્નસને ઉપસાવવા હુ જતિ અને ફર્નસ વચ્ચે સમાન્તરતા અંકિત કરતો હતો એનો અર્થ એટલો જ કે, જતિ અને ફર્નસ વચ્ચે રહેલી ઈમેજીનેટીવ રીલેશનશીપ મે ખોળી કાઢી હતી (હુ આને આગળ પણ લંબાવી શકુ જતિ અને છોકરીઓ વચ્ચેની, મુલાકાતીઓ અને ખેડૂતો વચ્ચેની, જતિ અને બકરા વચ્ચેની, જતિ અને મળમૂત્ર વચ્ચેની, છોકરીઓ વચ્ચેની, છોકરીઓ અને વનસ્પતિ વચ્ચેની અને ટેકરીના ઊંચા અને નીચા ભાગો વચ્ચેની) આ ઇમેજીનેટીવ રીલેશનશીપ પોતે જ નેરેટીવની થીમ હતી મે જે આ રીલેશનશીપની વાત કરી તે કલ્પના અને વિકાસની ક્ષમતા ધરાવતા ભરપૂર ઇમેજીનેટીવ બીજોમાથી રચાઈ હતી. આ ઈમેજીનેટીવ સંકુલની વિશદતા અને વળી તેના વિકાસની અનંત શક્યતામા મે રચનાની વાસ્તવિકતા નિહાળી અંતે તો આરંભકાળની ઓબ્જેક્ટીવીટી માટેની મારી ઘેનછા- જે હવે

મૂર્તતા માટેની જરૂરત તરીકે સ્પષ્ટ થઇ હતી–આ યોજનામા રૂપાંતરિત થઈ ગઇ હતી

## કવિતાઓ ગ્રુપમાં લખવાનું વલણ

પાવીસની કવિતાપ્રવૃત્તિનુ મહત્ત્વનુ અગ કવિતાઓ ગ્રુપમાં લખવાની (કાવ્યગુચ્છ રચવાની) તેમની પદ્ધતિ છે તેમણે કહ્યુ છે કે, કોઈપણ કવિ ચોક્કસ સમયના મૌન પછી કવિતા નહીં પણ કવિતાઓ લખવાનો ઇરાદો રાખતો હોય છે. પાવીસની કવિતાની એક પ્રકારની કવિતાથી બીજા પ્રકારની–ટાઈપની કવિતા તરફની આ સહજ ઉત્ક્રાંતિને કેટલાક સ્થાપત્ય તરીકે ખોળી કાઢવાનુ યોગ્ય સમજે છે આ સ્થાપત્ય કેટલીક નાનીમોટી વિભાવનાઓને અભિવ્યક્ત કરતી ચઢતા ઊતરતા ક્રમની ભાજણીની શ્રેણી છે અને આમ એમની કવિતાઓના અમૂર્ત અને ગૂઢ સ્વભાવને પણ તેઓ હાથમા આવે તેવા આકારોમા રજૂ કરે છે આવા વિવેચકો સામે પાવીસને સખત વાંધો છે તેઓ કહે છે કે, આ બધામાની કેટલીક વિભાવનાઓ મારા કાવ્યસગ્રહમાથી ખોળી કાઢી શકાય ખરી, પણ મે એ વિભાવનાઓને ત્યા ગોઠવી દીધી છે, એ વાતનો હુ ઈન્કાર કરુ છુ '

આ સદર્ભે તેઓ તેમની આરભની ઊર્મિકવિતાઓની વાત કરે છે 'ઊર્મિકાવ્યો એમની શેખીખોર ગુણવત્તાથી મારામા ઈર્ષ્યા જગાડતા હતા, પણ છેવટે મારી સમક્ષ સમજવાના અને પૂરવાર કરવાના મારા પ્રયત્નોમા મને સમજાયુ કે, એક પ્રકારની કવિતા અને બીજા પ્રકારની કવિતા વચ્ચે કશો ઇમેજીનેટીવ પ્રોગ્રેસ ન હતો, એટલુ જ નહીં, વિભાવનાગત વિકાસ પણ ન હતો આ ઊર્મિકાવ્યો વચ્ચે બહુ બહુ તો સમસામાયિકતાની કડી હતી સ્વાભાવિક રીતે જ હુ નેરેટીવ કે કવિતા વિશે જુદુ જ અનુભવી રહ્યો હતો એમા તો ઇમેજીનેટીવ અને વિભાવનાયુક્ત સાતત્યપૂર્ણ માર્ગ નેરેટીવ એલિમેન્ટ વર્ણનતત્ત્વ થી રજૂ કરાયો હોય, અને તે આદર્શ અને સામગ્રીની

એકરૂપતાની સભાનતા વડે અનુભવની વિવિધ ક્ષણોને પાસે પાસે લાવી શકતો હોય છે

## કાવ્યયાત્રાના ચરમબિંદુએ એક નવી સમસ્યા

આ પછી પાવીસ કાવ્યયાત્રાના એક એવા બિંદુ પર આવી પહોચે છે જ્યા 'પીપલ હુ ડોન્ટ અન્ડરસ્ટેન્ડ' કવિતાની રચનાપ્રક્રિયા અનુભવના પ્રત્યેક મેટાફર–કથાઘટક-ને ઈમેજરી ટર્મ્સમા અનુવાદિત કરવારૂપ બની રહી તે સદર્ભે રચનાપ્રક્રિયામા અનુભવાતી આ યાત્રિકતાથી સભાન થતા એક નવો પ્રશ્ન ઊભો થાય છે અને એ પ્રશ્ન તે એ કે ઈમેજીનેટીવ રીલેશનશીપ્સ માટેની શોધનો અત કયા આવે છે ? અને એક રીલેશનશીપ કરતા બીજી રીલેશનશીપની પસદગીને કોઇપણ માણસ કેવી રીતે વાજબી ઠેરવી શકે ? કવિતાના માધ્યમની શોધ કર્યા પછી એ માધ્યમની ક્ષમતા અને એની અપરિહાર્યતાનો ક્યાસ કાઢતા પાવીસને આ પ્રશ્ન થયો. અને પાવીસ કહે છે કે, આનો અત્યારે તો મારી પાસે કોઇ ઉત્તર નથી. પણ તેમની ઉત્તરકાળની 'અર્થ એન્ડ ડેથ' (૧૯૪૫) અને 'ડેથ સેલ કમ યુઝીગ યોર આઇસ' (૧૯૫૦) જેવી રચનાઓ જોતા પાવીસ નેરેટીવથી ફટાઈને નવો જ માર્ગ કોરતા જોવા મળે છે, અને એમ આ પ્રશ્ન થયા પછી તેમણે ઉત્તર શોધી લીધો, અને તે એ કે વૃત્તાન્ત, પાત્ર, સ્થળ અને સમયની સ્થૂળતા ઓગળતા ઓગળતા તેમનામા સૂક્ષ્મતા સિદ્ધ થતી ગઈ

સાત કાવ્યો

લૅન્ડસ્કેપ–૧
૧ [પોતાને]

ટેકરીની ટોચ હવે ખેડાતી નથી કેવળ ફર્નસ,
ખોડે બટ ખડક ને વધ્યતા
ત્યા હવે શ્રમનો કશો અર્થ રહ્યો નથી ટોચ તો બળબળતી
ને તમારો શ્વાસ જ કેવળ શીતળતા ત્યા સુધી ચડવુ
અઘરુ કામ છે જતિ એકવાર ચડ્યો તે ચડ્યો
ને શક્તિ ભેગી કરવા કાયમ માટે રોકાઈ ગયો
જતિ પહેરે છે ત અજાજીનને
પશુઓની કસ્તૂરીભરી ગધ ને ભૂમિ, ઝાડીઝાખરા તથા
મનોહર ચિત્રોભરી ગુફાને આકલિત કરતો ચૂગીનો ધુમાડો
જો એ છાયામા એની ચૂગીથી ધૂમ્રપાન કરે તો
હુ એને ફરી પાછો તો ભાગ્યે જ શોધી શકુ, કેમ કે
એનો રગ સૂકાઇ ગયેલી ફર્નસ જેવો જ છે મુલાકાતીઓ
ઉપર ચડે, પરસેવે રેબઝેબ ને થાકેલા,
ખડક પર ધબ દઈને બેસી પડે,
ને એને સ્વર્ગ તરફ આખો ઉઠાવતો, ઊંડા શ્વાસો ભરતો,
આળસ મરડતો ભાળે એણે એક વસ્તુ સિદ્ધ કરી લીધી છે
એની આછી આછી લાલ દાઢી ભલે ને એના સૂરજશામળા ચહેરા
પર ઊગતી
ને સૂરજમા સૂકાઈ જાય એટલે ખુલ્લામા ઝાડો પેશાબ કરે

ટેકરીના ઢોળાવો ને બીણો લીલાછમ ને ઊડેગ છે,
કેડીઓની અડખે પડખે દ્રાક્ષલતાઓમાથી ઉભડક રગોના વસ્ત્રોમા
છોકરીઓનુ અલ્લડ ટોળુ જાય છે,

બકરા સાથે તોફાનમસ્તી કરતુ ને નીચે મેદાન તરફ બૂમ પાડતુ
કોઈ કોઈ વાર ફળોની ટોપલી દેખાય
પણ ઉપર ટોચ પર પહોચે નહી બેવડ વળી ગયેલા
ને પાદડાઓની વચાળે ડૂબી ગયેલા ખેડૂઓ
એમને એમની પીઠ પર લાદી ઘરે લઈ જાય છે
એમની પાસે હજુ ઘણુ કામ પડયુ છે ને એઓ જતિના દર્શને
જતા નથી, પણ ઉપર ને નીચે ચઢે ઊતરે, કામ કર્યે જાય
તરસ્યા થાય ત્યારે એ લોકો બાટલી મોએ માડીને
દારૂ ગટગટાવી જાય, બળબળતી ટોચ તરફ એઓ
ઊચી નજર કરે
શીતળ સવારે એ લોકો પાછા ફરે, પરોઢિયે
કામથી લોથપોથ થઈ ગયેલા, ને જો ભિખારી પાસેથી પસાર થાય,
કાપણી વેળા કૂવાઓ વહેવડાવે તે બધુ જ પાણી
ઉપજ માટે ત્યા હોય છે એઓ સ્ત્રીઓના ટોળા તરફ
હે હે કરીને હસે ને પૂછે કે એ બધી ક્યારે બકરાનુ ચામડુ
પહેરશે, પેલી ટેકરીઓ પર બેસશે ને સૂર્યમા બદામી રગની થશે

(૧૯૩૩)

૧ પોલો પાવીસના ચિત્રકાર મિત્ર મારીઓ ત્રુગાનીનુ બીજનુ નામ, જેની સાથે પાવીસે પોર્નોગ્રાફીનો સગ્રહ પ્રગટ કર્યો હતો, તે મિત્ર.

૨ ફર્ન્સ ' ભીની જગ્યામા પેદા થતી એક વનસ્પતિ, તેને ફૂલ હોતા નથી અને બી તેના પાદડાના પાછલા ભાગ પર થાય છે

## યુલિસીસ

ડોમો કંટાળી ગયો છે, એનો દીકરો
ઘણો મોડો જન્મ્યો હતો કોઈ કોઈ વાર તેઓ
એકમેકના ચહેરામા નજર કરે છે, પણ થપ્પડ માટે તો
એક જ નજર બસ છે (ડોમો બહાર જાય,
એના દીકરાને લઈને પાછો ફરે, જે મો ચડાવે છે
ને હવે નજર ઉઠાવવા માગતો નથી ) હવે ડોસો
રાત ન પડે ત્યા લગી મોટી બારીની સામે બેસે છે,
પણ કોઈ ફરતા કોઈ આવતુ નથી ને શેરી સૂમસામ થઈ જાય છે

આજ સવારે છોકરો પલાયન થઈ ગયો, ને રાતે
પાછો ફર્યો એ ત્યા ડૂમકા ભરતો બેઠો છે. એ કોઈને કહેશે નહિ
કે, બપોરે એણે ખાધુ છે કે નહી એની આખો ય
ઘેરાઈ ગઈ હશે ને એ ચૂપચાપ જશે પથારી તરફ
એના બૂટ કાદવવાળા છે મહિનાભરના વરસાદ પછીની
આ સવાર મજાની હતી

શીતળ બારીમાથી
પાદડાની કડવી વાસ આવે છે પણ ડોમો
અધારામાથી ખસતો નથી, એ આખી રાત સૂતો નથી,
ને સૂઈ જવા ને ગઈ ગુજરી ભૂલી જવા માગે છે
એ જાણે કે ઘણુ ચાલીને પાછો ફર્યો હતો પોતામા ગરમાટો
આણવા એણે એક વાર બૂમ બરાડા પાડ્યા ને પછી બધુ જ
મનમાથી કાઢી નાખ્યુ

છોકરો તરત પાછો ફર્યો, એના બાપે હવે એને માર્યો નહી
છોકરો હવે તો જુવાનજોધ માણસ છે ને દરરોજ

કઈ ને કઈ નવુ ખોળી કાઢે છે ને કોઇને ય
કહેતો નથી

શેરીમા એવું કઈયે નથી જેને એ બારી પાસે ઊભો ઊભો
ન ખોળી શક્યો હોય પણ છોકરો આખો દા'ડો
શેરીઓમાં ફર્યા કરે છે. એ હજુ સુધી સ્ત્રીઓનો પીછો કરતો
થયો નથી ને બહાર ગમતો ય નથી એ હમેશા ઘરે આવે છે
છોકરાની ઘર છોડવાની એની આગવી રીત છે, ને એ તો
દેખીતુ જ છે કે હવે એમા વધુ કઈ કરવાપણુ રહ્યુ નથી

(૧૯૩૫)

# શરાબી વૃદ્ધા

વૃદ્ધાને ભોંય પર આડું પડવું
ન એના હાથ ફેલાવવા ગમે છે પ્રખર તાપ જેમ
ભોંયને કચડી નાખે છે તેમ એના નાનકડા ચહેરાને
કચડી નાખે છે વસ્તુઓ બળે છે ત્યારે ફક્ત રેતી જ
બાકી રહી જાય છે પુરુષોએ ને દારૂએ
આ હાડકાઓને–એમના વસ્ત્રોમા કસી કસીને બાંધેલા બદામી
હાડકાઓને–
છેતર્યાં ને ખતમ કરી નાખ્યા છે, પણ ભરોડા ફાટેલી ભોંય
તો જવાળાની જેમ ગરજે છે. કોઇ શબ્દ નહીં,
કશો ખેદ નહી. ધ્રૂજતો દિવસ પાછો ફરે
સૂરજ કરતા ય દઝાડતી આવેશભરી આ કાયા ય જ્યારે
જોબનભરી હતી

યાદમા આ કાયાની જેમ જીવતીજાગતી ને જુવાનજોધ
ઊંચેરી ટેકરીઓ પાછી ફરે, ને પુરુષની નજર
ને દારૂની કડવાશ ફરી જગાડે તેની
તીવ્ર વાસના · જેમ ઘાસમાં લીલાશ તેમ કાયામા
કામજવર ભભૂકી ઊઠે છે દ્રાક્ષલતાઓ ને કેડીઓની વચ્ચે
યાદ સાકાર થાય છે વૃદ્ધા, આંખો બીડાયેલી ને
અચઅળ, કાયા વડે
આકાશને ભોગવે છે, જે એક કાળે એનુ હતુ

ભરોડા ફાટેલી ભોંયમા પ્રફુલ્લિત હૈયુ ધબકે છે
(પિતાની કે કોઇ પુરુષની સશક્ત છાતીની જેમ
એ એના કરચળિયાળા ગાલ ચૂસે છે એના પિતા સુદ્ધા,

એનો પતિ સુદ્ધાં છેતરાઈને મર્યો એમનામાં
દૈહિક વાસનાઓ સુદ્ધાં ખતમ થઈ ગઈ હતી
ન તો એમના પડખાની હૂંફ કે ન તો દારૂની ઉગ્રતા
એમને હવે ક્યારેય ઉત્તેજિત કરે છે

હવા થરકવા માંડે છે કે તરત
ફેલાયેલી દ્રાક્ષલતાઓની વચમાં તડકાનો સૂર
નિર્ધૂમ અગ્નિમાં ગૂંજે છે
ઘાસ એની ચોતરફ થરકવા લાગે છે
ઘાસ તડકા જેટલું કુમળું છે
મરી પરવારેલા માણસો એની જીવંત સ્મૃતિમાં યુવાન છે

[ ૨૨–૨૮ નવે ૧૯૭૭ ]

## નાવિકની પત્ની

પરોઢની હુંફાળી નિદ્રામા કોઈ કોઈ વાર
એકલી સ્વપ્નવિહાર કરતી, એ વિચારે કે એ એક સ્રીને પરણી છે
માતૃત્વભરી કાયાથી અલગ કરાયેલી સ્રી,
એ પાતળી અને ગોરી છે, ને ઓરડામા એનુ નાનકડું મસ્તક
નમાવે છે શીતળ ઝાંખા અજવાળામા એ
સવાર થવાની રાહ જોતી નથી, એ કામ કર્યા કરે છે. આ બધું
બને છે નીરવતામા સ્રીઓ વચ્ચે કશી વાતચિત થતી નથી

એ સૂતી હોય છે એવામા, પત્ની કળી જાય છે કે હોડી નદીએ છે,
માણસની પૂઠે વરસાદ સાથે વરાળ છોડતી
પણ નાનકડી પત્ની ઉતાવળે બારણુ વાસે ને એને અઢેલીને
ઊભી રહે ને એની આખો બીજી સ્રીની આખો તરફ ઉઠાવે છે
વરસાદની ઝડી બારી પર ઘોઘાટભર્યા અવાજે ઢોલ પીટે છે,
ને નિરાંતે ચાવતી આડે પડખે થયેલી સ્રી
ધરે છે એક પ્લેટ નાનકડી પત્ની એને ભરી દે છે
ને પથારી પર બેસે છે ને ખાવા માડે છે

નાનકડી પત્ની માની અનિમેષ નજર તળે જાણે બાળક હોય એમ
ચૂપચાપ ઉતાવળે ખાય છે,
ને એના ગળા તરફ આગળ વધતા હાથને હડસેલી દે છે.
એકાએક એ બારણા તરફ દોડે છે ને એને ઉઘાડી નાખે છે હોડીઓ
જહાજની અડખેપડખે બરાબર બધાઈ ગઈ છે
એ પથારી તરફ ઉઘાડે પગે પાછી ફરે છે
ને ઉતાવળે આલિંગન કરે છે

એને સહસા મળી ગયેલા હોઠો ઠંડા ને પાતળા છે,
પણ કાયા તો ઓગળે છે ગહન ને સંતપ્ત

ઉષ્માથી એ વેળાએ નાનકડી પત્ની સૂએ છે
એકવડી ને તેજીલી છે, પણ એ સૂએ એક નારીની જેમ
તે નથી જાણવા માંગતી કે ચાલુ વરસાદે હોડી
કેવી રીતે હંકારાય ?

બહાર, વરસાદ વરસે છે અધખુલા બારણાના
ઝાખા ઉજાસમા પવનની એકાદ લહર ખાલીખમ ઓરડામા
પ્રવેશે છે. જો બારણુ ઊઘડયુ હોત તો
આદમી અંદર દાખલ થયો હોત,એ આદમી જે બધુ જ જોઇ ગયો છે
એ એકે ય શબ્દ બોલ્યો ન હોત એણે એનુ માથુ હલાવ્યુ હોત
નાસીપાસ થયેલી સ્ત્રી તરફ હાસી ઉડાવતા હાસ્ય સાથે

( શિયાળો ૧૯૩૭-૩૮ )

## ૨૧ ત્રદૃશ્ય
( ફેરનાન્ડા પીવાનોને– )

નિર્મળ આકાશ સામે રહેલી ટેકરી રાત્રિ જેવી છે
તારું મસ્તક તેની સામે મઢાયેલુ, ભાગ્યે જ હાલતુ,
અને આકાશ સાથે ફરતુ. તુ ડાળીઓ વચ્ચે દેખાતા
વાદળા જેવી છે તારી આખોમા આકાશનું હાસ્ય
અને અપરિચિતતા છે, તે તારા પોતીકા નથી.

માટીની ટેકરી ને પાંદડાં એના કાળા સમૂહ વડે
તારી તેજસ્વી નજરને થભાવી દે છે,
તારા મુખને સુદૂર ઢાળો વચ્ચેના
નમણા અવકાશનો વળાક છે તુ ક્રિડા કરતી ભાસે
ઊચેરી ટેકરી અને આકાશની નિમર્ળતા સાથે:
મને પ્રસન્ન કરવા તુ પડઘાવે પુરાતન પૃષ્ઠભૂમિને
ને એને કરે વધુ નિર્મળ.

પણ તું વસે છે તો બીજે કશેક
તારુ સુશીલ રક્ત આવ્યું બીજે કશેકથી.
તુ બોલે તે શબ્દોને
આ આકાશની રુક્ષ ઉદાસી સાથે ક્યાંય મેળ નથી
તુ તો છે કેવળ એક રાને પુરાતન શાખા–પ્રશાખાઓ વચ્ચે
ગૂચવાઇ ગયેલું શ્વેત ને મધુર નમણુ વાદળ,

(૧૯ ઑકટો ૧૯૪૦)

## * મૃત્યુ આવશે તારી આંખોનો ઉપયોગ કરીને

મૃત્યુ આવશે, તારી આખોનો ઉપયોગ કરીને-
મૃત્યુ જે
સવારથી રાત સુધી આપણી સાથે છે, જાગતુ,
શાત પડાયેલા જુગજૂના પસ્તાવા જેવુ
કે પછી કોઈક મૂર્ખામીભરેલા દુર્ગુણ જેવુ  તારી આખો
બની જશે ખાલીખમ શબ્દ,
દબાયેલી ચીસ, ખામોશી
તુ  અરીસાને અઢેલીને
એકલી ઊભી હોય છે,
ત્યારે આવી દરેક સવારની જેમ
તેને તુ જુએ છે  હે હૈયામા સંઘરાયેલી  અભિલાષા,
એ દિવસે આપણે ય જાણીશુ
કે તુ તો છે જિદગી અને નિરર્થકતા

મૃત્યુ દરેક પર નજર રાખે છે.
મૃત્યુ આવશે, તારી આખોનો ઉપયોગ કરીને
એ દુર્ગુણનો અત આવવા જેવુ હશે,
એ અરીસામાથી ઉપસી આવતા મૃત ચહેરાને
જોયા કરવા જેવુ  હશે,
એ બધ હોઠો બોલે છે તેને સાભળવા જેવુ હશે
આપણે મૌનમા ઊતરી જઇશુ

(૨૭ માર્ચ ૧૯૫૦)

## સવારો પસાર થાય છે

સવારો પસાર થાય છે વિશદ ને નિરસ.
આમ જ તારી આંખો
ઘડીક ઉઘાડી હતી સવાર
ધીમે ધીમે પસાર થઈ, નિશ્ચળ પ્રકાશની ઊંડી ખીણ.
એ સ્તબ્ધ હતી તારું જીવન સ્વયં
ખામોશી હતું, વસ્તુઓ જીવી તારી આંખો સામે—
(નહી વેદના, ન આવેશ, પડછાયો)
સવારના ખુલ્લા સાગરની જેમ.
તું—સ્વયં પ્રભા હોઈ—લઈ આવે પ્રભાત.
તું બની રહીશ જીવન, સર્વસ્વ
તારામા આકાશ તળે આપણે
જાગ્યા ને શ્વસ્યા, જે હજુ ય આપણે
તે વેળાએ
નહીં પીડા નહી આવેશ
ભયભીત ને જુદા જ દિવસમાંથી
ન કોઈ કાળોતરો પડછાયો હે પ્રભા,
સુદૂર પ્રકાશ, ત્વરિત શ્વાસ,
તમારા નિર્મળ અચંચળ નયનો
ઠેરવો અમારા પર.
તારી આખોની પ્રભા વિનાની
પસાર થતી સવાર શ્યામલ છે।

(૩૦ માર્ચ, ૧૯૫૦)

અંતિમ બે રચનાઓ અમેરિકન ફિલ્મ અભિનેત્રી કોન્સ્ટાન્સ ડાઉલીગને ઉદ્દેશીને રચાયેલી, જેનું બે વર્ષ પછી કાર અકસ્માતમા મૃત્યુ થયું

સાચે જ એ લાચારી છે
પણ જીવતા રહેવા માટે
પાળેલું પ્રાણી બનવું જરૂરી છે

સ્વ. કવિ સુદામા પાંડેય 'ધૂમિલ'ના 'શહરકા વ્યાકરણ' કાવ્યની ઉપરોક્ત પંક્તિઓ આમ તો કૂતરાના સંદર્ભે છે કે શહેરમાં ફરતા કૂતરાઓની કતલ ન થઈ જાય માટે એના ગળામાં પટ્ટી બાંધવી જરૂરી છે પણ કૂતરાનું નામ દઈને કૂતરાની જ વાત કવિએ કરી હોય એવું તો કોઈ સાચો કાવ્યવિદગ્ધ ન માને

સંસ્કૃતિએ જે કેટલીક બીભત્સતાઓ ઉપજાવીને પ્રચલિત કરી છે એમાંની એક છે કશાનો પણ વિરોધ કર્યા વગર પાળેલા પ્રાણી બની રહેવાની જીવવા માટે એક માણસે પાળેલું પ્રાણી બની રહેવું પડે એના જેટલી લાચારી બીજી શી હોઈ શકે ? ડાહ્યા, ડહાપણ બનવું, ઊંચા ને મોટા ગણાતા' લોકોને વશવર્તીને રહેવું એ 'સારા' માણસનું લક્ષણ છે. 'સારા' માણસની વ્યાખ્યા કમનસીબે સારા માણસોએ નક્કી નથી કરી હોતી કહેવાતા સારા માણસોની અંદર પણ ક્યાંક એકાદ બીભત્સતા પડેલી હોય છે ધૂમિલે જ લખ્યું છે તેમ

હરેક ઇમાનને
એક ચોરદરવાજો હોય છે
જે સંડાસની બાજુમાં પડતો હોય છે

કેટલીક વાર સારાપણાની બધી જ સામગ્રી ધરાવતો માણસ પણ કોણ જાણે કેમ 'ચીતરી' ચડાવે એવો બની રહેતો હોય છે તંદુરસ્ત સ્માર્ટ દેખાવ ઊજળો વાન, ઊંચો હોદ્દો, કહેવાતી ખરેખરો વગરનું જીવન, દુશ્મનોનો તિરસ્કાર કરીને કેળવેલી મહત્તા બધી સલાહ શિખામણોથી પોતે પર છે એવી આત્મતુષ્ટિ, અનાયાસે યા ખાસ

પ્રયત્નપૂર્વક મળેલા અને મેળવેલા લાભો, આ બધું માણસને વિજેતાના મદમાં લાવી દેનારું હોવા છતાં એ માણસ કોણ જાણે કેમ બીભત્સ લાગ્યા કરે છે 'ફોર હુમ ધ બેલ ટોલ્સ' નામની નવલકથામાં હેમિંગ્વેએ કહેલું કે દરેક માણસમાં અમુક પ્રકારની કદરૂપતા રહેલી હોય છે આ કદરૂપતા પારખવી અઘરી છે ઘણીવાર તો એ કદરૂપતા સુંદરતાનું લક્ષણ મનાય છે પણ સુજ્ઞોને આવી કદરૂપતા તરત નજરે ચડે છે ને તેની તરફ સૂગ ચડ્યા વગર રહેતી નથી આવું થાય ત્યારે કદરૂપતાને પકડી પાડનાર માણસ કોઈથી સહન થઈ શકતો નથી અને પછી માનસશાસ્ત્રમાં જેને ડિફેન્સ મિકેનિઝમ કહેવાય છે એવી સામાની વગોવણી દ્વારા પોતાના બચાવની પ્રક્રિયા શરૂ થાય છે એક વિશિષ્ટ પ્રકારની બેચેની એવાઓને થવા માંડે છે પોતાની કદરૂપતા જાણી જનાર અકારો ને અકારો લાગતો જાય છે એને 'સીધો' કરવા માટે કહેવાતી સંસ્કૃતિના ઠાવકાઈના સિદ્ધાંતો ખપમાં લેવાવા લાગે છે પોતાનો ગુનો પકડી પાડનારને જ ગુનેગાર ઠરાવવાની તરકીબો શોધવામાં રાતદિવસ વ્યસ્ત અને વ્યગ્ર રહેવાય છે આવી તરકીબો ઝટ સૂઝતી ન હોય એટલે તોછડાઈ અને તિરસ્કાર જેવા સાવ સાનિશ આયુધોનો આશરો અને આડેધડ ઉપયોગ થવા માંડે છે

તમે અમુકનો વિરોધ કરી શકો નહીં લોકશાહીની સરસ ચર્ચાઓ કરનારા વ્યક્તિગત સંબંધોમાં સરમુખત્યારી જ દાખવતા હોય છે એવી સરમુખત્યારી દ્વારા બીજાઓના સમૂહ કરતાં પોતે જુદા છે, ખાસ તો ઊંચા છે એવું પોતાના અને અન્યોના મનમાં ઠસાવવાની તેમની મહેનત હોય છે બીજાથી જુદા પડવાનો એવાઓનો આગ્રહ એટલો તો તીવ્ર હોય છે કે બળજબરીથી તેમને પોતાની જાતને બીજાઓથી જુદી નાખવી પડે છે ધૂમિલ'નું 'સચ્ચી બાત' કાવ્ય જોઈએ

કસાઈઓ કાટેલા વાળ પર કન્કરી રહ્યા છે
અને ઇતિહાસના પાના ઉપર

ધર્મને માટે મરેલા લોકોના નામે
વાત ફક્ત એટલી છે કે
સ્નાનઘાટ પર જતો દરેક રસ્તો
વેશ્યાવાડામાં થઈને નીકળે છે.
જ્યા કશું જ બનનાર નથી
ત્યાં આપણે સાક્ષી થઈ ઊભવાનું છે.
થોડીક ક્ષણો તો આપણે આપચી ચીતરી પ્રત્યે
તટસ્થ રહીએ છીએ.

.. ... .. ....

આમ તો આપણે સમજીએ છીએ કે સચ્ચાઈ
આપણને અપરાધની સીમા પર
મૂકી દે છે
ટેવો અને જાહેરાતોથી કચડાયેલા માણસની
સૌથી કીમતી ક્ષણો સંશયમા વીતે છે
દરેક આબરૂદાર માણસને એક ચોરદરવાજો હોય છે
જે સંડાસની બાજુમા ઊઘડે છે
આખોની ધારમા વહેતી નીતિમત્તાની
કેટલી ભદ્દી મજાક છે કે
આપણા ચહેરા પર
આખની બરાબર નીચે જ નાક છે!

બર્નાડ શૉએ કહેવાતા સારા માણસો માટે પોતાના 'હાઉ-હી લાઈડ ટુ હર હસબંડ' નામના એકાંકીમા એક સરસ કટાક્ષ કર્યો છે. અરોરા નામની સ્ત્રીનો પ્રેમી અરોરાને સંબોધીને કેટલાક કાવ્યો રચે છે એ કાવ્યોની થોકડી અરોરાથી ક્યાક ખોવાઇ જાય છે ત્યારે અરોરા તેના પ્રેમીને કહે છે કે,

As a man of honor-as a gentleman, you would not tell the truth.

જવાબમા અગારાનો પ્રેમી કહે છે,

I will lie
oh I will play the gentleman.

**હુ જૂઠુ બોલીશ ને સજ્જન બનીશ !**

સત્યને અને સજ્જનતાને કેટલુ છેટુ છે તે ગૅાએ તેની વિલક્ષણ રીતે અહીં કહી દીધુ છે અને એટલે જ બર્ટ્રાન્ડ રસેલે પોતાના એક નિબંધનુ નામ 'Harm that Good man do' 'સારા માણસોથી થતુ નુકસાન' એવુ રાખ્યુ એમા યે એ મનીષીએ 'સારા' ગણાતા માણસો કેવા તો બીભત્સ હોય છે એ પ્રત્યે જ આગળી ચીંધી છે આવા બીભત્સ માણસોનો વિરોધ કરવાનુ, તેમની સામે થવાનુ કામ ગમે એવુ નથી ટૂકી શક્તિઓનો દુર્વ્યય કરવાનુ કોને ગમે ? છતા સોક્રેટીસથી માડી ગાધીજી સુધીનાએ વિરોધ કર્યે રાખ્યો એનુ કારણ કદાચ એટલુ જ કે આવા બીભત્સ લોકોનુ શાસન સ્થાપિત ન થઇ જાય. બીભત્સોને ફાવવાની એકે તક મળે એ ચકલીના માળાને વાનરના હાથમા સોપી દેવા જેવુ થાય. હેન્રી જેઈમ્સે પોતાની 'એન ઇન્ટરનેશનલ એપિઝોડ' નામની વાર્તાના શ્રીમતી વેસ્ટગેટના પાત્ર દ્વારા કહેવડાવ્યુ છે કે

That's what I regret
They 'll think
They petrified us

[મારુ દુ ખ એ જ છે કે જો હુ શાત થઈ જાઉ તો તેઓ એમ માનશે કે તેઓ મને પરાસ્ત કરી ગયા છે-બીવડાવી શક્યા છે ]

સાચા માણસનુ દુ ખ આ જ હોવાનુ કે બીભત્સ માણસો પોતાને હરાવી ગયા.



**સાહિત્યિક સંશોધન વિશે :** લેખક ડૉ. સુમન શાહ
પ્રકાશક • કુમકુમ પ્રકાશન, મામુ નાયકની પોળ સામે, ગાંધી-રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧ મૂલ્ય રૂા પાંચ પૃષ્ઠ ' ૩૫ (ડિમાઈ કદ)

સાહિત્યપદાર્થ વિશે જ્યારે કશુંક સંશોધન થાય ત્યારે તેનું સ્વરૂપ, તેની પદ્ધતિઓ અને તેના તારણો કેવા અને શા હોવા જોઈએ એ વિશેની પરિસ્થિતિ અલબત્ત હજુ સંદિગ્ધ જ ગણાય એવી છે ત્યારે એવા વાના વિશે ચિંતન કરી મોટેભાગે તર્કશુદ્ધ જવાબો મેળવવાનો ઉપક્રમ ડૉ સુમન શાહે અહીં રાખ્યો છે.

સાહિત્યસેવન એ આનંદ અને જ્ઞાનનો મેળ પાડવાની પ્રવૃત્તિ છે એમ કહ્યા બાદ લેખકે સંશોધનના વિવિધ પ્રકારો વિચારી જોયા છે. અને સાહિત્યિક સંશોધનમાં કઈ પદ્ધતિ યોજી શકાય એનો વિચાર કર્યો છે. શુદ્ધ અને પ્રાકૃતિક વિજ્ઞાનો કરતાં સાહિત્ય તેની સામગ્રી અને સ્વરૂપની બાબતમાં જુદું પડે છે સાહિત્યકૃતિના અનુભવને પણ વ્યાખ્યાબદ્ધ તો કરી જ શકાય છે અનુભવ લેનાર ભાવક એ સૌપ્રથમ સહૃદય ભાવક હોય એ જરૂરી છે, એ ઉત્તમ નિષ્ણાત હોય પણ ભાવક/ભોક્તા ન હોય તો 'સંશોધનમાં પ્રવર્તતું પદ્ધતિકરણ એક તબક્કે મૃત બની જાય' અને સામે પક્ષે 'સાહિત્યિક સંશોધક માત્ર સહૃદય હોય અને ઉત્તમ નિષ્ણાત ન હોય તો, સંભવ છે કે એના સંશોધનમાં પ્રવર્તતું પદ્ધતિકરણ વણે તબક્કે નર્યું અવૈજ્ઞાનિક' બની જાય

આમ ડૉ શાહે સાહિત્યિક સંશોધનની અન્ય સંશોધનો કરતાં વિશેષતા બતાવી છે અને ત્યાર પછી મધ્યકાળથી માંડીને શરૂ થયેલી શોધ-સંશોધનની 'વૈજ્ઞાનિક પદ્ધતિ'નો રેનેસાંયુગમાં થયેલો વિકાસ યથોચિત દૃષ્ટાંતો આપીને સમજાવ્યો છે અને વિજ્ઞાનમાં વિભાવનીકરણનો મહિમા કેવો અને કેટલો છે તે પણ દર્શાવ્યું છે

સાહિત્યકૃતિ સાથેનો ભોક્તાનો સંનિકર્ષ વૈયક્તિક સ્વરૂપનો છે પણ જ્યારે બીજાઓ સમક્ષ એનું વર્ણન કરવાનો પ્રસંગ આવે છે

ત્યારે એને બુદ્ધિગમ્ય અને સ્વીકાર્ય રૂપમા ઢાળવાનો પ્રશ્ન ઉભો થાય કે સાહિત્યકૃતિના આનંદાનુભવને મેળવી લીધા પછી તેના સ્વરૂપવર્ણનની પ્રક્રિયા તે પોસ્ટ-ફેક્ટો પ્રવૃત્તિ છે એને માટે વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રયોજાય તો જ અંગત ગમા-અણગમાને દૂર રાખી શકાય. આમ, 'આત્મનેપદી કલાનુભવમા વૈજ્ઞાનિકતાનો સૂત્રપાત કરવો અને એ રીતે વસ્તુલક્ષીતા કેળવવી એ' સાહિત્યિક સંશોધનમા, લેખકને મતે, પ્રથમ જરૂરિયાત છે

ત્યાર પછી કૃતિમ રહેલા મંત્રો અને નિયમોને બહિર્ગત કરવાના રહે છે આવા સૂત્રો અને નિયમો પણ 'અંતિમ' તો ન જ હોઇ શકે 'આ અર્થમા સંશોધન સ-મર્યાદ' જ રહેવાનુ

ત્યાર પછી પ્રત્યેક કૃતિ એક નવો જ ઉન્મેષ હોવાથી સૈદ્ધાંતિક વિવેચન તેના સંશોધન વિવેચનમા કેટલુ કામ આપી શકે એ પ્રશ્નની ચર્ચા પર આવતા લેખકે 'બિલ્ડિંગ બ્લૉક નોશન'ની હકીકત રજૂ કરી છે અને 'સિદ્ધાન્ત અને સંશોધન પરસ્પરને પૂરક છે' એવો નિષ્કર્ષ કાઢ્યો છે અને ત્યાર બાદ સામાન્ય સંક્રમણ અને સાહિત્યિક સંક્રમણ વચ્ચે ચોક્કસ તફાવત છે એ તફાવતનુ સ્વરૂપ સમજવુ જરૂરી છે ત્યાર બાદ કર્તાવિષયક, ઇતિહાસવિષયક, પ્રકારવિષયક, વિભાવોનુ સંશોધન વગેરેમા શુ શુ થવુ જોઇએ અને શેની બાદબાકી થવી જોઈએ તેનો વિગતવાર આલેખ આપ્યો છે વિભાવનીકરણ, વ્યાખ્યાપ્રક્રિયા, સમજૂતીપ્રક્રિયા ઇત્યાદિના અંગોપાંગોનો પરિચય કરાવી છેવટે આ બધી સંશોધનની ટૅકનિકો ટેન્ટેટિવ પણ છે એમ કહી સંશોધનો પણ મર્યાદાપૂર્ણ હોવાના જ એવા તારણ પર લેખક અટકે છે

સાહિત્યકૃતિને લાગતા સંશોધનકાર્યને કઈ રીતે વસ્તુલક્ષી, વધુ પ્રમાણભૂત અને બિનંગત સ્વરૂપનુ બનાવી શકાય એને લગતી વિચારણા વ્યવસ્થિત સ્વરૂપે કદાચ પહેલ જ વાર સાંપડે છે એ નોંધપાત્ર ઘટના છે વિપથગામી અને અપ્રસ્તુત પ્રશ્નો/ચર્ચાઓ ટાળી સાચા પ્રશ્નો/ચર્ચાઓ કેવા હોઈ શકે એનો વિચાર ગંભીરપણે અત્રે થયો છે

૬ ફેબ્રુ, ૧૯૮૧

—વિજય શાસ્ત્રી

## ઑફ સીઝન / રતિલાલ 'અનિલ'

ઋતુઓ દિશા ભૂલી ગઈ છે કે શું ? એ શહેરમા આવતી જ નથી આ મકાનોના જગલમા ક્યારેક કોયલ ટહૂકતી નથી હા, એક ફ્લૅટમા ગયો હતો કૉલબૅલ દબાવ્યો ત્યારે ઓરડામા કોઈ પક્ષી ચહેક્યુ ! જેટલી વાર બૅલ દબાવુ એટલી વાર પક્ષી ચહેકે ! ચપરાશી ગમે ત્યારે હજર થાય એમ કૉલબેલનો ટહૂકો સાચા અર્થમા 'હાથવગો' હતો પણ એમા ચહચહાટ નહીં, પાંખોનો ફફડાટ નહીં કોયલ બોલે ત્યારે એની પૂછડી તણાય– એવુ કશુ નહીં ! પણ શહેરના માણસને એવા નિરીક્ષણની ફુરસદ ક્યા છે ! સાચી કોયલ ફ્લૅટની બારીએ બેસી ટહૂકે તો શહેરીને અચરજ થાય– કદાચ ખૂબ કામમા હોય તો ચીડ પણ આવે

કોઈ કોઈ વાર મન પાછલી દિશામા ગતિ કરે છે. જાબુડે ચઢેલુ પોતાનુ કિશોરસ્વરૂપ જુએ છે, જાબુનો સ્વાદ અનુભવે છે બોરડી

ગૂડેથી તે સભારે છે. એક સરસ સોટીની શોધમા આમલી પર ચઢેલો સોટી મેળવી હાથમા તરવાર હોય એમ રજપૂતી જુસ્સાથી શેરીમા ટોળકીના સરદાર રૂપે ઘૂમેલો—એવુ તેવુ સાભરે છે અને શહેર ક્લાન્ત લાગે છે

એને લાગે છે કે અહી હવે ઋતુઓ આવતી નથી એ શહેરની બહારની બાજુએથી ચાલી જાય છે કે પછી મેયરે ઋતુઓને શહેરથી તડીપાર કરી છે? જમીનને ડામરથી જકડી લઈને, વૃક્ષોનો અભાવ વિસ્તારીને, ગેસોલીન છોડયે જતા વાહનો માટે વાહનવેરો ઉઘરાવીને ઋતુઓ શહેરમા ન આવે તે માટે એમણે થોડાક અસરકારક પગલા ભર્યા તો છે જ

શિયાળાની નીરવ રાત્રે વહી જતી આગગાડીનો ગતિસાદ જાણે શહેરની ક્ષિતિજને પેલે પાર ચાલ્યો ગયો છે આગગાડી તેની મોટા સાદની સિસોટી પણ ગુમાવી ચૂકી છે. નાની આગગાડોના માર્ગ પાસે આવેલા સ્થાને એક વાર એ સિસોટી તાજેતરમા જ સાભળી ત્યારે કશુક તળમાથી ઊચે આવવા મથતુ હતુ

ભેરૂના હાથમા શેરડીનો કટકો પકડાની મુઠ્ઠીના એક જ પ્રહારથી શેરડીના બે કટકા કરતા, અને તે સાથે જ ખિલખિલાટથી મહોરી ઊઠતા કિશોરને ત્યા જ જોયો ત્યારે, આ હુ નહોતો? એવો પ્રશ્ન પણ થયેલો

પાસેના ફ્લેટમા ગામડેથી ડોસા આવ્યા છે દમનો આજાર છે. કહે છે કે નદીકાઠે આવેના ગામમા ખૂબ ઠડી પડે છે અને દમ ઊભરે છે અહીં તો ઋતુઓ જ આવતી નથી, એટલે ડોસાને અહીં રાહત છે। પણ વહુને આ મોસમમા પણ ઈલેક્ટ્રિક ફેન ચાલુ રાખવાની ટેવ, તે ડોસાની હાજરીથી ચલાવી શકાતો નથી એટલે એ અકળાય છે. ૯

મન વર્તમાનમા આવી જાય છે. ઋતુઓ શહેરમા આવતી નથી એના ફાયદા ય છે ઠડીના સમયમા શરીરે ધાબળો વીંટી તાપ

ચૂલા પાસે નિષ્ક્રિય બેસી રહેવું એ 'સખ્ત મહેનત સિવાય બીજો કંઇ વિકલ્પ નથી' એમ કહેવાય છે ત્યારે, એ ગુન્હો નથી? બંધ બારીએ, વીજળીદીવાના પ્રકાશમાં નિરાંતે ફાઇલનો અભ્યાસ કરી શકાય છે

જોને, આ કહેવાતા શિયાળે યુ. પી અને બિહારમાં 'કડાકે કી ઠંડીમે' કેટલા મરી ગયા! એ બધા, જ્યાં પ્રત્યેક ઋતુ તેના અસલી મિજાજમાં આવે છે એવા વિસ્તારમાં મરી ગયા છે- કોઇ શહેરમાં મરી ગયું નથી! અહીં પણ ફૂટપાથ પર સુનારા છે, તેમને ઋતુનો જરાક સ્પર્શ થતો હશે, પણ કોઈ ઠંડીથી મરી જતું નથી અહીં ઋતુ આવે છે જ ક્યાં?

અને ગયા ચોમાસે પણ ત્યાં કેટલા બધા માણસો મરી ગયા હતા! નદીકાંઠે રહે તેને ટાઢ સ્પર્શે, નદી સુકાય એટલે ઉનાળે તાપ દઝાડે અને ચોમાસે તાણી જાય!

જ્યાં માણસ ટાઢથી મરે છે, ત્યાં લૂથીયે મરે છે અને ચોમાસે તણાય છે.

અહીં ઉનાળો આવે છે, પણ પંખા ફરે છે, ઠંડા પીણાં આવે છે લગભગ આખું વર્ષ ઓછેવત્તો તાપ પડે છે એટલે ટેવાઈ જવાય છે. નગર માટે ઉનાળો ઋતુ નથી, લગભગ 'સમય' હોય છે

જ્યાં ઋતુઓ પહોંચે છે ત્યાં ઋતુઋતુનાં ફળ, શાકભાજી, ફૂલ પણ આવે છે પણ તે વિસ્તારના માણસો વિચારે છે, ઋતુ ભલે અમારે માટે આવતી હોય, એનાં ફળ, શાકભાજી, ફૂલ તો જ્યાં ઋતુઓ જતી નથી એ શહેરને માટે જ હોય! અને ઋતુનાં ફળ આવે છે ત્યારે તે તે ઋતુનું થોડુંક સ્મરણ થાય છે પાપડી ને રતાળુ આવ્યાં એટલે શિયાળો ચાલતો હશે! પુષ્પો આવ્યાં? વસંત હશે! પણ પુષ્પો આવે તે પહેલાં લગ્નની કંકોતરી આવી ગઈ હોય છે એટલે વસંતનું સ્મરણ થઈ ચૂક્યું હોય છે

ઋતુઓ વિહોણું શહેર કાયમ ઑફ સીઝનમાં જીવે છે અને ઑફ સીઝનના ભાવે શું શું મળે છે એની અખબારમાં જાહેરખબર જુએ

છે. પખા ઑફ સિઝનના ભાવે મળે છે અને એ ભાવ પૂછે છે– ખુશ થાય છે નગરમા રહેનારા માટે સીઝન મોઘી હોય છે– બહુ મોઘી એનુ મૂલ્ય બહુ ઓછા લોકો ચૂકવી શકે છે, પણ તેઓ તો નગરમા સીઝન આવતી જ ન હોવાથી ઉનાળે જ્યા સીઝન આવતી હોય ત્યા ચાલ્યા જાય છે સામાન્ય માણસ માટે ઑફ સીઝન જ સારી કિફાયત

કિશોર વયમા દોડી ગયેલુ મન સાત્વન અનુભવે છે– ઠીક છે. ચારુ બધુ અહીં મોઘુ પડે છે, લ–ગ–ભ–ગ ઠીક કે ઠીકઠીક, 'ચાલશે' એવુ હોય તે જ આપણને તો પોસાય માણસના મન અને હૃદયને પોષાય એવી બાબતો માટે અહીં અવકાશ જ કયા છે ?

પેલો શરદ પાત્રીસમે વર્ષે, ઑફ સીઝનમા પરણ્યો ! એ મત્ત, ક્યારેક ઉન્મત્ત, ઉછાછળો હતો, જીવનની ભરવસ તે હતો ત્યારે ન પરણ્યો, પરણવા માટેની 'જોગવાઇ' ન હતી– જોગવાઇ થઇ ત્યારે પરણ્યો. અને તેની ખબર પણ કેટલાને પડી ? ઍરકન્ડીશન્ડ રૂમમા બેટેલ માટે કાયમ એક જ ઋતુ હોય છે, એ અગત હોય છે, અને લગ્ન પણ, શહેરમા લગભગ 'એકદરે' અગત જ હોય છે. આખી ન્યાત જમે, કંઇ નહીં તો આખો વાસ કે ફળિયુ પગત માડીને જમે, પાદરે પડાવ નાખી પડેલા રખડુઓને પણ રસોઇની ગધ આવે, એવુ વ્યાપક એ કયા હોય છે ?

નગરમા ઋતુ નહીં, ઑફ સીઝન હોય છે. એટલે તો ઑફ સીઝનનો વીજળીપખો મને આકર્ષે છે એમ પ્રત્યેક સીઝનનો અનુભવ કરનારા લોકોને ઑફ સીઝન–શહેર આકર્ષે છે ! અને અહીં આવીને ઑફ સીઝનના ભાવે પોતાની ઑફર કરે છે. ...

ઑફ સીઝન એટલે સ્ટાઇપેન્ડના ભાવે નગરમા પુષ્કળ માણસો મળે છે. નગરમા કિફાયતનુ મહત્ત્વ છે સ્ટાઇપેન્ડના ભાવે માણસો ઉભરાય છે સાડીઓનુ સેલ હોય એમ જાણે માણસોનુ સેલ સીઝન ગઇ, સાડી 'સેકન્ડ' થઇ, તો સેલમા ગઇ નગરમાથી સીઝન ગઇ અને માણસો સ્ટાઇપેન્ડના ભાવે, 'સેકન્ડ' થઇને સેલમા જાય છે. □

'કંકાવટી' માસિક માટે નિયમ (ફોર્મ ૪ મુજબ)

૧. પ્રકાશનસ્થાન ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

૨ મુદ્રકનુ નામ રતિલાલ મૂ 'અનિલ'
નાગરિકતા . ભારતીય
સરનામુ ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

૩ પ્રકાશકનુ નામ · નાગરિકતા સરનામુ, ન. ૨ મુજબ.

૪. સંપાદકનુ નામ રતિલાલ અનિલ'
નાગરિકતા ભારતીય
સરનામુ ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

૫. માલિકનુ નામ રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા.
૩, આનંદનગર સોસાયટી, સગરામપરા સૂરત–૩૯૫ ૦૦૨

હુ રતિલાલ મૂ 'અનિલ' આથી જાહેર કરુ છુ કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે

સહી . રતિલાલ મૂ. 'અનિલ' પ્રકાશક

# આપ

વ્યાપારી છો ?
ગવર્નમેન્ટ સર્વન્ટ છો ?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો ?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો ?
શાળા–મહાશાળામાં શિક્ષક છો ?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો ?
પત્રકાર છો ?
લાયબ્રેરીઅન છો ?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને ?

તો

## આપ

**વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો**

જ્યાં આપના કામકાજને સુઘડ અને સરળ બનાવતા ઑફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે પાલડી,
અમદાવાદ–૩૮૦૦૦૬

ટે. નં. ૭૮૨૫૫

△ પ્રેસ્ટોસાઈન ડીસ્પલે બોર્ડસ △ એવાટ ડુપ્લીકેટર્સ △ વીનાર પ્લેટેડ એન્ગલ્સ △ ડફ્રા કાઉન્ટીંગ મીન્ટર્સ △ બીમકો વુડન ફર્નિચર △ ઉષા પંખા તથા વોટરકુલર્સ △ પી એન્ડ ટી એડ્રેસીંગ મશીન્સ

~ રોટેક્ષ ડેસ્ક બ્લોકસ ~

તદ્ઉપરાંત : ફોટો કોપીયર્સ, વીઝયુલાઈઝર્સ, ચેક રાઈટર્સ કેલ્કયુલેટર્સ, ઇલેક્ટ્રીક તથા ઇલેકટ્રોનિક ઑફિસ પ્રસાધનો

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ, જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારો ફરી ફરીને વિચાર કરો

# કંકાવટી

એપ્રિલ ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૩ : અંક ૨૬૪ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની ૫ંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮, આજીવન સભાસદ રૂ ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ • ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

## ઉપકરણ / નંદકિશોર આચાર્ય

પથ્થર શું નીંદ કરતા યે
વધારે પારદર્શક હોય છે
કે ઓર પણ સ્પષ્ટ દેખાઈ આવે છે
એમા પણ પોતાનુ સપનું
તમે જેને કોતરો છો–
શિલ્પી ખરા ને

પણ શુ થાય પેલા ટુકડાનુ
જેને તમે તમારા કોતરવામા
પથ્થરથી દૂર કરી દો છો?
અને એ મૂરતને, જે–જેવી પણ હોય–
તમારી જ પિછાન હોય છે
પથ્થરની નહી?
એમા શુ ટુકડાનુ નહી રહેતુ હોય
પથ્થરનુ પણ કોઈ
ક્ષત વિક્ષત પોતાનુ સપનુ?

હા, પથ્થર તો ઉપકરણ રહ્યો
એનુ પોતાનુ શુ?
સપનુ શુ?

તો શુ તે
જેનુ પોતાનુ નથી હોતુ કશું
ઉપકરણ થઈ જાય છે
મૂર્ત કરવા માટે કોઈ બીજાનુ સપનું?

## ઉપકરણ / રતિલાલ 'અનિલ'

કોઈ મંદિર પર શિલ્પો જોઈએ છીએ ત્યારે શિલ્પીએ શું પોતાનું સ્વપ્ન સાકાર કરવા એ શિલ્પો કર્યાનું લાગે છે ? સંસ્કૃતિએ એક કલ્પના આપી, દેવલોક અને દેવગણ, યક્ષો, કિન્નરોની કલ્પના આપી, અને એ એમણે શિલ્પમાં ઉપસાવી પછી તો એ પરમ્પરા બની ગઈ એમાં શિલ્પીનું કોઈ સ્વપ્ન રહ્યું નહીં. તે તો એક પરમ્પરાને લંબાવતો રહ્યો એકસરખાં કળામય શિલ્પો પણ એક જાતની સૂક્ષ્મ કારીગીરી લાગે છે એમાં સ્થાનિક છટા મળે છે એટલું વિશેષપણું શિલ્પોની એકરૂપતામાં અલગ તરી આવે છે ખરું. પણ પ્રાદેશિકતા પણ પરમ્પરા હોય છે કળા નહીં

રાજા રવી વર્માનું વિશ્વામિત્ર–મેનકા ચિત્ર જુઓ. એમાં વિશ્વામિત્ર સાધુ જેવા લાગે છે, તો મેનકા એના પહેરવેશ અને લાવણ્યે મહારાષ્ટ્રીયન જ લાગે છે!

કેટલા બધા કવિઓની કાવ્યપ્રિયા એકરૂપ લાગે છે! તો અનેક શિલ્પીઓએ ઘડેલી અપ્સરા પણ એકરૂપ લાગે છે! પેલા કવિઓની પ્રિયા જેમ પોતીકી નહીં, તેમ આ શિલ્પીઓની અપ્સરા પણ પોતીકી

નહીં ! આ પારમ્પરિક એકરૂપતા બહુ ઓછા કવિઓ અને શિલ્પીઓ ઓળગી શકયા છે.

શિલ્પમા એક સ્વપ્ન સાકાર થયુ છે એવુ બોલવાની, બોલી નાખવાનો યે એક પરમ્પરા છે ! પણ સ્વપ્ન આગવુ, અજોડ હોય એમા રહેલી કલ્પના પોતીકી હોય, પણ કેટલા શિલ્પી એવી મૌલિકતા પ્રગટ કરે છે ?

ઘણાખરા શિલ્પી એમ માને છે કે અમારા હાથમા ઓજાર છે, પણ તેઓ પણ સસ્કૃતિના ઓજાર' બનેલા હોય છે એનો ખ્યાલ એમને હોતો નથી !

સસ્કૃતિના ઉપકરણોમા આપણે શિલ્પીઓને પણ સમાવી શકીએ ! તેઓ પોતાનુ સ્વપ્ન પથ્થરમા ઉપસાવે છે કે એક પરમ્પરાને લબાવે છે ? દર્શન કોઇનુ છે, તે મૂર્ત (!) કરવાના ઉપકરણ તેઓ છે

અને શિલ્પો કોની પિછાન આપે છે ? તાજમહાલ જોનારા શાહજહા અને નૂરજહાને સભારે છે કે શિલ્પીઓને ? આપણા ઘણા ખરા શિલ્પીઓને તેમના સ્વપ્ન જ નહોતા, તેઓ તો કોઈનુ સ્વપ્ન ઉપસાવનારા ઉપકરણો માત્ર હતા. શિલ્પો આપણને શેની પિછાન આપે છે ? શિલ્પશાસ્ત્રમા અપ્સરાઓ વિશે આવી ઓળખ છે, તો તે ઓળખ ઉપસાવો ! એમા શિલ્પીની ઓળખ કયા છે ? સ્વને ઓગાળી, વિસ્મૃત કરી નાખવાના સમર્પણ કે સર્વાર્પણની કવિતા અહી કરવા જેવી નથી કળાકાર કૃતિમા પોતાને ઓગાળી દઈને પણ પોતાને જ કળા દ્વારા ઉપસાવે છે

જેમને કળાકાર કહીએ છીએ તેમને પણ શુ પોતાનુ આગવુ સ્વપ્ન હોય છે ? તેઓ તો કોઈના સ્વપ્ન સાકાર કરવા માટેના ઉપકરણો બની રહેલા હોય છે

આપણી સસ્કૃતિ ખરેખર જ સાધનસપન્ન' છે ! એ સપન્ન છે

એમ કહેવા કરતા સાધનસમ્પન્ન છે એમ કહેવુ વધારે સાચુ છે કારણ કે એને પુષ્કળ સાધનો સાપડયા છે કળા પણ પ્રતિભાસમ્પન્ન હોવાને બદલે પરમ્પરાસમ્પન્ન વિશેષ છે । પરમ્પરા અનેક ઉપકરણો દ્વારા આગળ વધે છે

કાવ્યની નાયિકાના લક્ષણો કાવ્યશાસ્ત્ર નિર્માણ કરી આપે પછી શાસ્ત્રશુદ્ધ કવિતામા આવતી નાયિકા કવિની પોતીકી કે એ કવિતાની પોતીકી શી રીતે હોઈ શકે ? એ તો માત્ર કાવ્યશાસ્ત્રની કલ્પનાને ઉપસાવવાનુ સાધન બનેલો છે કેટલા બધા કવિ એ રીતે માત્ર ઉપકરણો બની રહેલા છે ।

ઉપકરણો પર માનવસસ્કૃતિનો અભિશાપ એ છે કે એમને પોતાનું સ્વપ્ન તો શુ, ઈચ્છા પણ હોય નહી । માણસ જેટલો સાધનસમ્પન્ન એટલો વધારે ધૃષ્ટ, વિવેકહીન । બધાનો ઉપયોગ જ માગે, બધુ હાથવગુ અને ઑર્ડરમા જોઈએ । ઉપભોક્તા સસ્કૃતિમા એટલે જ સાધન-સમ્પન્નોની બલિહારી છે । સાધનસમ્પન્નના મનમા ઊડેનો કોઈ તરગ પણ 'સ્વપ્ન'મા ખપી જાય ! એવો સાધનસમ્પન્ન પાચ હજાર રૂપિયા ખર્ચી કોઇ શિલ્પ ખરીદે ત્યારે તેમા પણ તેનાથી તેને મળનારી પ્રતિષ્ઠા પ્રેરક હોય છે, પેલુ શિલ્પ નહીં. એ શિલ્પ ન તો શિલ્પીનુ સ્વપ્ન હોય છે, ન તો ખરીદનારનુ – એને માટે સૌનો ઉપયોગ હોય છે એ જ મહત્ત્વનુ હોય છે

કોઇ બાળક પાસે એનુ ગમેલુ ખંડિત રમકડુ જોઉ છુ, રમકડાને છાતીસરસુ ચાપીને એને સૂતેલુ જોઉં છુ ત્યારે મને સ્વપ્ન અને શિલ્પનો અર્થ સમજાય છે તે તાજમહાલ જોતા નથી સમજાતો

આપણને કહેવામા આવે છે કે તમારે ગાધીજીનુ સ્વપ્ન સિદ્ધ કરવાનું છે, જવાહરનુ સ્વપ્ન સિદ્ધ કરવાનુ છે । આપણને પોતાને તો પોતીકુ સ્વપ્ન હોઈ શકે જ નહીં । આપણે માત્ર સાધન થવાનુ !

અને સાધનનો ઉપયોગ આગ્રહપૂર્વક જ નહીં દુરાગ્રહપૂર્વક પણ થતો આવ્યો છે, નિર્દયતાપૂર્વક પણ થતો આવ્યો છે

છંદ અને ભાષા પણ માત્ર સાધન બને છે ત્યારે એક પરમ્પરા જ આગળ વધે છે, છંદ, ભાષા અને કવિ સુદ્ધા માત્ર સાધન બની રહેલા હોય છે! તમારે કવિ નાનાલાલનું સ્વપ્ન સિદ્ધ કરવાનું છે, તમારે બ ક ઠા નુ સ્વપ્ન સિદ્ધ કરવાનુ છે એવુ આગ્રહપૂર્વક કહેવાયુ અને કેટલી બધી કવિતા અને કેટલા બધા કવિઓ માત્ર ઉપકરણો બની રહ્યા! વળી પેલા સ્વપ્નદૃષ્ટાઓએ તો પોતાના સ્વપ્નો મહાગ્રથી આપ્યા હતા! એ એમના પોતાના સ્વપ્નો યે કયા હતા?

સેનાપતિ જ માત્ર લશ્કર પાસે કવાયત કરાવે એવી પરમ્પરા નથી, અન્ય ક્ષેત્રોના મોવડીઓ પણ પોતાના માની લીધેલા સૈનિકો પાસે કવાયત કરાવે એવી આપણી પરમ્પરા છે!

કોઈ પ્રજા સાધનસમ્પન્ન કહેવાય છે ત્યારે મને ભય લાગે છે તે સાધનોમા જ સમ્પન્નતા જોશે એક ભય એ, એના ઉપયોગમા એ સમ્પન્ન હોવાથી ધૃષ્ટ પણ બની શકે- એ બીજો ભય સાધનોને પોતાને માટે પ્રયોજતો સમ્પન્ન માણસ, માનવીય કળાઓને અને સભ્યતાને પણ પોતાને માટે જ ઉપયોગવા જેટલો અવિચારી અને ઉતાવળો બનશે એ ભય મોટો છે.

જડમા યે ચેતન જોનારી સંસ્કૃતિએ સાંસ્કૃતિક પરમ્પરાઓ દ્વારા કટકેટલી ચેતનાને જડ બનાવી દીધી છે એનો ખ્યાલ સ્તબ્ધ કરી મૂકે એવો છે 

## ઝીણી વાત . . . . . /—જયન્ત પાઠક

હમણા હમણાની ચિત્તમા વારવાર અખાની આ પંક્તિ ફરકી જાય છે. 'જગી ઢોલ ઘણા ગડગડે ત્યા ઝીણી વાત કાને નવ પડે.' અખાના મનમા તો આ 'ઝીણી વાત' એટલે વેદાન્તની વાત એવુ હશે, પણ જીવનવ્યવહારને નવેડતા આપણા જેવા સસારી જીવને તો આ પંક્તિમાના સત્યનો અનેક રીતે અનુભવ થાય છે આપણી કહેવાતી સભ્યતા અને સસ્કૃતિ, આપણા આચારવિચાર ને આપણી રીતભાત સર્વળે પોકળતા,' ખાલીખમપણુ મિથ્યાત્વ પ્રવર્તતુ જોવા મળે છે અખાએ આ પોકળતાનો ભાવ વ્યક્ત કરવા માટે ઢોલને ઉપયોગમાં લીધુ એમા જ એની ઔચિત્યની સહજ સૂઝનો પુરાવો મળે છે ઢોલ પોલુ છે એટલે જ વાગે છે, અવાજ કરે છે આ અવાજ એવો તો તુમુલ થાય છે કે એમા ઝીણા અવાજો ડૂબી જાય છે સભળાતા નથી પણ જે ઝીણુ છે તે જ સાચુ છે, અથવા એમ કે જે સાચુ છે તે સામાન્યત્ કશી બાહ્ય ઝાકઝમાળ કે ભભકા વગરનુ હોય છે સત્યનો અવાજ ચોખ્ખો પણ ઝીણો હોય છે, એમા મેદાનમા મેદનીને

સંબોધનારની બુલંદી નહીં પણ કાનમાં કહેનારની વાણીની સુજનતા હોય છે. કારણ કે સત્ય નક્કર છે, ઢોલ જેવું પોલું નથી.

આપણા જીવનવ્યવહારમાં તેમ વિચાર અને વાણીના વ્યાપારમાં પણ બાહ્ય અને સ્થૂલની ઉપાસના અને મહત્તા વધી ગયાં છે. સૌને જાણે શરીર કરતાં વાઘા વધારે ગમવા માંડ્યા છે ને વાઘા માટે જ શરીર હોય એમ શરીર કરતાં વસ્ત્રોની વધારે કાળજી રખાય છે. આવી આળપંપાળમાં મન અને આત્માની તો વાત જ શી કરવી? માણસ એમના ભણી તો જોવાનું જ ભૂલી ગયો છે ને એટલે તો 'આત્માનો અવાજ' જેવો પ્રયોગ પણ મજાક જેવો થઈ ગયો છે. આડંબરનો દંભનો પર્યાય થઈ ગયો છે. અખાએ તો સ્વાનુભવ ને સૂઝથી જોઈ લીધું કે દુનિયાદારીની દૃષ્ટિએ સફળ થવા માટે તો માણસે ઢોલ જ થવું પડે, એટલે કે પોકળતાનો આશ્રય લેવો પડે ને નક્કરતાને નકારવી પડે. અસત્યનો, મિથ્યાનો એવો કોલાહલ સર્જવો પડે કે એમાં પોતાનો કે બીજાનો સત્યનો ઝીણો સૂર સંભળાય જ નહિ.

દુઃખની વાત તો એ છે કે પેલી 'ઝીણી વાત'માંથી તેના પ્રભાવમાંથી માણસની શ્રદ્ધા પણ હવે ડગી ગઈ છે. આથી તો એ ઝીણી વાતને પણ મોટા અવાજે રજૂ કરતો થયો છે. એની બધાં પ્રાપ્ય સાધનો દ્વારા જાહેરાત પણ કરતો થયો છે, સત્ય જાણે હવે ધ્વનિવર્ધક યંત્ર વગર સંભળાતું નથી, ઈશ્વર પણ આપણી પ્રાર્થનાઓ યંત્રની સહાય વગર સાંભળી શકતો નથી! ધર્મસભાઓમાં લોકોને ધાર્મિક આચારવિચારનો ઉપદેશ ઢોલ વગાડીને કરવામાં આવે છે. આ ગુરુ ને તે સંત, આ સંપ્રદાય ને તે પંથના ગાણાં ગાવામાં અનુયાયીઓ હરીફાઈ કરતા જોવા મળે છે. જેનો અવાજ મોટો તેની વાત ખરી, જે વધારે પ્રચાર કરીને વધારે માણસો પાસે પોતાનો કક્કો ખરો કરાવે તે વધારે મોટો. બીજા નાના નગરના માર્ગ ઉપર નીકળેલી યાત્રામાં છજા ઝરૂખામાંથી પુષ્પવૃષ્ટિ પામે તે ગુરુ કરતાં વિમાનમાંથી પુષ્પવૃષ્ટિ પામે તે ગુરુ

મોટા, તેની આધ્યાત્મિક શક્તિ–સંપત્તિ મોટા આવી ગતિ અને મતિ હોય ત્યારે 'ઝીણી વાત'નો જિજ્ઞાસુ અને આગ્રહી પેલા જંગી ઢોલ ભણીથી એના કાન ફેરવી લે, તેની નિંદા કરતો થાય એ સમજાય એવું છે.

રાજકારણમાં અને સમાજક્ષેત્રે પણ આવા જંગી ઢોલ પીટનારાઓની જ બોલબાલા હોય છે, તેમની જ વાહવાહ થાય છે. આવા લોકો પોતાની વાતને વારંવાર જોશપૂર્વક બોલીને એને જ સાચી ઠેરવી દે છે ને એની સામે ધીમેથી બોલાયેલી સાચી વાત જૂઠી ઠરે છે મોટા અવાજોને ગ્રહણ કરવા ટેવાઇ જતા આપણે પછી ધીમા અવાજો પ્રતિ બધિર બનતા જઇએ છીએ ને જે સૂક્ષ્મ છે, ગૂઢ છે તેના અસ્તિત્વને જાણવા અશક્તિમાન થતા જઇએ છીએ, સમુદ્રને તળિયે રહેલા રત્નોને બદલે કાંઠે પડેલી કોડીઓથી રીઝતા થઈએ છીએ ને ઘરેણાં આપી દઇને બોલનારના બોર લઈએ છીએ, આવી જડતા આપણી સંવેદનશીલતાને, ગ્રહણશીલતાને, સૂક્ષ્મ ચેતનાને ચૂસતી જાય છે ને સપાટી પર જીવવાના, હાથમાં આવે તેવી જાડી વસ્તુને વળગી પડવાના ને ભોગવવાના લોભને વધારતી જાય છે. પરિણામે આજે સંવેદનશીલ, સૂક્ષ્મ બુદ્ધિ શક્તિવાળા જીવનના અનેક ક્ષેત્રોમાં હતાશ થઇને ઉદાસીન કે પછી વક્રમતિ થઈ જોવા મળે છે ચિત્તની અને આત્માની બધી સૂક્ષ્મ સંપત્તિ ગુમાવીને જીવનને સમૃદ્ધ કરવાની આ ઘેનઠામાં આપણે માણસ તરીકેની વિશેષતાઓ છોડી રહ્યા છીએ તેનું ભાન પણ ધીમે ધીમે ઓછું થતું જાય છે. સુખસગવડોમાં મહાત આજના માણસ જેવો આંતરિક રીતે દરિદ્ર માણસ પૂર્વે કોઈ કાળે કદાચ નહોતો.

તો આ જંગી ઢોલના અવાજ વચ્ચે પણ ઝીણી વાત સંભળાય એવી પરિસ્થિતિ સર્જવાનો માણસ સામે આજે જે પડકાર ઊભો થયો છે તેને શી રીતે પહોંચી વળીશું ? કોઈ બાહ્ય, આસપાસની કે ઉપરની શક્તિ આવીને આપણે માટે લડી લેશે એવી આશા મિથ્યા છે

જે પરિસ્થિતિ માણસની ઇચ્છાશક્તિએ ને કાર્યબળે સર્જી છે તેનુ નિવારણ કે તેમા પરિવર્તન એણે જ કરવુ પડશે યુગે યુગે આપણે એમ જ થતુ જોતા આવ્યા છીએ આપણા અવતાર પુરુષો, સતો મહાત્માઓ જ્યારે જ્યારે જીવનમા આવી ગ્લાનિ પ્રવર્તી છે ત્યારે ત્યારે તેના નિવારણ માટે ઉપાયો લઈને આવ્યા છે, અને માણસજાતને જડતાની શૃખલાઓમાથી છોડાવ્યો છે આ મહાપુરુષોના જીવનમા એક સામાન્ય તત્ત્વ જે જડે છે તે એમની અતર્મુખતા છે માણસે બાહ્ય કલેશ કોલાહલથી બચવા પોતાના અતરાત્મામા જવુ પડશે, અતરાત્મામા આશ્રય શોધવો ને લેવો પડશે બહિર્મુખતા એ જ આજનો માણસ જાતનો મહારોગ છે આ રોગને લીધે જ એને બહારના, સપાટી પરના જીવનમા સત્ત્વ અને સમૃદ્ધિ દેખાય છે

પણ અતર્મુખ થવુ એટલે આ સસારને છોડી દેવો, સન્યાસી થઈ જવુ એવુ નહીં જ એમ કરવાથી તો માત્ર એકલદોકલ વ્યક્તિ જ આતરજીવનની સપત્તિ પુન પ્રાપ્ત કરી શકે, સમાજને એની સપત્તિનો લાભ ન મળે. એટલે સસારમા રહીને, સસારીઓ તરીકે જ આપણા રોજિદા જીવનવ્યવહારમા જ પેલી ઝીણી વાતને સાભળવાની છે. આ કરવુ અશક્ય નથી, અઘરુ કદાચ હશે જીવનની નાની વસ્તુઓમા, વ્યવહારોમા, ઘટનાઓમા રસ લેતા થઈએ, આપણી સવેદનાને અને વિવેકને જાગ્રત રાખીએ તો સાચી વાત જડવી અઘરી નથી, ને જડ્યા પછી એને વળગી રહેવાની વૃત્તિ પણ કેળવવી પડશે, ટોળુ ગમે તેટલો શોરબકોર કરે, આપણે આપણા અતર્મુખતાના આસનથી ડોલવાનુ નથી નથી જ ડોલવાનુ ઝીણી ને જાડી વાત વચ્ચે વિવેક કરતા જેને આવડે છે તે જીવનની સાચી સપત્તિની બાબતમા, પ્રાપ્તવ્યની બાબતમા કદી છેતરાતો નથી અખો કહે છે તેમ એવો માણસ કીડી થઈને રેતીમા વેરાયેલી ખાડને પામે છે

૧૬-૧-૧૯૮૧



## ફ્રેન્ચ બૌદ્ધિકો

કારણ ભલે વિવિધ હોય પણ એમ લાગે છે કે ફ્રાન્સના બૌદ્ધિક જગત પર ઘેરુ સકટ છવાયુ છે દસ વર્ષ પહેલા એવી સ્થિતિ હતી કે યુરોપ અને અમેરિકાની બૌદ્ધિક દુનિયામા સૌથી વધારે હિલચાલ ફ્રાન્સમા જ વર્તી હતી બલ્કે બીજા વિશ્વયુદ્ધ પછીના સૌથી વધારે ચર્ચાયેલા આદોલનો કોઇ ને કોઈ રીતે ફ્રાન્સ સાથે જ સમ્બન્ધ ધરાવતા હતા

અસ્તિત્વવાદ અને સરચનાવાદ આ બને આદોલનો ફ્રેન્ચ ભાષામા જ વ્યાપક ચર્ચાનો વિષય બન્યા એ સાચુ છે કે એ બને આદોલનો સામે દુનિયાનુ બૌદ્ધિક જગત તીખી નજરે જુએ છે છતા એટલુ તો સ્વીકારવુ જ પડશે કે એ આદોલનો સાથે જોડાયલી વ્યક્તિઓએ વિચારોની દુનિયાને ખૂબ જ મહત્ત્વપૂર્ણ અને ઉત્તેજક ચીજો આપી છે

અસ્તિત્વવાદ દ્વારા ઉઠાવવામા આવેલા પ્રશ્નો અને સમસ્યાઓ હવે ખાસ મહત્ત્વના રહ્યા નથી તો ફ્રાન્સમા સરચનાવાદ-અતર્ગત અનેક મહત્વના બુદ્ધિજીવી સામે આવ્યા આજે સરચનાવાદ સાથે સબદ્ધ વ્યક્તિઓ પોતાને કોઈ એક જૂથમા જોવા ચાહતી નથી અને બીજી પણ કદાચ એ બધામા સમાન સમ્બન્ધ શોધી ન શકે, પરન્તુ સરચનાવાદમા જે વ્યક્તિઓ બૌદ્ધિક ચર્ચાના કેન્દ્રમા રહી એમને વિશે જે સમાચાર જાણવા મળે છે તે કોઇ ને કોઈ રીતે, દુ ખદ છે

માર્ચમાં ચોસઠ વર્ષના રોલાં બાર્થનું એક મોટર-અકસ્માતને કારણે અવસાન થયું. અકસ્માત થયો ત્યારે તેઓ રસ્તો ઓળંગતા હતા. છેલ્લા થોડાં વર્ષોમાં એવું મનાવા લાગ્યું હતું કે ફ્રેન્ચ ભાષાના બૌદ્ધિક જગતમાં જ્યાં પોલ સાર્ત્ર પછી રોલાં બાર્થ ~ એમનાં સુયોગ્ય વારસ છે. એ પણ એક અજબ સંજોગ છે કે રોલાં બાર્થના અવસાનના થોડા સમય બાદ જ પેરિસમાં સાર્ત્રનું પણ હૉસ્પિટલમાં અવસાન થયું.

પરન્તુ, એટલું જાણે સંપૂર્ણ ન હતું. તાજેતરમાં મળેલા એક સમાચાર પ્રમાણે વિખ્યાત ફ્રેન્ચ માર્ક્સવાદી દાર્શનિક લૂઇ આલ્થુસેરે પોલિસને જણાવ્યું કે મેં મારી પત્નીની હત્યા કરી છે. અત્યાર તેઓ હૉસ્પિટલમાં છે. થોડા દિવસ પહેલાં શ્રીમતી આલ્થુસેર એમનાં પેરિસમાંના મકાનમાં મરણ પામેલાં મળી આવ્યાં, અને તેમના શરીરનું પોસ્ટ મોર્ટમ કરવામાં આવ્યું. તો અહેવાલ પ્રમાણે એમનું મરણ ગળું દાબી દેવાથી થયું હતું, તે પછી પોલિસે હત્યાની તપાસ શરૂ કરી દીધી હતી.

લૂઇ આલ્થુસેર છેલ્લા કેટલાક દિવસોથી ગંભીર પ્રકારના માનસિક વિષાદથી ઘેરાયેલા હતા. હૉસ્પિટલમાં સારવાર લીધા પછી હજી આગલા મહિને જ એમને મુક્ત કરવામાં આવ્યા હતા. બાસઠ વર્ષના આલ્થુસેર ફ્રાન્સના મુખ્ય માર્ક્સવાદી ચિંતક છે. દર્શનની આધુનિક વ્યાખ્યા માર્ક્સવાદી માટે એમનાં સંખ્યાબંધ પુસ્તકો યુરોપમાં ખૂબ જ ચર્ચાના વિષયો રહ્યા છે. ખાસ નોંધવા જેવું એ છે કે લૂઇ આલ્થુસેરનું નામ પણ સંરચનાવાદ સાથે જોડાયેલા બૌદ્ધિકોમાં મુખ્યત્વે લેવાતું રહ્યું છે. સાઠના દસકના પ્રારંભ લખાયેલા એમના છૂટક લેખોએ માર્ક્સની એક અલગ જ અને મહત્ત્વની વ્યાખ્યા કરી હતી. એ લેખો અંગ્રેજીમાં 'ફોર માર્ક્સ' નામના એમના પુસ્તકમાં સંગ્રહેલા છે, અને તે ચર્ચાના વિષય બન્યા હતા.

સંરચનાવાદ-અંતર્ગત વિભિન્ન વિષયોના વિદ્વાનોનું એક જૂથ જ જાણે કે બની ગયું હતું. મનોવિશ્લેષણ, સાહિત્ય, માનવવિજ્ઞાન,

દર્શન આદિ અનેક વિષયોમાં કેટલાક ચિંતકોએ અતિ મહત્ત્વનું કામ કર્યું છે અને એ તમામ વિદ્વાનોના નામ એક ક્રમમાં લેવાતાં રહ્યાં છે માનવવિજ્ઞાનમાં જો ક્લૉદ લેવી સ્ત્રૉસે કામ કર્યું તો મનોવિશ્લેષણના ક્ષેત્રમાં જૅક્સ લેકાંએ લગભગ ક્રાન્તિકારી કામ કર્યું. લેકાંના જીવનમાં આ વર્ષે બીજી જ રીતે સંકટ આવી પડ્યું એમણે છેલ્લાં ૨૫/૩૦ વર્ષોમાં જે કામ કર્યું, તેને આગળ વધારવા માટે ફ્રાન્સમાં એક ફ્રૉઇડ-વાદી સંસ્થા સ્થાપવામાં આવી હતી. એ ફ્રાન્સમાં ખૂબ જ સક્રિય રહી. સાઠના દસક તથા સીત્તેરના દશકાના પ્રારંભના વર્ષોમાં એ સંસ્થાના પરિસંવાદોમાં પેરિસના તમામ મુખ્ય બુદ્ધિજીવીઓ ભાગ લેતા હતા

મિશેલ ફુકો હોય કે ગુઆતારી અથવા લુઇ આલ્થુસેર — તમામ એ પરિસંવાદોમાં દેખાતા લેકાંના નિર્દેશનમાં સ્થપાયેલી એ સંસ્થા માત્ર મનોવિશ્લેષણવાદીઓનો જ અડ્ડો નહોતી નોંધપાત્ર તો એ છે કે ૧૯૫૬ની શરુઆતમાં ખુદ ફ્રૉઇડ દ્વારા સ્થાપિત સંસ્થા 'આન્તરરાષ્ટ્રીય મનોવિશ્લેષક સમાજ'માંથી લેકાંને દૂર કરવામાં આવ્યા હતા ત્યારથી લેકાંએ પોતાનું ઘણું ખરું કામ ફ્રૉઇડના લેખનના સૂક્ષ્મ અભ્યાસના ક્ષેત્રમાં જ કર્યું છે આજે સામાન્યપણે એમ મનાય છે કે મનોવિશ્લેષણ તથા સામાન્યરૂપે મનોવિજ્ઞાનોમાં ફ્રૉઇડનું કામ પ્રાસંગિક સ્વરૂપે ચાલુ રાખવાનું કાર્ય એ લેકાંનું મહત્ત્વનું યોગદાન છે પરન્તુ છેલ્લાં કેટલાક વર્ષોમાં લેકાંની પોતાની સંસ્થામાં એવા લોકો ભરાયા, જેમણે એ સંસ્થાની બૌદ્ધિક તેજસ્વિતાને ઓછી કરી નાખી એ સંસ્થા લગભગ એક ચર્ચમાં પલટાવા લાગી લોકો લેકાંના કામને ચર્ચા આલોચનાથી પર માનવા લાગ્યા હતા પ્રયત્ન એવો રહેતો કે એમની કશી આલોચના જ ન થાય! પરિણામ એ આવ્યું કે ખુદ જૅક્સ લેકાં પોતે જ એ સંસ્થામાંથી નીકળી ગયા! એમણે એક અખબારને ખુલ્લો પત્ર લખ્યો, અને જણાવ્યું કે એ સંસ્થા બંધ કરવી એ જ એનાથી છૂટવાનો માર્ગ છે એમણે કેટલાક નવા લોકો સાથે મળીને કામ કરવાની ઇચ્છા પ્રગટ કરી છેલ્લાં બે વર્ષથી લેકાંએ સંસ્થાથી ઘણા દૂર થઇ ગયા હતા

એમના મૌનથી લોકોને લાગતુ હતુ કે તેઓ ઘણા બીમાર છે હવે કશુ કરી શકવની સ્થિતિમા નથી પરન્તુ તેઓ નવેમ્બરથી પોતાનુ કામ કરવા માગે છે

માર્ચમા થયેલુ રોલા બાર્થનુ નિધન સરચનાવાદના ઇતિહાસ (એનો જો કોઈ ઇતિહાસ હોય તો) ની બહુ દુખદ ઘટના છે ભલે સરચનાવાદ વિશે એમ કહેવાય કે એ નકલી વિજ્ઞાન છે એની દુરૂહતા એની શબ્દજાળમા કશો દમ નથી, પણ એ વાતનો ઇન્કાર કરી શકાય એમ નથી કે બાર્થ, ફૂકો, લોકાં, લેવી સ્ત્રોસ અથવા આલ્થુસેર– આ તમામ બૌદ્ધિક વ્યક્તિત્વની ઇમાનદારી શકાથી પર છે. બાર્થે ભાષા અને અર્થવિજ્ઞાનમા પ્રતીક ચિહ્નોની વ્યવસ્થાને સભ્યતા અને સમાજના સવાલો સાથે અતિ મૌલિક રીતે જોડી. એ ઇફેલ ટૉવર પર લખતા હોય કે પ્રેપ્ટ પર અથવા ગાર્બો પર– એમના વિશ્લેષણની શૈલી અનોખી જ રહે. એકવાર એમના વિશ્લેષણનુ સૂત્ર પકડાય તો, એમના લેખનને વાચવાની એક પોતીકી મઝા છે મુખ્ય રૂપે એમણે સાહિત્યવિવેચનના ક્ષેત્રમા જ કામ કર્યું, પણ એમની વિશ્લેષણપદ્ધતિમા ફેશન, વિજ્ઞાપન અને ફિલ્મ આદિ સર્વનો સમાવેશ થતો બાર્થે લખ્યુ છે કે મારી એક બીમારી છે કે હુ ભાષાને જોઉ છુ દેખીતુ છે કે ભાષાને જોવાનો એમનો અર્થ એને સમસ્ત સમાજ સાથે જીવન્તપણે જોડવી–એ છે પોતાના અનેક પુસ્તકો અને લેખોમા એમણે મધ્યમ વર્ગના આદર્શો અને એના મિથકોનુ વિશ્લેષણ કર્યુ એઓ બરાબર એની તપાસ કરતા રહ્યા કે મધ્યમ વર્ગના એ મિથકોને ખોટી રીતે પ્રવૃત્તિના શાશ્વત સત્યને રૂપે જોવાય છે બુર્જુઆ દુનિયા રોજિંદી જિંદગીને પોતાના મિથકથી ગંદી કરે છે. એ મિથક સાવ સાધારણ જેવા હોઈ શકે છે, પણ જિંદગી પર એની મજબૂત પકડ હોઇ શકે છે

બાર્થ વિશે કદાચ એ ખોટુ નથી કહેવાતુ કે ચીજોની સૂક્ષ્મતાએ પહોચી એને ચિત્રોમા સમજવાની એમની શૈલી એમને નવનકથાકારની નજીક લઈ જાય છે (‘દિનમાન’માથી અનુદિત)

## 'ભોળા પ્રેમની આવી કદર !' — વિજય શાસ્ત્રી

કાકાસાહેબ કાલેલકરે 'સ્મરણયાત્રા'મા 'પ્રેમાળ બાળિગા' નામના પ્રકરણમા છેક છેલ્લે 'ભોળા પ્રેમની આવી કદર !' એ વાક્ય મૂકીને બીભત્સ જગતમા નિર્મળ પ્રેમની થતી વિડમ્બના પ્રત્યે સૂચકપણે અફસોસ પ્રગટ કર્યો છે બાળિગા નામના દત્તુના (દત્તુ એ કાલેલકરનુ નામ, બાળપણમા એ નામે સબોધાતા) મિત્રનુ વૃત્તાત તેમણે અહીં આલેખ્યુ છે પિતાશ્રીની બદલી કારવારથી ધારવાડ થઇ અને કારવાર છોડવાનો પ્રસગ આવ્યો ત્યારે આ બાળિગા અને દત્તુને પરસ્પરથી વિખૂટા પડવાનો પ્રસગ ઉપસ્થિત થાય છે

માનવસબધોમા પ્રવર્તતી કેટલીક લાગણી અને મલ્યોની વ્યવસ્થા અગે આ પ્રસગને નિમિત્ત બનાવીને કાકાસાહેબે બે ત્રણ અત્યત મહત્ત્વની બાબતો તરફ અગુલિનિર્દેશ કર્યો છે

આ બાળિગાને દત્તુ માટે અવર્ણનીય પ્રેમ છે. આ બાળિગા કઈ બહુ પૈસાદાર કે પ્રતિષ્ઠિત વરનો છોકરો પણ નથી, છતા દત્તુને પણ એને માટે પ્રેમ છે ઘણા લોકો પોતાની મહત્તા સ્થાપિત કરવા પોતાનાથી ઊતરતા લોકોનો વિશિષ્ટ પ્રકારે ઉપયોગ કરે છે પોતાના બરોબરિયા માણસો આગળ પોતાની મહત્તા અને ઉચ્ચતા જ્યારે બહુ સહેલાઈથી સ્થાપી શકાતી નથી ત્યારે એ બરાબરિયાઓને બરાબર ગણવાને બદલે ઊતરતા ગણવાની તરકીબ કામે લગાડવામા આવે છે. કાલેલકર લખે છે કે,

'સામાજિક ઉન્નતિનો, પ્રતિષ્ઠિત થવાનો એક જ માર્ગ છે કે પોતાના બરાબરિયા અથવા પોતાનાથી ઊતરતા લોકો પ્રત્યે તુચ્છતા અથવા બેપરવાઈ રાખવી, અને પોતાના કરતા શ્રેષ્ઠ ગણાતા લોકોની **છાની ખુશામત** કરી કરીને તેમની સાથે બરાબરી બતાવવી સભામા ભલે માત્ર અરધો જ કલાક બેસવુ હોય, તો પણ પોતાના કરતા શ્રેષ્ઠ માણસની પાસે બની શકે તો બેસવાનો સૌનો પ્રયત્ન હોય

છે પણ પોતાના કરતા ઊતરતો માણસ પોતાની પાસે આવીને બેસે તો તે ગમતુ નથી '

આવા માણસોને કાલેલકર 'પ્રતિષ્ઠાના ભિખારી' કહીને ઓળખાવે છે પ્રતિષ્ઠાને માટે માનવસબધોનુ ગળુ ટૂપી દઇ શકતા આવા લોકો પ્રતિષ્ઠા મેળવવા ઇચ્છે છે ખરા, પણ કોઈને પ્રતિષ્ઠા આપવા માગતા નથી બીજાને પ્રતિષ્ઠા આપવા જતા બીજાને મોટાઇ આપવા જતા પોતે કદાચ નાના, નીચા પડી જશે એવો છૂપો અને ખોટો ભય તેમને સતાવતો હોય છે એટલે બીજાને જ્યારે મોટાઈ આપવાનુ આવે છે ત્યારે આવા માણસો એક પ્રકારનુ મીંઢાપણુ કેળવી લેતા હોય છે પૈસા કરતાય વ્યવહારમા વરતાતી આવી કૃપણતા વધુ ખરાબ છે

ખેર, આપણી વાત તો દત્તુ અને બાળિગાની હતી દત્તુની બદલીના સમાચાર જાણી આ બાળિગા દત્તુને પોતાની સાથે ફરવા આવવાનુ નિમત્રણ આપે છે અને દૂર સુધી પહોચ્યા બાદ પોતાની દુકાનમાથી આણેલી ગરમ ગરમ જલેબીનુ પડીકુ ખીસામાથી કાઢી, એક પછી એક જલેબી દત્તુને આગ્રહપૂર્વક ખવડાવે છે

એકાએક દત્તુ પૂછે છે કે "દુકાનમાથી તને આટલી જલેબી આણવા કેમ દીધી હશે ? તે દુકાનમાથી કહીને આણી છે ને ?"

ભોળા, મુગ્ધ, નિર્વ્યાજ પ્રેમથી આણેલી જલેબી વિશે આવો બીભત્સ સવાલ દત્તુ પૂછે છે એ વાત આમ તો દત્તુ બાળિગા વચ્ચેની જ છે પણ માનવીઓના પરસ્પરના વ્યવહારમા શુ મોટેભાગે આવુ નથી જોવા મળતુ કે નર્યા પ્રેમથી (અને પ્રેમથી જ) થયેલા વ્યવહારને પણ કેટલાક બીજાત્રીજા આરોપો–આક્ષેપોનો ભોગ બનવુ પડે ?

બાળિગાના અકારણ પ્રેમથી પલળેલા દત્તુ અને તેની માતા જતી વખતે કેટલીક ચીજો આ બાળિગાને આપતા જાય છે કાલેલકર લખે છે,

બાળિગાનો મારા પરનો પ્રેમ સાભળી મારી આઇને એના પ્રત્યે વાત્સલ્ય ઉદ્ભવ્યુ હતુ, એટલે જે ચીજ હાથમા આવે તે આઈ

(અનુસધાન પાના ૩૮ પર)

## ઊભી કોણ / ચંપૂ વ્યાસ

મોટરની ઘુરઘુરાટી શમી ના શમી ત્યાં તો અઢાર બૈરાંનો કાળો કકળાટ સામટો બસમાંથી નીકળીને બસસ્ટેન્ડ આખા પર ફેલાઇ ગયો. એ બધાના અવાજને ચીરતી બબુકોઇની ગાડ સંભળાઈ—'ઓ મા .. રા ભઈ રે '

પશો પાનવાળો પાનના થડેથી ઊભો થઇ ગયો 'બબુકોઈ કોણે આયા, પોણીબોણી પાવ ઝટ.' નાની-મોટી દુકાનોવાળા અધ્ધર થઈ ગયા. 'આજનો દા'ડો હચવઇ જાય તો બઉ, અમથા, ગોરને આઠ પૂરા થઈને નવમો દા'ડો થયો પોણી પઈ પઇને ઊધા વરી જયા. કાન તો દસ્યા થવાની એટલે આજ આખી દનિયા આબ્બાની '

પશો જાતે જ પાણી લઈ આવ્યો 'બબુકોઈ દરગ્યો અજવારેલો છે હો કે ! પોણી બોણી . '

તમે ય શ્યુ પશોભઈ, ઑમ પૉણી લાવતા હસ્યો ? બબુભાભીએ ઉબ્વારાનો અનનો દૉણો તો મોઢામા મેલ્યો નહી ન પૉણી સ્યેનુ ?-જશીએ કહેતા કહેતા કાળા સાડલાનો છેડો આખે દાબ્યો

'ઓવે ભઈ ઊભી કૉણે આયા છે ગણુમામી હવાગ્ના નેકર્યા નારથી ઊમા ન ઊમા નાવલીવી અણુદ હુંની મોટરમા આયા ન પછી પેટલાદ હૂધી ગાડીમા .. ન વરી પેટલાદથી એસ ટી ની કનેકસન લીધી. પણ સ્યાય ડોહી બેઠા નહી, ભઈ મરી જયો તે કઈ જેવીતેવી વાત કેવાય? એકનો એક ભઈ '— હીરાએ માથાનો છેડો આખ સુધી ખેચ્યે

'હાય હાય રે , મારુ પિયર પાધર થયુ રે ઓ મા ગ ભઇ રે.. '

'હુ ય મારી હાહુનો મૂલી જયો મામી, ઊભી કૉણે આવે ને ઘેર જઇ ન રાતે ખાવામેગા થાવ તાર પાણી પીએ' પશો ઝખવાણો પડી ગયો ક્ષોભ દૂર કરવા પશે તરત વાત વાળી લીધી, 'અને કેમ છે મારા માહાને?'

ચાલ્યા કરે છે ભઇ . દાકતરોનો બિલો ભરીએ છીએ ભઈ ટાંટિયા જ ભાગી જયા પછી સ્યુ કરીએ ભઇ? એમનુ ચાલે તો આ અમથોભઈ જેવા અમથોભઈ તૂટી પડે ને ઝાલ્યા રે? ભાઇડામા ના આવે?' — હીરા.

'મારો, બાચ્છા વવરઈ ગયો રે ઓ મારા ભઈ રે .'

'હયો શિવો રાત આયા અવ કેવડાઇ દઈએ. પાછી તમ રે પૉચની એસ. ટી. ઝાલવાની' પશાએ શિવા રાતને અમથા ગોરની ખડકીએ કહેવા મોકલ્યો 'કઈ દે કઈ દે ઝટ કે બૈરા ન ભાઇડા ભેગા થાવ. બણુકોઈ ન બધા ઊભી કૉણે આયા છે તે ધમશારા આગર ઊભા છે. હ દેહો આવસ્યે પછી ખડકીએ આગ્મા નેકરસ્યે.'

'મારો હો હગાનો હગો ન મારો ગાયોનો ગોવાર . ઓ મા ગ ભઇ રે .'

રડતા રડતા બધા બૈરા બસમાથી ઊતર્યા બણુકોઈ પશાનાના પગ આગળ ફસકાઇ પડયા 'ઓ... ઓ રે . મારો ઊભો ઑબો વેડઇ જયો રે .'

'અવે એમ ચ્યેટલુ રડશો બણુકોઇ ? હાત વેનો કરીએ તોય અમથોકાકો કઈ પાછા ફરવાના છે ? એમ રડે મૉણહ પાછુ આવતુ અશે ? એવુ હોય તો દા'ડિયા કરી ન ના ગડાઈએ ?' — પશો

'પણ ભઈ મારો મૅઠો મેવો મને કડવીન મેવી પડતી ન આગર થયો રે હે હે હે હે હુ હુ હુ હુ' બણુકોઇએ નાક નસીકયુ ને નાક સાફ કરી છેડો આખે દાબ્યો.

'તે તમારે મૅઠા મેવા અ'તા ન અમારે કડવા અ'તા ? આ મઇના પેના તો મને છેતરૅમા મરેના. કે'ક પશના તારૂ બગદયુ નબરુ છે, મારુ ચ્યમ નથી લેતો ? લે, મારૂ કૅામ પત પછી ભૂદ્દરને ડઇગ્યુ તે તારુ છેડી આલસ્યે ડાહ્યા તો ભગવનના મૅાણહ તમે નઈ મૅનો બણુકોઈ ક પછી ભૂદરિયુ આઘુપાછુ થતેનુ તે કૅરાટયુ કે'ક મારી વાત નઇ માને તો જસ્યે ચ્યા ? લોટુ જ ઝનાઇ દઉ હાહનાન '
પશાનો ગુણાનુરાગ ઉભરાઇ ગયો તેની આખમા આસુ આવ્યા

કાશીમાએ ફ્મકાઇ પડેલા બણુકોઈને ઊભા કર્યા 'ઉઠ રોડ, એમ ફુહકઇ ન બેહી પડી તે કોઇ જોંય્યે તો કેસ્યે ક ચ્યમના ઊભી કૅાણે આયા છે ?' બણુકોઇ સડાક ઊભા થઇને ટટાર થઈ ગય' 'હે ડો અલિયો આગર થાન ભાઈડા ન કો ક પાછર પાછર આવે, ધમશારે ઊભા રઈસ્યુ, લ્યો કૂટો હે ડો '

હાયકારા આખા ગામે સાભળ્યા બજાર આવ્યુ ત્યા સુધીમા તો બણુકોઇએ કૂટીકૂટીને— અને ખેચીખેચીને— કળજો ફાડી નાખ્યા હતા ખુલ્લી છાતીએ કૂટતા બણુકોઇને લાન લાન ટશિયા ફૂટયા હતા શિવા રાતની વહુએ ઝાલી રાખ્યા 'ના બોન ના મારા બાપ, છૅયો પાછર છે અમથાકાકાને એમના હારુય જીવો રે'વાનુ છે બૅાન '

'હાય રે મારે ઊભી બજારે કારે હા'લે જવાનુ રે એ બાપ, તમારી તૈણ પેડીની જજમૅની અમથોભઈ જતો જાગવન્તે જજમૅાનો ઓ ભઈ છૈયૅા જાગવન્તે મારે મો અત્તે કેટના દા'ડા

ને કગ્સ્યે .. ઓ ભઇ માગ. જમપુરીની વાટે ધીરો હેડજે આ આવુ છુ હ ગાત થઇ જસ્યે ' શિવા રાતની વહુના હાથ તરછોડી બધુફોઇએ દોટ મકી 'ઓ ભઇ માગ આવુ છુ ધૅમો હેડજે '

આખુ ગામ દગ થઈ ગયુ–'આવી કાણ ના દીઠી ન આવી બાન ના દીઠી ' બધુફોઈએ ધર્મશાળાએ ઓટલે સૌથી વહેલા પહોચી માથુ કૂટવા માડયુ ને કાળો કેર વર્તાવી દીધો આજુબાજુ રહેતુ લોક દોડી આવ્યુ પાછળ પાછળ બીજી કાણવાગી સ્ત્રીઓ પણ આવી પહોચી અમથા ગોરની ખડકીએથી ન દેશો લઈને શિવો ગત પણ આવી પહોચ્યો–'ખડકીએથી કે'વડાવુ છે કે ગડવાકૂકરવાનુ નહી ગરૂડપુગણ બેહાડયુ છે તે કૉણમૉકૉણ મધ છે કૂટવા બૂટવાનુ નહી અમથા બેહવા હેડો '

'હાય હાય હાય તરીહ ગડેથી ઊભી ન ઊભી આઈ ન કૂટવાનુ નહી ? અમના પાધર પડી જયો છે ? કોઈ કે'નાગ રયુ છે ક નઈ ? ભઈ ઑમ જયો ન લાજેય મેલી દીધી ?' — બધુફોઇએ કરુણને વેગળો મૂકી વીર ધારણ કર્યો.

'એ તો એવુ છે ન ક ઑમેય સગસતીકાચીની તબ્યત નરમ છે ન પાછુ ગરૂડપુરણ બેહાડયુ છે,' — શિવો.

'ઓવે ઓવે રાડને બપોરી વેરા બરોબગનુ અડવારીન ઉઘવા જોયે છે ત ' — બધુફોઈ.

'ના ના કાચીએ આજ નવ દા'ડા થયા અનનો દાણો મોમો મેલ્યો નહી ન પછી કૂટે ચ્યેવી રીતે ? ઊભુય રે'વાતુ તો છે નઇ ન આ મોડ ઘુટડો ચા પીએ તેય ચ્યેટલા વેનો કગએ તા'ગ ' — શિવો

'કૂટયા વના તે નઈ ચાલે નઈ ચાલે ન નઈ જ ચાલે અડાગ મૈરુ લઇન આઈ છુ તે અમથી ? જો, અલિયો કૂટવા મોડો હેડો શિવલા તમારો કાચીન કો' ક તિયાગ રહે પટગેણી ' — બધુફોઇ

અઢારેઅઢાર બેગાએ ધડાધૂસ ધડાધૂસ કૂટવા માંડયું ખડકી સામે જ હતી ખાસ્સી વાર થઇ પણ સામા પક્ષનો કંઇ અણસાર દેખાયો નહિ એટલે બબુકોઇએ કાશીબાને ઈશારો કર્યો અને બેય જાણીઓ હાય હાય. હાય.. કરતી ખડકીમાં પેઠી ઘરમાં પેઠી ને છેક અંદરના ઓરડામાં કપડાની પણ સાનભાન વિના પથારીમાં સૂતેલી સરસ્વતીને એવી ને એવી અધ્ધર કરી, ખેંચી-તાણીને બહાર લઈ આવી 'કૂટ ગેંડ કૂટ અવે મારો ગવલો ભઇ પાછો આવ્યાનો નહીં ન ખાનદાનીના નામનું મેંડુ વરી જયું '

પણ મારથી તો ઊભુય રે'વાતું નહીં બબુબેન...'

'એ તો હશીજીનો લખ્ખણ બધો કૂટો અલિયો હેંડો'—'હાય હાય હાય અમથોભાઈ હાય હાય હાય રે અડધે રસ્તે હાય હાય અમને મેલી હાય રે નાઠા હાય હાય ચિયા ઝાડવે હાય હાય મકોમ કીધા હાય હાય. છોવનાના હાય હાય પગથારેથી હાય હાય બઈરું લપટ્યો હાય હાય. દુખના દા'ડા. હાય હાય '

સરસ્વતી બેસી પડી પાંચ જણીઓએ ઝાલીને પાછી ઊભી કરી

હાય રે હાય સિતમની હાય હાય. વસમી વેળા. હાય હાય... હાય જુદાઈ હાય હાય કોને કઇએ હાય હાય હાય વનવાસી. હાય હાય હાય રે પંખી હાય હાય તમે ચ્યાં ભઈ હાય હાય

સરસ્વતી લોથપોથ થઇને પડી ભાગી, પડી ત્યાં જ આડી થઈ ગઈ હવે ના તેના મોટા છોકરાની વહુ કાંતાવહુને ય જોર ચડયું. એક ધડાકે સરસ્વતીને ઊભી કરી પાછળથી ઝાલી રાખતાં કહ્યું. કૂટો બા કૂટો આજનો દા'ડો અવે. બાપાની હગી મૅાન આઇ છે. તે કુટો કોઈની છાતી તો જુઓ બા અમર્ણા જોણે લોઇ નેકરશે '

હાય હાય હાય વડેરો હાય હાય વેલો થયો તે હાય હાય. જમના દ્વારે હાય હાય મેળા થાશે હાય હાય હાય હગાતે

સરસ્વતીની આખ ફાટી ગઈ કાતાવહુના હાથમા ને હાથમા જ તેનુ શરીર જડ થઈ ગયુ.

'અલિ આ સરસતી ન કઇ થયુ...

'અમથી રૅડ વેહગરી..'

'ના ના. લાકડુ વરી જઈ.'

હે !'

'ખેલ ખલાસ..'

ફૂટવાનુ એકદમ બધ પડી ગયુ ચેચેપેચે શરૂ થઈ 'ચોકો કરો ઝટ ચ્યાંકથી ગગાજળ ને ગાયનો પોદરો રૅંડ કારદાસિયણ માથે મેણુ મેલતી ગઈ દીવો હરગાવો. મગ્તી ગઈ ન મારતી ય ગઈ..અવે ચ્યમનુ કરીસ્યુ ? ઊભી કૉણે આયઁા તે બેહાય તો નઈ ભઈ મારો પેલ્લો. રાતે ઘેર તો પૉચી જ જવુ પડે.. કૌતાવઉ જારવજો બધુ. જેઠાને તો અતાર મળાવ નઇ હરખી રાતે બધો ઠાઠો કરજો. ઊભી કૉણે આઇ છુ ન રાત રઉ તો તમને અપશકન નડે. જવુ તો પડે જ...'

બધા હુ ડુ ડુ ડુ ડુ બસસ્ટેડ ભણી નાઠા મોટર સામેથી આવતી દેખાઈ કાશીબાએ જશીને ખૂણામા લઇ જઇ કહ્યુ 'હારુ થયુ ક બધુ ટેમસર પતી જયુ...'

જશી કડવુ હસી. પછી મરમમા કહે 'આજનુ તો પત્યુ પણ આ ગેડ કૉણુ તો પાછી ઊભી ન ઊભી જ રઇ.' 

## અમારો સંબંધ / પ્રાણજીવન મહેતા

(અટકી ગયેલી વારતાનો અંત–આખરનો)

હુ જાગી ગયો. જાગીને જોઉ તો જગત દીસે નહીં એવુ નહોતુ જાગીને જોયુ તો હુ મેદાનમા ઘાસમાટીના થર પર સૂઈ ગયેલો તે ઘાસમાટી ઝાકળથી ભીની થઈને મહેકી રહ્યા હતા. મારા વસ્ત્રો શરીર ઉપર ઝાકળ ઝાકળ અને હુ મેદાનમા સ વ કોરો કટ્ટ બેઠો રહ્યો જાગીને જોઉ તો હુ લીલાછમ્ મેદાનમા સામે ઝાકળભીના ઘાસમાટી. હુ કોરો કટ્ટ મનમા આવ્યા કરતા વિચાર અત્યારે મનના કોઈ પાતાળ પ્રદેશમા ઊતરી ગયા હશે ઊ ઘ દરમિયાન અત્યારે મન સાવ ખાલી

થોડીવાર પછી લાગ્યુ પાછુ કશુક ઉખડતુ લાગે સ્તર ઉખેડાતા હોય તેવુ થાય. સળાકા ઉપડે અને થાય મનને પણ અ ગ ઉપાગ જેવુ હશે હાથ પગ નાક કાન ત્વચા સ્પર્શ જેવુ બધુ મનમા હશે આગળીએ ઊતરડતી હશે મનમા માડ માડ ઠરીઠામ થયેલા તળિયે બેઠેલા મારા વિચારોને ઉખેડાતુ આમ કાંઈ આ રીતે હું બેઠો રહ્યો સૂનમૂન મેદાનમા

સવાર પડી ચૂકી હતી. સૂર્ય પૂર્વમાં ઊંચે આવતો જતો હતો. ઝાકળ ધીમે ધીમે મેદાન ઘાસ પરથી અદૃશ્ય થતી જતી હતી. ઘાસ તડકામાં ઝગમગી-ચમકી રહ્યું હતું. દૂર અવર જવર થઈ રહી હતી. હું બેઠો રહ્યો. હાથમાં ગઈ રાતે સૂતી વખતે તોડેલ ઘાસના બેચાર તણખલા હજુ હથેલીમાં પડ્યા રહ્યા હતા.

ગઈ કાલની કે એથીય આગળની કોઈ કાળની વાત વિચારવાનો કંઈ અર્થ નહતો. છતાં બધું ઝટ ભૂંસાઈ ભૂંસાઈ જાય તેમ પણ નહોતું. બધુંય ભૂલવા માટે હું મારા મામીના દીકરાભાઈ અને મારાં ફ્રિઆન્સોને બસમાં રવાના કરી આ અહીં ખુલ્લા મેદાનમાં આવી ચડ્યો. પડ્યો રહ્યો. ઊંઘી પણ જવાયું. જાગ્યા પણ. પેલી ઝાકળ ઘાસ-મેદાનમાંથી ઊડી અદૃશ્ય થઈ અને બધું સ્પષ્ટ થતું ગયું. દૂર નજીકનું તેમ મનમાંથી પણ કશું અદૃષ્ટ ઊડી ગયું. હવે પાછા એમના જ ખયાલ આવે છે. મને યાદ છે હું ફરી પાછો વળું. મારી ફ્રિઆન્સોને મળું. મારી મામીના દીકરાભાઈને મળું. ગમ્યા હતા એ બધું ભૂલી જઉં. ભૂલી જવાયું છે એ બધું ફરી પાછું યાદ પણ ન કરું.

તમને મેં આગળ કહ્યું જ છે, કદાચ એ તમને યાદ હશે અથવા ભૂલી પણ ગયા હો, હું રખડું છું. રખડવાનું મને ગમે છે. કોઈ મારી સાથે નથી હોતું ત્યારે હું ક્યાંય નથી હોતો. ક્યારેક તો હું ક્યાંય નથી હોતો. ક્યારેક તો હું મારી આસપાસ જ ફરતો રહેતો હોઉં છું. ના, એમ નહીં રખડતો હોઉં છું. ભૂલ્યો પાછું મારે મારા વિશે ઝાઝું નથી કહેવું, કહેવા જેવું છે પણ નહીં. છતાં કહેવાઈ જવાય છે. હું કોણ જાણે મને મારાથી છૂટો પાડી જ નથી શકતો. આને તમે નબળાઈ કહેશો? ભલે. હું કાંઈ નહીં કહું.

તો હું શું કહેતો હતો? આ મારી તકીઆ કલામ નથી. ખરેખર પૂછું છું. ક્યારેક વાત કરતાં કરતાં વાત ક્યાંક રહી જાય છે. તણુ

તૂટી જાય છે અને કહેવાતુ રહી જાય છે. તમારી પાસેથી વાતનો તતુ મેળવી જાણી તમે મને સાભળો સુણો છો કે નહીં વળી એ વાતની ખારે ખાતરી કરવાનો હેતુ નથી જ હોતો. મને ખાતરી જ છે ઓછામા ઓછુ હુ કહુ છુ ને હુ તો થોડુ સાભળી જ લઉ છુ આ છતા પણ સામે પૂછી બેસુ છુ કે શુ કહેતો હતો તમને ? તમને મારી ઉપર પણ શકા જ જશે. પણ હુ એવી શકા નહી કરુ– તમારે વિશે–પાછુ આડ વાતે ચડી જવાય છે હુ એમ કહેતો હતો કે મને થયુ હુ પાછો વળુ મારો ફિઆન્સીને મળુ. મારી માસીના દીકરાભાઇને મળુ એવુ ગઈ કાલનુ ભૂલી જઈ હુ ત્યાથી ઊભી ઊભો થયો. ઘર તરફની દિશા શોધવા મથ્યો ખરુ કહુ ક્યારેક બધુ અનાયાસ મળી જાય છે ક્યારેક વળી બધુ ઘણા ખાખા ખોળા કરવા છતા મળતુ નથી આમ ઊભે થઈ ઘર તરફની દિશા શોધવા નો મથ્યો પણ દિશાઓ નો કોણ જાણે ચારને બદલે ચોવીસ થઈ ગઇ હોય તેમ નજર મેદાનમા ફરવા લાગી જેમ જેમ વધુ મથામણ કરી તેમ તેમ દિશાઓનો ગુણાક વધતો જ ચાલ્યો પૃથ્વીની જેમ આ દિશાઓ પણ ગોળ ફરતી લાગી થોડો મૂઝારો થયો પણ પછી આનદ પણ શોધ કર્યાનો દિશાઓ પણ ગોળ હોય છે કોઈને આ જાણી હસવુ આવે એટલે હુ જ થોડુ હસ્યો આમ હસી લેવાય આવી શોધની નોધ મનમા જ નોધી સાથે સાથે ફેરવવી એવુ વિચારતો નાકની દાડી સામે જે દિશા હતી ત્યા ચાલવા મડ્યો.

રસ્તા પર ખાસ્સી ભીડ હતી ચોમેરથી માણસો જ માણસો ધસી આવતા હતા કોઈ પવનવેગે ઊડતા લાગ્યા કોઇ વટોળની માફક ઘુમરી ખાતા પણ દેખાયા કાક વળી રસ્તાનો અત ક્યા છે એમ શોધતા શોધતા ચાલ્યા આવતા હતા, ચાલ્યા જતા હતા નજીકથી વાહનો પણ પસાર થઇ જતા–અવકાશમા ઉપગ્રહ એકધારા વેગથી ધસી જાય તેમ હુ પણ ધુમાડાને જોઈ રહેતો ધ્યાનમા પણ ઉતારી લેતો

આગળ વધ્યે જતો હતો—નાકની દાડીની દિશામા. મને થયુ આ નાકની દાડીની સામેની દિશાને ક્યાક તો અ ત હશે પણ પાછુ વિચાર્યું, કે મે તો હજુ હમણા જ ચાલવાનુ શરૂ કર્યુ છે. ફક્ત મારી આસપાસનુ જ બધુ ઘણા વેગથી ધસમસી રહ્યુ છે તેના ભાસથી હુ પણ જાણે ઘણુ ચાલ્યો હોઈશ તેવો ભાવ અને થાય છે એ ખોટુ છે મને થયુ, કદાચ હુ ચાલ્યો પણ ન હોઉ મારે ઘરે જવુ છે. મારી માસીના દીકરાભાઈને મારી ફિઆન્સીને પણ મળવુ છે. હુ અહીંયા ઊભો છુ કે ચાલુ છુ તેની મને પૂરી ખબર પણ નથી. માણસ બીજા માણસને સમોહિત કરી ઘણું બધુ પોતા વિશે પારકા વિશે પૂછી જાણી લેતા હોય છે એ યાદ આવ્યુ મને થયુ, હુ પણ આમ કોઈકને સમોહિત કરી મારી વિશે જ થોડુક જાણી લઉ પણ પૂછુ કોને ? મારે એનો સબધ કોની સાથે ? મારી ફિઆન્સી યાદ આવી ફરી પાછી ફરી પાછો મને મારો માસીનો દીકરોભાઈ યાદ આવ્યો. થયુ એમને સમોહિત કરી પૂછુ. પાછો મારી સાથેનો એમનો સબધ યાદ આવ્યો. મન પાછુ પડ્યુ. હુ એમની સાથે ફરવા નીકળ્યો. ફર્યો અને પછીની વિગત હવે વર્ણવવી નકામી છે. હુ ત્યા જ ઊભો રહ્યો. મને થયુ, હુ આ મારા પડછાયાને સમોહિત કરી શકુ. પછી એને મારી વિશે જે કઇ પૂછવાનુ થાય તે પૂછુ. મારી સાવ નજીકનો સબધ તો અત્યારે આ એની સાથે જ છે હુ એક દૃષ્ટિએ પડછાયા સામે આમ આ રસ્તાને એક ખૂણે ઊભો જોતો રહ્યો. ક્યાય સુધી પડછાયો તો ધીમે ધીમે ઘટવા લાગ્યો મારુ ધ્યાન ત્યા ગયુ. મને થયુ, પડછાયો સમોહિત થતો જતો હોય એમ લાગે હુ પણ એમ જ એક મીટ માડી પડછાયા સામે જોઈ રહ્યો જ્યારે મટકુ મારી જોયુ તો પડછાયો સાવ અદૃશ્ય મનમા ધ્રાસ્કો પડ્યો આ પડછાયો સમોહનની અસર હેઠળ ગાયબ થઈ ગયો કે શુ ? હુ મુઝાયો મારે જે કઈ પૂછવાનુ હતુ તે પણ આ મૂઝવણમા વીસરી ચૂક્યો. આ એક માત્ર નજીકના સબધને મે

સંમોહનથી શું નષ્ટ કરી દીધો? એવો પ્રશ્ન થયો. હું જ્યાં ઊભો હતો ત્યાં આસપાસ કુતૂહલથી જોતું લોક જરીક ઊભું રહી પાછું ચાલવા મંડી પડતું. હું પરિસ્થિતિથી સભાન થયો બધું વીસરી જઈ ભૂલી જઈ ફરી પાછો ત્યાંથી નાકની દાંડીએ આગળ ચાલવા માંડ્યો.

એ દિશામાં મારું ઘર હતું કે નહીં તેની ખબર નહોતી. હું ચાલતો જઈ રહ્યો હતો તે દિશા હતી કે કેમ તેની પણ મને જાણ નહોતી અત્યારે હું આમ ચાલતો રહ્યો હતો તેની માત્ર મને જાણ હતી. આમ ચાલતો ગયો તેમ તને વસ્તી, લોક, ઘોંઘાટ, ધુમાડો બીસ બધુંય પાછળ રહી જતું લાગ્યું આગળ ચાલ્યો જતો હતો. રસ્તાની ભીડમાં મને થયું હતું કોઇને અટકાવી મારા ઘરની દિશા પૂછી જાણી લઉં ક્યારેક એમ પણ થયું હતું મારાં ક્રિઆન્મા મારી માસીના દીકરાભાઇની જાણ તેમનામાંથી કોઇને હોય તો તે પણ જાણી લઉં આવું મનમાં થતું હોય હજુ પ્રશ્ન આકાર લેતો હોય મનમાં અને આમાંથી આ કોઇકને અટકાવી આ આટલું અમથું પૂછું પણ તે પહેલાં તો એ કોઇક મારી નજીકથી એટલી ત્વરાથી પસાર થઈ જાય કે મારો પ્રશ્ન પણ પાછળ તણાતો જાય છેવટે પ્રશ્નની દોર તણાઈ તૂટી જાય અને પાછી પેલા તીરકામઠાની પણછ જેમ એવા વેગથી મારા મનના કોઈ ખૂણામાં અફડાય કે મનના બધાય ખૂણામાં બધું ય વેરવિખેર થઈ જાય. એક સબાકો ઊપડે સણકા પડે અંદર જ ઉંહકાર સમી જાય હું બધું એમ જ ત્યાં પડતું મેલી આગળ ચાલતો જઉં. હમણાં અહીંયાં નિર્જન વાટમાં કોઈ સામે મળતું નથી પ્રશ્ન પૂછવાની ઝાઝી ઈચ્છા પણ થતી નથી. ક્યારેક કોઈ ચકલું ચીંચીં કરી ફરરરતું ઊડી જાય છે ક્યારેક કોઇ પોપટ કે કબુતર કે કાબર કે કાગડો એવા બધા પક્ષી જેને હું જલદી જોઇ પારખી શકતો નથી તે કલબનાટ કરતા ક્યાં ફરફરતા ઊડી જાય છે થાય છે, બાળવાર્તામાં ચકલી બોલતી, પોપટ સંવાદ રચતો, મેના ગીત ગાતી, કબૂતર કાગડો

શુ કરતા તે યાદ નથી મને પણ થયુ, એ બાળવાર્તામાની કોઇ એકાદ ચકલી કે પોપટ મળી જાય અહીં નિર્જન વાટ વચ્ચે તો હુ પાછો પૂછુ મારી ફિઆન્સી મારી માસીના દીકરાભાઈની વાત વળી ફરી પાછો પૂછુ

આ નિર્જન એકાન્તમા આવી હુ એક વૃક્ષ નીચે બેઠો થોડે દૂર કઈ ઝરણ જેવુ નાનકડી નદી જેવુ ખળખળ વહ્યે જતુ સભળાઇ રહ્યુ હતુ કોઇ એકલદોકલ ભેગા મળી ત્યા આવી બેસી રહ્યા હતા હુ પણ અહીં આ વૃક્ષની છાયા હેઠળ આવી બેસી રહ્યો મારી માસીનો દીકરોભાઇ મારી ફિઆન્સી સગાથે ગઈ કાલે આમ જ કોઇ તળાવના પાળે બેસી હસી રહ્યો હતો આમ જ મારી ફિઆન્સી મારી માસીના દીકરાભાઈ સગાથે તળાવ પરની લીલમા તરણુ લઇ રમત રમી રહી હતી હુ આ રીતે જ મારી આખોમા લીલ જેવુ સગ્રહી બેસી રહ્યો હતો એ બધુ મને પાછુ કેમ યાદ આવવા લાગ્યુ તે સમજી શક્યો નહી મારી સામે વૃક્ષની છાયામા ચકલી દાણા ચણી રહી હતી કબૂતર ઘૂ ઘૂ કરી પોતાનો અવાજ શોધી રહ્યો હોય એમ લાગ્યુ ચકલીને ને મારો પ્રશ્ન મનોમન પૂછ્યો ચકલી તો ન બોલી ન ચાલી પણ ચી ચી કરતી પાછી મારા પ્રશ્નને ચાચમા ઝીલીને ક્યાક ઊડી ગઇ એના નાનકડા બચ્ચાને કદાચ મારો પ્રશ્ન ચાચમા મૂકી ગમતની સામે મૂકશે સામે ઘૂ ઘૂ કરતુ કબૂતર પોતાનો અવાજ હજુ શોધી રહ્યુ હતુ અને હવે મારી પાસે પ્રશ્ન પણ ક્યા હતો? એટલે હુ ત્યા જ બેસી રહ્યો ચૂપચૂપ મૂનમૂન

સાજ પડવાને હજુ વાર હતી બાગ મનમા લો બધુ આથમી ચૂકયુ હતુ હુ ત્યા જ બેઠો હતો આસપાસ નજર ફેરવતો, નજરમા કઇ ન સમાય તો શૂન્યાવકાશ સમાવતો ત્યા દૂરથી મે મારી માસીના દીકરાભાઈ અને મારી ફિઆન્સીને આ તરફ આવતા દેખી રહ્યો મનની અદર ભાવ પ્રતિભાવ કશુ જાગ્યુ નહીં મન પોતે જ સુસુપ્ત હતુ પણ તોયે થયુ, તેઓ કદાચ મને શોધતા આમ આ રીતે અહીં

આવી પહોંચ્યા હશે મારી રખડવાની ટેવો, સ્થળો વિશે કદાચ વિશેષ તે ખબર નહીં હોય છતા અમે ત્રણે ગઇ કાલે આવા જ કોઈ નિર્જન સ્થળે નીકળ્યા હતા તે સ્મરણ આ તરફ વળ્યા હોય મને શોધતા એમ મને થયુ પણુ એમ થયુ નહીં તેઓ બન્ને તો પેલા દૂર વૃક્ષની આડેથી એમ ફંટાઈ પેલી તરફ નદીકિનારે જઇ બેઠા એમની ને મારી વચ્ચે ખાસ અતર નહોતુ ના, હતુ હુ તેમને જોઇ શકતો અહીં બેઠા બેઠા

મારી માસીના દીકરાભાઇના હાથમા મારી ફિઆન્સીનો હાથ હતો તેની હથેળી ઉપર મારી માસીના દીકરાભાઇની આગળિયો ફરી રહી હતી અને થયુ, મારી ફિઆન્સીના હાથની રેખાઓ આડી અવળી થઇ ગઈ હશે તેને તે ગણી માપી રહી સીધી કરવા મારો માસીનો દીકરોભાઈ મથી રહ્યો હોવો જોઈએ. કદાચ રેખાઓ એકબીજામા ભળી ગૂથાઇ ગૂચવાઈ ગઇ હશે અને મારી માસીનો દીકરોભાઈ તે બધી રેખાઓને ઉખેડી ઉકેલી ઉતરડી ફરીથી ગોઠવી મૂકી રહ્યો હશે મારી ફિઆન્સી મારી માસીના દીકરાભાઈના ચહેરા સામે એકીટશે કશુ તાકી રહી જોઈ રહી હતી એની પાપણ ફરકતી ત્યારે મને થતુ, મારી માસીના દીકરાભાઈના ચહેરા ઉપરના બધા ભાવ આમ કટકે કટકે તે પોતાની આખોમા ઉતારી રહી છે થોડી વાર આમ આ બધુ ચાલ્યુ ખડખડાટ હસવાનો અવાજ પણ આવ્યો. પેલુ કબૂતર જે પોતાનો અવાજ શોધતુ હતુ તે હમણા જ ફરફરતુ ઊડી ગયુ. એને કદાચ એનો અવાજ મળી ગયો હોય એમ લાગ્યુ વાતો થતી ધીમે હોઠ ફફડતા, ચકલીની પાખો ફફડે એમ. અને કશાનુ કુતૂહલ નહોતુ હુ એમ જ બેઠો રહ્યો એટલામા મારી માસીના દીકરાભાઈએ માછલા પકડવાની ગલ કાઢી. દોર લબાવી વહેતા જળમા દૂર ફેંકી જળમા થોડા વલય થયા હશે અનુમાન કર્યું અહીંથી કશુ સ્પષ્ટ દેખી શકાતુ નહોતુ. પછી ગલનો છેડો મારી ફિઆન્સીના હાથમા

દઈ મારી માસીનો દીકરોભાઈ મારી ફ્રિઆન્સીની નજીક સરકી બેઠો. બન્ને એકબીજામાં ગૂંથાઈ બેઠા ગયા મને ગૂંગળામણ થવા લાગી ઊઠીને ચાલતા થવાનો વિચાર કર્યો, પણ ઊઠી શકાયું નહીં, એમ જ બેસી રહ્યો આંખની સામે નદીનું જળ તરવરવા લાગ્યું અંદર ફરતી ઘૂમતી માછલીઓ દેખાવા લાગી. વલય વમળ બધું અંદરોઅંદર ઘૂમતું ફરતું દેખાયું છેક તળિયે બેઠો હોઉં તેમ આ ચોકખા ચળક કાંકરા સફેદ રેતી છીપલા નીલ બધું જ સ્પષ્ટ દેખાવા લાગ્યું આ પરપોટા અહીંથી ઉપર જતા દેખાયા મારા શ્વાસોચ્છ્વાસ રૂંધાય અને શ્વાસ છૂટે પછી પાણીમાં પરપોટા ઉપર જતા દેખાય આમ પરપોટાની હારમાળા ઠેઠ નદીના તળિયેથી ઉપર જતી જણાઈ મને થયું, મારી ફ્રિઆન્સીના હાથમાં માછલા પકડવાની ગલ છે તેમાં આ પરપોટા ભેરવાઈ જશે. એ પરપોટા ગનમાં પકડી કાંઠે ભેગા કરશે આમ મારી ફ્રિઆન્સીને ગનમાં પરપોટા પકડવાની મજા પડશે. મારી માસીનો દીકરોભાઈ આ પરપોટાને ફોડીને ખડખડાટ હસશે, અથવા તો પરપોટાને હથેળીમાં ઝીલી હવામાં આમ આ અવકાશમાં તરતા મેલશે. □

**વિજ્ઞાન અને અલૌકિક ઘટનાઓ:** લે. ડૉ. ભાનુપ્રસાદ એ. પરીખ, પ્ર. સોસ્યાનીરટ સ્ટડી સેન્ટર, ૧૦ દર્શના સોસાયટી, ટીમલિયાવાડ, સૂરત

**ધર્મ નીતિના પદ:** યોજક-પ્રકાશક, રતિલાલ અધ્વર્યુ, ૩-દત્ત સોસાયટી (ભટ્ટા), અમદાવાદ—૭, મૂલ્ય દોઢ રૂપિયો

## માંદગી / રતિલાલ 'અનિલ'

મૃત્યુ અને માંદગી પેલા મિત્રને ધીરેલા પૈસા જેવાં છે, જે અચૂક દૂધે ધોવાઈને આવવાના છે, પણ ક્યારે આવશે તે અનિશ્ચિત છે.

એક મિત્ર અમને ખરેખર જ ખૂબ પ્રિય છે. તેઓ અણધાર્યા રસ્તે મળી જાય છે અને 'અહોહો'થી જ ઊભી મુલાકાત શરૂ થઈ જાય છે. અમે ફરિયાદ કરીએ કે, 'તમે તો કેટલાયે સમયથી દેખાતા જ નથી. કેટલા સમયથી ઘરે આવ્યા જ નથી! હવે તો બસ, વચન જ આપો!' 'અરે, મારે તમારા ઘરે આવવું જ છે અને આવીશ જ, પણ ક્યારે તે કહેવાય નહીં!' મૃત્યુ અને માંદગીને આપણે ઘરે પધારવા અલબત્ત, આગ્રહ કરતા નથી, પરન્તુ તે અચૂક આવે છે, પણ વિઝીટનો સમય અચોક્કસ!

એવી ચોક્કસ છતાં અચોક્કસ માંદગી ખરેખર આવી! અમને ખબર પડે તે પહેલાં શરીરને એની ખબર પડી ગઈ! અમે ઇન્કાર કર્યે રાખ્યો, હોય, એ તો શરીર છે, જરા ફળે એમાં વળી માંદગી આવી એમ શી રીતે મનાય!' પણ એથી શરીરને ભારે ખોટું લાગ્યું હશે એટલે એણે અમને તરત જ ખબર પાડી દીધી કે માંદગી આવી જ છે!

'વેલકમ!' કહ્યા વિના અમે હું હું હૂં કરતા ખાટલે પોઢ્યા એટલે ઘરનાં માણસો એકદમ ઉત્સાહમાં આવી ગયાં! એમનો ઉત્સાહ

અને તરવરાટ જોઈને અમે દંગ જ રહી ગયા! કદાચ તેઓ સેવા કરવાની તક મળે એની જ અધીરાઈથી રાહ જોતા હશે! ઘરમાં એવી તો ધણુખર અને દોડધામ ચાલી કે આસપાસમાં અમારી માંદગીની ઝપાટાબંધ ખબર પહોંચી ગઈ અને બસ એક બે ત્રણ, પાંચ પંદર ઘરમાં ખાસ્સો મેળો ભરાયો! માંદગીને પણ અવર્ણનીય એવો દબદબો અને રોનક હોય છે! એક ખૂબ જ ઉત્સાહી વડીલે કહ્યું કે, 'બસ, અબઘડી ડૉક્ટરને બોલાવો– જેટલું મોડું થાય છે એટલી માંદગી લંબાવાની!' ત્યાં એક આર્યપરંપરાના વડીલ કહે કે પહેલાં ઘરેલુ ઉપચાર કરો, તે પછી ડૉક્ટરને બોલાવો!

પણ ડૉક્ટરને બોલાવવા હોય તો પહેલાં કઈ શાખાના ડૉક્ટરને બોલાવવા એ એક ચિંતનીય મુદ્દો ઉપસ્થિત થયો! એક ભાઈએ અધીરા થઈને કહ્યું કે, 'કેસ ગંભીર બની જાય તે પહેલાં નાકેના અમુકલખ ડૉક્ટરને બોલાવો, એ તરત આવશે!' એક ભાઈ કહે કે, 'જેને ત્યાં કોઈ દર્દી જ આવતો ન હોય તે ડૉક્ટર તરત જ આવે ને!' તો સામેથી દલીલ થઈ કે 'દર્દી સવ સિરિયસ થઈ જાય ત્યારે આવી શકે એવા બહોળી રોકાણવાળા ડૉક્ટરને બોલાવવો છે?'

અમુકલખના તરફદારો કહે કે, 'અમુકલખ તાત્કાલિક પ્રાથમિક સારવાર આપે, કેસને ગંભીર થતો અટકાવે, એ દરમ્યાન કન્સલ્ટન્ટને બોલાવી લેવાય!'

આ બધી મુદ્દાસરની રસિક ચર્ચા સાંભળીને અમે એટલો સમય અમારી માંદગી જ વીસરી ગયા!

પણ, 'જ્યાં ડૉક્ટરને જ બોલાવવા હોય તો પહેલાં એ તો નક્કી કરો કે માંદગી કઈ મેડિકલ શાખાના ડૉક્ટરને બોલાવવા પડે એવી છે?' એવી ખૂબ જ બુદ્ધિપ્રધાન દલીલ થઈ, 'હાર્ટ ટ્રબલ હોય અને તમે હિસ્ટીરિયા અને ફેફસાંના સ્પેશિયાલિસ્ટને તેડી લાવો એથી દર્દીને શો લાભ થવાનો?'

સૌને લાગ્યુ કે આ મુદ્દો ખરેખર જ ઊંડી અને તલાવગાહી વિચારણા માગી લે છે।

મુદ્દા પર 'ધ્યાન' અપાયા પછી 'ધ ગણા' શરૂ થઇ. 'મલેરિયા જેવુ લાગે છે '

'અરે ના આખ તો જુઓ, કેવી પીળીપચ દેખાય છે! કમળો જ હશે !'

એવામા બુદ્ધિજીવી દલસુખભાઇ 'શુ થયુ ?' કહેતા આવી ચટેલા તેમણે કહ્યુ કે 'આમની માદગી દૈહિક નહીં, પણ માનસિક જ લાગે છે। ગઇકાલે એમણે મારી સાથે 'આ દેશનુ શુ થવા બેઠુ છે .!' એવો નિસાસો નાખીને સાપ્રત સમસ્યાઓ વિશે દોઢ કલાક ચિતાભરી વાત કરેલી !'

બસ, દલસુખભાઈ કહે કે, 'હવે તો પેલા મનોચિકિત્સકને જ બોલાવો !'

'અલ્યા ભાઈ આ કેસ કઈ હિસ્ટિરિયા કે ગાડપણનો નથી, કેફરુ આવ્યાનો પણ નથી કે પતિ–પત્નીના ઝઘડાથી એકદમ નર્વસ બ્રેકડાઉન થયાનો પણ નથી, આ તો ચોખ્ખો મેડિકલ કેસ છે. જોતા નથી, સાવ ઢીલા થઇ ગયા છે. આખ વારવાર મીચે છે.. એ તો આપણે સૌ અહીં છીએ એટલે સૌની અદબ જાળવીને પથારીમા પડ્યા રહ્યા છે, કોઇ ન હોય છો તો બોકાસા નાખે !'

આ દલીલની સામે એક બીજો પ્રભાવશાળી મત પ્રગટ થયો વળી તે વાસ્તવદર્શી અને વ્યવહારુ પણ હતો–'બે ડૉક્ટરોને તત્કાળ બોલાવો એક શરીર તપાસે, બીજો મન તપાસે। મનથી માદા હોય તે સાજા શરીરે પણ શુ કરવાનો !'

આ ચર્ચા ચાલતી હતી ત્યા ટોળામાથી માર્ગ કરતા ગગામા જમણા હાથની મુઠ્ઠી વાળીને આવી પહોચ્યા એમણે હુકમ છોડયો, તાબાનો લોટો ભરીને હુફાળુ પાણી લઇ આવો।

'કેમ ?'

ગગામા કહે કે, તમારે જે ડૉકટરને બોલાવવા હોય તેને સુખેથી (ડૉકટરને બોલાવવામા પણ સુખ !) બોલાવજો, તે પહેલા હુ લાની છુ તે કાળી જીરીનો ફાકો મારો ઉપર એક લોટો પાણી પી જવામા આવે એટલે તરત રાહત થઈ જશે !'

'અરે, પણ તાવને બદલે કઈ બીજુ હોય તો ?' એકે ઘેરી ચિંતા વ્યક્ત કરી

'તો એમાયે રાહત થશે !' ગગાબા બોલ્યા, 'મને તો ગમે તેવુ અસુખ થાય, હુ તો મુઠ્ઠી ભરીને કાળી જીરી ફાકી જાઉ કે મને ઝટ આરામ થઈ જાય.. !' ગગાબાએ જાતઅનુભવ કહ્યો

'અરે ગગાબા, તમે તો રૂપિયાનુ બશેર ઘી ખાધુ છે, એટલે કાળી જીરી ફાકો એટલે પ્લેગનો રોગ પણ દૂર થઈ જાય પણ આ તો આજનો માણસ છે અને દિવસમા બસ, ચા જ પીધે રાખે છે એમને કાળી જીરીથી ન મટે !' ગોવન બોલી ઊઠ્યો

અમને ખરેખર જ આ ચર્ચામા ખૂબ જ રસ પડ્યો અમે દિલ્હી નથી ગયા, પરન્તુ એક મિત્રે એકથી વધુ વાર આગ્રહભર્યું માર્ગદર્શન આપ્યુ છે કે સસદની બેઠક ચાલુ હોય ત્યારે જ દિલ્હી જવુ અને પ્રેક્ષકનો પાસ મેળવીને સસદમા જઈ ત્યા ચાલતી ચર્ચા અચૂક સાભળવી માદગીમા બિછાને અમને એ માગદર્શન સાભર્યું અને અહીં ચાલતી ચર્ચામા આટલો રસ પડે છે તો, સસદની ચર્ચામા તો અહોહો ! અમને એવો વિચાર પણ આવ્યો કે અહીં આટલી બધી સલાહો મળે છે ત્યારે કોઈ એકની જ સલાહ પ્રમાણે માદગીનો ઉપચાર કરાવવો એ બીજા તમામને હાડોહાડ અન્યાય કરવા જેવુ છે તે તો ઠીક, એ સાથે કેટલા બધા લાભો યે ગુમાવવા પડે !

ત્યાં જ ઘર હોમિયોપથીની પેટી રાખતા જગમોહન કલકત્તાવાળા આવી પહોંચ્યા. આવતાં જ પૂછ્યું, તમે છેલ્લી ચા ક્યારે પીધેલી ?

'એકાદ કલાક પહેલાં.' અમે ધીમેથી કહ્યું.

'તો વાંધો નહીં. હું દવા આપું પછી તમારે ચા પીવાની નહીં, જોઈએ તો હું ઘેરથી ઉકાળો લાવીને પીવડાવી જઈશ. મારી સફેદ મીઠી ગોળી ગળી જાવ, પછી જુઓ, તમને રાહત થાય છે કે નહીં !'

'ના, ના. આવી ભારે માંદગીમાં આવી દવા નહીં ચાલે ! એવું જોખમ ખેડાય જ નહીં !' એક સામટા ત્રણચાર અવાજ ઊઠી ઊઠ્યા. એક જુવાને વળી તાજી બાતમી આપી કે 'બપોરે તો અમે બંનેએ સાથે કાંદાનાં ભજિયાં ખાધેલાં !'

બસ, થઈ રહ્યું ! પેટમાં હજી કાંદાના સંસ્કાર તાજા હતા એટલે હોમિયોપથીની ગોળી નકામી પુરવાર થઈ ગઈ ! એક ભાઈએ વળી ખૂબ જ મહત્ત્વની બાતમી ચીંધી—'આમને તપકીર સૂંઘવાનું વ્યસન છે !' આથી નક્કી થયું કે તત્કાળ મુખવાસ તરીકે હોમિયોપથીની ગોળી લેવી હોય તો લેવાય !

એવામાં ઘરમાંથી આગમચેતી વાપરીને દૂધવિહોણી કાળી ચા ઉકાળીને લાવવામાં આવી, કહેવામાં આવ્યું કે પી જાવ, શરીરમાં જરા ગરમાટો આવશે !

અમે કહ્યું કે 'મને તો ઊલટું, શરીરે તાવ જેવું લાગે છે. અંગો તૂટવા માંડશે કે શું ?'

તરત ચા ઉકાળનારની ઊલટતપાસ શરૂ થઈ: 'ચામાં કાળાં મરી તો ધમકાવ્યાં નથી ને ? શરદી થાય તે પહેલાં તો ગળું બળશે અને આંખે ઝળઝળિયાં આવી જશે !'

મામા કહે કે, 'અલ્યાવ, ચામાં તુળસીનાં પાન નાખ્યાં છે ?'

'કેમ ?'

ગગામા કહે કે, તમારે જે ડૉક્ટરને બોલાવવા હોય તેને સુખેથી (ડૉક્ટરને બોલાવવામા પણ સુખ !) બોલાવજો, તે પહેલા હુ તો તો છુ તે કાળી જીરીનો ફાકો મારી ઉપર એક લોટો પાણી પી જવામા આવે એટલે તરત રાહત થઈ જશે !'

'અરે, પણ તાવને બદલે કઈ બીજુ હોય તો ?' એક વેરો ચિતા વ્યક્ત કરી

'તો એમાયે રાહત થશે !' ગગાબા બોલ્યા, 'મને તો ગમે તેવુ અસુખ થાય, હુ તો મુઠ્ઠી ભરીને કાળી જીરી ફાકી જાઉ કે મને ઝટ આરામ થઈ જાય . !' ગગાબાએ જાતઅનુભવ કહ્યો

'અરે ગગાબા, તમે તો રૂપિયાનુ બશેર ઘી ખાધુ છે, એટલે કાળી જીરી ફાકો એટલે પ્લેગનો રોગ પણ દૂર થઈ જાય પણ આ તો આજનો માણસ છે અને દિવસમા બસ, ચા જ પીધે રાખે છે એમને કાળી જીરાથી ન મટે !' ગોવન બોલી ઊઠ્યો

અમને ખરેખર જ આ ચર્ચામા ખૂબ જ રસ પડયો અમે દિલ્હી નથી ગયા, પરન્તુ એક મિત્રે એકથી વધુ વાર આગ્રહભર્યું માર્ગદર્શન આપ્યુ છે કે સસદની બેઠક ચાલુ હોય ત્યારે જ દિલ્હી જવુ અને પ્રેક્ષકનો પાસ મેળવીને સસદમા જઈ ત્યા ચાલતી ચર્ચા અચૂક સાભળવી માદગીમા બિછાને અમને એ માર્ગદર્શન સાભર્યું અને અહીં ચાલતી ચર્ચામા આટલો રસ પડે છે તો, સસદની ચર્ચામા તો અહોહો ! અમને એવો વિચાર પણ આવ્યો કે અહીં આટલી બધી સલાહો મળે છે ત્યારે કોઈ એકની જ સલાહ પ્રમાણે માદગીનો ઉપચાર કરાવવો એ બીજા તમામને હાડોહાડ અન્યાય કરવા જેવુ છે તે તો ઠીક, એ સાથે કેટલા બધા લાભો યે ગુમાવવા પડે !

ત્યા જ ઘરે હોમિયાપથીની પેટી રાખતા જગમોહન કલકત્તાવાળા આવી પહોચ્યા આવતા જ પૂછ્યુ', તમે છેલ્લી ચા ક્યારે પીધેલી ?

'એકાદ કલાક પહેલા ' અમે ધીમેથી કહ્યુ

'તો વાધો નહીં હુ દવા આપુ પછી તમારે ચા પીવાની નહીં, જોઇએ તો હુ ઘેરથી ઉકાળો લાવીને પીવડાવી જઇશ મારી સફેદ મીઠી ગોળી ગળી જાવ, પછી જુઓ, તમને રાહત થાય છે કે નહીં !'

'ના, ના આવી ભારે માદગીમા આવી દવા નહીં ચાલે ! એવુ જોખમ ખેડાય જ નહીં !' એક સામટા ત્રણચાર અવાજ ગાજી ઊઠ્યા. એક જુવાને વળી તાજી બાતમી આપી કે, 'બપોરે તો અમે બ નેએ સાથે કાદાના ભજિયા ખાધેલા !'

બસ, થઇ રહ્યુ ! પેટમા હજી કાદાના સસ્કાર તાજા હતા એટલે હોમિયોપથીની ગોળી નકામી પુરવાર થઇ ગઇ ! એક ભાઇએ વળી ખૂબ જ મહત્ત્વની બાતમી ચીધી—'આમને તપકીર સૂઘવાનુ વ્યસન છે !' આથી નક્કી થયુ કે તત્કાળ મુખવાસ તરીકે હોમિયોપથીની ગોળી લવી હોય તો લેવાય !

એવામા ઘરમાથી આગમચેતી વાપરીને દૂધવિહોણી કાળી ચા ઉકાળીને લાવવામા આવી, કહેવામા આવ્યુ કે પી જાવ, શરીરમા જરા ગરમાટો આવશે !

અમે કહ્યુ કે 'મને તો ઊલટુ, શરીરે તાવ જેવુ લાગે છે . અગો તૂટવા માડશે કે શુ ...'

તરત ચા ઉકાળનારની સરતપાસ શરૂ થઈ 'ચામા કાળા મરી તો ધમકાવ્યા નથી ને ? શરદી થાય તે પહેલા તો ગળુ બળશે અને આખે ઝળઝળિયા આવી જશે ! '

ગગાભા કહે કે, 'અલ્યાવ, ચામા તુળસીના પાન નાખ્યા છે ?

'ના ' જવાબ મળ્યો.

બસ, થઈ રહ્યું !

એવો ઠરાવ થયો કે ગંગાબાની સરપરસ્તી અને નિગેહબાનીમાં કાળી ચાનો એક કપ બને ! પાસે જ એક કૉમ્પાઉન્ડર રહે છે તે હવે દવાખાનેથી આવવામાં જ હશે. તેને તેડી લાવવો તે દર્દીને જુએ અને દર્દીનું દર્દ કઇ મેડિકલ શાખાના વર્ગનું છે તે કહે તે પછી તે શાખાના ડૉક્ટરને બોલાવવા

પણ એક જણે તરત શંકા ઉઠાવી ચોખવટ માગી કે ગંગાબાની નિગેહબાનીમાં કાળી ચા તૈયાર થાય તેમાં કઈ તુળસીના પાન નાખવા ?

અમે કહ્યું કે, 'તાવ આવે છે ત્યારે અમને રામ રામ નહીં, પણ રાધેશ્યામ રાધેશ્યામ બોલવાની ટેવ છે.. '

બસ નક્કી થયું કે ચામાં શ્યામ તુળસીના ત્રણ પાન નાખવા !

પણ, શ્યામ તુળસી હોય ક્યાં ? એ પ્રશ્ન ઉદ્ભવ્યો એકે શોધી કાઢયું કે રામગર બાવાના ઘરની પછીતે શ્યામ તુળસી છે, તે હું અબઘડી લઇ આવું છું !' કહીને તે કોની સાયકલ તત્કાળ લેવી પેટે મળે એની શોધ ફરવા લાગ્યા

દરમ્યાન અમારી તબિયતની ચિંતા કરતા દોડી આવેલ સૌ કોઇને માટે દૂધવાળી, એલચીદાણા, ફુદીનો અને આદુ નાખેલી ચા આવી તેને સૌ કોઇ ન્યાય આપવા સાથે દર્દ અંગે જાતજાતનું માર્ગ દર્શન આપવા લાગ્યા એકે તો ચા પીતા કહ્યું કે, 'મારી માળીના દિયરનો દીકરો આમ જ સાદી દેખાતી માંદગીમાં સૂતો અને જોતજોતામાં એનો જીવ ઊડી ગયો હતો !'



અમને થયું કે આપણી આસપાસ આટઆટલા ચ્યવન અને ચરક ઋષિઓ અને લુકમાન હકીમો વસે છે છતાં એ ચીંથરેવીંટયા

રતનની કોઇને કશી પડી નથી ! કેવી મોટી રાષ્ટ્રીય સંપત્તિ સાવ જ વેડફાય છે ! આવો દેશ શી રીતે ઉન્નત થઇ શકે ? આ સૌની સલાહો, માર્ગદર્શનોનો સમન્વય કરીને એક આરોગ્ય-ગ્રન્થ લખી નાખીએ તો પ્રકાશકો આગોતરી રોયલ્ટી આપીને પુસ્તક છાપવા લઇ જાય ! હાસ્યરસના લેખોનો સંગ્રહ કરવા, એક કાવ્યસંગ્રહ કરવા ઘણા પ્રકાશકોને 'દાણો' ચાંપી જોયો છે, પણ કોઈ ના યે કહેતું નથી અને છાપતું યે નથી ! પણ આવો ગ્રન્થ તો મને યશ અને કલદાર બંને અપાવે એ પુસ્તક તો આ સલાહ આપનારા પોતે માગીને લઈ જાય ! આમ તો એમના કોઠે તમામ આરોગ્યવિદ્યા પડેલી જ છે પણ પુસ્તકની સગવડ હોય તો હૃદયમંથન અને મનોમંથન ન કરવું પડે આરોગ્યવિદ્યાનું તો એવું છે ને કે બીજાની માંદગી જોઇને જ એ જ્ઞાન તાજું થાય ! પોતાની માંદગી વખતે તો કશું યાદ ન આવે પાસે પુસ્તક પડ્યું હોય તો ઝટ ઉપાય થાય !

હવે, અમારે સલાહ એ જોઈએ છીએ કે એવો ગ્રન્થ લખીએ તો તે કોને અર્પણ કરીએ કે તેઓ પોતાના ખર્ચે એ છપાવી આપે ? કારણ, વેચાતા લીધેલા આરોગ્યગ્રન્થ પ્રમાણે ઉપચાર કરતા એની કશી અસર થતી નથી—પુણ્યાર્થે મફત લીધેલી વિદ્યા તરત જ અસર કરે છે! અમે કહીશું, આ ગ્રન્થ લઈ જાવ, એમાં જોઈને ઉપચાર કરો, હા પણ સારા થાવ ત્યાં સુધી દિવસમાં ઓછામાં ઓછું એકવાર ગાયને બે રોટલી ખવડાવજો, તો જ ઉપચારની અસર થશે !

તો, અમને સલાહ આપો અથવા એવા સદ્‌ગૃહસ્થ કે સન્નારી અમને મેળવી આપો, જેમને હું એ ગ્રન્થ અર્પણ કરું, બદલામાં તેઓ એ ગ્રન્થ છપાવી આપે !



(અનુસંધાણ પાનું ૧૬ થી ચાલુ)
બાળિગાને આપી દે બાળિગાની વીશી અમારા ઘરથી બાહુ દૂર ન હતી તે દોડતો જઈને મળેલી વસ્તુ ઘેર મૂકી આવે આમ ત્રણી વાર એ ઘેર ગયો એટલે ઘરના લોકોને શક પડ્યો કે આ બધી વસ્તુઓ છોકરો ચોરી ને તો નથી લાવતો! એટલે એમના ઘરનો કોઈ માણસ અમારે ત્યા તપાસ કરવા આવ્યો. બિચારા બાળિગા ઉપર એક જ દિવસે આવી રીતે બે વાર ચોરીનુ આળ આવ્યુ ભોળા પ્રેમની આવી કદર!'
[ સ્મરણયાત્રા ! ]

ભોળા પ્રેમને આપણા બીભત્સ વ્યવહારજગતમા સહન કરવાનુ જ મોટે ભાગે આવે એ વાત બાપાના જીવનપ્રસંગમા પણ સૂચવાઇ છ પોતે જેને બહેન ગણેલી તેનો દાગીનો ઘડવામા પ્રે વશ થઈ ગાઠનુ સોનુ ઉમેરેલુ એ બહેનને જ શંકા ગઇ કે સોની તો સગી બહેનનુ પણ ચોરે એ ન્યાયે બાપાજીએ પણ મારામાથી સોનુ કાઢી તો ન લીધુ હોય! આ શંકાની ખબર બાપાને પડતા આઘાતના માર્યા તેનામા તીવ્ર વૈરાગ્યે પ્રવેશ કરેલો એમા બાપાજીને અન્યાય ન કરવા છતા પણ વાદ એની શંકા કરનાર બહેનનો 'એક રીતે ન કાઢી શકાય કેમ કે સાચો. અકારણ પ્રેમ પણ શક્ય છે એવી જેને કલ્પના પણ નહિ આવી શકે એવા માણસો કોઇપણ પ્રેમોપચારને અકારણ અને નિષ્પ્રયોજન જ માનવાના ઘણા માણસોમા પ્રેમ માત્ર પ્રેમને લીધે જ હોઈ શકે છે એવુ કલ્પવાનુ ગજુ જ હોતુ નથી સોમાથી નવ્વાણુ પ્રસંગે થતો પ્રેમ વ્યવહાર આ કે તે સ્વાર્થનો માર્યો જ થતો જોઈ જોઈને એક વાર નિસ્વાર્થ, કશા પણ કારણ વિના પ્રેમનો વ્યવહાર જુએ ત્યારે તેને પણ તેઓ સ્વાર્થપ્રેરિત જ ગણી લે એ સાવ સ્વાભાવિક છે બજારુ બુદ્ધિથી જ માનવવ્યવહાર જેઓ કરતા આવ્યા હોય છે એમને એ સિવાય પણ કશુક હોઇ શકે છે એવુ વિચારવામા મુશ્કેલી પડવાની જ

ઘણી વાર તેમ છતા બે માનવીઓ અથવા માનવીઓના બે જૂથો વચ્ચેનો વ્યવહારસંબંધ બહુ સારી રીતે ટકી રહેતો જોવા મળે છે

પ્રેમ અને તેમના હૃદયની વચ્ચે કોઇ લેવા દેવા ન હોઇ શકે એવા માણસો પણ બહુ પ્રેમપૂર્વક પરસ્પરને સાચવતા હોય છે અને પરસ્પર માટે ગાઢ પ્રેમ હોવાનો દેખાવ રચી શકતા હોય છે ત્યારે ચન્દ્રકાંત બક્ષીએ 'આકાર'મા લખેલુ એક વાક્ય યાદ આવી જાય છે કે લોહી કરતા સ્વાર્થના સબધો વધુ મજબૂત હોય છે'

પ્રેમનુ વ્યાકરણ ખરે જ બહુ અટપટુ છે

ગાઢ પ્રેમ કદાચ ગાઢ સ્વાર્થને કારણે પણ સરજાયેલો હોય છે

પણ કશા પણ બાહ્ય યા આન્તરિક પ્રયોજન વગર, કારણ વગર પણ જે પ્રેમ થતો હોય તેને પણ કમભો થયેલ વ્યક્તિ સકારણ, સપ્રયોજન જ માને ત્યારે જે દુર્ઘટના સરજાય તેને કોણ અટકાવી શકે, વારુ ?

ઘણા માણસોમા પ્રેમ કરતા વેર અને દ્વેષની શક્તિ પ્રખર હોય છે આખી જિંદગી પ્રેમ ટકાવી શકે કે કેમ એ તો ખબર નહિ પણ જો વેર બાધે તો આખી જિંદગી નભાવી શકે ખરા જીવન આખુ વેર નભાવી શકનારને 'માણસ' ગણવો કે કેમ એ પ્રશ્ન છે 'હુ યે માણસ છુ' એમ વારવાર કહેતી વ્યકિત વેર આખી જિંદગી ટકાવી રાખે ત્યારે એ અતિમાનવ' જ ગણાય। સામાન્ય માણસ તો નિરજન ભગતની, ક્ષણ હસવુ,

ક્ષણ રડવુ

આ પૃથ્વી વણ કયા જડવુ ?

—ની વેરપ્રેમની—અશ્રુહાસની દ્વૈતલીલામા જિંદગી વીતાવે પણ પ્રેમ યા વેર જે અખડપણે નભાવે તેનામા માનવ—નોરમલ માણસથી કઈક વિશેષ હોવુ જોઈએ સામાન્ય માનવી તો કોઈ એક ભાવમા હમેશાને માટે સ્થિર રહી શકે નહિ 

૯ ફેબ્રુઆરી, ૧૯૮૧

સિવાયની પણ એક બીજી સ્થિતિ છે એવું ચાડિયાનું નિરીક્ષણ સમજાવે છે ઉન્નતિમાં ઊભરાતો નથી અને પતનમાં ઊંડે ઊતરી જતો નથી એવો કોણ? આનો જ જવાબ માણસ પાસે તો ન હોય લખેસરી હતા ત્યારેય દાળ રોટલો નીકળે છે' એમ કહેનારા શેઠજી દેવાળું કાઢ્યા પછી પણ 'દાળ-રોટલાના વાંધા નથી' એવું જે સ્વસ્થતાથી કહેતા હતા તેમને આ ચાડિયો સંભારી આપે છે પણ ચાડિયાની સ્વસ્થતા ચડિયાતી છે ખેતરમાં મોલ લહેરાતો હતો ત્યારેય તે પોતાને લખેસરી માનતો નહોતો અને ઉજ્જડ થઈ ગયું છે ત્યારેય એની આંખોમાં લૂંટાઈ ગયાનો કશો ભાવ નથી. એને શ્રીનપનો કેફ ચડતો નથી અને ઉજ્જડના ઊંડે ઉતારતી નથી એ દાળ-રોટનાના આશ્વાસનથી યે પર છે।

સોનાની જમીનમાથી યે આખો ફેરો જ મેળવે છે અને નીરસ જમીનમાં ઊભેલો આખો પણ ફેરો જ મેળવે છે, તો હું સોના ચાંદીનો વેપાર કરું કે ખાલી બારદાનનો વેપાર કરું - મારે માત્ર દાળ-રોટલા જ મેળવવા જોઈએ એવું બોધિજ્ઞાન પેલા શેઠજીને કોઈક આંબા નીચે એ બેઠા હશે ત્યારે થયું હશે

પણ જે કેવળ આકાશ નીચે ઊભો રહે છે તેને કયું જ્ઞાન થતું હશે એ પ્રશ્નનો જવાબ ખેતરનો ચાડિયો આપે છે મંદિરના શિખરનો વાવટો ફરફર ફરકીને એની આસપાસ માઈલો સુધી વિસ્તરેલી દૂરતાને જાણે પોતાની પાસે સમેટવાનો પ્રયત્ન કરે છે પણ દૂરતા કદી સમેટી શકાતી નથી, નીરવતાને ફરકીને ચંચળ કર્યાનું આશ્વાસન મેળવાય છે પરન્તુ ફરકવાનો થાક છેવટે લટકી પડેલા વાવટામાં જોઈ શકાય છે.

ચાડિયાએ બે દિશામાં પોતાના હાથ લંબાવ્યા તો છે, પણ દિશાને હાથમાં પકડી ખેંચી પોતાની નજીક લાવવાનો પ્રયત્ન એ કદી કરતો નથી હાથ ચારે ચાર દિશામાં લંબાવી શકાય છે એવા જ્ઞાનનો યે એને કશો લોભ કે મોહ નથી લંબાવેલા હાથ દ્વારા દિશાનો સંકેત થાય

છે, દિશા સૂચવાય છે ગવણને વીસ હાથ હતા, તેમા બબ્બે હાથ દસ દિશામા લબાયેલા રહેતા અને સમગ્ર કે સમસ્ત માગ હાથોમા છે એવો એને મદ હતો, એવી કોઇ વિગતમા યે એને રસ નથી હાથ શા માટે લબાવવા જોઈએ એવો પ્રશ્ન ચાડિયાને કરીએ તો એ સામે પૂછે કે માગ લબાયેલા હાથ કશુ જ ઇચ્છતા નથી તો એને ખાલી ગણીને હતાશાથી નીચા જમીન તરફ થવાનુ યે શુ પ્રયોજન છે ?

સાધુઓ કરતા ચાડિયાનુ વ્યક્તિત્વ ઘણુ વિલક્ષણ છે સાધુના સામી દિશામા લબાયેલા હાથ કશુક ઇચ્છે છે અને બદલામા આશીર્વાદ આપવાનો ડોળ કરે છે, પણ ચાડિયાના હાથ પાડોશમુખા છે, પરન્તુ પડખા સાચવવાના મોહથી યે મુક્ત છે આખ સામે જે છે તે પણ છે કે નહીં, તે વિશે પણ ચાડિયાની આખો નિરપેક્ષ છે

એ ખેતરની વચ્ચોવચ ઊભો છે જે સામે છે તે પીઠે છે, જે આ પડખે છે, તે પેલા પડખે છે એવા પરમ જ્ઞાને એની જિજ્ઞાસાને નિરપેક્ષ અને તટસ્થ કરી સમજાય છે હાથ માત્ર હાથના સૂચક છે, આખ માત્ર આખની સૂચક છે, હાથ વિશેના તમામ સદર્ભોથી રહિત હાથ, આખ વિશેના તમામ સદર્ભોથી રહિત આખ એ માત્ર ચાડિયાની સિદ્ધિ છે સિકન્દરના હાથમા સામ્રાજ્ય હતુ પણ કબરમા એના હાથ ખાલી હતા એવુ મેણુ ચાડિયાને કોઈ માગી શકે એમ નથી.

હુ મારા ઘેરે આવતી ટપાલના સરનામાનો સદર્ભ છુ, ઘરના માણસો જે કઈ ઉધાર બિલો લઈ આવે છે, તેમનો હુ સદર્ભ છુ— આવા જાતજાતના પરિગ્રહે માણસ જકડાયેલો છે, તેને બધ આખની સમાધિ પણ લભ્ય નથી, પરન્તુ ચાડિયો તો ખુલ્લી આખે સમાધિસ્થ હોય એવો યે લાગે ! નેત્રપલ્લવી, નેત્રકટાક્ષ, અણસાર ઇશારો, કાજળ-કાળી આખ—કજરારી આખ, બાકે નૈન, નેણકટારી, અમિયલ આખ વિસ્ફારિત આખ—કેટલા પરિગ્રહો—સદર્ભોથી આપણી આખો જકડાયવી

છે ! એથી તો ઘણીવાર માત્ર પરિગ્રહો જ દેખાય કે આંખ દેખાતી જ નથી ! પણ ચાડિયાની આંખ સામે જોતાં એવા સર્વ પરિગ્રહોથી એની આંખો વિમુક્ત દેખાય છે આંખ એટલે કેવળ આંખ ! આંખ એટલે જુએ તે, જોવાનો મોહ, લોભ, પરિગ્રહ હોય તે આંખ પણ ચાડિયાની આંખોને કશો પરિગ્રહ નથી, તમામ વિશેષણોથી રહિત હોય તો તે ચાડિયાની આંખ ઢીંગલીની આંખમાં વિસ્મયનો ભાવ હોય છે, મૂર્તિની આંખો પણ ભક્તોને અને દક્ષિણાની અપેક્ષાએ બેઠેલા પૂજારીને જોતી હોવાનો ભાવ રાખે કે પરન્તુ ચાડિયાની આંખ ભાવ રહિત નહીં, પરન્તુ અભાવરહિત છે ! એટલે તો ખેતરના ઉજાડ સૂનકાર સામે પણ સ્થિર છે રોષ, વિષાદ, રોફ કશો જ ભાવ નથી-અભાવ એને ઉશ્કેરી શકતો નથી, ભાવ એને પ્રેરી શકતો નથી

વાસ્તવવાદીઓ જમીન પર પગ રાખવાનું ગૌરવ કરે છે, જમીનથી અદ્ધર થયેલા પગ એ ભયપ્રદ સ્થિતિ છે એવું માને છે પરંતુ ચાડિયાના પગ પરા વાસ્તવવાદી છે—એ અદ્ધર હોવા છતાં જમીન પર નથી એવું લાગતું જ નથી ! માણસ એને ચમત્કાર માને પણ ચાડિયો માનતાના પ્રપંચમાં ન સપડાવા જેટલો પરા વાસ્તવવાદી છે

અહીં જે કંઈ ભાવરહિત લાગે છે તે અભાવથી નક્કર લાગે છે આ એક માયા જ છે ! ચાડિયો માત્ર અભાવરહિત છે એને ઉજાડ સૂનકાર પ્રત્યે કશો અભાવ નથી એટલે ખેતર લીલું બને છે ત્યારે પણ એની આંખોમાં ઉત્સવનો ભાવ નથી હોતો અભાવરહિતતા એ જ સાચો સ્વભાવ છે ! ચાડિયાનો સ્વભાવ એનો પોતાનો છે કોઈના ખેતરના કપડાં પહેરવામાં જેમ એને સંકોચ નથી, તે કોઈક ભિખારીને એનો આનંદ અને ક્યારેક ગર્વ પણ હોય કે એવો આનંદ ને ગર્વ પણ હોતો નથી કપડાં પહેર્યાં છતાં લાજ ઢાંક્યાનો સંતોષ એ લેતો નથી અને એ કપડાં કોઈ અંગ ઉઘાડું કરે તો યે લાજ જાય છે એવો ક્ષોભ એને નથી

ખેતરના કપડાં પહેરવાથી એક નવીન અને વિશેષ વ્યક્તિત્વ નિર્માણ

પામે છે એમ માત્ર ચાડિયો જ કહી શકે ! સાડી કે મટની સચિત્ર જાહેર ખબરમાં દેખાતા મોડેલો વિશિષ્ટ લાગતા નથી પરંતુ કોઈ એક જ કેશનના બીબામાં ઢળેલા, એકરૂપ અને વિશેષ વ્યક્તિત્વવિહોણા લાગે છે ચાડિયા વિશે આવું કહી શકાય નહી—ચાડિયો વિશેષ વ્યક્તિત્વ છે 'મોડેલ' નથી! તેમ, તે વ્યક્તિવિશેષ પણ નથી એની સ્વિનગ્નતા એને ગીતાપુરુષ સૂચવે છે, એનું તાટસ્થ્ય ધરતીકંપરહિત છે ધરતી માત્ર એના પરની લીલોતરીથી સજીવ લાગે એવું નથી, ધરતીકંપથી ય સજીવ લાગે ! પણ પક્ષીઓ એનાથી ભય પામે છે એથી ચાડિયો સજીવ હોવા વિશે શંકા રહેતી નથી પક્ષીઓ શબથી ભય પામતા નથી. મરેલા ઢોરને ચાંચ મારતો કાગડો કે મરેલા ઢોરની નજીકમાં જ દાણા પડ્યા હોય તો તે ચણતા ચકલા એમની મૃત્યુ નિર્ભયતા સૂચવે છે

મને તો ચાડિયો, માત્ર ચાડિયો લાગે છે પણ કેટલાક માણસોને એ માણસ જેવો લાગે છે ! પક્ષીઓનું અજ્ઞાન કેટલાક માણસોમાં યે હોવાનું જ એ પરથી ફલિત થાય છે આમ છતાં કહેવું જોઈએ કે લીલા ખેતરમાંથી ચાડિયાને જોઈને—આ માણસ છે એવું સમજીને પક્ષી ઊડી જાય છે, પણ ખેતરમાં ચોરી કરવા આવેલા માણસોને ચાડિયો માણસ જેવો લાગતો હોવા છતાં—કદાચ એ માણસ જેવો લાગે છે માટે જ, ભય પામીને ભાગી જતા નથી !

અણુયુગમાં માણસના ભાવિની ઘણી ચિંતા થાય છે, પણ ચાડિયાની કશી ચિંતા થતી નથી, કારણ કે અણુની અસરથી ખેતરો લીલા નહી થાય તો યે એ સૂના ઉજ્જડ સનકારભર્યા ખેતરોમાં આજે ઊભા છે એમ જ ઊભા હશે વર્ષો પછી અણુની અસર લુપ્ત થતા, ધરતી ફરી ફળદ્રુપ થતા લીલા બનેલા ખેતરોમાં યે એમ જ ઊભા હશે ધરતી નવપલ્લવિત થયાનો ઉત્સવ ઉજવવા જેટલા ઘેલા યે નહી થયા હોય 

# નિર્લજ્જ અપહરણની નિર્લજ્જ વકીલાત

— ડૉ. હસમુખ દોશી

મારી પુસ્તિકા 'રમણલાલ દેસાઈ : એક ઉઠાઉ અને નિર્લજ્જ અપહરણ' સંબંધે 'ગ્રંથ' માસિકના ૮૫મા અંકમાં તેના તંત્રી શ્રી યશવંત દોશીની નોંધ વાંચીને મને બહુ આશ્ચર્ય ન થયું. મને લાગે છે કે એક એવી વ્યક્તિને મેં મારી પુસ્તિકા મોકલી હતી, જેની નિષ્ઠા માટે મને જરા પણ માન નહોતું. મારા વિવેચનગ્રંથ 'પરિપ્રેક્ષા'માં શ્રી યશવંતના વ્યક્તિત્વ સંબંધે મેં જે કાંઈ લખ્યું છે એ પછી એવી વ્યક્તિને મારી પુસ્તિકા મોકલવામાં ભયાનક ભૂલ જ કરી ગણાય.[1] પરન્તુ મને એમ હતું કે સમયના વહેવા સાથે આ યશવંત થોડાક તો જરૂર સુધર્યા હશે, તેને બદલે તેમની 'ટાંચણપોથી'માંથી તો એ જ જૂનાં વેંગણ નીકળ્યાં!

ઉક્ત નોંધમાં શ્રી યશવંતે પરિચય ટ્રસ્ટના અને 'ગ્રંથ' પરિવારના પોતાના જ કહી શકાય એવા સભ્ય અને હવે સાહિત્યની દુનિયામાં અઠંગ ઉઠાઉગીર તરીકે પ્રસિદ્ધિ પામેલા શ્રી દીપક મહેતાની ઉઠાંતરીને ઢાંકવાનો આબાદ પ્રયાસ કર્યો છે. તેમણે ઘણી ચતુરાઈપૂર્વક શ્રી દીપકની ઉઠાંતરીનો પ્રશ્ન બાજુએ રાખી મારી 'અંગત નોંધ', મારો ગુસ્સો, મારા પ્રહારો અને મારી ભાષાને જ આગળ કર્યાં છે. રમણલાલના સર્જનો સંબંધીનાં મારાં સ્વતંત્ર મૂલ્યાંકનોનું શ્રી દીપકે કરેલું અક્ષરશઃ અનુકરણ પણ ખૂબીપૂર્વક છોડી દીધું છે, અને જેમાં શ્રી દીપકના બચાવની થોડી ઘણી પણ કડીઓ મળી શકે એવાં સ્વ. રમણલાલના જીવન અને ઘડતર સંબંધેનાં વખાણને આગળ કર્યું છે. મારાં વિધાનોનું પોતાને ફાવતી રીતે અર્થઘટન કરી (તેવો અધિકાર તેમને સૌને ચોક્કસ હોઈ શકે) અને ઘણી યુક્તિપૂર્વક મારાં વિધાનોને કેન્દ્રસ્થાને રાખી, તેમાં આ સામ્યતાના મુદ્દા અને ચાલાક પક્ષકાર જેવા શ્રી દીપકના જ

[1] પરિપ્રેક્ષા, પૃ. ૨૭૪

અવતરણનો હોશિયારીપૂર્વક ઉપયોગ કર્યો છે જોવા જેવું તો એ છે કે મારા જેવા "છાપેલ કાટલાના કાટે"નો પરિમલ પીને શ્રી દીપકે રમણલાલ દેસાઇ સબંધે પોતાની પુસ્તિકા પ્રગટ કરી હોવા છતા શ્રી યશવંતે શ્રી દીપકના અયોગ્ય વિધાનને 'યોગ્ય' કહીને બિરદાવ્યુ છે, અને શ્રી દીપકે પોતાની પુસ્તિકા લખવામા મારા મૂલ્યાંકનો જ નહિ, પણ વાક્યખંડોની ય અક્ષરશઃ કરેલી નકલનો પ્રશ્ન જિજ્ઞાસુઓ ઉપર છોડી દઇ પોતે નિર્લેપ બની જઈ તટસ્થ હોવાનો નિષ્ફળ દંભ કર્યો છે.

**મારી ભાષામાં શ્રી યશવંતને શોભા ન દેખાય** ત્યારે શ્રી દીપકે પ્રગટ કરેલ પોતાના નિર્માલ્ય અને પાગળા બચાવનામાની ભાષા સબંધે શ્રી યશવંતને ભલે કાંઇ કહેવાનુ ન હોય, પણ મારે તો તેમા રહેલી ગંદકી બતાવવી જ જોઈએ: જેમકે શ્રી દીપક મારા વિષે લખે છે એમને દુખે છે પેટમા અને તેઓ કૂટે છે માથુ /ડૉ. દોશીના બાલિશ અહંને નિરાવરણ સ્વરૂપે છતો કરી દે તેવુ છે /ડૉ. દોશી ભણી જાણતા હશે પણ ગણી જાણતા નથી /ઈત્યાદિ

આ ભાષા તો ખરેખર ગુજરાતી ગદ્યને પણ એક ડગલુ આગળ લઈ જાય તેવી શોભાસ્પદ શ્રી યશવંતને લાગી હશે !

અન્તમા શ્રી યશવંતે પોતાનુ કાનૂન સબંધેનુ જ્ઞાન પણ શ્રી જી ડી ખોસલાનો હવાલો આપીને પ્રદર્શિત કર્યું છે તે પ્રમાણે કોઈપણ લખાણને પુનર્મુદ્રિત કરવામા આવ્યુ હોય તો જ કોપી-રાઇટનો ભંગ ગણાય બરાબર છે ! શ્રી દીપકે થોડાક શાબ્દિક ફેરફારો સાથે મારા સંખ્યાબંધ વાક્યખંડોનુ આમાનીથી પુનર્મુદ્રણ જ કર્યું છે !

આમ શ્રી દીપકની ઉઘાડી ઉઠાંતરીને વિવાદનુ સ્વરૂપ આપી શ્રી યશવંત તેમના મિત્રને ઉગારવા મથ્યા છે પરંતુ સત્ય એટલુ બળવાન હોય છે કે તેઓ ઉગરી શકે તેમ નથી. આ સબંધે કેટલાક વિદ્વાનોના મને પત્રો મળ્યા છે. તેનો ઉપયોગ યથાસ્થાને થશે. અહીં તો ફક્ત એક જ બિના રજૂ કરુ છુ.

શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટને હુ કદાપિ મળ્યો નથી તેમની અસ્વસ્થ તબિયતને ધ્યાનમા લઈ મે તેમને મારી પુસ્તિકા મોકલેલી નહિ દરમિયાન લાગે છે કે પોતાની ચોરી પકડાયાથી રઘવાયા બની ગયેલા શ્રી દીપકે પોતાના બચાવનામાની એક નકલ શ્રી અનિરુદ્ધને મોકલી હશે ( સંભવિત છે કે અન્ય માર્ગે પણ તે નકલ શ્રી અનિરુદ્ધને મળી હોય ) એટલે સત્યવસ્તુથી માહિતગાર થવા માટે શ્રી અનિરુદ્ધે એ પછી એક મિત્ર દ્વારા મારી પુસ્તિકાની નકલ મંગાવી અને મે તેમને એ મોકલી આપી. એ વાચીને શ્રી અનિરુદ્ધ મને લખ્યુ

'પત્રિકામા આપે જે અવતરણો આપ્યા છે તે જોતા બધુ **સ્વયં સ્પષ્ટ છે. વાક્યોના વાક્યો એકસરખા ચાલ્યા આવે તે અકસ્માત ન હોય."**

આ એક એવા વિદ્વાનના શબ્દો છે, જે અત્યારે દુનિયાદારી પરત્વે લગભગ નિર્લેપ કે સ્થિતપ્રજ્ઞ જેવા ગણાય તેના શબ્દોમા સત્યશોધનનો ભવ્ય રણકાર છે

રાજકોટ ૨૭-૩-૮૨ 

## પ્રીત

વાત સાચી ય નીકળી તો હશે,
માંગણી પાંપણો ઢળી તો હશે,
મૌન પાળ્યું હશે છતાં 'ઘાયલ',
પ્રીત આંખોમાં સળવળી તો હશે,

## ગઝલ

ગયા દૂરથી મુખ પ્રથમ તો વિલોકી,
પછી આંખ ઢાળી અને વાટ રોકી

ભલે મિત્ર કહેતા ફરે છાતી ઠોકી,
શક્યું છે ભલા કોણ 'ગલતા'-ને રોકી

લીધા જોતજોતામાં આંખોએ ઝડપી,
હતું કે વટાવી જઈશું અમે ચોકી

હતી ખૂબ આળી અમારી ત્વચા પણ,
ફરી નાખી નીંભર જગે ટોકી ટોકી

વિરોધી અપંગોનું છે કેન્દ્ર આ તો,
કદી હોય ગોસ્થળ, કદી હોય લોકી

ખરેખર હશે હેડકી આ અમલની,
નથી જાતી રોકી, નથી જાતી ઓકી

ગયું તળિયે સરોવર છતાં પાળે 'ઘાયલ'
પડ્યું છે હૃણું એક લમણાથી રોકી

અમૃત 'ઘાયલ'

△

# કંકાવટી

મે ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

## વર્ષ ૨૩ : અંક ૨૬૫ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮, આજીવન સભાસદ રૂા ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન અમરજ્યોતિ મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

# સમય સાથે

આપણી વિદ્યાપીઠોમાં, સંસ્થાઓમાં થતી નિમણૂકોમાં ઘણી વખત અંગત રાગદ્વેષ ભાગ ભજવી જાય છે, પોતાનાથી વિરોધી મંતવ્યો ધરાવનારાઓને નિમણૂકો ન આપવી, બઢતી ન આપવી અને એવી ઘણી બધી રીતે વેરતૃપ્તિ કરવામાં આવે છે. વેર લેવાનાં ઘણાં સૂક્ષ્મ સાધનો, રીતો માનવીએ શોધ્યાં છે અને ધરતી પર હશે ત્યાં સુધી એ શોધતો પણ રહેશે. અત્યાર સુધી એમ માનતા હતા, કે આવી પરિસ્થિતિ પછાત દેશો પૂરતી મર્યાદિત હતી પણ હમણાં 'વર્ડ' િ-૨૭૨૯ ના વસંત અંકમાં ૭૭ મી રનો એક આર લેવિસ પરનો લેખ વાંચીને ખૂબ આઘાત અનુભવ્યો.

લેવિસે જીવન વિશેની કેળવેલી ચોક્કસ વિચારસરણીને સાહિત્યવિવેચન સાથે સાંકળી સાહિત્ય પ્રત્યેનો તેમનો અભિગમ મર્યાદ અને નીતિવાદી હતો. આને લીધે તેમને અને તેમની પત્નીને ઘણું વેઠવું પડ્યું. શ્રીમતી લેવિસ ઉત્તમ શિક્ષક અને તેજસ્વી વિવેચક હોવા છતાં કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં કાયમી નિમણૂક મળી ન હતી. લેવિસ તો આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા હોવા છતાં ત્યાંની યુનિવર્સિટીની પસંદગી સમિતિમાં ન હતા. તેમના એક પણ વિદ્યાર્થીની નિમણૂક કેમ્બ્રિજ ઇંગ્લીશ ફેકલ્ટીમાં કરવામાં આવી નહતી. જો તેમના વિદ્યાર્થીઓ અને પ્રશંસકો જાહેરમાં લેવિસની પ્રશંસા કરતા એ બધાની કારકિર્દી જોખમમાં મુકાઈ જતી. ટાઈમ્સ લિટરરી સપ્લીમેન્ટમાં એક અવલોકનકારે કહ્યું હતું જો લેવિસ દંપતીએ વિવેચનની સંપૂર્ણ જવાબદારી અદા કરવાને બદલે તેમને જે પ્રકારનું સાહિત્ય ગમતું હતું, તેની પ્રશંસા કરીને બેસી રહ્યાં હોત તો આમાંનું કશું ન બન્યું હોત. 'પણ લેવિસ જેવા અને કોઈ પણ પ્રામાણિક વિવેચક આવું કરે ખરા !

—'કુ'

## પ્રશસ્તિઓનો પ્રશ્ન

સહજાનંદ સ્વામીની જયંતી ઉજવાઈ ગઈ 'કુમાર'ના જીવન-ચરિત્રલેખક જેમને લબ્ધપ્રતિષ્ઠ, સુકીર્તિત અને મુર્ધન્ય જ કહે એવા સાહિત્યકારોએ એમા યશપ્રાપ્ત ભાગ લીધો. એ અગાઉ પણ, આ ઉત્સવ પહેલા પણ એ નિમિત્તે સાહિત્યકારો સંપ્રદાયનિશ્રામા મળેલા અને 'ઈશુના સુવિચારો'ની લીલી ચોપડી અમને ગુજરીમા લાગ્યા ઝબ્બાધારી એક દેશી ફાધરે ભેટ આપેલી એના સ્મરણે કહીએ તો 'સુવિચાર' પ્રગટ કરેલા.

આ ઉત્સવ પ્રસંગે પુસ્તકો પણ પ્રગટ થયાં. એક સારસ્વતે સંતવાણીનો અંગ્રેજીમા અનુવાદ પણ કરી આપ્યો. સત્સંગીઓ હવે આગલ દેશોમા યે રહે છે અને તેમની નજીકની ભાષા અંગ્રેજી છે, તેમને માટે એ એક 'ઠીક સગવડ' હશે

ગુજરાતી સાહિત્યકારોએ આ ઉત્સવમા ભાગ લીધો, બોલ્યા પણ ખરા, ત્યારે કોઈક સદ્દગત કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળાનો ઉલ્લેખ કર્યો કે કેમ ? એ જિજ્ઞાસા પૂર્ણ કરે એવુ કશુ જાણવા મળ્યુ નહી, એ જ આ નોંધનુ ઉપાદાન કારણ છે

'કુમારે' જીવનચરિત્રોની એક પેટર્ન, એક રૂઢિ લગભગ પાડી છે લેખક જુદા હોય છતા આ પ્રથિતયશ પત્રમા ચરિત્રનાયક માટે સમાન વિશેષણો પ્રયોજાયેલા જોઈને આ લખનારને તો ઘણુ વિચિત્ર લાગે વાલચંદ હિરાચંદ અને સર પુરુષોત્તમદાસ વચ્ચે અમુક સામ્ય હોઈ શકે, પણ કોઈ બીજા ક્ષેત્રની વિભૂતિ માટે વિશેષણો યોજવા જ હોય તો ભારે શોધ' કરવી પડે

સદ્દગત કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા આમ તો ગાંધીવિચારના ચિંતક અને મીમાંસક હતા જ આમ છતા એ પેઢીમા જે અદ્દભુત નિષ્ઠા હતી, ધ્યેયનુ શાબ્દિક રટણ નહીં પણ તમામ કાર્યોમા સૂત્રરૂપે

પરોવાયેલી અતૂટ ભાવના હતી તેની પ્રેરણાએ એ ચિંતકે કેટલાક બુદ્ધ ઉદ્ધારકનાં જીવનચરિત્રો લખ્યાં અને ભૂલ ન થતી હોય તો 'પ્રસ્થાન' દ્વારા પ્રગટ થયાં હતાં. 'ઈશુ ખ્રિસ્ત' જીવનચરિત્ર તો આ નાનકડી ચોપડી કેટલી સુરેખ તાટસ્થ્યસભર છતાં કેવો સાર્વભૌમ પરિચય કરાવનારી છે! એનો આમુખ તો પંડિત સાક્ષરોનો આડંબર બાદ કરીએ તો લોક સામે મુખર થયેલા સ્વસ્થ પંડિતે લખેલો જણાશે. કિશોરલાલભાઈએ એવું જ સ્વામી સહજાનંદ ચરિત્ર લખ્યું હતું. એનું આયોજન પણ એ સંપ્રદાય, એનો આધ્યાત્મિક અભિગમ અને એના પ્રણેતાનો સુઘડ, સ્વસ્થ, પ્રમાણિક અને ઉત્ક્રિયા અહોભાવથી પર એવો સાર્વભૌમ પરિચય આપે એવું થયેલું છે. એમાં આવેલા કોઈ કોઈ પ્રસંગ કદાચ પ્રાથમિક ધોરણની પાઠમાળામાં મૂકી શકાય એવા. પણ જો કિશોરલાલભાઈને સ્વામીનારાયણ ધર્મ વારસામાં મળેલો એટલી એક વિગતને બાદ કરો તો પણ એ સાચા અર્થમાં 'સત્સંગી' હતા. 'જીવનશોધન' હોય કે 'સમૂળી ક્રાન્તિ' હોય, સત્યશોધન અને સત્સંગ એમનો જીવનયોગ હતો.

ગુજરાતીમાં લખાયેલાં સરસ જીવનચરિત્રોનો ઇતિહાસ કોઈ અધ્યાપક, 'શિક્ષણમાં એની ઉપયોગિતા' જણાશે તો લખશે જ. પણ એની આંખે બીબાઢાળ અને ખમીર ચઢાવેલાં 'કુમાર'માંનાં જીવન-ચરિત્રો ચઢશે, પણ કિશોરલાલ મશરૂવાળાનું નામ યાદ નહીં આવે. તો કામ જોવાની તો સૂઝ જ કેમ પડે? આ વિચાર જે પ્રચિનવશ પ્રકીર્તિત સારસ્વતો સાંપ્રદાયિક મેળામાં બોલવા ધસી ગયા અને એમને કિશોરલાલભાઈ કે એમનું કામ યાદ ન આવ્યું કે આ ઉત્સવ પ્રસંગે સહજાનંદ સ્વામીના હવે અપ્રાપ્ય જીવનચરિત્રની બીજી આવૃત્તિ પ્રગટ કરવાનું સૂચન કરવાનું યે સૂઝ્યું નહીં!

'ગાંધીજી સાહિત્યકાર ખરા?' એવું પૂછનારા સાક્ષરોના પ્રદેશમાં કિશોરલાલભાઈની ગણતરી સાહિત્યકાર તરીકે થાય. પણ એ ચિંતક

અનાયાસ સહજ પ્રેરણા અને કરવા જેવા કામ લેખે 'વિદાય વેળાએ' માનવી ખડિયેરો' (કાકાસાહેબ સાથે) કરેલા અનુવાદોનો કોઈકે નિષ્ઠાપૂર્વક અભ્યાસ કર્યો છે ખરો ? એમણે પ્રયોજેલી ભાષાનો અભ્યાસ કર્યો છે ખરો? 'ધૂમકેતુ'એ જિબ્રાનના માખણમા પોતાની છાસ રેડી છે તેની સાથે કિશોરલાલભાઇના અનુવાદનો સમતોલ અભ્યાસ કર્યો છે ? પ્રોફેસરિયા વિવેચનમા તો એવુ દેખાતુ નથી પરભાષ માથી હિન્દીમા થોડીક વાતો ઊતરે છે, એ હિન્દી પરથી ગુજરાતી થાય છે અને અકાદમી તે પ્રગટ કરે છે અને તેના સરસ અવલોકન પણ લખાય છે પણ કિશોરલાલ મશ વાળાએ ચિંતન સિવાયના ક્ષેત્રમા એમણે તો સાહિત્ય લેખે નહીં, પણ જીવન પ્રીત્યર્થે કરેલુ બીજુ કામ તપાસવાની અને એને ન્યાય આપવાની ઇચ્છા થાય છે ખરી ? ગાધીયુગના સાહિત્યકારોને તો આ પ્રશ્ન અવશ્ય પૂછી શકાય —અ.

## ભૂલ સુધાર

ગત માર્ચના અકમા પ્રગટ થયેલ ગેઆરે પાવીસ જીવન અને કવન' લેખમા પૃ. ૩૭ પર પ્રગટ થયેલી 'સવારો પમાર થાય છે' કવિતામા સાતમી પક્તિ (નહીં વેદના ન આવેશ, ન પડઘો) તથા અગિયારમી અને બારમી પક્તિ
'તારામા આકાશ તળે આપણે
જાગ્યા ને શ્વસ્યા, જે હજી ય આપણો અદર છે'
એમ સુધારીને વાચવી.

**અનામત સમસ્યા અને ઉકેલ** નાનુભાઈ નાયક, મુ દોઢ રૂપિયો, પ્ર સાહિત્ય સગમ ગોપીપરા, સૂરત-૧.

# સાહિત્યસ્વરૂપો પર કાવ્યતત્ત્વનું આક્રમણ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

દર્પણ એકેડેમી અમદાવાદથી ૧૯૫૯ થી ૧૯૭૯ સુધી છેલ્લા વીસ વર્ષના ભજવાયેલા નાટકો અંગે એક મુખપત્ર પ્રકાશિત થયું છે તેમા કેટલાક નાટ્યકારોએ પોતાના નાટકો અંગે કેફિયત રજૂ કરી છે, શ્રી આદિલ મન્સૂરી પોતાના નાટક 'જે નથી તે' અંગે લખે છે "પ્રારંભમા માત્ર કવિતા / ત્યાર પછી થોડાક દૃશ્યો / શબ્દો, સ્થળ, કાળ, વિસ્તાર / અને કલ્પનામા પ્રવાસ" વળી શ્રીકાન્ત શાહ જણાવે છે "હુ અનેરો લેખક છુ હુ વાસ્તવને અવાસ્તવ દ્વારા ભારમુક્ત કરવા ચાહુ છુ,' આ જ રીતે લાભશંકર 'મરી જવાની મજા' ના ઉપરણે કબૂલ્યુ છે કે ખૂણે ખાંચરે અહીં તહીં બધે કશુંક ચમકી ગયુ છે હુ મારી આંખોથી અને કાનથી એને ઊંચકવા માગુ છુ, તો શ્રી મહેશ દવેએ, 'મને દૃશ્યો દેખાય છે' નાટ્યસંગ્રહમા 'દૃશ્ય કાવ્યનાની ઉચ્ચાવચતા સિદ્ધ' કરવાની નેમ રાખી છે આધુનિક ગુજરાતી નાટ્યકારોની આ કેફિયતો પરથી જોઈ શકાશે

કે ગુજરાતી નાટક અને કવિતા ખૂબ લગોલગ આવી પહોંચ્યાં છે, અને એવું જ નવલકથા અને ટૂંકી વાર્તાની બાબતમાં પણ બનવા પામ્યું છે કવિતાના આધુનિક સ્વરૂપે સાહિત્યના અન્ય સ્વરૂપોના નિર્માણમાં એક નમૂનો (model) પૂરો પાડ્યો છે

આમ તો ગુજરાતી કવિતા મધ્યકાળથી સાહસના લેખનો કરતી આવેલી પહેલાં ધર્મના સાહસ, પછી સુધારા અને સંસ્કૃતિના સાહસ, પછી ગાંધીભાવના અને પ્રગતિવાદના સાહસ – આ બધા સાહસના લેખનો જેવી કવિતાને પોતાને કોઇ ભાગે જ સાહસ કરવાનું હતું, એને તો અન્ય સાહસોના લગભગ નિષ્ક્રિય વાહક બનીને રહેવાનું હતું શરૂમાં, પ્રહ્લાદ પારેખ, રાજેન્દ્ર નિરંજન આદિ કવિઓએ કવિતાને વાહક બનતી અટકાવવાનો પુરુષાર્થ આરંભ્યો અને અંતે ૧૯૬૦ થી ગુજરાતી કવિતાએ સાહસના લેખનો છોડી પહેલી વાર લેખનોના સાહસનો પથ ઝાલ્યો બાહ્ય વળગણો (external attachments) છોડી કવિતા સંપૂર્ણ સ્વાયત્તતા તરફ, આત્મનિર્ભરતા તરફ સ્વનિર્દેશતા તરફ વળી, ટૂંકમાં શુદ્ધતા તરફ વળી. આધુનિક કવિતાના આ પુરસ્કર્તા કવિઓમાંના ઘણા જ્યારે ટૂંકી વાર્તા નવલકથા અને નાટ્યલેખન તરફ વળ્યા ત્યારે અન્ય સ્વરૂપોને પણ ખોટું યા ખરું, આક્રમક રીતે કાવ્યપરિમાણ મળે એ સ્વાભાવિક હતું.

ટૂંકી વાર્તા અને નવલકથા ક્ષેત્રે જે સૌથી મહત્ત્વની ઘટના ઘટી તે એ કે 'કથા' કેન્દ્રમાંથી ખસી ગઇ અને શુદ્ધ કવિતાની જેમ, કૃતિનું સાર્વભૌમિક કાર્ય (Global funchoning) પ્રધાનવર્તી ગન્યું કૃતિને સંયોજિત રાખતું કોઇ કેન્દ્રસ્થ પાત્ર ન રહ્યું, તર્કબદ્ધ આનુક્રમિક ક્રિયાઓ ન રહી, કૃતિનો રૈખિક અને કાલાનુવર્તી વિકાસ ન રહ્યો, કેવળ નૈતિક કે અનુકરણાત્મક વાસ્તવનું પ્રતિનિધાન ન રહ્યું વર્ષો પહેલાં, ફ્રેન્ચ વાર્તાકાર ફ્લોબેર પહેલો હતો, જેને સંપૂર્ણપણે

અને ગભીરપણે નવલકથાના નિમ્ન ગણાતા સ્વરૂપનો, એના પોતીકા સુરુત નિયમો સહિતની કલા તરીકે સ્વીકાર કરેલો, અને નવલકથાને શુદ્ધિકૃત (Purified) ભાષા તરફ ખેચી પહેલી વાર સ્વરૂપગત પ્રશ્નો જોડે જોડી હતી, એની શુદ્ધ કલાના સ્વરૂપની નિસબત ગુજરાતી કવિ મર્જ કે એ વાર્તાસ્વરૂપને સ્પર્શીને છેલ્લા બે દાયકામા ઊભી કરી છે આની પહેલા નવલકથા કે ટૂકી વાર્તાને ક્ષેત્રે સૌન્દર્યનિષ્ઠ ઉપપત્તિ (aesthetic ationale)નો પ્રશ્ન ઊભો જ થયો નહોતો પ્રવિધિગત વતર પ્રક્રિયાઓ જન્મેલી તો પ્રાસગિક રીતે કે અકસ્માતે આધુનિક કવિવાર્તામર્જકોએ આ જ કારણે અત્યાર સુધી ચાલી અવેલી તર્કનિષ્ઠ યથાર્થતાની સામે આતરવિશ્વમા પડેલી સ્વપ્નપ્રચૂર અને પ્રતીકકલ્પન પ્રચૂર-સાહચર્યમૂલક મૂર્ત પ્રસ્તુતિની સમાન્તર રહી ભાષાનુ સમસ્ય રાસ્ત્ર (Problème this of langnage) નીપજાવ્યુ રાધેશ્યામ શર્મા એના સ્વપ્નતીર્થમા આલેખે છે

એક વિશાળ કાળ દન અજાણ્યા ઝાડમાથી ઝૂકી લબડી પડી ર મારી માએ તે દિવસે શણગાર સજી પહેરી હતી એ રાતી લોહી જેવી સાડીના રગનુ કપડુ ડાળીને વીટેલુ હતુ અને કપડાના છેડે બાધેલી લાબી લાબી સીધી તીક્ષ્ણ ખડગ લટકતી હતી ભવાની માતાએ શિવાજી મહારાજને આને મળતી વાકી તલવાર ભેટ આપી હશે ખડગની અણીમાથી ચીકણુ રાતુ પ્રવાહી ટપક ટપકે વધી રહ્યુ હતુ જગાધારીની જેમ તલવારમાથી લોહી ઝમતુ હતુ અને નીચેના પાદડા પર ટપ ટપ ભેકારભર્યો અવાજ કરતુ બેઠેલા માણસની ઊચાઈવાળા ઊચા ચિત્રલિગ પર પાણ વાયુના ઝોસે કવચિત પડતુ હતુ '

એક બાજુ કથાનો અત આવ્યો, પરન્તુ શબ્દોના દુસ્તરપ્રદેશો ઊઘડવા માડયા અને કૃતિ રચાવી ચાલુ રહી 'કૃતિના વિવિધ ઘટકોની સરચના તૈયાર થાય, કૃતિએ કૃતિએ વૈયક્તિક ઘાટ ઊતરે એ ખાસ જોવાય, એ સરચના પાછળ આર્થિક કે વિસવાદી ભૂમિકાઓ તમજ દૃષ્ટિકોણોનુ

બહુલીકરણ વીઝાતુ રખાય અને એમ શુદ્ધ સર્જનની નક્કર વાર્તા-સ્વરૂપોને લઈ જવાય. એના જ્વલંત ઉદાહરણો પ્રબોધ પરીખ અને કિશોર જાદવ જેવાની વાર્તાઓમા જડશે

'પેના બે ઓળાઓ, બરફના તોફાનમા સપડાયા હશે ! ને 'ગ્રેચર' સરકે એમ આકાશમા ઘૂમસે વળીને દોડયે જતા ઘોડેસવારોના ભાલાના ફળા ચમકયા કરે શાપની અવધિ પૂરી થતા, પાષાણ સજીવન થાય એની ઊલટી દશા ભોગવતુ, એક આખવાળુ ગાત્ર એના બીજા સવળા અવયવોથી, આસપાસની બર્ફીલી સૃષ્ટિથી, બધા સંદર્ભો ખોઇ બેસે એ ગાત્રને ચારેકોરથી જાણે વીંધી નાખતા, ઘણાખરાની નજર એના પર મંડાઈ રહે પાણી સાથે ગેલ કરતા પક્ષીની પાંખોની જેમ અવયવો ફફડતા રહે" (સૂર્યારોહણ' કિશોર જાદવ)

"નાયલોનના બ્રશથી સવાર સાફ થતી રહે છે આ વિમાન છે, ગતના કરડી જાય છે તે ચાચડ છે, સફાઇદાર રહેણીકરણી છે પછી શુ રહે ગોળ આ ગોળાની બહાર ! સંતરાની છાલ ! નહિ પણ પછી આગ હશે ગોળો. બળી જાય છે બધા ખેલ ખતમ થાય છે પછી આગળીઓના નામોનિશાન મટી જાય છે અવાજ થાય છે માણસ થાય છે માણસો ઓળખીતા બળના કાગળનો અવાજ છે"

(પ સિવાય પ્રબોધ પરીખ)

જોઈ શકાશે કે પ્રાથમિક અર્થમુલક અને નર્યા વાસ્તવમુલક ગદ્યનુ કોઈ ચકચકિત્ત પ્રકાશકેન્દ્ર અહી નથી, પરન્તુ વિસ્તરેલી ગૂચક અને સંદિગ્ધ આભા છે, જે વિવેચનના વિશ્લેષણ માટે લગભગ અવિભેદ્ય રહેવા માગે છે આધુનિક વાર્તાસર્જક ગદ્યમા અર્થનો જ ઉપયોગ કરીને રહી જતો નથી, પરંતુ કવિસર્જકની જેમ, શબ્દની બીજી અનેક સંપત્તિઓને પણ ખપે લગાડવા મથે છે મધુરાયની 'હાર્મોનિકા'ઓ એની જ કોઈ ગદ્યવિશેષની અપેક્ષામાથી જન્મેલી સર્જનલીલાઓ છે

‘પીળા અધકારમા ધગની ભપોર ભપોર ડોલે છે દૂરના મકાનોમા વામણના અવાજે ખણ ખણ ડોલે છે મેજ ચોપડીને મશીનો ધડધડ ડોલે છે પૃથ્વીની પૂરા ડગમગ ડોલે છે ભૂખરા કબૂતરાની પાખ સડસડાટ ફડફડ ડોલે છે એક માણસ હાથમા જાબુડી કાગળ લઈને-ચડવાઇ થરથર ડોલે છે ખાખી ગતકાની ચાય સરમર ડોલે છે જાળીના છિદ્રોમાથી નગ્ન પ્રકાશની રેખાઓ હોડીના ડોલતા હલેસાથી કપાતા પાણીના પ્રતિબિબોની જેમ પળપળ ડોલે છે વરસાદ મિનારાની ટોચ ઉપર ઘરપાટ બનીને ડોલે છે” આ અને આવા નમૂનાઓમા વાર્તાસ્વરૂપ કવિતાના મિજાજની એકદમ નજીક આવી પહોચેલુ અનુભવાય છે કવિતાના આવા આક્રમણને કારણે નિષ્પ્રાણ અને નિષ્ક્રિય કેવળ અર્થગ્રહણમૂલક બની ગયેલી ગદ્યની બરડ સપાટીને એક નવા પ્રકારની સદ્યોદ્યત સવેદનશીલતા જરૂર મળેલી છે, પરન્તુ બહુધા વાસ્તવાશ્રિત અને કથાશ્રિત સ્વરૂપોની વૈયક્તિકતા, શુદ્ધ કવિતાની દિશામા આગળ વધી કેટલે અશે ટકી શકશે એ એક સવાલ છે આતરરાષ્ટ્રીય તખ્તે છેલ્લી દોઢ સદીનુ આશ્ચર્ય એ છે કે કવિતા સગીત યા ચિત્રકલા બનવા મથે છે, સગીત, ચિત્રકલા શિલ્પ કવિતા બનવા ઉત્સુક છે અને અન્ય શબ્દનિષ્ઠ સાહિત્યસ્વરૂપો કવિતા બનવા મથે છે કલાસ્વરૂપની વૈયક્તિકતા અને એ વૈયક્તિકતા બહારના કોઈ લક્ષ્ય પરની, વૈયક્તિકતાલોપ સુધીના જોખમ સાથેની કલાસ્વરૂપની દોડ, એ બે વચ્ચેના તણાવ પર ક્યાક કલાસ્વરૂપનુ સ્વાસ્થ્ય હશે શુ ?

(આકાશવાણીના સૌજન્યથી)

## તરુરાગ–પાલ્લીનો પીપળો / જયન્ત પાઠક

પાલ્લી ગામને ઝાંપે એક પીપળો ઊભો છે ફરતે ચોતરો છે, પાસે જ એક કૂવો છે, ગામ આખું આ કૂવાનું પાણી ભરે છે ચોતરે બેઠા બેઠા નવરા જુવાનો જુવાન પનિહારીઓની આવજા, એમના ચટ્ચકતા બેડા ને મલકતા મૂઢા નિહાળે છે તો મોટેરાઓ બેઠા બેઠા હુક્કો ગગડાવે છે કે પછી ઢોર–ઢાખરને નાથવા બાંધવાના દોરડા વણે છે આવું દૃશ્ય આપણા કોઈ પણ ગામ માટે વિરલ ગણાય એવું નથી જ, પણ એની સાથે સંકળાયેલી એક માણસની જીવન કહાણીને લીધે આ દૃશ્ય અને ખાસ તો એ પીપળાનું ઝાડ જાણીતું ને સ્મરણમા રહી જાય એવું બન્યું છે. ઘટના ક્યારે ઘટી હશે તે તો કોણ જાણે, પણ દાદાએ એમની યાદપોથીના પાના ફેરવતા અનેક વાર કહી છે, અને પ્રત્યક્ષ કરી આપી છે, ને એટલે પીપળા સાથે રામપ્રકાશ અને ભકતાણીની મૂર્તિઓ પણ સ્મૃતિમા અકબંધ સચવાઈ રહી છે

રામપ્રકાશ ઉત્તર ભારતના કોઈ બ્રાહ્મણ, પારકી ગામમાં આવીને વસ્યા છે, ક્યારે ને કેમ તે તો કોઈ જાણતું નથી. ગામને ઝાંપે નળિયેરા ઘરમાં એ રહે છે એમની ભાભી સાથે. ભાભીને ગામલોકો 'ભક્તાણી' કહે છે, એમનું નામ તો કોઈ જાણતું નથી. રામપ્રકાશ બેઠી દડીના ગોરા વાનવાળા પ્રભાવશાળી પુરુષ છે, માથે પટકો બાંધે છે ને ગાઢી દાઢી મૂછ રાખે છે. એમની બોલી હિન્દી ગુજરાતી કહેવાય. ભક્તાણી તો ભાગ્યે જ બોલે કે ગામની સ્ત્રીઓના સંપર્કમાં આવે એટલે એમની બોલી એમના પ્રદેશની જ હશે. તેઓ બોલે છે ત્યારે અમને છોકરાંને ભાગ્યે જ કશું સમજાતું. કે રામપ્રકાશ ભક્તાણીના દિયર, બાળ બ્રહ્મચારી ને ભક્તાણી વિધવા. મન, આ બે જણનો વિચિત્ર સંસાર—આ પારકાપરદેશમાં એકવાર જાતિથી વછૂટી જાય છે વાત છે ત્યાં સુધી રામપ્રકાશ ઘરમાં જ દુકાન રાખી મેંદાજોટા વેપાર કરે છે. સાધુ તરીકે આસપાસનાં ગામોમાં એમની આબરૂ ઘણી સારી એટલે વારપરબે દાનદાપા પણ મળે. મરતાંભાભી જેમ ત્યાં ને અમનકનુંસાર પીતાં રામપ્રકાશને જોઈને ઘણા સંસારીઓને થતું 'રામપ્રકાશ બાવો કેવો સુખી છે! છે કશું નહાવાનું કે નિચોવવાનું! બાવો બેઠો બગલમાં હાથ!' ભાભીને પાળનાર—પોષનાર આ બાવા જેવા રામપ્રકાશ આ વસ્તીમાં જેટલા વિચિત્ર તેટલા ઉપેક્ષિત પણ ખરા. લોકો પગે લાગે, માન જાળવે, અહોભાવથી જુએ, પણ એમની બહુ પાસે ન જાય, એમનાથી અતડાઈ રહે. વર્ષોથી ન્યાતજાત ને ઘરગામ દેશથી વિખૂટા પડેલા આ ડોસાએ શું શું નહિ વેઠ્યું હોય! એમના મુખની આ કરચલીઓવાળી કિતાબના પાનામાં કેવી કેવી કહાણીઓ લખાયેલી હશે!

રામપ્રકાશ મારા દાદાના મિત્ર. બેને સારું બને એટલે દાદાની પાટનીમાં બેઠક ઊઠક એમને ઘેર પણ ખરી. પાદરની અમારા યજમાનોનું ગામ, એટલે દાદાને રોજ આ ગામનો ફેરો માગવાનો ખરો, યજમાનોથી પરવારીને દાદા ગામના બે ફળિયાં મૂકી છેવાડે આવેલા રામપ્રકાશને

ખોરડે જાય કોઈવાર અમે પણ સાથે હોઈએ અમારા ઘેર ઘરમાં દિવસે બળતા કોડિયાના અજવાળામાં અમને ખજૂરની બેચાર પેશી આપતા મોટા મોટા નાતવાળાને દાતણ જેવા કુશ-કાળા દાઢવાળા ભકતાણીની મૂર્તિ આજેય નજર સામે તરે છે દાદા અને રામપ્રકાશ જાતભાતની વાતો કરે માધ્યમની કોઈ મુશ્કેલી નહીં. ભાષાનો વિસંવાદ બન્નેના હૃદયસંવાદને લીધે સમજવામાં નડતર ન બને. રામપ્રકાશ થાણામાં દાણીને ત્યાં અફીણ લેવા આવે ત્યારે અમારે ઘેર આવે બહાર પાટ ઉપર બેસે ને દાદા સાથે ગામગપાટા મારી ચા સાથે અફીણની કાંકરી લઈ મોઢેથી લાકડી ઠોકતા ઝડપી ચાલે પાદરની ગમી ઉપડે

કહે છે કે આ રામપ્રકાશ હનુમાનજીના પરમ ભક્ત છે ધાર્મિક પ્રસંગોની ઉજવણી વખતે કે સપરમા દિવસોએ તેઓ શરીરે માત્ર ચુસ્ત લાલ લંગોટ પહેરી મોટો શંખ ફૂંકતા ગામને પાદર વિચરે એમનું શરીર કંપે ને એમનું મુખ લાલચૂમ, બીક લાગે એવું બની જાય એ મલયાગિરિ મહારાજ કી જે' એમ બોલે તે ઉપરથી દાદા અને બીજા લોકોને એવો વહેમ છે કે એ નામનો કોઈ બ્રહ્મરાક્ષસ રામપ્રકાશે સાધ્યો છે ને એ એમની સેવામાં આવે છે. વાત તો એવી પણ સાંભળી છે કે આવા પરચાના પ્રસંગે રામપ્રકાશ ઠેકડો મારીને પીપળાના ઝાડ ઉપર ચઢી જાય છે ને એની ડાળે ઊંધે માથે લટકે છે એમની આવી વિચિત્ર કરણીને લીધે પણ ગામલોકો એમનાથી અળગા રહે છે ડરે છે

ઘરની સામે, ગામમાંથી નીકળતા ચીલાની ધારે ઊભેલો આ પીપળો પણ રામપ્રકાશે જ રોપેલો ને ઉછેરેલો કહેવાય છે પાછળથી એમને ધૂન ચડી ને પીપળાને પવિત્ર બ્રાહ્મણ ગણવા સાથે એને પુત્ર પણ ગણવા લાગ્યા પોતે ભંડારો કરે ત્યારે ગામને અને ગોઠ તથા થાણાના બ્રાહ્મણોને ને અમલદારોને પણ જમાડે આવા એક પ્રસંગે એમણે

બ્રાહ્મણો આગળ પોતાની ઇચ્છા પ્રગટ કરી પીપળાને જનોઇ દેવાની ગોઠના શાણા બ્રાહ્મણોએ શાસ્ત્રીનો આધાર ગોધી કાઢયો ન શાસ્ત્રવિધિ પણ પીપળાને જનોઇ પાકો ચોતરો થયો ને બ્રાહ્મણના દીકરાનો ઉપનયન સંસ્કાર થાય એવો પીપળાનો રચ્યો બહવો દોડવાનો પ્રસંગ પણ કુનેહ પૂર્વક બ્રાહ્મણોએ ઉકેલ્યો ગામપ્રકાશને જ એમણે લગોટ ધારણ કરાવીને ખભે દંડ મૂકીને દોડાવ્યા ! એ બાલબ્રહ્મચારી ખરાને ! આ પ્રસંગે કોઈ સત્ત્વ એનામા આવ્યુ હોય એમ તેઓ કંપતા તો હતા જ ન વળી ગડરા તરફ દોડવાનુ આવ્યુ ! દોડવાને બદલે એ ઉગાડુ શરીર મોટા ઠેકડા જ મારતુ હતુ સાક્ષાત્ હનુમાનજી જેવો દેખાવ ને એવો જોસ્મો ભયભીત નજરે જોયો તે આજે ય પ્રત્યક્ષ થાય છે સૌ આ પ્રસંગે કોઈ દૈવી શક્તિની હાજરીનો અનુભવ થતા વિસ્મય અને કૃતકૃત્યતાનો ભાવ અનુભવવા લાગ્યા પીપળો વત્તો પવિત પછી વધાર પવિત્ર મનાવા લાગ્યા ગામલોકો એની ડાખળી ય ભાગે નહિ ને ચોતરાને રોજ વાળી ઝૂડી સાફ સુથરા રાખે માસમાટી કે દારૂ તાડી ત્યા આગળ લવાય નહિ, અરે એની ગોબરી વાતપણ ત્યા ન થાય એની આણ આપોઆપ પ્રવર્તવા લાગી

ગામપ્રકાશને હવે એક બીજો તરંગ આવ્યો દીકરાને એટલે કે આ પીપળાને પરણાવવાનો પાસેના કૂવામા ગંગાજી પ્રગટ થયા છે એવી વાર્તા તો આ અગાઉ ગામપ્રકાશે ને બ્રાહ્મણોએ વહેતી કરી દીધી હતી ને ગામલોકોએ માની પણ લીધી હતી ગામપ્રકાશ નાણા વાપરે, ભંડારો કરે, બધા વટવહેવાર કરે તો બ્રાહ્મણોને શો વાધો હોય ! એમને તો બે પૈસા મળવાના જ હોય ને ! લગ્નની વાતને બ્રાહ્મણોએ વધાવી લીધી એટલુ જ નહીં પીપળાના લગ્ન ગંગાજી સાથે કરવાની વાતને શાસ્ત્રમાન્ય ઠરાવી લગ્નવિધિ પાર પાડવાનુ બીડુ ઝડપ્યુ પીપળો ને કૂવો પાસે પાસે એટલે બન્નેને લગ્નમા સલગ્ન કરવામા ખાસ મુશ્કેલી નહોતી સૂતરનો દોરો પીપળાને વીંટ્યો ને કૂવામા

એક છેડો ઉતાર્યો–ગંગાજીને લગ્નતંતુથી બાંધવા. છેડા-ગાંઠણાં લઈને બ્રાહ્મણો ફેરા ફર્યા. રામપ્રકાશ વરના બાપ અને કન્યાના અસંગ તરીકે મજાનો કોટ અને સાફો પહેરી ન્હાલા ને મોડી રાતે મહાભોજ પણ યોજાયા. લગ્નવિધિના આખા કાર્યક્રમ દરમિયાન રામપ્રકાશ શરીરે કંપતા ને મુખ ઉપર ધન્યતાનો ભાવ પ્રકાશતા કોઈ અમાનુષી સંત જેવા લાગતા હતા. યાદ છે ત્યાં સુધી બ્રાહ્મણો ને બીજાઓ પણ આ પ્રસંગને રમૂજનો પ્રસંગ ગણીને આડું જોઈ મૂછમાં હસી લેતા હતા ત્યારે આ 'બાવો' જાણે સંસારમાં રહી ગયેલી કોઈ વાસનાનો મોક્ષ થતો અનુભવીને ગંભીર આનંદ માણી રહ્યો હતો. કોઈએ કહેલું ય ખરું, 'ભાઈ નદીના મૂળ ને ઋષિના કૂળ કોણ જોવા ગયું છે? બાવાને સંસારના ઓરતા અધૂરા રહી ગયા હોય ને આમ પૂરા કરતો હોય તો કોને ખબર?'

પાદરીને પાદર એ પીપળો આજે ય ઊભો છે ગામની પચરંગી વસ્તીમાં એકનો એક બ્રાહ્મણ, ગંગાજીને વરેલો ગૃહસ્થ બ્રાહ્મણ! ઓતરા ઉપર બેઠેલી જુવાન પેઢીને એના પાન સતત કશુંક બોલતાં સંભળાય છે. વૃક્ષની ભાષા સમજાતી હોય તો કદાચ એમને રામપ્રકાશ ભમ્માણી ને પેલા પ્રસંગોની કથાથી રોમાંચ થાય. અત્યારે તો રાતઅંધારે ત્યાંથી પસાર થનાર કોઈ ગાડાવાળો કે ચાલનાર વાટમાર્ગુ કહે છે કે 'પેલામાં કશુંક ચળિતર થાય છે. અમે નજર ભાળ્યું ને! ટૂપ ટૂપ બોલતો કોઈ બુઢિયો વાદળ ચડળિતર કરતો! અરે મે ભાર સગી આંખ એને ઊંધે માથે લટકતો ય ભાળ્યા!' □

૧૪–૪–'૮૧

# અમારા ગામમા એક મોચી હતો

ઓ. સુલેમાનોવ

મોચી પોતાના માપના જોડા સૌને માટે બનાવતો હતો અને
એમ માનતો હતો કે હું આ રીતે લોકોમા સમાનતા સ્થાપુ છુ
એ કટ્ટર હતો, હતો વળી નેપોલિયન જેટલો, આપણા જેવા
વિશાળકાયો માટે એવા જોડા પહેરવાનુ સરળ નહેતુ

દરેક જણ વિચારતુ કે જોડા ખુદાની કરામત છે, જેથી મુસલ-
માન કંઈક વધારે નમાઝ અદા કરી શકે–નમાઝ વખતે જોડા
ઉતારવામા આવે છે ને! એ રીતે, નમાઝ બધનથી મુક્ત થયેલા પગનુ
ગીત છે.

મસીદમા ભેગા થાય છે ઘરડા અને યુવાન લગડાતા, દોડતા
દોડતા પોકારે છે (પજા સફ જામા છે) અલ્લાહો અકબર! .. પયગમ્બરના
ગુણગાન કરો–જોડાની આજ્ઞા છે

ખુદા પર વિશ્વાસ નથી માત્ર ઉઘાડપગાઓને અને જડ બુદ્ધિ
લોકોને–ખુદા પર વિશ્વાસ નથી ખુદ મોચીને, એને જોડા ડખતા નથી

અલ્લાહો અકબર! પણ તેઓ આપણાથી દૂર છે, પણ પાછ
મોચી તો આ રહ્યો, દાત બતાવે છે અમારુ ગામ દુઆ માગે છે કે
દરજીઓના પેટ એટલા વધેલા ન હોય અને ફરની ટોપી બનાવનાર-
ઓના માથા એટલા નાના ન હોય □

# ગુજરાતી સર્જનાત્મક ગદ્ય / ડૉ. સુરેશ હ. જોશી

સર્જનાત્મક ગદ્યના સંકલનની જરૂર ઘણા વખતથી વર્તાતી હતી સમકાલીન સાહિત્યપ્રવૃત્તિના વિવેચનમા આવા સંકલનો ખૂબ સાહાય્યક નીવડે છે. આ સંકલનો જ આ કે તે સાહિત્યસ્વરૂપના ક્રમિક વિકાસનો, એના સિદ્ધિમર્યાદાનો, ખ્યાલ આપે છે. આવા સંકલનોમા જેનો સમાવેશ થાય તે શ્રેષ્ઠ જ હોવુ જોઈએ એ ખ્યાલ ખોટો છે, એનો હેતુ વિકાસનો ક્રમ બતાવવાનો હોય છે, જુદા જુદા રચનારીતિના પ્રયોગો ચીંધી બતાવવાનો હોય છે, આપણા ગદ્યે અર્વાચીન કાળમા સર્જનાત્મક પ્રકારમા કથાસાહિત્ય અને નિબન્ધથી શરૂઆત કરી આનંદશંકર મણિલાલ સુધી પહોચતા તો સૂક્ષ્મ સંકુલ દાર્શનિક વિચારણા પ્રાસાદિક રીતે વ્યક્ત કરવાની ક્ષમતા પ્રાપ્ત કરી લીધી આજે ગદ્યની નવી નવી છટાઓ ખીલી રહેલી જોવા મળે છે. આ બધુ અવલોકવુ અને એને વિશે આલોચનાત્મક તપાસ કરવી તે હવે અનિવાર્ય બની રહ્યુ છે

સારુ ગદ્ય એટલે અલંકૃત ગદ્ય એવી એક છાપ ઘણા વખતથી ચાલી આવે છે. ગદ્ય તો રોજ રોજના વ્યવહારનુ પણ સાધન છે, આથી એ વ્યવહારમા રજોટાયેલુ હોય છે એનો લાભ પણ છે, ગેરલાભ પણ છે પદ્યની બાની ધીમે ધીમે કૃત્રિમ બનતી જાય છે, એને ફરી સાહજિક બનાવવાને માટે સમાનપણે પ્રયત્નો કરવાના રહે છે. થોડે થોડે ગાળે થતા કાવ્યના ક્ષેત્રના આન્દોલનો તળપદી બાનીનો, એમા રહેલા કૌવતનો, આગ્રહ રાખતા દેખાય છે આથી ઊલટુ જ ગદ્યમા બનતુ લાગે છે ગદ્યને વધુ કાવ્ય તરફ લઈ જવાનુ વલણ વારવાર દેખાય છે. કાવ્યની આપણી સાદી સમજ ગદ્યને માત્ર અલંકૃત

ભાષા બનાવી દે છે આથી કાવ્યાભાસી ગદ્ય જેવુ કશુક વર્ણમક વાર વારે દેખા દે છે આમે ય તે કાવ્ય rarefied atmosphereમા વિલસતુ હોય છે ગદ્ય માનવવ્યવહારના બધા જ સ્તરને સ્પર્શતુ હોય છે આથી ગદ્યમા માનવવાણીની બધી જ છટાઓને માટે મોકળાશ રહે છે ભાષા તો સાત માળનો મહેલ છે ગદ્ય એમાનો કોઈ ઓરડો અવાવરુ રહેવા દેતુ નથી ગદ્યમા જ પ્રજાનો ભાષોચ્છ્વાસ, એનો સાચો લય પકડાય છે પણ કાવ્યને આપણે શિખરે સ્થાપ્યુ છે આથી આપણે ગદ્ય પાસે કાવ્યનુ દાસત્વ કરાવીએ છીએ

ગદ્યને છન્દની મદદ નથી એણે પોતાની જાતે જ પોતાનો લય રચી લેવાનો રહે છે વળી આપણો વ્યવહાર ગદ્યમા ચાલતો હોવાને કારણે ગદ્ય અસન્દિગ્ધપણે કથયિતવ્યનુ સક્રમણ કરે એવી અપેક્ષા સામાન્ય રીતે રહે છે અલકારો ગદ્યમા, કાવ્યમા થઈ શકે છે તેટલી માત્રામા, આત્મસાત્ થઈ જતા નથી આથી એ ઊપસી આવીને આપણુ ધ્યાન ખેચ્યા કરે છે આથી આપણે જોઈશુ કે આપણુ મોટા ભાગનુ સર્જનાત્મક ગદ્ય વર્ણનાત્મક હોય છે એ પ્રાકૃતિક દૃશ્યનુ, મનોદશાઓનુ કે વ્યક્તિઓનુ વર્ણન કરતુ હોય છે પણ વાલેરીને મતે સર્જનાત્મક રીતે પ્રયોજાયેલી ભાષાનુ લક્ષણ એ છે કે એ વર્ણ્ય વિષયને ગૌણ બનાવીને પોતાની રચનારીતિ તરફ જ ધ્યાન ખેચે

આપણે ત્યા ચિન્તનાત્મક ગદ્યની થોડી તપાસ થઈ છે પણ, મોટે ભાગે આપણુ વિવેચન content oriented હોવાને કારણે, એમા રહેલા ચિન્તનની જ ઝાઝી ચર્ચા થઈ છે, એ ચિન્તન ભાષામા કઈ રીતે અભિવ્યક્ત થયુ છે તેની ઝાઝી ચર્ચા થઈ નથી એનુ કારણ એ છે કે આપણે ગદ્યને, રસાસ્વાદની દૃષ્ટિએ, ઝાઝુ જાણતામાણતા નથી મોટા ભાગનુ સર્જનાત્મક ગદ્ય કથાસાહિત્ય પરત્વે પ્રયોજાયેલુ જોવામા આવે છે લલિત નિબન્ધનુ સાહિત્ય ઝાઝુ વિકસ્યુ નથી

ગદ્યની ચર્ચા ચાલતી હોય છે ત્યારે ઘણુખરુ 'શિષ્ટ' પ્રૌઢીવાળુ' 'પ્રાસાદિક' 'સુવાચ્ય' 'ભારઝલ્લુ' જેવા વિશેષણોનો ઝાઝો ઉપયોગ થતો જોવામાં આવે છે. એક લેખકના ગદ્યને બીજા લેખકના ગદ્યથી જુદુ પાડવાને માટેના ધોરણો કે સાધનો હજી આપણે ઉપજાવી શક્યા નથી

ગદ્યના વિકાસમા આપણા કેટલાક રસવિષયક પૂર્વગ્રહો પણ આડે આવે છે ઋજુ, પ્રાસાદિક, લાલિત્યમય અને અલંકૃત તેમાય, બરછટ કૌવતવાળુ, આદિમ આવેગવાળુ, શિષ્ટની અશિષ્ટની પળોજણમા પડ્યા વિના જીવનને ખૂણેખૂણે ફરી વળનારુ, પ્રજાના બધા સ્તરના વાતાવરણનો અનુભવ કરનારુ ગદ્ય એકદમ સ્વીકૃત બનતુ નથી. આપણે આપણા નૈતિક અને રસકીય પૂર્વગ્રહોને કારણે જેમ જીવનના એક વિસ્તૃત ખણ્ડને સાહિત્યમાથી બાકાત રાખીએ છીએ તેમ ગદ્યમાથી પણ એની સમ્ભવિત ઘણી બધી છટાઓને બાદ રાખી એ છીએ એક છેડે વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ કે રવીન્દ્રનાથથી પ્રભાવિત થયેલુ, વડાયેલુ અને સસ્કારાયેલુ ગદ્ય છે તો બીજે છેડે નગરજીવનના નીચના થરનુ, ગ્રામીણ સમાજનુ શ્રમિકોનુ ગદ્ય છે પશ્ચિમના ગદ્યસ્વામીઓની જુદી જુદી શૈલીઓના સસ્કાર ઝીલીને ઘડાયેલુ વિદગ્ધતાસભર ગદ્ય પણ છે. વિવેચનમા તત્કાલ પ્રવર્તતી ફેશનોને કારણે પણ અમુક પ્રકારની ગદ્યશૈલીઓ અસ્તિત્વમા આવે છે વાસ્તવિકતા તરફનો ઝોક વધ્યો ત્યારે લોકબોલી અને તળપદી ભાષાનુ ગૌરવ થયુ કશુક તળપદી બાનીમા લખાય એટલે આપોઆપ પ્રમાણભૂત ! એમા આની જ જાય એવી છાપ ઊભી કરવામા આવી આવી પરિસ્થિતિમા આલોચનામા કેટલાક સાહિત્યેતર ખ્યાલો ઘૂસી જતા હોય છે એ પરત્વે આપણે હમેશા સાવધ રહ્યા હોઈએ એવુ લાગતુ નથી જીવનના જુદા જુદા સ્તરે ભાષાની જે વિવિધતા દેખાય છે તેનો સમર્થ વિનિયોગ હજી થઈ શક્યો નથી

ગદ્યની સમીક્ષામાં શૈલી વિશેના ઘૂંધળા ખ્યાલો તથા શૈલીને તપાસવાના ઓજારો વિશેના અજ્ઞાનને કારણે મુશ્કેલી ઊભી થાય છે આથી વર્ગમાં ગદ્યની ચર્ચા કરતી વખતે અમુક એક લેખકની શૈલી પરત્વે આપણે માન્ય કરેલા આત્મલક્ષી ઉદ્‌ગારો કહીને અટકી જઈએ છીએ 'કૌવતવાળું' 'બળકટ' 'નાગર' 'કાચ જેવું' 'જાડી ખાદી જેવું' 'બરછટ' 'નખરાળું' 'સ્ફાટક' 'ચટાકેદાર' આવાં વિશેષણો ગદ્યને માટે યોજાતા જોવામાં આવશે 'પ્રવાહી' જેવું વિશેષણ તો એટલું બધું વપરાયું છે કે એને ફરી વાપરતાં વિચાર કરવો પડે હમણાં હમણાં એવી જ દશા 'સંઘેડાઉતાર' પ્રયોગની થઈ છે કોઈક વાર લેખકના તત્સમ શબ્દો તરફના ઝોકને ચીંધી બતાવવામાં આવે છે ક્યારેક ગદ્યમાં વર્ણસગાઈ કે આન્તરપ્રાસ જેવું તત્ત્વ આંખે ચઢે છે તો તે બતાવવામાં આવે છે આ ઉપરાંત કેટલીક વાર કંઈક જોખમી રીતે, લેખકના સ્વભાવની વિલક્ષણતાને એના ગદ્યની વિલક્ષણતા સાથે જોડી આપવાનો પ્રયત્ન પણ થતો જોવામાં આવે છે કવિતાના વિવેચનની અસરને કારણે ગદ્યમાં શ્રુતિગોચર કે દૃષ્ટિગોચર કલ્પનો વિશેષ છે તેની પણ વાત કરવામાં આવે છે. ગદ્યના પોત અને લયની વાત પણ આડેધડ થતી હોય છે આટલું કરી ચૂક્યા પછી જાણે ગદ્ય વિશે કશું કહેવાનું બાકી રહેતું નથી! પછી તો ગદ્ય દ્વારા જે કહેવાયું છે તેની જ ચર્ચામાં આપણે ઊતરી પડીએ છીએ

તો ગદ્યની સમીક્ષા કરવાની પદ્ધતિ શી હોઈ શકે? આ વિશે પશ્ચિમમાં રિચાર્ડ ઓહમાન, ફ્રાન્સિસ ક્રિસ્ટેન્સેન, વિન્સ્ટન વેધર્સ તેમ જ ઓટિસ વિન્ચેસ્ટર, હેરિયેટ રોગિન અને જોસેફાઈન માઈલ્સ જેવા વિવેચકોએ ઠીકઠીક ઊહાપોહ કરેલો છે

મને લાગે છે કે ગદ્યનો પણ કાવ્યની જેમ પાઠ કરવો જોઈએ એક વાર આ રીતે ઉચ્ચારિત ગદ્યને સાંભળીએ કે તરત જ એના

અમુક લક્ષણો તરફ આપણું ધ્યાન જશે લેખક વાપરેલી ભાષાની પરત્વે કેટલીક વાતો આપણે નોંધી શકીશું અમુક ગદ્યલેખકોમાં એના શિષ્ટતાનો આગ્રહ હોય છે જેને કારણે વાચકને એ, અમુક કેળવેલી ઔપચારિકતાથી પોતાનાથી થોડે છેટે રાખે છે જ્યારે કેટલાક લેખકો સાથે તરત જ આપણે અંતરંગની એકતા અનુભવીએ છીએ એમના શબ્દપ્રયોગોમાં રહેલી અનૌપચારિકતા આપણને એમની નજીક ખેંચી લે છે અમુક લેખકો જે કહે છે તે ઘણુંખરું સામાન્ય સ્વરૂપનું કહેતા હોય છે, એમાં વિશિષ્ટતા પર ભાર હોતો નથી આ પણ એ લેખકો કરેલા શબ્દપ્રયોગોથી આપણે જાણી શકીએ છીએ કેટલાક લેખકોના શબ્દો મૂર્તતા સિદ્ધ કરે એવા હોય છે, જ્યારે ઘણા લેખકોમાં અમૂર્તતા જ વધારે પ્રમાણમાં અનુભવાય છે કેટલાકને મોઢું ભરાઈ જાય એવા મોટામોટા શબ્દો અને સમાસપ્રચુર શૈલીનો શોખ હોય છે તો કેટલાક બે કે ત્રણ અક્ષરના બનેલા હળવા રમતિયાળ શબ્દો વાપરે છે એ શબ્દોની સાથે આપણું મન પણ સેલારા મારતું થઈ જાય છે કેટલાક લેખકો મેં એવા પણ વાંચ્યા છે જેમના શબ્દો, જો આપણે સૂક્ષ્મતાથી એનો રચનાબંધ ન તપાસીએ તો, રેઢિયાળ લાગવાનો સમ્ભવ રહે પણ બીજા વાચને એ રેઢિયાળપણું તો એક છદ્મવેશ પુરવાર થાય અને એની પાછળ રહીને લેખકે સિદ્ધ કરેલી વિશિષ્ટતાનો અનુભવ આપણને આહ્લાદિત કરી મૂકે ઘણાખરા ગદ્યલેખકોની ભાષા માત્ર નિર્દેશાત્મક જ હોય છે એમના શબ્દો વસ્તુઓને, પરિસ્થિતિઓને કે ભાવોને કેવળ ચીંધી બતાવે છે એમના શબ્દોમાં ઉદ્દીપન કરવાનું સામર્થ્ય હોતું નથી જ્યાં લેખકની ભાષામાં આ ઉદ્દીપનશક્તિ હોય છે ત્યાં ધીમે ધીમે એક સંકુલ ભાવસૃષ્ટિ રચાતી આવે છે.

ઉપર ગણાવેલી બધી વીગતો ખંતપૂર્વક એકઠી કરીને તપાસવી પડે. શબ્દોના વજન, ફુમાશ, કકરાપણું બરડતા—આ બધું અનુભવવું

પડે આને માટે, જરૂર પડે તો, વેન્લી બ્લીપ જેને 'સ્ટાઇલ રૂલ મેથડ' કહે છે તેનો પણ ઉપયોગ કરવો પડે. આમ છતાં આ તો પ્રાથમિક ભૂમિકાની જ વાત થઈ તે ભૂલવાનું નથી. જેમ કવિતામાં છન્દોરચનાનું ગણિત પારખવાથી આપણું કામ સરતું નથી. એનું રસકીય પ્રયોજન અને એ કેટલે અંગે, કેવી રીતે, સિદ્ધ થયું છે તે પણ બતાવી આપવાનું રહે છે તેમ અહીં પણ ઉપર જણાવેલી વીગતો નોંધ્યા પછી કૃતિમાં એ કયું રસકીય પ્રયોજન કેવી રીતે કેટલી માત્રામાં સિદ્ધ કરે છે તે બતાવી આપવાનું રહેશે જ

શબ્દો પરસ્પરના સમ્બન્ધમાં આવીને વાક્ય રચે છે, વાક્યો વાક્યો સાથે સમ્બન્ધમાં આવીને પરિચ્છેદ રચે છે. શબ્દવિન્યાસ અને વાક્ય વિન્યાસની લાક્ષણિકતાઓની પણ આપણે બારીકાઈથી નોંધ લેવાની રહે કાફકા કે ગાર્સિયા માર્કેઝ જેવા લેખક ઝાઝા વિરામ ચિહ્નો વિના એકી શ્વાસે પૂરા કરવા પડે એવા વાક્યોનો સમૂહ રચે છે માર્કેઝમાં તો પરિચ્છેદ પણ આવતા નથી. વ્યાકરણની દૃષ્ટિએ વાક્યો સાદાં, ગૌણવાક્યોના બનેલા કલાપવાળાં કે સંકુલ રચનાવાળાં હોઈ શકે. અહીં પણ આવી રચના કરવા પાછળનું રસકીય પ્રયોજન તપાસવાનું રહે આ ઉપરાંત રચનાબન્ધની દૃષ્ટિએ વાક્યો શિથિલ, ચુસ્ત, સંતુલિત કે વિરોધાત્મક હોઈ શકે સંસ્કૃતમાં અન્વય શિથિલ કહેવાય એવો છે અંગ્રેજીમાં પણ 'પેરેન્થેટિકલ' રચનાનું પ્રમાણ વધુ હોય છે ગૌણ વાક્યો મુખ્ય વાક્ય સાથે કંઈક શિથિલ બન્ધથી જોડાયેલાં હોય છે હિન્દીનો પદાન્વય ગુજરાતીના જેટલો ચુસ્ત નથી ગુજરાતીએ કંઈક ચુસ્ત એવો પદાન્વય ઉપજાવ્યો છે. આને પરિણામે કદાચ એમાં લચીલાપણું કે નમનીયતા ઓછાં છે આ ઉપરાંત વાક્યોનું બીજી દૃષ્ટિએ વર્ગીકરણ કરીએ તો કેટલાંક વાક્યો વિધાનાત્મક હોય છે કેટલાંક પ્રશ્નાત્મક, કેટલાંક આદેશાત્મક અને કેટલાંક ઉદ્‌ગારાત્મક હોય

છે વાક્યોમા પદયોજનાના સામાન્ય ક્રમને કેટલીક વાર ઉલટોસુલટો કરી નાખ્યો હોય છે આમ કરવાનો હેતુ શો છે તે તપાસવુ જોઈએ વાક્યોમા ગૌણવાક્યને બીજા ગૌણવાક્ય જોડે જોડનાર શબ્દો કયા વાપર્યા છે તે પણ ઘણી વાર લેખકના આશયના દ્યોતક બની રહે છે કેટલીક વાર 'તેમ છતા', 'તો પણ' કે 'પણ' આગલા વિધાનનો છેદ ઉરાડતાં હોય છે. 'અને' 'તથા' માત્ર જોડે છે કે ઉમેરો કરે છે 'પણ' જોડવાના અને વિરોધના – એમ બન્ને અર્થમા પ્રયોજાય છે. પ્રશ્નના અને ઉદ્‌ગારના પણ જુદા જુદા કાકુઓ હોય છે તે પારખી બતાવવાના રહે છે. વિશેષણ, સર્વનામ, કૃદન્ત, અવ્યય–આની પ્રચુરતા કે અલ્પતા પણ શો ભાગ ભજવે છે તે પણ તપાસવુ જોઇએ.

સામાન્ય રીતે એક પરિચ્છેદને એક એકમ લેખીને ચાલવુ જોઇએ. એમાના વાક્ય વાક્ય વચ્ચેનો સમ્બન્ધ કેવો છે, વાક્યો લાબા કે ટૂકા છે, સમાસબહુલતા છે ખરી, વ્યસ્તક્રમ છે ખરો, ને હોય તો એ હેતુ સિદ્ધ કરે છે, પ્રશ્નો તથા ઉદ્‌ગારો વાગ્છટા સિદ્ધ કરવા માટે છે કે એમા કશુક સૂક્ષ્મ રસકીય પ્રયોજન ઉદ્દિષ્ટ છે, વાચતા કશોક લય કાને પડે છે ખરો–આ મુદ્દાઓ વિગતે તપાસવા જોઈએ. આ ઉપરાત નિર્વનિર્વ-નૈતિક કે સામાજિક–નુ પ્રાબલ્ય ભાષા પર શી અસર પાડે છે તે પણ જોવુ જોઇએ. આપણે ત્યા ગોવર્ધનરામ સ્ત્રીઓ પાસે અશ્લીલ લાગે તેવી ગાળ બોલાવડાવે છે તો બીજી બાજુથી સ્ત્રીપુરુષના સમાગમ વર્ણવવા જતા એ પરિસ્થિતિને સસ્કારવશ થઈ ઢાકવાના હેતુથી 'હૃદયદાન દીધુ' જેવો પ્રયોગ કરે છે. ગ્રામ્ય શબ્દો યોજ્યા નથી એવુ નથી, ને છતા પરિચિત સાદા સીધા શબ્દોનુ એમણે ભદ્ર સસ્કૃત રૂપ બનાવીને વાપર્યું છે આ વિલક્ષણતાઓ શેને આભારી છે તે તપાસવુ જોઈએ. આ દષ્ટિએ દરેક લેખકનુ ભાષાનુ 'રજિસ્ટર' તપાસવુ જરૂરી છે. ભાષાભડોળની ઇયત્તાનુ માપ કાઢવુ જ પૂરતુ નથી, પણ એ કયા પ્રકારના શબ્દોને વધુ પસદ કરે છે, એ મર્યાદારૂપ

બની રહે છે કે કેમ, તેનો વિચાર થવો જોઈએ ઘણી વાર લેખક સ્વેચ્છાએ, પોતાની શક્તિને પડકાર કરવા માટે, મર્યાદા સ્વીકારે, ત્યારે જે શૈલીને રચી આપે તેની રસકીય કાર્યક્ષમતા આપણે તપાસવી જોઈએ જુદા જુદા સંદર્ભોમાં એક જ શબ્દના જુદા રણકાર એ પ્રકટ કરી શકે સમાનાર્થી કે સમાનધ્વનિવાળા શબ્દોનો વધુ ઉપયોગ, લેપની રમત, વધુ પડતો સજીવારોપણનો ઉપયોગ, નાટકી લાગે એવી સંબોધનાત્મક કે ઉદ્‌ગારાત્મક રચના ઘણી વાર લખાણની અરુચિકર મર્યાદા બની રહે છે.

સર્જક રચનાના કોઈ સર્વસાધારણ નિયમને ગાઠતો નથી. શબ્દાળુ કે આડમ્બરી પદ્ય આમ તો દોષ જ લેખાય, પણ કોઈ વાર વિડમ્બના કરવાના સભાન આશયથી, વિરોધને ઉગ્રરૂપે ઊપસાવી આપવા માટે કે કથાસાહિત્યમાં પાત્રગત વિલક્ષણતાને પ્રકટ કરવા માટે કરેલો એનો વિનિયોગ કૃતિને માટે સમર્થક બની રહે. એ જ રીતે પ્રથમ દૃષ્ટિએ જે એકસુરીલાપણું દોષરૂપ લાગે તે કદાચ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતા રસકીય સાભિપ્રાયતાવાળુ પણ હોય આલા રોબ્-ગ્રિયે ગદ્યમા monotonyનો ઉપયોગ hypontize કરવા માટે કરે છે પુનરાવર્તનો પણ લય સિદ્ધ કરવા માટે, ભારની જુદી જુદી માત્રા ઉપસાવી આપવા માટે ઉપયોગી છે. ગદ્યની અમુક છટાઓમાંથી જ આપણે ટેવાયા છીએ આથી 'રુચિર ગદ્ય'ની સાંકડી સીમામા જ આપણે પૂરાઈ રહ્યા છીએ Boredom પણ Aesthetic function ધરાવી શકે તે, એવા પ્રયોગો નજર સામે નહિ હોવાથી આપણુ સ્વીકારી શકતા નથી. આપણે કવિતા વધારે વાચીએ છીએ, ગદ્ય ઓછુ

ગોવર્ધનરામમા એક આખા ભાવસંકુલ વિશ્વનો વ્યાપ પ્રકટ થાય છે આથી ગદ્ય પાસેથી એમને ઘણુ બધુ કામ કઢાવવાનુ આવ્યુ છે બાણના મહાવાક્ય જેવા મહાવાક્યની રચના ગુજરાતીમા ઉતારવાનો

એમણે પ્રયત્ન કર્યો છે બધા રસોના ફલક પર એમની ભાષા ફરી વળે છે અને તદનુસાર પોતાનુ પોત બદલતી રહે છે બહુધા સસ્કૃતપ્રધાન તેમ છતા ઘણી વાર ઘરેળુ અને આત્મીયતાભરી પણ લાગતી એમની ભાષા પ્રથમ વાર આપણી આગળ ગુજરાતી ગદ્યની ઘણીબધી શક્યતાઓને પ્રકટ કરી આપીને આહલાદિત કરી મૂકે છે. ઘણી વાર એમા નાજુક નકશીકામ દેખાય છે, ઝીણી ઝીણી વીગતોથી ખચિત વાક્યો કોઇક વાર શ્લથ ગતિએ ચાલે છે. તો કોઇક વાર રૂપકોની યોજનામા તાણો સૌન્દર્યબોધનો તો વાણો નીતિબોધનો એમ ગૂથાતો આવે છે. લોકશિક્ષણનુ કામ પણ એમને કરવાનુ હતુ, આથી કેવળ રસકીય પ્રયોજનને જ નજરે રાખવાનુ એમને પરવડે તેમ નહોતુ આથી એમણે વારે વારે રૂપકગ્રન્થિનો આશ્રય લીધો છે એ ગદ્યની આજુબાજુ વિશ્રબ્ધિનુ, નિરાતનુ, વાતાવરણ છે. આથી કોઈ વાર એ static હોવાનો ભાસ ઉત્પન્ન કરે છે ગોવર્ધનરામે કરેલુ અન્ધકારનુ વર્ણન નાનાલાલના અન્ધકારના વર્ણન જોડે સરખાવવાથી એ બન્નેના અભિગમમા રહેલો મૂલભૂત ભેદ જણાઈ આવશે તેવી જ રીતે ગોવર્ધનરામે 'દરબારમા નૃત્ય'મા કરેલુ નૃત્યનુ વર્ણન અને કનૈયાલાલ મુનશીએ 'નૃત્યાજલિ'મા કરેલુ ચૌલાના નૃત્યનુ વર્ણન–આ બન્નેને પણ સરખાવી–વિરોધાવીને જોવા જોઇએ ગોવર્ધનરામમા નર્તકીની અગભગીનુ, સાત્ત્વિક ભાવોનુ, અલકારાદિનુ વર્ણન તો છે જ, સાથે સાથે પ્રેક્ષકોના પર આ ઉદ્દીપનથી થતી અસરનુ પણ તાદૃશ વર્ણન છે. આખો પરિવેશ સજીવ થઈ ઊઠે છે, એક વાતાવરણ રચાય છે, આપણે જુદી જુદી ભાવદશાની આબોહવામા વિહરીએ છીએ. મુનશીમા ચૌલા વર્ણનનુ કેન્દ્ર છે રતિના ભક્તિમા થતી સક્રાન્તિ અહીં વર્ણવાઈ છે, નૃત્યની અગભગી કરતા આ ભાવસક્રાન્તિ જ આપણા ધ્યાનનો વિષય બની રહે છે, આ બન્નેથી વળી જુદુ જ નૃત્ય 'માછી નાચ'મા દેખાશે ભાષાનુ પોત બદલાયેલુ લાગશે. હવે દરબારનો દમામ નથી,

સોમનાથનું ભવ્ય વાતાવરણ નથી. આપણે સમાજના લોકડિયા વચ્ચે આવી પહોંચ્યા છીએ. અહીં કોઈ એક નર્તકીની અંગભંગીની વાત નથી, અહીં તો બધા જ નાચે છે. સાથે સમુદ્રનો લય ભળે છે, હોડી પણ નાચે છે. વળી આ નૃત્ય જીવનસંઘર્ષ સાથે ઓતપ્રોત થયેલું છે. એનો જે ઠાઠ છે તે આ અસ્મિકાના ગાજ-મ ગાજના જીવનનો જ ઠાઠ છે. આથી જ અહીં જીવનની ગન્ધવાળી ભાષા છે, એમાંથી દરિયાની ને માછલીની વાસ આવે છે. અહીં ચિત્રો ત્વરિત ગતિએ આવે છે, હાવભાવ કરતા જુદા જુદા કાર્યોના ચિત્રો વિશેષ છે. રવાનુકારી શબ્દો વાતાવરણ રચી આપે છે. ભાષા થંભી જઈને ચહેરા કાઢવા રહેતી નથી. સ્વામી આનન્દના ગદ્યમાં કોઈ વાર પર્યાયોનો ખડકલો દેખાય છે ખરો, છતાં એની નરવી પ્રાકૃતતાનો ભાયકો જુદો જ છે. ચન્દ્રવદનના ગદ્ય જોડે એને સરખાવી-વિરોધાવી શકાય. 'મમીરો'માં પણ દરિયો ખેડનારાની વાત છે. એમાં જરૂરી માહિતી, પ્રસંગચિત્રો, વ્યક્તિચિત્રો આલેખાતાં આવે, કોઈ વાર શબ્દોના પણ ફીણ વળે. છેલ્લે આવતું વર્ણન ભયાનક અને રૌદ્રનું ઉદ્દીપક બની રહે છે. અહીં પણ તળપદી બાની આપણને રીઝવી રહે છે, અલબત્ત, કોઈક વાર વધુ પડતી વાચાળતા લાગે છે ખરી.

કિશનસિંહનુ ગદ્ય, જ્યા એમની મર્યાદાઓ અને વિલક્ષણતાઓથી મુક્ત રહી શકે છે ત્યા ઇન્દ્રિયસતર્પક બની રહે છે. એમનામા પણ ચિત્રો તાદૃશ કરી આપવાની અને વાતાવરણ રચી આપવાની શક્તિ છે. સગીતની ભાવસૃષ્ટિને આખા ભાવસદર્ભો રચીને મૂર્ત કરી આપવાની એમની શક્તિ અહીં પ્રકટ થાય છે કોઈક વાર એમના ગદ્યને કૃત્રિમતા વણસાડે છે. કોઈક વાર કવિતાનો રૂપેરી વરખ ચોટાડવા જેવુ થાય છે.

ઉમાશકરે સાપના ભારા' એકાકીમા તળપદી બાનીની કાવ્યમયતા અને વેદનાબોધની શક્તિ પ્રકટ કરી આપ્યાં જ છે. એમનામા પણ વિદગ્ધમા હોય તેવા નર્મમર્મ છે. અહીં એઓ ગોવર્ધનરામની સૃષ્ટિમા વિહાર કરવા નીકળે છે ત્યારે એ સૃષ્ટિના વાતાવરણને અનુરૂપ ભાષા પણ પ્રયોજે છે, પણ તે એ જુદા જુદા સમયની ભાષાને વિરોધાવી આપવા માટે. અર્વાચીન પરિવેશની પડખે ભૂતકાળની સૃષ્ટિના પાત્રને લાવીને થોડી ભાષારમત અને વિચારરમત કરી લેવાની અહીં એમને તક મળી છે. થોડા વ્યગકટાક્ષો પણ નથી એમ નથી.

જાનપદી સૃષ્ટિને સજીવ કરી આપનારા ગદ્ય લેખકો પણ પોતાનું આગવુ સામર્થ્ય પ્રકટ કરે છે. અહીં થોડા પ્રશ્નો પણ ઊભા થાય છે. ભાવ તળપદો ન હોય, વિદગ્ધ હોય અને ભાષા તળપદી હોય તો ? વળી લોકો ભલે ગ્રામીણ રહ્યા, એમની ભાવસૃષ્ટિ પણ કાઈ છીછરી તો નથી હોતી ! Extreme Situationsમા જ એમને બતાવ્યા કરવાથી લેખક સહેલો રસ્તો શોધી લે એવુ લાગે. પણ ગ્રામજનોની ભાષામા વધુ મૂર્તતા હોય છે, વળી એમા શિષ્ટતાનુ કૃત્રિમ ચાકચિક્ય હોતુ નથી; શ્લીલઅશ્લીલની, સુધરેલાઓને હોય છે તેવી, છોછ હોતી નથી. અહીં પણ સદર્ભને અનુરૂપ બાનીની અપેક્ષા રહે છે, તો જ એમા અધિકૃતતા આવે. તળપદી બાની વાપરી એટલે વાસ્તવિક્તા સિદ્ધ

થઈ જ ચૂકી એમ માનવું પણ ભૂલભરેલું છે ગ્રામજીવનની વીગતોની
યાદી આપવી સહેલી છે, એનું તારણ કાઢવું સહેલું છે પણ એ વીગતોને
ગૂંથનારી કડી શોધીને એમાંથી આગવી સૃષ્ટિ રચવી તે અઘરું છે
ગ્રામજનોના જગતના અનુભવમાં જે પ્રત્યક્ષતા, તત્ક્ષણતા અને મૂર્તતા
છે એનું નિરૂપણ કરનારી ભાષા પરત્વે પણ નવી અપેક્ષા ઊભી કરે
છે અહીં પણ ખોટી કવિતાઈ કરવાનું પ્રલોભન તો રહ્યું જ છે
જેને તળપદો મિજાજ કહે છે તેને આલેખવાનું અઘરું છે પન્નાલાલ
અને મડિયાની કથાસૃષ્ટિમાં એ ઠીકઠીક સફળતાથી થયું છે મડિયામાં
વાસ્તવિકતા પર રોમેન્ટિક અભિનિવેશનું ભરત ભરવામાં આવ્યું છે,
થોડું મેલોડ્રામેટિક તત્ત્વ પણ છે જયન્ત પાઠકમાં ગ્રામજીવનની જીવન
ચર્યાનું 'ચિત્ર સ્મરણના માધ્યમ દ્વારા પ્રકટ થાય છે આમ પ્રત્યક્ષતાથી
થોડું અંતર પડી ગયું છે તે સાહિત્યને તો ઉપકારક પણ નીવડે
અહીં વર્ણ્યવિષયની તાળો મેળવી શકાય એવી ચોકસાઈભરી આપેલી
વીગતોનું જ મહત્ત્વ નથી, બે જુદા જુદા સમયની ચેતનાના પરિપ્રેક્ષ્યમાં
એ એક નવું જ રૂપ ધારણ કરે છે, વળી એમાં nostalgiaનો સ્વાદ
પણ ભળે છે એમાં જ કાવ્યક્ષમતા રહેલી છે

આ પછીના ગાળામાં આપણે અનેક તુમુલ ઉત્પાતો મચાવતી
જાગતિક ઘટનાઓના, કેવળ સાક્ષી જ નહિ, ભાગ પણ બન્યા સ્વતંત્ર
થયા પછી જ સુરક્ષિતતા અને સહીસલામતી જોખમમાં મૂકાયાં આ
જાગતિક ઘટનાઓએ આપણી સંવેદનાને પણ નવો ઘાટ આપ્યો
અન્યત્ર અવમૂર્ત કરનારી સર્જકની સૃષ્ટિના સંપર્કમાં પણ આપણે
આવ્યા વાસ્તવિકતા સાથેના લેખાંજોખાં કરવાની રીત બદલાઈ એક
બાજુ પરાવાસ્તવવાદ તો બીજી બાજુ demythification અને
derealization — આમ બે ધ્રુવ પ્રકટ થયા ગાંઠે નહિ એવી
સંકુલતાનો મુકાબલો કરવાનો આવ્યો આવી થોડુંક, આજ સુધી
કવિતા જ કરી શકે એવું મનાતું, કામ ગદ્યને કરવાનું આવ્યું ગદ્ય

અને કવિતાના વર્ણસંકરી મિશ્રણરૂપ લખાણનો ભય તો હમેશા રહ્યો જ હોય છે આ ગાળામાં કવિતાનું આક્રમણ બધા જ સાહિત્યરૂપો પર થયું. એ કેટલે અંગે મૂળ સ્વરૂપને સમર્પક નીવડ્યું, સ્વરૂપની સીમાઓ કેટલી તૂટીભાગી, કેટલો નવો વિસ્તાર હસ્તગત થયો—આ બધા પ્રશ્નો પણ તપાસ માગી લે છે એટલું ખરું કે હવે સર્જકમાં માધ્યમના વિનિયોગ પરત્વે વધુ સભાનતા છે માધ્યમને ચકાસી જોવા એ પ્રયોગો કરવા લલચાય છે પણ ખરો પત્રકારો પણ એમની રીતે ગદ્યની નવી લઢણો ઊભી કરતા રહ્યા છે પણ એમને માથે તો સમયનો તકાજો હોય છે દોડતી કલમે એમને વાસ્તવિકતાને શબ્દબદ્ધ કરવાની રહે છે ભાષાના નવાનવા પોત ઊપડતા આવે છે એક બાજુથી ભદ્રંભદ્રીય લાગે એવી ભાષા હજી પૂરેપૂરી લુપ્ત થયેલી જણાતી નથી તો બીજી બાજુથી અપભાષાના સામા છેડા સુધી પહોંચી જવાનો પણ પ્રયત્ન થયેલો દેખાય છે. સંસ્કૃતના સ્રોતથી વિચ્છિન્ન થવાનું તો આપણને પરવડવાનું નથી પણ સમકાલીન સંદર્ભને અનુરૂપ એની વ્યંજકતાને વાળવાનું ગજું કેળવવાનું રહેશે. સૂક્ષ્મતાનો ભોગ હવે આપી શકાવાનો નથી. આધુનિક જીવનના સંઘર્ષો, નિશ્ચિત થતી જતી વ્યક્તિમત્તા, અનધિકૃતતાની ચચરતી લાગણીનું આક્રમણ—આ બધાને પરિણામે થતા નવા વેદનાબોધને અનુરૂપ નવા કાકુઓ ઉપજાવી લેવાની પણ જવાબદારી આજના ગદ્યલેખકને માથે આવી છે કશું રેઢિયાળ હવે ઝાઝો સમય ટકી રહી શકે એમ નથી

લલિત નિબન્ધ, Personal Essay, આપણે ત્યાં કંઈક ઉપેક્ષિત હતો. હવે એ ખેડાવા લાગ્યો છે એમાં ઊર્મિતરંગોથી માંડીને ભાવની કેલિડોસ્કોપિક છટાઓ, સંસ્મરણો, વિદગ્ધતાપૂર્ણ સાહિત્યિક નિર્દેશો, કાવ્યના સ્તરે ચાલી રહેલી ચિન્તનલીલા સૂક્ષ્મ નિરીક્ષણો, Naturalistic પ્રસંગચિત્રો અને વ્યક્તિચિત્રો—આવું બધું ઘણું ઘણું

સમાવિષ્ટ થતું આવે છે. છેલ્લા દાયકામાં થોડા નવા સર્જકો એ તરફ વળ્યા છે. એના ભયસ્થાનો પણ પ્રકટ થતાં આવે છે. કવિતાની ચાર તારની ચાસણીમાં ઝબકોળેલું ગદ્ય કે વિદગ્ધતાનો દેખાડો કરતું ગદ્ય કે વ્યક્તિત્વની વિચિત્રતાના નિદર્શનમાં જ રાચતું ગદ્ય કે પ્રવાસની નોંધોમાં કવિતાઈ કરવા મથતું ગદ્ય કે વર્તમાન સંદર્ભની વીગતો પરત્વેના પૂર્વગ્રહોને સજાવીને મૂકવા ઈચ્છતું ચતુરાઈભર્યું ગદ્ય આવાં ભયસ્થાનો તરફ અંગુલિનિર્દેશ કરે જ છે.

આમ છતાં ઊંચી કોટિની સર્જકતાનો લાભ જ્યાં ગદ્યને મળ્યો છે ત્યાં એ નવી શકયતાઓનો કૃતાર્થતાપૂર્વક આહ્લાદક અનુભવ કરાવે છે તે કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારવું જ રહ્યું. આ સંકલન તો એ તરફ આંગળી ચીંધવાનો એક નમ્ર પ્રયત્ન છે. આ નિમિત્તે આપણું ગદ્ય intensive અભ્યાસનો વિષય બનશે તો આ પ્રયત્ન લેખે લાગશે. હવે તો Semiotics અને Stylisticsની બોલબાલા છે. આમાંના પરિચ્છેદો અને વાક્યરચનાઓની પણ વિસ્તૃત શાસ્ત્રીય આલોચના થઈ શકે. ભાષાવૈજ્ઞાનિક અભિગમ ધરાવનારા આપણા વિવેચકો પણ આથી ઉત્સાહિત થશે. ('ગુજરાતી સર્જનાત્મક ગદ્ય' સંકલનનો આમુખ)

તા. ૧૬-૩-'૮૧

## સાભાર સ્વીકાર

**વનવનના પારેવા** (નવલકથા) ડૉ. કેશુભાઈ દેસાઈ, પ્ર મનુભાઈ શાહ, આનર્ત પ્રકાશન, તલોદ-જિ. સાબરકાંઠા મૂ. ૨૦-૨૫.

**શોરિસા** (નવલકથા) લે. ડૉ. હસમુખ દોશી, મૂ. રૂ. ૩૦-૦૦

**પરિપ્રેક્ષા** (વિવેચનસંગ્રહ) લે. ડૉ. હસમુખ દોશી, મૂ. રૂ. ૧૫-૦૦.

**અભિમત** (વિવેચનસંગ્રહ) ડૉ. હસમુખ દોશી, મૂ. રૂ. ૨૦-૦૦

**પ્રાપ્તિસ્થાન :** આર. આર. અબાણી એન્ડ કંપની, રાજકોટ.

## 'વન હન્ડ્રેડ યર્સ ઓવ્ સોલિટયુડ'નો એક અંશ

ગેબ્રિયલ ગાર્સિયા માર્કવેઝ

અ અનુ. ગ્રેગરી રબાસા          ગુ અનુ શિરીષ પંચાલ

તે બધાને અનિદ્રાનો રોગ લાગુ પડયો હતો. વનસ્પતિઓનો દવા તરીકેનો ઉપયોગ ઉર્સૂલા પોતાની મા પાસેથી શીખી હતી, તેણે એ પ્રમાણે એક પેય તૈયાર કર્યું અને બધાને પીવડાવ્યું પણ તેમને ઊંઘ ન આવી અને આખો દિવસ જાગતા રહીને સપના જોયા. તેમની ચિત્ત-ભ્રમ જેવી અવસ્થામા તેમણે માત્ર પોતાના જ સ્વપ્નની મૂર્ત છબિઓ ન જોઇ, પણ બીજાઓના સ્વપ્નોની પણ છબિઓ જોઇ. ઘર જાણે કે મુલાકાતીઓથી ઊભરાઈ ગયુ હતુ. રસોડાના ખૂણામા પડેલી ખુરશી પર બેસીને રબેકકાએ સ્વપ્ન જોયુ કે લગભગ તેના જ જેવા દેખાતા એક પુરૂષે સફેદ કપડા પહેર્યા હતા અને તેના ખમીસનો કોલર સોનાના બટનથી બીડેલો હતો તે ગુલાબનો ગુચ્છ તેના માટે લાવી રહ્યો હતો. તેની સાથે નાજુક હાથવાળી એક સ્ત્રી હતી તે સ્ત્રીએ એક ગુલાબ લઇને તે તેના માથામા મૂકયુ ઉર્સૂલાને ખ્યાલ આવ્યો કે તે સ્ત્રી અને પુરૂષ રેબેકકાના માતાપિતા હતા, તેમને ઓળખવાને માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો છતાય તેણે બહુ ભારપૂર્વક તેને જણાવ્યુ કે મે કદી તેમને જોયા નહતા તે દરમ્યાન ઘરમા બનાવેલા ગળ્યા રમકડા ગામમા હજુપણ વેચાતા હતા. અનિદ્રાના સ્વાદિષ્ટ નાના લીલા કૂકડાઓ પર, અનિદ્રાની સુંદર ગુલાબી માછલી પર અને અનિદ્રાના

ઘણા લીલા ટટુઓ પર બેમીને આનંદપૂર્વક બાળકોએ અને મોટેરાઓએ
તે ચૂસ્યા સોમવારના પરોઢે જોયુ તો આખુ ગામ જાગતુ હતુ
શરૂઆતમા તો કોઈને ચિંતા ના થઈ. એથી ઊલટુ તેઓ ઊંઘી
ન શકયા માટે બહુ સુખી હતા કારણ કે એ દિવસે મા મેકોન્ડોમા
ઘણુ કામ કરવાનુ રહેતુ હતુ માટે પૂરતો સમય ભાગ્યે જ મળતો
હતો. એમણે ખૂબ કામ કરવા માડયુ. છેવટે કશુ જ કામ કરવાનુ
રહ્યું નહિ, સવારે ત્રણ વાગે અદબ વાળીને ઘડિયાળના ટંકારા ગણતા
તેમને જોઇ શકાય કટાળાને લીધે નહિ પણ સ્વપ્નની ઉત્કટ આસક્તિને
કારણે જેઓ ઊંઘવા માગતા હતા તેમણે પોતાની જાતને થકવી નાખ
વાની બધી રીતો અજમાવી જોઈ. તેઓ ભેગા બેમીને વાતો કર્યા જ
કરતા, એકના એક ટૂચકા કલાકો સુધી કહ્યા કરતા ખાદ્ય કૂકડાની
વારતા કટાળી જવાય એટલી હદે ગૂચવી નાખતા હતા. અંતહીન
રમત જેવી બની રહેતી આ વારતામા કથાકાર પૂછતો તમે આ
કૂકડાની વારતા મારે મોઢે સાભળવા માગો છો ? જો તેઓ હા પાડે
તો કથાકાર તેમને કહેતો કે મે તમને હા પાડવા કહ્યું નથી પણ તમે
આ કૂકડા વિશેની વારતા મારે મોઢે સાભળવા માગો છો ? જ્યારે
તેઓ ના પાડતા ત્યારે કથાકાર તમને કહેતો કે મે તમને ના પાડવાનુ
કહ્યું નથી પણ તમે આ કૂકડા વિશેની વારતા મારે મોઢે સાભળવા
માગો છો ? અને જો તેઓ ચૂપ રહેતા તો કથાકાર તેમને કહેતો કે મે
તમને ચૂપ રહેવા કહ્યુ નથી પણ આ કૂકડા વિશેની વારતા તમે મારા
મોઢે સાભળવા માગો છો ? અને ત્યાથી કોઇ ચાલ્યુ પણ જતુ નહિ
કારણ કે કથાકાર પછી એમ કહે, મે તમને ચાલ્યા જવાનુ કહ્યું નથી પણ
આ કૂકડા વિશેની વારતા તમે મારા મોઢે સાભળવા માગો છો ખરા ?
અને આમ ને આમ આખી રાત્રિઓ વિષચક્રમા અટવાયા કરતી

જોસે આર્કેડિયો બુએન્ડીઆને જ્યારે ખ્યાલ આવ્યો કે ગામ પર
રોગચાળાએ હુમલો કર્યો છે, ત્યારે તેણે અનિદ્રાની બિમારી વિશે

આધુનિક કવિતાના

ત્રણ તાજા સંગ્રહો

## તથાપિ

સુરેશ હ. જોષી

## બાગમાં

મંગળ રાઠોડ

## અલુક્

અજિત ઠાકોર

પ્રકાશક

સાહિત્યસંગમ, ગોપીપુરા, સૂરત-૧.

પોતાની જાણકારીની સમજ આપવા કુટુંબોના વડાઓને એકઠા કર્યા અને ભેજવાળા એ વિસ્તારમાના બીજા ગામોને તેનો ચેપ ન લાગે એ માટેના ઉપાયો વિશે તેઓ સમત થયા એટલે તેમણે મકાઉ પોપટોના બદલામા આરબોએ આપેલી ઘટડીઓ બકરાઓના ગળામાથી ઉતારી લીધી અને સત્રીઓ દ્વારા અપાતા સલાહ અને વિનતીઓને અવગણીને ગામની મુલાકાત લેવા માગતા લોકો માટે ગામના પ્રવેશદ્વાર આગળ મૂકી દીધી. મેકોન્ડોની શેરીઓમાથી તે વખતે પસાર થતા બધા જ અજાણ્યા લોકોને ઘટડીઓ વગાડવી પડતી હતી જેથી બિમાર લોકોને તેઓ તદુરસ્ત છે તેની જાણ થાય તેઓ ત્યા રહે તે દરમિયાન તેમને કઈ પણ ખાવાપીવાની મનાઈ હતી કારણ કે બિમારી મો દ્વારા ફેલાતી હતી એ વિશે સહેજ પણ શકા ન હતી, અનિદ્રા વડે બધા જ ખોરાકપાણી દૂષિત થઇ ગયા હતા. એ રીતે તેમણે એ રોગને પોતાના ગામની સીમા પૂરતો મર્યાદિત રાખ્યો. આ કિલ્લેબદી એટલી બધી તો અસરકારક નીવડી કે કટોકટીભરી સ્થિતિને સ્વાભાવિક ગણી લેવામા આવી અને જીવન એવી રીતે ગોઠવવા માડયુ કે ફરી બધુ કામકાજ નિયમિત થવા લાગ્યુ અને ઊ઼ઘવાની નિરર્થક આદત વિશે બધાએ ચિતા કરવાનુ માડી વાળ્યુ

કેટલાય મહિનાઓની વિસ્મૃતિ સામે રક્ષણ મેળવવા માટેનો ઉપાય શોધી કાઢનાર ઓરેલિઆનો હતો આ ઉપાય તેણે આકસ્મિક રીતે જ શોધી કાઢયો અનિદ્રામા કુશળ બની ગયેલો ઓરેલિઆનો શરૂઆતના દર્દીઓમાનો એક હતો તેણે ચાદી પર નકશીકામની કળા હસ્તગત કરી લીધી હતી એક દિવસ ધાતુઓ ઉપર પતરા ચઢાવવાની નાની એરણ તે શોધતો હતો પણ તેનુ નામ તેને યાદ આવતુ ન હતુ તેના બાપે તેને કહ્યુ, 'એરણ'. ઓરેલિઆનોએ તે નામ કાગળના એક ટુકડા પર લખી લીધુ અને એરણના નીચલા ભાગમા ચોટાડી દીધુ 'એરણ' એ રીતે હવે ભવિષ્યમા એ નામ ભૂલી જવાનો ભય ભુસાઇ

ગયો પણ સ્મૃતિનાશનું આ પ્રથમ સોપાન હતું એ વાતનો તેને ખ્યાલ ન આવ્યો, કારણ કે એ પદાર્થનું નામ યાદ રાખવું મુશ્કેલ હતું. પણ થોડા દિવસ પછી તેને ખબર પડી કે પ્રયોગશાળાના લગભગ એકેએક પદાર્થનું નામ યાદ રાખવામાં તેને મુશ્કેલી વરતાવા લાગી. પછી તેણે બધા પદાર્થો પર નામ લખી લખીને ચોટાડી દીધાં, એટલે પછી તો તેમને ઓળખવા માટે ચબરખીઓ જ વાંચવી પડતી હતી. તેના બાપે પોતાના બાળપણની ખૂબ જ મહત્ત્વની વિગતો ભૂલી ગયાની ચિંતા તેની આગળ જણાવી ત્યારે ઑરેલિયાનોએ પોતાની યુક્તિ બતાવી અને હોસે આર્કેડિયો બુએન્ડીઆએ એ યુક્તિ આખા ઘરમાં અમલમાં મૂકી અને પછી તો આખા ગામમાં આ યુક્તિનો અમલ કરાવ્યો. શાહીવાળા બ્રશ વડે તેણે દરેક વસ્તુ પર ચિઠ્ઠીઓ ચોટાડી દીધી, ટેબલ, ખુરશી, ઘડિયાળ, બારણું, ભીંત, પથારી, કઢાઈ... તે વાડામાં ગયો અને પ્રાણીઓ અને ઝાડપાનને ચિઠ્ઠીઓ ચોટાડી દીધી, ગાય, બકરી, ડુક્કર, મરઘી, કાસાવા, કેલેડિયમ, કેળ, સ્મૃતિનાશની અનંત શક્યતાઓનો વિચાર કરતાં કરતાં ધીમે ધીમે તેને ખ્યાલ આવ્યો કે ચિઠ્ઠીઓ વડે વસ્તુઓનાં નામ તો ઓળખી શકાશે પણ જતે દિવસે કોઈને તેમનો ઉપયોગ જ યાદ નહીં રહે. મેકોન્ડોના પ્રજાજનો સ્મૃતિનાશ સામે ઝઝૂમવાને ખૂબ તૈયાર હતા તેની ખાત્રી તેણે ગાયના ગળા પર લગાડેલ ચિઠ્ઠી પરથી થઈ શકે. 'આ ગાય છે. દરરોજ સવારે તેને દોહવી જોઈએ જેથી તે દૂધ ઉત્પન્ન કરી શકે, કૉફી અને દૂધ બનાવવા કૉફી સાથે ભેળવી શકાય એટલા માટે દૂધને ઉકાળવું જોઈએ.' આ રીતે છટકી જતી પણ થોડી થોડી વારે શબ્દો વડે ઝીલી શકાતી વાસ્તવિકતામાં તેઓ જીવતા ગયા, પણ તેઓ જ્યારે લિખિત અક્ષરોનું મૂલ્ય ભૂલી જશે ત્યારે એ વાસ્તવિકતા કાયમ માટે ચાલી જવાની.

એ ભેજવાળા વિસ્તારમાં જવાના રસ્તાની શરૂઆતમાં તેમણે પાટિયું લગાવ્યું – 'મેકોન્ડો' અને મુખ્ય શેરી આગળ વધુ મોટાં પાટિયાં

પર લખ્યુ 'ઇશ્વર છે' બધા જ ઘરમા વસ્તુઓ અને લાગણીઓને યાદ રાખવાની રીતો લખવામા આવી હતી પણ આ આખી પદ્ધતિમા એટલા બધા ધ્યાન અને નૈતિક શક્તિ અનિવાર્ય હતા કે ઘણા તો તેમણે ઉપજાવેલી કાલ્પનિક વાસ્તવિકતાના જ શિકાર બની ગયા, એ વાસ્તવિકતા તેમને માટે ઓછી વ્યવહારુ પણ વધુ આશ્વાસન આપનારી હતી. રહસ્યમયતાને લોકપ્રિય બનાવવામા સૌથી વધુ ફાળો આપનારાઓમા એક ગણાતી પિલર ટર્નેરા પહેલા પત્તા વડે ભૂતકાળ જોઇ આપવાની યુક્તિ તેણે શોધી કાઢી આની મદદ વડે અનિદ્રાના ભોગ બનેલાઓ પત્તાના અનિશ્ચિત વિકલ્પો પર ખડા થયેલા જગતમા જીવવા લાગ્યા, અહીં બાપને એપ્રિલની શરૂઆતમા દેખા દીધેલા ભીનેવાન પુરુષ તરીકે અને માને ડાબા હાથે સોનાની વીટી પહેરતી ભીનેવાન સ્ત્રી તરીકે ઓળખવામા આવતા હતા, અહીં આગળ જન્મદિવસને જે મગળવારે બોરેલ વૃક્ષ પર ચડોળે ગીત ગાયેલુ તે મગળવાર તરીકે ઓળખવામા આવવા લાગ્યો આશ્વાસનની આ બધી રીતોથી હતાશ થઇને જોસ આર્કેડિયો બુએન્ડીઆએ સ્મૃતિયત્ર બનાવવાનો નિર્ણય કર્યો, જિપ્સીઓની અદ્ભુત શોધખોળોને યાદ રાખવા માટે આવા યત્રનો વિચાર તેને અગાઉ આવ્યો હતો દરરોજ સવારે આરભથી અત સુધી જીવન દરમિયાન જે જ્ઞાન પ્રાપ્ત થયુ તેની વિચારણા કરવાની શક્યતા પર આ યત્રનો આધાર હતો તેણે આ યત્રનો વિચાર સ્પીનીંગ શબ્દકોશ તરીકે કર્યો, તેની ધરી પર ગોઠવાયેલો માણસ ચાપ વડે થોડા જ કલાકમા જીવન માટે ખૂબ જ જરૂરી એવા વિચારો પોતાની આખ આગળથી પસાર થતા જોઈ શકે તે લગભગ ચૌદ હજાર જેટલી વિગતો લખવામા સફળ થયો હતો તે જ વખતે એ વિસ્તારમા પડના માર્ગ ઉપર દુખી નિદ્રાધીનોની ઘટડી વગાડતો વિચિત્ર દેખાવનો માણસ દેખાયો, તે દોરડા વડે બાધેલી ખૂબ જ ઠાસેલી બેગ લઈને અને કાળા કપડાથી ઢાકેલુ ગાડુ ખેચતો હતો તે સીધો જોસે આર્કેડિયો બુએન્ડિઆના ઘર તરફ ગયો ☐

અનુવાદ–આસ્વાદ / વિજય શાસ્ત્રી

## આજની પરીકથા

જકડી લે મને, ઑક્ટોપસ !
નાગ અષ્ટભુજા મારે માટે પૂરતી નથી.

એકદા,–લોકો કહે છે–
એક નાનકડી કન્યા હતી
જે રોજ પોતાનો કેશરાશિ નીચે ફેલાવતી
અને એક રાજકુમારે આવી
એકદણ્ડિયા મહેલમાંથી તેને છોડાવી

પણ પછી કન્યાઓએ
કેશ ફેલાવવા બંધ કરી દીધા
દીવાસળીના ખોખા જેવા ઍપાર્ટમેન્ટસમાં રહેવું શરૂ કરી દીધું
પછી તેમને છોડાવવાની કોઈ જરૂર રહી નહીં
અથવા તેઓ એમ માનવા લાગી

ઑક્ટોપસ દીવાસળીના ખોખામાં માતા નથી
ને કે કશું જ બંધબેસતું નથી
વર્તુળોમાં ચતુષ્કોણો ઘૂમરાયા કરે છે
આધુનિકોએ તેમની અનીતિઓને વેગળી મૂકી દીધી છે
ને રાજકુમાર અપરાધભાવ અનુભવે છે

તે બિચારી ચીસચે પાડતે-જો તેની કને
અનાજ હોત તો પણ દમ્ભે
એને કૉફીના અનંત પ્યાનાઓ ભર્યે જ જવાનુ
શીખવી દીધુ છે

જુઓ રાજકુમાર ચાર્મિંગ,
કૉફીમાનુ માદક દ્રવ્ય મને કેવી 'જીવંત' દેખાડે છે
આ તો માત્ર એક નજીવો દુર્ગુણ ગણાય
બાકીના બધા (દુર્ગુણો) તો ઢંકાઈ ગયેલા છે

રાજકુમાર ઑક્ટોપસ, તારી અષ્ટભુજા
શાખાઓમા વિભક્ત
સમુદ્રને તળિયે તરે છે તે
ક્યારેય હતી એકરૂપ ?

તુ સાચે જ ત્યા છે કે હતો
માત્ર કલ્પના કર કે તારી ભુજાઓ
મારી ખોપરીમાથી ફૂટી નીકળી છે ?

['ધ ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'-માથી] — મેનકા શિવદાસાની

ઇબ્સને તેના 'લેડી ઑફ ધ સી' નાટકમા બેલેગ્ટેઈડ નામના એક પાત્રના મુખે કહેવરાવ્યુ છે કે-

-અંધકારપૂર્ણ દિવસો સાથે સમાધાન કરવુ કોઈને પણ માટે દુષ્કર છે

એ જ નાટકમા ઍલીડા નામનુ એક પરિણીત સ્ત્રીનુ પાત્ર કહે છે કે-

-તમે એને મારુ 'પોતાનુ' જીવન કહો છો ? ના રે, મારુ પોતાનુ સાચુ જીવન નો જ્યારે તમારા જીવન સાથે મે એને જોતર્યુ ત્યારનુ જ અવળે રસ્તે ચડી ગયુ છે

કેટલીક વાર દામ્પત્યજીવન કેટલીક વ્યક્તિઓને માટે કરુણતાની ભરપૂર સામગ્રી પૂરી પાડી રહે છે. અહીં પણ વિચ્છિન્ન દામ્પત્યની વ્યથા વક્રતા, વ્યંગ્યના કાકુમા વ્યક્ત થઈ છે

ઑક્ટોપસનુ રૂપક અહી વ્યવસ્થા કરનાર તંત્રના પર્યાય તરીકે મૂકાયુ છે. ઑક્ટોપસના અષ્ટ બાહુની પકડમા જકડાયેલુ કોઈ પણ છૂટી શકતુ નથી પણ લગ્ન, ગૃહ, સમાજ, વ્યવસ્થા, પતિ, સતી, નીતિ, નિયમો ઈત્યાદિની એકાધિક ભુજાઓમા જકડાયેલી કાવ્યનાયિકાની આ બધા બંધનોને ફગાવી દઈ છૂટી નીકળવાની ઝંખના એટલી તો તીવ્ર છે કે જો ઑક્ટોપસરૂપી વ્યવસ્થાએ પોતાના બંધનો લેશ પણ શિથિલ કર્યા તો તેને ન ગાંઠી આ નાયિકા ભાગી જ છૂટશે ! એટલે નાયિકાએ જ કહ્યુ કે ઓ સહસ્રબાહુ વ્યવસ્થા,-તંત્ર,-પ્રપંચ, નીતિ, નિયમના ઑક્ટોપસ મને જકડી રાખ, નહિતર હુ છટકી જઈશ

બીજા ખણ્ડમા એક જાણીતી પરીકથાનુ વૃત્તાંત આવે છે જેમા એક કન્યા પોતાના વિશાળ મનોહર કેશરાશિને જમીન સુધી ફેલાવી કેદમા ઊભી રહેતી એક રાજકુમાર-રાપુનઝેલ-એ કેશરાશિ વડે ઉપર જઈ એને છોડાવી લાવ્યો હતો.

પણ આજે આવી બંધનગ્રસ્તા નારીને બંધન કોઠે પડી ગયા છે, એકદણ્ડિયા મહેલને બદલે દીવાસળીના ખોખા શા ઍપાર્ટમેન્ટમા તેઓ રહેતી થઈ ગઈ છે 'દીવાસળીના ખોખા' જેવા ઍપાર્ટમેન્ટ્સ એ Flathess, ચપટાપણુ, જડતાના પ્રતીકો છે. અને જે જડતાને જ સુખ માની બેઠી છે, જેની સંવેદના બધિર થઈ ચૂકી છે એને વળી બંધનના દુઃખ શા, વેદના શી ? એટલે-

પછી તેમને છોડાવવાની
કોઇ જરૂર રહી નહી !
આધુનિક નારી આમ છતા ક્યાય કશે દુઃખ અનુભવતી જ

નથી એમ નથી સંવેદનશીલ વ્યક્તિ અને જડ વ્યવસ્થા બેનો મેળ પડે જ નહિ. જેમ વર્તુળ અને ચતુષ્કોણનું એડજસ્ટમેન્ટ અશક્ય છે તેમ પણ પેલી રાજકન્યા તો રાજકુમાર સાથે છૂપો પ્રેમ, છૂપા મિલનો કરવાનું પાપ, અપરાધ કરી 'અનીતિ' આચરી શકતી હતી રાપુનઝેલ પણ પોતે જેને ચાહતો હતો તેને મેળવવા / મળવાનો અપરાધ કરતો હતો પણ હવે

આધુનિકોએ અનીતિઓને વેગળી મૂકી દીધી છે

હવે રાપુનઝેલ અપરાધ અનુભવે છે.

આધુનિક નારી વ્યથાની ચીસ પાડતી નથી કેમ કે તેની પાસે 'જોતીકો' કહેવાય એવો કોઈ અવાજ જ રહ્યો નથી એણે તો બધાંય વેદના, વ્યથાને હૃદયનિકાલ કરી દઈ ખોટું જૂઠું હસતાં હસતાં એવું જ ખોટું જૂઠું હસતા મહેમાનો માટે કૉફીના પ્યાલા અનંતકાળ પર્યન્ત ભર્યે જવાનું શરૂ કરી દીધું છે એ દંભ એને એટલો તો પ્રિય છે કે એમાં એને ખૂબ આનંદ પડે છે હવે તે પોતાનો સ્વાર્થ ક્યાં છે તે સમજતી થઈ ગઈ છે ડાહ્યલી!

હવે તેણીમાં કશા 'દુર્ગુણો' રહ્યા નથી હવે તે છૂપો પ્રેમ છૂપા મિલનો, છૂપા સંદેશાઓમાં સંડોવાતી નથી હવે કૉફીના પ્યાલા જ તેનું સર્વસ્વ છે

આધુનિક સભ્યતાએ જન્માવેલી સંવેદનજડતા અને નિર્માનવીકરણ Dehumanization–પરત્વેની વેદના વ્યંગ્યના કાકુમાં રજૂ થઈ છે ☐

૪ એપ્રિલ, ૧૯૮૧

---

– આ રચનામાં પ્રયોજાયેલા કેટલાક રૂપકો અને પ્રતીકો વિશે માર્ગદર્શન આપવા બદલ કવયિત્રી મેનકા શિવદાસાની તેમ જ પ્રા મુકુન્દરાય દવેના ઋણનો સ્વીકાર કરું છું વિ.

## ડૉ. સુરેશ જોશીની નિવૃત્તિ / સાત્યકી

દાયકાઓ સુધી મ. સ. યુનિવર્સિટીમાં ગુજરાતીનું અધ્યયન અને અધ્યાપન કરી તાજેતરમાં જ ડૉ. સુરેશ હ. જોષી (સુ જો) નિવૃત્ત થયા એ ઘટના પરત્વે સાહિત્યસેવીઓના કે વિદ્યાર્થીના કે ગુજરાતી વિષયના અધ્યાપન સાથે સંકળાયેલા કોઈનાયે ઝાઝા પ્રતિભાવ ક્યાંક જોવા મળ્યા નહીં એ હકીકત સુરેશ જોશી માટે કે એમના સાહિત્યસેવનને માટે સાચો પ્રેમાદર ધરાવનાર કોઈકને માટે સાવ અણધારી નથી, કેમ કે તેજસ્વિતા પ્રત્યેના આપણા છૂપા દ્વેષ અને અસૂયા આપણે ઘણી વાર આવા મીઠા મૌન દ્વારા જ પ્રગટ કરતા હોઈએ છીએ ગુજરાત તેની વાણિયાગીરી માટે સુખ્યાત છે ક્યારે બોલવું એ તો ખરું જ, પણ ક્યારે નહિ બોલવું એની એને વિશેષ પતીજ છે વળી સુ જો, કહેવાતા સાહિત્યિક પ્રતિષ્ઠાનો અને તેણે સ્થાપેલા વિવિધ હિતોને પારખી જનાર ને તેથી તેનો વિરોધ કરનાર પણ ખરા, એ રીતે ય તેઓ સામકાના વર્ગની બહાર આથી વાડા બહારના રત્નની તો કોડીનીયે કિંમત આપણે ન કરીએ તો વળી વાડામાના ચીથરાનુ ય આપણને ઘણું મૂલ્ય એવા કૌટિલ્યોથી ભરેલા સમાજમા સુ જો ની નિવૃત્તિ કે એમને સાઠ વર્ષ પૂરા થતા હોય ષષ્ટીપૂર્તિની વાત જ આપણે કેમ કરીએ ?

મિત્રોમા તેમનો અધ્યાપનકાળ કેવો વિટંબણાસભર (અન્ય માનવોએ સર્જેલી વિટંબણાસભર) હતો તે જાણીતું છે મ સ યુનિ ના ગુજરાતી વિભાગના અધ્યક્ષ અત્યારે તેઓ થયા એટલું એમના ચાહકોને આશ્વાસન છે જો કે ન થયા હોત તોયે સુ જો ની સાહિત્યિક પ્રતિમા તો યથાવત્ જ રહેત કદાચ વધત એટલા માટે કે ઘણી વાર અમુક માણસો અમુક ઊંચા હોદ્દે યેનકેન પ્રકારે પહોંચી ગયા હોય છે ત્યારે એમને સારી રીતે ઓળખનારાઓને આઘાતજનક આશ્ચર્ય થાય છે કે "તે ? ત્યાં છે ? ' આથી ઊલટું કેટલાક શક્તિશાળી માણસો ગદ્દયા-

નું રૂપ ઊંચા હોદ્દે નથી પહોંચ્યા હોતા ત્યારે એમને વિશે પણ આશ્ચર્ય થાય છે કે, "તેઓ ? ત્યાં નથી ?"

નેપોલિયન એક શિલ્પી સાથે બગીચામાંના પૂતળાઓ જોતો હતો. શિલ્પીને પૂછતો હતો કે આ કોનું પૂતળું છે, પેલું કોનું છે, વગેરે, શિલ્પીએ પ્રસ્તાવ મૂક્યો કે શહેનશાહ, તમારું ય એક પૂતળું બનાવડાવો નેપોલિયને ના કહી, 'ના કેમ ?" તો કે 'ભવિષ્યની પ્રજા એમ પૂછે કે આ કોનું પૂતળું છે ? એને બદલે એમ પૂછે કે નેપોલિયનનું પૂતળું કેમ નથી ? તો તે વધુ સારું '

સુ જો અધ્યક્ષ ન થયા હોત તો પૂછાત કે કેમ ન થયા ?

ખેર, અધ્યક્ષપદ દરમિયાન અભ્યાસક્રમો જે અમુક શિષ્ટસંમત કૃતિઓની ફેરકુદરડી ફર્યા કરતા હતા તેનું પુનર્વિધાન કરવાનું કામ તેમણે કર્યું. ભાષાવિજ્ઞાન, સાહિત્ય અને ફિલસૂફીનો સંબંધ, અનુવાદ પ્રવૃત્તિ, ટૂંકી વાર્તા પરનો સેમિનાર ઈત્યાદિ પ્રવૃત્તિઓ અને તેની ફળશ્રુતિથી સુજ્ઞો વાકેફ છે જ. કૃતક સાહિત્યાભાસી અને સાચી કૃતિઓની વચ્ચેનો વિવેક તેમણે કર્યો અને શીખવ્યો ખોટી રીતે પ્રતિષ્ઠિત થઇ ચૂકેલી કૃતિઓ અને કૃતિકારોના તળપદી ભાષામાં કહીએ તો 'ચીથરાં ફાડયા' આવી બધી સાફસૂફીથી જેને સહન કરવાનું આવ્યું તે વર્ગ નારાજ થયો. એમની નાગાજગીનો ખોફ પણ ઘણી રીતે વહોરી લેવાનો એમને થયો અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, શિરીષ પંચાલ, સુમન શાહ અને બીજા અનેક તેજસ્વી સાહિત્યના અભ્યાસીઓ, રસિકો તેમણે ઊભા કર્યા ક્ષિતિજ'થી માંડી 'એતદ્' સુધીની સામયિકપ્રકાશનયાત્રા એમણે અનેક વિઘ્નો સાથે જારી રાખી. પુસ્તકો એમના પ્રગટ થયા એમાંથી પ્રગટ કરનારાઓ અલબત્ત ફાવ્યા, પણ એમને આર્થિક ભીંસ રહે જ રહે એવી વ્યવસ્થા પણ કરતા ગયા

એમના પુસ્તકોનાં અવલોકનો અભ્યાસો ઝાઝા થયા નહીં. એમ, એમને સમજવાની અશક્તિ તો કદાચ હશે જ, પણ એમને પ્રતિષ્ઠા ન અપાઈ જાય એ જોવાની કાળજીએ ઘણો ભાગ ભજવ્યો હશે

એમને વિશે, એમના પુસ્તકો વાચ્યા વગર યદ્વાતદ્વા બોલનારાઓ અનેક છે ઘણાની મનોગ્રંથિ એવી હોય છે કે તેજસ્વીની ટીકા કરવાથી આપણે પણ તેજસ્વી ગણાઇ જઇશુ.

એમના પ્રવચનોમા કહેવાતા સાહિત્યપ્રિય માણસોથી માડી, સાહિત્યેતર (જેવા કે કોમર્સ, બેન્કિંગ વિજ્ઞાન વગેરે) વિષયોના માણસો પણ આવતા સાહિત્યમા વાસ્તવ, નવલકથાનુ સવિધાન, કવિતાનો આસ્વાદ, પ્રવર્તમાન સામાજિક પરિસ્થિતિ, પશ્ચિમી લેખકો અને વાદો જેવા કે કેમ્યૂસ, સાર્ત્ર, કાફ્કા, કિર્કેગાર્ડ, અસ્તિત્વવાદ, ઘટનાક્રિયાવિજ્ઞાન (ફિનોમિનોલોજી) સકેતવિજ્ઞાન ઇત્યાદિનો પરિચય પણ એમણે કરાવ્યો. રાવજી અને ગુલામમહોમ્મદ શેખ જેવાઓ 'કવિ' તરીકે ઊપસી શકયા એ સુ. જો.ને લીધે પણ ખરા

એમની છાપ ઇરાદાપૂર્વક ખોટી રીતે ઊપસાવાઈ હોય એવુ બન્યુ છે. એમની ટીકા કરનારાઓની સામે સૈદ્ધાતિક રીતે તેઓ લડયા હશે પણ માનવીય ભૂમિકા પર તો તેમણે સૌ કોઈની સાથે એક પ્રેમાળ અને નિખાલસ માણસ રાખે એવા જ વર્તન–વ્યવહાર રાખ્યા છે દિલચોરી એમણે કદી કરી નથી. પત્ર લખવામા આળસુ ખરા ઘણા કદાચ પોતાના સ્વાર્થેય તેઓ ઉદ્યમી ન બને એવી આળસ એમની ભાષા, એમની શૈલી અને એમની લખાવટનું અનુકરણ ઘણાએ ઘણી વાર કરી જોયુ છે પણ ત્યા ત્યા બધે જ એમની ભાષા, એમની શૈલી કે એમની લખાવટ કદાચ ઊતરી હશે પણ એમનુ આગવુ એમનાપણુ' સુરેશીય સ્પર્શ આવી શકતો / શકયો નથી

ભૌતિક સુવિધાઓનો ભોગ આપીને પણ સાહિત્યને અગ્રતાક્રમ એક નર્મદે આપ્યો હતો, એનેય ઘણા ઘણા ટીકાકારો, દ્વેષીઓ સાપડયા હતા બીજો એવો ભોગ સુ. જો. એ આપ્યો એમ કહેવામા તો નથી જ, પણ એમનેય નર્મદ જેટલા જ ટીકાકારો, દ્વેષીઓ સાપડયા હતા એમ કહેવામા પણ અતિશયોક્તિ નથી.

કયા સાચા માણસને શત્રુ ન હોય, વારુ? 

# હું ક્યાંય હોતો નથી / રજની શાહ

ઘણા બધા લોકો મને કહે છે કે હુ ત્યા હતો તે લોકોએ મને જોયો હતો હુ ઊભો ઊભો છાપુ વાચતો હતો હુ કાન સરવા રાખીને ભાષણ સાભળતો હતો. બધુ જ એકસામટુ સ્પષ્ટ કરી દેવા માગતો હોય તેમ એક પછી એક વસ્ત્રોની ગડીઓ ફેકી નાખતી યુવતી સામે હુ ઊભો હતો હુ ફરી ફરીને ઊભો રહી જતો હતો હુ વાહનો વચ્ચેથી માર્ગ કરતો કરતો ચાલ્યો જતો હતો હુ એકલો એકલો ટહેલતો હતો, હુ ચાલુ બસમા ચઢી જતો હતો કે તેમાથી નીચે ઊતરી જતો હતો હુ ખુરશી પર બેઠો બેઠો કામ કરતો હતો હુ કશુક વિચારતો બેઠો હતો હુ લગ્નમડપની ખુરશીમા ઘણા બધા લોકો કહે છે કે હુ ત્યા હતો ઘડીભર તો હુ ય માનવા માટે તૈયાર થઈ જાઉ છુ હા, હુ તે લોકોની આજુબાજુમા અહીં પહીં ક્યાક હતો અથવા તો હુ તે લોકોથી ઘેરાઇ ગયો હતો એમ તો હુ તેમની સાથે સાથે ચાલતો પણ હતો તેઓ તો ગમે ત્યા વળી જાય છે મારુ તેવુ નથી હુ ચાલતા ચાલતા જ મારી દિશા નક્કી કરી લઉ છુ મે તેઓને ઘણીવાર મોટે મોટેથી બરાડતા જોયા છે પણ ક્યારેય તેઓના એકકેય શબ્દ પકડી શક્યો નથી ઘણી યે વાર મે તેમને પુષ્પોની જેમ ઝુડમા કોળી ઊઠતા જોયા છે, પણ મને તેની કશી જ ગન્ધ આવતી નથી એમ તો મે તેમને સૂરજની જેમ ઊગતા ય જોયા છે ને દૂર દૂર હડસેલાઈ જતા સમુદ્રના મોજાની જેમ પાછા વળી જતા ય જોયા છે. મને કોઈ ધક્કો કે હડડોલો લાગ્યાનુ યાદ આવતુ નથી. આ તો તેઓ મને તેમની સાથે ભેળવી દેવા માગે છે અને તેથી જ તેઓ કહે છે કે હુ પણ ત્યા હતો પણ તેઓ તો સાવ નિર્બંધ છે ક્યારે પણ જુઓ રસ્તામા ને રસ્તામા રસ્ત ચાલતા જ હોય છે થાકી જાય તો બેસી પડે છે. એમ તો હુ ય તેમની આસપાસમા ચાલતા ચાલતા જ બેસી જાઉ છુ મારે તે તમનો ઉત્સાહ જોવો હોય છે તેમની આખોમા ઊડા ઊતરવુ હોય છે તેમનામાના કોઇકની હથેળીને હાથમા લઇને મારી હથેળીને ઉષ્માથી ભીંજવી દેવી હોય છે. પણ તેમાનુ કશુ જ થઇ શકતુ નથી

મને તો તેમના ચહેરા પણ યાદ નથી.

તેઓ જ્યારે ત્યાં નથી હોતા ત્યારે પણ હું ત્યાં જાઉં છું પરંતુ, ત્યારે તો ત્યાં કૂણું કૂણું ઘાસ ઊગી ચૂક્યું હોય છે. છોડવાઓ પર પુષ્પો ખીલી ઊઠે છે વૃક્ષોની ઘટાઓ માની ઘેરી હૂંફ આપે છે, ને એકાદ તૂટેલા બાંકડાનો આધાર પણ પૂરતો લાગે છે. તેઓ ક્યારેક અહીં આવ્યા હતા તેનો ખ્યાલ સુદ્ધાં નથી આવતો. હું તો બસ, ચાદર બિછાવીને પડ્યો રહું છું ને અધમીંચી આંખે જોયા કરું છું. કેટલાક લોકો આવતા હોય છે ને કેટલાક લોકો જતા હોય છે. લારી પર ઊભા ઊભા જ ભેળપુરી ખાતા હોય છે પણ મને તો મારી ચાદરમાંથી ઊઠવાનું મન જ થતું નથી તેમની હાજરીમાં ક્યારેક મને વસ્ત્રો ઉતારી નાખવાનું મન થઈ આવે છે પણ તેમ થઈ શકતું જ નથી એટલે ચાલી નીકળું છું.

તે લોકોએ મને ઘણીવાર રીઝવવા પ્રયત્ન કર્યો છે તેઓ મારી સામે જ ઊભા રહીને આઈસ્ક્રીમ-કોન ચગળ્યા કરે છે પછી તેમની જીભને હોઠ પર ફેરવે છે નવી નવી ડિઝાઈન અને નવા નવા રંગના વસ્ત્રો પહેરીને પછી મારી સામે તાકી રહે છે. તેમની પસંદગી પર વારી જઇને પ્રશંસાભરી નજરે તાકી રહેવાનું કોણ જાણે કેમ પણ મને આવડતું જ નથી છતાંય તેઓ, હું તેમની વચ્ચે જ ક્યાંક હતો એવું કહ્યા કરે છે

હું તો અત્યારે અહીં આ ઘરના એક ખૂણામાં ટૂંટિયું વાળીને . પલંગમાં સૂતેલી પત્નીના પડખામાં... સૂતેલી બેબી અને અંધારું ઘબ્બ દીવાલને અઢેલીને . બારી ને બારણાં બધું જ બંધ . આ ઘરમાં ને બહાર આકાશમાં થોડીક ક્ષણો પૂર્વેના તારાઓ... મારું હૃદય ધડક ધડક .. ને પાંપણો પણ ટિમટિમ ટિમટિમ .. ના, નથી અહીં

આવતીકાલે સવારે મારી પત્ની પૂછી બેસશે – આખી રાત તમે ત્યાં ખૂણામાં શું કરતા હતા ?

કદાચ, ત્યારે તો હું ક્યાંય નહીં હોઉં ! 

## હું વૃક્ષ થયો—ન રહ્યો / રતિલાલ 'અનિલ'

એક દિવસ હું વગડાનું ઝાડ થઈ ગયો કોણ જાણે કેમ મને મને જ વગડાનું ઝાડ થઈ જવાની ઇચ્છા થઇ હું કયું/કેવું ઝાડ થયો એની મને જાણ નથી કોઈ મત્સ્યગંધા મારા પર પાનની પિચકારી મારી મને પદાઘાત કરે એવી યે કોઈ ઇચ્છા નહોતી મારા પર રૂપાળા પક્ષી આવી માળા બાંધે બનતા સુધી શાકાહારી વનસ્પત્યાહારી પક્ષી આવે, બેસે/વસે એવી કશી અપેક્ષા મને નહોતી કોઇ મારી ડાળીને કાપી મને સુડોળ બનાવે એવી આતુરતા યે નહોતી હું વૃક્ષ છું એટલા માત્રથી હું હોવાનું મને લાગતું હતું

પણ પછી મને લાગ્યું કે હું વગડાનું ઝાડ છું એટલે મારા પર કાગડા માળો બાંધે એ વગડાવાળાને જ નહીં ગમે, કોયલ માળો બાંધશે તો ખાસ તો ગ્રીષ્મ ઋતુમાં મારી સામે જોશે અથવા વગડામાં વૃક્ષ આવેલું છે એવો અનુભવ તો કરશે જ પરન્તુ હું મૂળે માણસ હતો એટલે જ વૃક્ષ રૂપે આવો વિચાર કરતો હતો—માત્ર વિચાર કરતો હતો, બાકી મોટે ભાગે કાગડો અને ચકલાં જ મારી ડાળ-ડાળખી પર બેસતા/ઊડતા—એમની ગતિવિધિમાં મારી ઇચ્છા-અનિચ્છાનો કશો જ પ્રભાવ નહોતો, પ્રેરણા યે નહોતી

હું વગડાનું વૃક્ષ થયો એટલે મને થયું કે હું ગૃહવૃક્ષ છું મારા પર નજર નાખવાની સૌને છૂટ છે પણ મારાં પાન તોડવાની સ્વતંત્રતા તો સામે ઘરમાં રહે છે તેમને જ મળી છે

પછી મને લાગ્યું કે હું સામાજિક વૃક્ષ છું! વૃક્ષો શું સામાજિક હોય? સમાજ જ એનો ઉપયોગ કરે છે પણ વધારે ઉપયોગ તો

પક્ષીઓ કરે છે છતાં હું માનવસમાજના અર્થમાં મને સામાજિક માનવા લાગ્યો! કારણ? ઘર અને વગડો આસપાસ સમાજ છે! સમાજ વચ્ચે ઊભેલું ઝાડ સામાજિક જ હોય ને? તો મારે સમાજની અપેક્ષા પણ સમજવી જોઈએ, એવું મને લાગ્યું. સમાજધર્મ શબ્દ મને સાંભર્યો. મારે ખાસ તો ફળાઉ વૃક્ષ થવું જોઈતું હતું, હું માત્ર લાકડાં જ છેવટે આપું એ તો મારી કંજૂસાઈ કહેવાય! પણ હું ફળાઉ ઝાડ થઈ શકું નહીં. હોઉં તે સિવાય બીજું કશું હોઈ શકું નહીં એ વૃક્ષ થયા પછીની મારી મર્યાદા હતી. તો, હું સામાજિક ખરો પણ ખાસ સામાજિક નહીં. મારા વગડામાં લીમડાનું વૃક્ષ હતું. એટલે હું લીમડો થયો. આંબો હોત તો આંબો થાત. પણ મારે વગડાનું વૃક્ષ થવું હોય અને વગડામાં લીમડો જ હોય તો હું આંબો શી રીતે થઈ શકું?

વૃક્ષ થયો એટલે જ મને વૃક્ષની મર્યાદાનો ખ્યાલ આવ્યો! વૃક્ષ પર ગમે એટલા સંસ્કાર પાડો, એને ગમે તેવી ઉચ્ચ પ્રેરણા આપો, સંકલ્પો ભણાવો—એ હોય તેનાથી બીજું કશું થાય જ નહીં! પણ એ એની મર્યાદા કે સ્વતંત્રતા? હોવું એટલે હોવું, સામાજિક હોવું, અસામાજિક હોવું, કલ્યાણકારી હોવું—એવી કશી સ્પૃહા એને નથી. એ સ્પૃહા રાખે તોયે હોવા સિવાય તે બીજું હોઈ શકે ખરું?

આ વૃક્ષ પર કોઈ ઇચ્છા ટાંગી શકાતી નથી. એના પર કાગળના ફાનસ લટકાવી શકાય, બલ્બનું તોરણ સળગાવી શકાય. પણ તે બધું વૃક્ષની ઇચ્છા વિના, બીજાની ઇચ્છા પ્રમાણે, અને વૃક્ષ તેને તેમ કરતાં રોકી શકે નહીં. પણ તે પોતે અલિપ્ત રહી શકે એટલી એની સ્વતંત્રતા ખરી.

પછી મને થયું. ધારો કે હું જંગલ પાસે રહેતો હોત અને જંગલનું વૃક્ષ થયો હોત તો અસામાજિક થઈ જાત? ત્યાં તો આસપાસ

જંગલના પ્રાણીઓ જ વસે કોઈ કોઈ વાર મારા પર સાપ ચઢે, માળામાના ઈંડા ખાવા, વળી દીપડો પણ ઉપરથી શિકાર પર તરાપ મારી શકે તે માટે મારા પર ચઢે. વાંદરા પણ બેસે હું જંગલી કે અસામાજિક થઈ જાઉં ?

ત્યા કહે છે કે વૃક્ષોનો સમાજ હોય છે, વૃક્ષ હોય તો જંગલમા જ સામાજિક હોઈ શકે – શહેરમા તો તે માત્ર એકલવાયું જ હોય !

પણ જંગલના વૃક્ષો કોઈ સામાજિક કાયદા પાળતા હોય કે વૃક્ષોના સમાજે એમના માટે કાયદા ઘડયા હોય એવું લાગતું નથી

વૃક્ષો, હોવા માટે માત્ર જમીનમાંથી જીવનતત્ત્વ મેળવતા રહે છે એ સિવાય પોતાના તરફથી બીજી કોઇ ક્રિયા કરતા નથી પવન એને ઝુલાવે છે, વરસાદ એને ભીંજવે છે, તડકો એના પાનને ચમકાવે છે– પોતાને પથ્થર વાગે તોયે ફળ આપે છે, થાક્યાને છાંયડો આપે છે એ વિશે પણ એ અજાણ જ રહે છે પોતાના સદ્ગુણો વિશે જાણવાની પણ એમને પડી નથી

પણ, હું ઝાઝો સમય વગડાનું વૃક્ષ રહી શક્યો નહીં. મને લાગ્યું કે મારા સામાજિકતાના વિચારો વૃક્ષના જીવન માટે યોગ્ય નથી લોકકલ્યાણના આગ્રહો પણ વૃક્ષના જીવન માટે અનુકૂળ નથી, એની સ્વયંભૂ લીલાથી જેને જે કંઈ લાગે અને જે કંઈ આરોપે તે તેમની વાત. વૃક્ષો કોઈનો ઉપદેશ સાંભળતા નથી તેમ પ્રતિવાદ પણ કરતા નથી. વૃક્ષોના લીલા રૂપ જીવનમા નાહક મારા વૃક્ષ થવાથી અરાજકતા, અશાંતિ, દ્વિધા, શંકા, ભય જન્મે એના કરતા હું માણસ રૂપે હોઉં તે જ ઠીક. માણસના કોઇ ઉપદેશ/પ્રતિવાદ/ સેવા/ કલ્યાણ/ સામાજિકતા — બધું કોરે પડી ગયું છે તે એટલે સુધી કે એના વિશે એ કદી વિચાર પણ કરતો નથી, માત્ર ઉપદેશ-પ્રતિવાદથી એવો ભાસ ઊભો કરે છે ખરો !

હું ફરી માણસ બની ગયો 

# કંકાવટી

જૂન,
૧૯૮૧

સાહિત્યમાં
અભિવ્યક્તિ અને અવગમન
જયન્ત કોઠારી

માર્ક્સ
ડોનાલ્ડ બાર્થેલ્મ
( વિજય શાસ્ત્રી )

સેફેરીસની કવિતા
પ્રસાદ બ્રહ્મભટ્ટ

# કંકાવટી

જૂન ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૩ : અંક ૨૬૬ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા ૨૮, આજીવન સભ્યપદ રૂા ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ • ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન અમજીવી મુદ્રણાલય, બાવામીઠી, ગોપીપુરા સૂરત–૩૯૫ ૦૦

# સાહિત્યમાં અભિવ્યક્તિ અને અવગમન*

☐ જયંત કોઠારી

આપણા વિષયમા બે શબ્દો અગત્યના વપરાયા છે અભિવ્યકિત અને અવગમન એમને માટેના અંગ્રેજી શબ્દો છે એક્સપ્રેશન (expression) અને કમ્યૂનિકેશન (Communication) આપણે કોઈની સાથે વાત કરીએ છીએ ત્યારે આપણા મનમા જે કંઈ હોય એ પ્રગટ કરીએ છીએ, બહાર લાવીએ છીએ આ પ્રગટ કરવુ તે અભિવ્યકિત શબ્દો આપણી વાતને અભિવ્યક્ત કરે છે સામા માણસની દૃષ્ટિએ જોઈએ તો આપણી વાતનુ એને અવગમન થાય છે, એટલે કે આપણી વાત એના સુધી પહોચે છે પ્રગટ થવુ અને પહોચવુ, અભિવ્યક્તિ અને અવગમન એ બે પગથિયા છે. પગથિયા કેમ એમ તમે કદાચ પૂછશો – અભિવ્યક્તિ થાય તે પહોચે જ ને ? પણ ના એવુ નથી ઘણી વાર અભિવ્યક્તિ સાથે અવગમન થતુ નથી ગ્રન્તામા

---

* આર્ટ્સ ઍન્ડ કોમર્સ કોલેજ, વ્યારામા વિદ્યાશાખાસંજના હેઠળ તા ૧૯-૧૨-'૮૦ના રોજ આપેલુ વર્ગવ્યાખ્યા।

કોઈ વાર આપણે માણસને એકલોએકલો બબડતો જતો જોઈએ છીએ એનું જરા ખસી ગયું છે એવું પણ આપણે માની લઈએ છીએ. પણ ખરેખર તો એ પોતાની જાતને અભિવ્યક્ત કરી રહ્યો હોય છે આપણા સમાજમા આમ જાહેર રીતે જાતને અભિવ્યક્ત કરવી એ શિષ્ટ ગણાતું નથી, પણ કોઈ સમાજમા એ માન્ય આચાર પણ હોય બનતા સુધી ઇટલીના સમાજમા એવું છે રસ્તામા બબડવું એ ત્યા સામાન્ય ઘટના ગણાય છે આવા કિસ્સામા અભિવ્યક્તિની ક્રિયા થાય છે અવગમનની થતી નથી એમ કહેવાય સામાન્ય વ્યવહારમા પણ કેટલીક વાર આવી સ્થિતિ ઊભી થતી જોવા મળે છે કોઈ વ્યક્તિ બોલતી હોય અને આપણને ન સમજાય એમ, બનતું હોય છે શિક્ષકો વર્ગમા બોલતા હોય છે ત્યારે એ અભિવ્યક્તિ તો કરતા હોય છે પણ અવગમન થાય છે કે નહીં તે જુદી વાત છે એટલું ખરું કે અવગમન ન થતું હોય તો પણ જાતને અભિવ્યક્ત કરવાનોયે એક આનંદ હોય છે

સાહિત્યની એક વિશિષ્ટ દુનિયા છે એમા અભિવ્યક્તિ અને અવગમનની બન્ને પ્રક્રિયા ઘણી વાર વિચ્છિન્ન થતી દેખાય છે અને એમાથી કેટલાક કૂટ પ્રશ્નો ઊભા થાય છે

અભિવ્યક્તિ અને અવગમન એ બેની વચ્ચે એક શબ્દ 'પ્રતિનિધાન' મૂકવાનો રહ્યો છે એને માટે અંગ્રેજી શબ્દ છે રેપ્રિઝન્ટેશન ( representation ) પ્રતિનિધાન શબ્દ જરા ભારે છે. સાહિત્યની પરિભાષાના શબ્દો ઘણી વાર ભારે હોય છે, જોકે એમનો અર્થ સહેલો હોય છે 'પ્રતિનિધિ' શબ્દ તો તમે જાણો છો. તમારે બદલે તમારા વતી જે કામ કરે તે તમારો પ્રતિનિધિ તો એક વસ્તુનું સ્થાન લઈ બીજી વસ્તુ આવે તે પ્રક્રિયા તે પ્રતિનિધાન. સાહિત્ય વિશે એક સામાન્ય સમજ છે કે સાહિત્યકારના હૃદયમા કોઈ ભાવ, વિચાર કે કલ્પના આવે છે એને એ શબ્દોમા મૂકે છે, આપણે તે શબ્દો વાચીએ છીએ અને માત્ર શબ્દો નહીં, શબ્દ દ્વારા પ્રગટ થતા એ ભાવ, વિચાર કે કલ્પના

પામીએ છીએ આમ સાહિત્યકાર અને આપણી વચ્ચે જે
રહેતુ આવે છે તે શબ્દ છે શબ્દ એ બન્નેને જોડનારુ માધ્યમ છે
સર્જક અનુભવમાંથી શબ્દ તરફ જાય છે, આપણે શબ્દમાંથી અનુભવ
તરફ જઈએ છીએ સાહિત્યકાર પોતાનો અનુભવ શબ્દ દ્વારા પ્રગટ કરે
તે એને માટે અભિવ્યક્તિ થઈ આપણે શબ્દમાંથી અનુભવ મેળવીએ તો
આપણે માટે અવગમન થયુ એ રીતે અનુભવ અને શબ્દને પણ સબધ
ખરો ને ' કયો સબધ ' શબ્દ અનુભવને રજૂ કરે છે અનુભવને
સ્થાને આવે છે અનુભવનુ પ્રતિનિધાન કરે છે શબ્દ અનુભવનુ પ્રતિનિ
ધાન કરે તો જ આપણે તેમાંથી અનુભવ પામી શકીએ અનુભવને મૂર્ત
કરે એવો શબ્દ હોય તો જ અભિવ્યક્તિ સાર્થક બને અને શબ્દ અનુ
ભવને મૂર્ત ન કરે તો અનુભવનુ અવગમન ન થાય

આ તો માન્યતાઓની સમજૂતી થઈ પણ આની સાથે જે કૂટ
પ્રશ્નો સંકળાયેલા છે તે આવા છે સાહિત્યમાં અભિવ્યક્તિનુ સ્વરૂપ
કેવુ હોય છે ? અભિવ્યક્તિની સાથે અવગમન થવુ જ જોઈએ ?
અવગમન ન થાય — મર્મ ન પકડાય — તો કૃતિ સાહિત્ય કહેવાય
કે નહીં ? સાહિત્યમાં અવગમન શક્ય છે ? સાહિત્ય અભિવ્યક્તિ માટે
હોય છે ?

સાહિત્યમાં અભિવ્યક્તિની પ્રક્રિયા જટિલ છે — વિશિષ્ટ પ્રકારની
છે સામાન્ય વ્યવહારમાં આપણે આપણા વિચારો ભાષા દ્વારા સહેલાઈથી
વ્યક્ત કરી શકીએ છીએ કેમકે તે માટે ઘડાયેલી ભાષા આપણી પાસે
છે 'હુ મુંબઈ ગયો હતો અને મેં મ્યુઝિયમ જોયુ હતુ' એવા પ્રકારની
વાત માટે ભાષા તૈયાર સાધન છે પણ સાહિત્ય કઈ આવી વાત
કરવા માટે લખાતુ નથી સાહિત્ય તો ઊંડુ સવેદન વ્યક્ત કરવા
લખાય છે સવેદન વ્યક્ત કરવા માટે આપણી પાસે તૈયાર — સિદ્ધ
થઈ ચૂકેલુ માધ્યમ છે ખરુ ? 'લાગણી', પ્રેમ' જેવા શબ્દો છે પણ
એવા શબ્દોમાંથી સાહિત્ય રચાય ? એ શબ્દો તો ભાવનાના સ્થૂળ

વાચક બની ગયા છે, એ સંવેદનની સાક્ષાત્ પ્રતીતિ કરાવતા નથી એટલે સાહિત્યકારે પોતાના સંવેદનને અભિવ્યક્ત કરવા માટે પોતાની ભાષા ઊભી કરવાની હોય છે ભાષા એટલે કેવળ શબ્દો નહીં, શબ્દ સંનિધિઓ, વાક્યરચના, લયસમેતનું સઘળું તંત્ર, સર્જક આ રીતે પોતાની ભાષા ઊભી કરે છે તેમાં વ્યવહારની ભાષાને અવગણવાની કશી અનિવાર્યતા નથી હોતી. કાલિદાસે પોતાના જમાનાની ભાષામાં જ લખ્યું છે છતાં આજેય તે મહાકવિ ગણાય છે પણ સર્જકના મનમાં જે હોય છે તેને અભિવ્યક્ત કરવા ભાષાને કોઈ રીતે આગવો પ્રયોગ – આગવી રચના તો એણે કરવાની રહે જ છે એટલે સાહિત્યમાં અભિવ્યક્તિનો પ્રશ્ન જુદું પરિમાણ ધારણ કરે છે

વળી, હૃદયના ભાવોનો શબ્દમાં અનુવાદ કરી નાખવાથી સાહિત્ય રચાય ? કવિ એકાદ શબ્દ કે એક વાકયથી શરૂ કરે– "આજ મહાસાગર જલ પર ઉદય જોઈને " પણ પછી શું થાય છે અભિવ્યક્તિ કરવું એટલે તો જે ઢંકાયેલું હોય તે ખુલ્લું કરી બતાવવું સાહિત્યમાં હૃદયમાં તૈયાર સ્વરૂપે પડેલી વાતને શબ્દો વડે અભિવ્યક્ત કરી હોય એવું અપવાદરૂપ દાખલાઓમાં જ બને છે અનુભવને શબ્દોમાં આલેખતાં આલેખતાં જ ઘણું ઘણું બદલાઈ જાય એવું બને લેખક લખવા બેસે ત્યારે એનો અનુભવ સ્ફુટ–અસ્ફુટ પ્રેરણા રૂપે, તેજોવલય રૂપે હોય, ચોક્કસ આકાર વગરનો હોય એવું બને સર્જક લખે ત્યારે જ અનુભવને આકાર મળે, અનુભવ ઘડાતો જાય સર્જાતો જાય વિચાર કે સંવેદનનું નાનકડું બીજ શબ્દમાં ઢાળતાંઢાળતાં વિકસે શબ્દશબ્દ વચ્ચે એક આંતરપ્રક્રિયા ચાલે લેખકના મનના અર્થ અને ભાષા વચ્ચે એક આંતરપ્રક્રિયા ચાલે જેને અંતે મૂળ જે અનુભવ હતો તે રહી શકે નહી એક બાજુથી જેમ સમાજમાંથી મેળવેલી ભાષા સાહિત્યમાં જુદું રૂપ ધારણ કરે તેમ બીજી બાજુથી સર્જકનો મૂળ અનુભવ પણ બદલાય એ રીતે જોઈએ સાહિત્ય અભિવ્યક્તિ નહીં પણ સર્જન-ક્રિયેશન (creation) છે એમ કહેવાય

આમ જ્યાં સર્જકનું કોઈ બીજભૂત સંવેદન સાહિત્યકૃતિમાં પ્રેરક ચાલક બળ બને છે એ અર્થમાં સાહિત્યમાં અભિવ્યક્તિની પ્રક્રિયા ચાલે છે એમ કહી શકાય પરંતુ એ અભિવ્યક્તિ નથી કોઈક તૈયાર અસ્તિત્વ ધરાવતી વસ્તુને પ્રગટ કરવાના અર્થમાં અભિવ્યક્તિ નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ

હવે આપણે ભાવકને છેડેથી વિચારીએ સાહિત્યકૃતિમાંથી ભાવક મેળવે છે તે શું મેળવે છે ? ‘સાગર અને શશી’ વાંચતાં આપણા મનમાં કંઈક રમણીય થાય છે બીજા પણ ભાવો જાગે છે પણ આ બધું બરાબર આ જ રીતે કવિના મનમાં હતું ખરું ? એટલે કે લેખકનો અનુભવ બરાબર એ જ સ્વરૂપે ભાવક સુધી પહોંચે એ શક્ય છે ખરું ? અનુભવ તો એકદમ અંગત વસ્તુ છે એનું સંક્રમણ કેમ થઈ શકે ? આપણે એમ કહીએ કે અનુભવ શબ્દમાં મૂર્ત થયેલો હોય છે એટલે શબ્દમાંથી ભાવક એ અનુભવ ઊભો કરી લે ને ? પણ આ મુદ્દો થોડો વિચારવા જેવો છે મધુ રાયે એક વખત એવી થીસિસ રજૂ કરી છે કે વાર્તાનો વાચક વાર્તા સર્જતો હોય છે લેખકે આપેલી શબ્દરચના એને માટે એક નિમિત્ત છે, આલંબન છે, એમાં વાચક પોતાનો અર્થ ભરે છે અને એ રીતે દરેક વાચક પોતાની વાર્તા સર્જતો હોય છે ‘સાગર અને શશી’ માં સાગર, ચંદ્ર વગેરેનાં શબ્દચિત્રો આવે છે કાવ્ય પાસે આપણે જઈએ ત્યારે સાગર અને ચંદ્રના પૂર્વઅનુભવો સાથે જઈએ છીએ ? કાવ્યમાં જે શબ્દો આવે છે એ શબ્દો સાથે આપણા પૂર્વસંસ્કારો જડાયેલા હોય છે, એ સંસ્કારોને અનુરૂપ કાવ્યના શબ્દોનો અર્થ આપણે કરીએ કાવ્યમાંથી એને અનુરૂપ સંવેદન પામીએ એવું બને તેથી જ તો એક કાવ્યની બે વ્યક્તિ પરની છાપ ઘણી વાર જુદી પડતી હોય છે ટૂંકમાં કાવ્યનો અનુભવ આપણા પૂર્વઅનુભવોથી કન્ડિશન્ડ હોવાનો અને તેથી કવિનો અનુભવ યથાતથ આપણા સુધી પહોંચે એવું ભાગ્યે જ બનવાનું

છતાં સાહિત્યકૃતિમાંથી પ્રાપ્ત થતા બે વ્યક્તિઓના અનુભવોમાં કેટલુંક સમાન તત્ત્વ હોય છે જ એને લીધે તો સાહિત્યકૃતિ વિશે બે

માણસો વાત કરી શકે છે આનું કારણ એ છે કે સર્જક એવે શબ્દ-સંદર્ભ રચે છે જે એના અનુભવનું સૂચન કરી શકે અને સાથે સાથે ભાવકની કલ્પનાને નિયંત્રિત પણ કરે આવો શબ્દસંદર્ભ ન હોય તો સાહિત્યકૃતિના મનસ્વી અર્થો થવાની શક્યતા રહે સંસ્કૃતિ'માં શ્રીધરાણીએ હે વત્સ' એવી માત્ર એક સંબોધનની બનેલી રચના પ્રગટ કરી હતી ત્યારે શ્રી જ્યોતીન્દ્ર દવેએ એનો પ્રતિભાવ હે ભેંસલડી!' લખીને પાડયો હતો તેની પાછળ આવી દૃષ્ટિ હતી આપણે ત્યાં રસનિષ્પત્તિ માટે વિભાવ, અનુભાવ, વ્યભિચારિભાવ વગેરે સર્વ સામગ્રીની જરૂર દર્શાવવામાં આવી છે અપર્યાપ્ત સામગ્રીથી રસબોધમાં વિઘ્ન ઊભું થાય છે એમ માનવામાં આવ્યું છે અભિપ્રેત અર્થને વ્યક્ત કરતો શબ્દસંદર્ભ જેટલો રચી શકાય તેટલી સર્જકનો અનુભવ ભાવક સુધી પહોંચવાની શક્યતા વધે આપણે ત્યાં કિશોર જાદવની વાર્તાઓના અભિપ્રેતાર્થ વિશે ભાગ્યે જ એકમતી જોવામાં આવે છે. શ્રી જાદવ તો પોતાને એક ચોક્કસ લૉજિકથી લખનાર સર્જક તરીકે ઓળખાવે છે, પણ એ જે સંકેતો રચે છે એ સંકેતોને અભિપ્રેતાર્થ જ આપવા સુધી નિયંત્રિત કરવાનું કદાચ થતું નથી અને તેમાંથી એમની વાર્તાઓની દુર્બોધતા કે અબોધતા જન્મે છે

સાહિત્યકૃતિ દ્વારા સર્જકનો સમગ્ર અનુભવ ભાવક સુધી યથાતથ સ્વરૂપે પહોંચે એ ભાગ્યે જ શક્ય છે, પણ એક સાધારણીકૃત સંવિતનું અવગમન થઈ શકે છે આમ છતાં કેટલાક સર્જકો પોતાની એકદમ વૈયક્તિક અભિવ્યક્તિ લઈને આવવાના અને ત્યાં ભાવક ઉપર સંક્રમણની જવાબદારીનો વધારે ભાર પણ આનવનો

સાહિત્યકારે અવગમન માટે સભાનપણે પ્રયાસ કરવો જોઈએ કે નહીં એવો પ્રશ્ન આપણને થાય ઘણી વાર સર્જકો એમ કહે છે કે અમે તો સ્વાન્ત સુખાય લખીએ છીએ કોઈ સમજે – ન સમજે એની અમને પરવા નથી પણ સર્જક જાહેર રીતે જે કહે તે હમેશાં સાચું ન

પણ હોય સર્જક કેટલીક છેકભૂંસ કરતો હોય છે પોતાની જાતને યોગ્ય અભિવ્યક્તિની ખાતરી કરાવવા તત્પર રહેતો હોય છે આ એક અભાન અવગમનક્ષમતાની કસોટી થઈ સર્જક સભાનપણે અવગમનના હેતુથી ન પ્રેરાય પણ આટલું થતું હોય એયે અવગમનના હેતુને સ્થાપી આપવા પર્યાપ્ત છે.

અવગમનક્ષમતા એ સાહિત્યની કસોટી ખરી ? અબર્ક્રોમ્બીએ તો એમ કહ્યું છે કે અવગમન નહીં તો સાહિત્ય નહીં આ વિધાન આત્યંતિક છે સાહિત્યમાં અવગમન થવું જ જોઈએ એમ આપણે કહીએ એટલે કોને અવગમન કહીએ ક્યારે અવગમન કોને થવું જોઈએ એવા અનેક પ્રશ્નો ઊભા થાય જે કૃતિનું આજે અવગમન ન થતું હોય, જે કૃતિ આજે દુર્બોધ લાગતી હોય તે સમય જતાં સુબોધ બની જતી હોવાનું ઘણી વાર જોવા મળે છે સર્જક એ વિશ્વાસથી ચાલતો પણ હોય છે ભવભૂતિએ પોતાના સમાનધર્મા માટે ભવિષ્ય ઉપર જ મીટ માંડી હતી ને ? અને ઉત્તમ કોટિના સર્જનના ભાવકો કેટલીક વાર મોટી સંખ્યામાં જોવા નથી મળતા એટલે તો એક લેખકે પ્રશિષ્ટ કૃતિની વ્યાખ્યા એવી આપેલી કે જે કૃતિના થોડાક સુનદા ભાવકો યુગેયુગે નીકળ્યા કરે તે પ્રશિષ્ટ કૃતિ થોડાક ભાવકો જ કૃતિને ઘણી વાર અમર બનાવતા હોય છે, એટલે સાહિત્યની દુનિયામાં અવગમન નહીં તો સાહિત્ય નહીં એવા સબળ ચુકાદાને સ્થાન નથી સાહિત્યકૃતિની મૂલ્યવત્તાનો નિર્ણય ઘણું ધૈર્ય અને ઘણી સ્વસ્થતા માગે આપણી સમક્ષ નવી સાહિત્યકૃતિ આવે ત્યારે આવા ધૈર્ય અને સ્વસ્થતાથી એને પામવાનો પ્રયત્ન કરીએ એ જ આ ચર્ચાની ફલશ્રુતિ છે



## માફી

□ ડોનાલ્ડ બાર્થેલ્મ

સંવાદાત્મક વાર્તા

અનુ. વિજય શાસ્ત્રી

—ફક્ત મારો ચહેરાનો ભાગ જ દેખાય એ રીતે બારી પાસે, સોફા પર બેઠી છું તે કદીય પાછો ન ફરશે

—અલબત્ત, એ આવશે જ એ પાછો ફરશે જ એક હાથે દરવાજો ઉઘાડશે ઊંચે જોશે અને બારીમાં તારો ચહેરો નિહાળશે.

એ કદીય પાછો ન ફરશે હમણાં તો નહીં જ

—એ પાછો ફરશે જ. તેના સુક્કા ચહેરે નવી કરચલીઓ. મસ્તક ઉન્નત

—હું માફીને લાયક નથી

—હું પણ તારી આ વાતથી જુદો નથી પડતો।

—કાળો લોખંડી દરવાજો ખોલવો મુશ્કેલ. બે હાથની મદદ હું જોઈ શકું છું કે તે બંધ છે

—જહન્નમમાં જાય એ દરવાજો શિયાળામાં, હાથમોજાં વગર, જોરથી હડસેલો દઈને, મોડી રાત્રે પાછળ કોણ હોઈ શકે એ જોવા માટે ડોક ફેરવું છું

તે વખતે પેલો વિચિત્ર આદમી તારી પાછળ—

—ભૂખરો—

—સાંકળ સાથે—

—નહીં સાંકળ સાથે નહીં એ તો પાછો બીજો આ તો દંડકાવાળો

—હા હમણાં હમણાં તેઓ દંડા સાથે ફરતા જોવા મળે છે મેં બરાબર ધ્યાનથી જોયું છે, મોટા, મૂઠવાળા દંડા.

—એ તો એમની એક સ્ટાઈલ છે હું માનું છું કે તેની અણી ક્યારેક કામમાં આવે છે

—મારા ચહેરાનો ફક્ત ઉપરનો ભાગ જ દેખાય એમ બારી પાસે બેઠી છું આંખની નીચેનો ભાગ બારીના પાટિયા હેઠળ ઢંકાયેલો હોઈ ચહેરો ભૂરો લાગે છે.

-તારી ડિકરી, શ્વેત પીઠ બે ફાટાઓમાં વહેંચાઈ જતું તારું લીલું ફ્રેંચ જિન્સ પીઠ પરની રક્ત નસો જિન્સ પર ચોટેલી ગિલ્લીની રુવાટી,

-થોભ મારા હૃદય, તારા હૃદયને આ શું હનાતી રહ્યું છે?

દરવાજો

-દરવાજાનો અવાજ દરવાજો ઊઘડે છે

-'તે' છે?

-'તે' નથી, કોઈક બીજું જ છે.

-મને જોવા દે

-એ પણે ઊભા છે

-ઓહ, એ તો ઍન્ડી ડિસુટ છે હું ઓળખું છું એને આપણી બારી તરફ જુએ છે

-કપાળ કેટલું પ્રભાવક છે!

-હા છે જ. તેમા કેળાનો માવો ભરેલો છે

-હાથ પણ સરસ છે

-ખૂબ જ સરસ

-ઍન્ડી ડિસુટ વળી કોણ?

-એ એક મૅલ્વિલ ફિશર ડિટૅલૅન્ડ લેનેન્ડ ડિસુટ

-તેને શું જોઈએ છે?

-મારી ભક્તિ. મારો પ્રેમ. મે એને ચોખ્ખેચોખ્ખું સેંકડો વાર કહી ભ્રમમુક્ત કર્યો પણ તોયે એવું એ હવે એ ચપટી વગાડે તો જવાબ ના આપીશ અલબત્ત, એ બહાર ઊભા રહી ઊંચે જોયા જ કરશે બીજું કશું કરે એમ નથી

-આમ તો એ વ્યવસ્થિત લાગે છે

-'આમ' તો એ બરાબર, વ્યવસ્થિત જ છે તે ઍન્ડી છે

-એવું લાગે છે કે જો એને જરા પણ છંછેડયો તો તરત જ મારી બેસશે

-એ હમેશા ચીડાયેલો જ હોય છે

એ ચાલી પણ ગયો હોય તેના ફોટામાં તેણે બદ્દ બાંધેલી હતી. મે જોઈને ! મે, તું જાણીને ખુશ થશે કે એ દવાડનુ વાસણ સાફ કરી નાખ્યુ છે હાથમોજાનો ઉપયોગ કર્યો છે કાળા હાથમોજાનો તેના પર કંઈક કે ક ભાલો કે ક, પથ્થર કે ક. પહેલા બારી બોની દે ભાલો કબાટમા છે પથ્થર તારી પાસે ન હોય તો હુ તને છરીનો આપી શકુ તેમ છુ. તેને ઈજા કર અહીંથી ભગાડ પાછો ભગાડ દેવતા પેટાવ સગીત ચાલુ કર તને કોઈ જાદુ આવડે છે? હુ તને શા માટે ઓળખુ છુ? તુ કેને માટે છે? તુ અહીં જ શા માટે? મને ચોકલેટ આપ! મસાજ?

—તે કદી પાછો નહીં આવે, સિવાય કે તુ બોલાવે

—બોલાવે તેને મારી બલા હજાર વાર જાય જહન્નમમા

—તો તો પછી તેના દીન અને લુબ્ધ મુખારવિંદની સૂર્ય સમી પ્રકાશિતતાથી તુ વંચિત થઈ જશે. હુ આવુ આવુ બોલ્યુ એટલે તુ મૂગી જ થઈ જવાની એમ મૂગા થઈ જવુ સહેલુ સગવડભર્યું—છે મારી જ વાત કરુ તો હુ આભાર આભારનો વરસાદ બધે જ પાડતો રહુ છુ લોકોનો તેમની ભલમનસાઈ માટે આભાર માનુ છુ, તેમની વિચારશીલતા માટે આભાર માનુ છુ તેઓ જે નાના નાના કામો કરે છે એ કામો જો ભલાઈપૂર્ણ, સૌહાર્દપૂર્ણ અને વિચારપૂર્ણ હોય તો તેમનો આભાર માનુ છુ મારા ઘરે પધારવા બદલ આભાર માનુ છુ તો વિદાય પામવા બદલ પણ આભાર માનુ છુ તેઓ જે કામ કરવા ધારતા હોય એ બદલ આભાર માનુ છુ તો જે કામ કરી ચૂકયા હોય છે તે બદલ પણ આભાર માનુ છુ જાહેરમા તેમનો આભાર માનુ છુ તો પછીથી ખાનગીમા પણ તેમને બાજુ પર લઈ જઈને આભાર માનુ છુ આભારહીનાનો પણ આભાર માનુ છુ ટૂકમા એકેએક માનવીય કાનના અણુએ અણુ વચ્ચેથી મારા આભારોની દયકી—તીક્ષ્ણ ધારને પસાર કરાવવાની એકે ય તક હુ જતી કરતો નથી

-આપણે એને બહાર રહેઠાણમાં જઈને મારીએ અને ગાળો દઈને હાંકી કાઢીએ

-એની એના પર ઝાઝી અસર નહીં થાય

-તો દરિયાઈ અર્ચિનથી એને ચોંટાડી દઈએ

-દરિયાઈ અર્ચિન એના શરીરમાં જઈ શકશે કે કેમ એ શંકાસ્પદ છે

-પણ તું તો કહેતી હતીને કે એ તારો મિત્ર છે ?

-મારે કોઈ મિત્ર નથી બચ્યા, નો ફ્રેન્ડઝ, નો ફ્રેન્ડઝ, તું નટ કાપવા નીચે ક્યારે ઊતરે છે ?

-જા કાંટો લઈ આવ

-હું શરૂઆત નહીં કરું તું કર

-માથાકૂટ નકી કર બારીમાં મારું માથું ટેકવી અહીં બેસવું (એ) આહા, આ ઉંમરની સ્ત્રીને માટે સમય પસાર કરવાનો કેવો મજાનો નુસખો !

-આ ઉંમરની સ્ત્રીઓ માટે સમય પસાર કરવાના બીજા ઘણા માર્ગો છે. જેવા કે દોરી ગૂંથવી, સોનેરી માછલીઓને ખોરાક નાખવો, ત્રિકોણાકોની ગણિતગમ્મત વગેરે

-બદામી કે ભૂખરા રંગનો નવો ગાઉન ખોટા ખોટા ખિખિયાટા એ કર્યે રાખવા દરમિયાનમાં હું આ ભાગે જાણે ખોડાઈ ગઈ છું મારી મોટી કાળી આંખો જ માત્ર દેખાય એમ બારી પાસે ભાગે બેઠી છું મારી મોટી કાળી આંખો અને ગુસ્સાની ક્ષણોમાં મારું મોટું કાળું નાક આ ચકસ-પિઝા વિલટેડ ગેગોઓમાં ફરતા અસંખ્ય નાગરિકો વડે (મારા ભણી) મીંચકારાતી આંખો

-અમર કેટલી ફિક્કી ! ગાલ કેટલા સુક્કા ! પાઉડરયુક્ત ગરદન ખભા પણ પાઉડરિયા ! અને એમ આગળ કહે કે હું દિલગીર છું

-હું નહિ કહી શકું. પછી શું ? આખી રાત ત્યાં અહીં બેસી રહેવાવાનું છે ? હું નરવસ થઈ ગઈ છું પણે અજવાળામાં જો, કદાચ

એ ચાવી પણ ગયો હોય તેના પટામાં તેણે અકડ બાંધેલી હતી. મેં જોઈને ! મેં તું જાણીને ખુશ થશે કે એ દિવાડનું વાળણ માફ કરી નાખ્યું છે હાથમોજાનો ઉપયોગ કર્યો છે કાળા હાથમોજાનો તેના પર કંઈક કેક ભાવે કેક, પથ્થર ક ડ. પહેલા બારી ખોલી દે ભાવો કબાટમાં છે પથ્થર તારી પાસે ન હોય તો હું તને ઉછીનો આપી શકું તેમ છું તેને ઈજા કર. અહીંથી ભગાડ પાછો ભગાડ દેવતા પેટાવ સંગીત ચાલુ કર તને કોઈ જાદુ આવડે છે ? હું તને શા માટે ઓળખું છું ? તું શને માટે છે ? તું અહીં જ શા માટે ? મને ચોકલેટ આપ ! સમાજ ?

—ને ફરી પાછો નહીં આવે સિવાય કે તું બોલાવે

—બોલાવે તેને મારો બલા હજાર વાર જાય જહન્નમમાં

—તો તો પછી તેના દીન અને સુબ્બ મુબારવિંદની સૂર્ય સમી પ્રકાશિતતાથી તું વંચિત થઈ જશે હું આવું આવું બોલું એટલે તું મૂંગી જ થઈ જવાની એમ મૂંગા થઈ જવું સહેલું ઝગડભર્યું—છે મારે જ વાત કરું તો હું આભાર આભારનો વરસાદ બવે બંધ પાડતો રહું છું લોકોનો તેમની ભલમનસાઈ માટે આભાર માનું છું, તેમની વિચારશીલતા માટે આભાર માનું છું તેઓ જે નાના નાના કામો કરે છે એ કામો જે ભલાઈપૂર્ણ, સૌહાર્દપૂર્ણ અને વિચારપૂર્ણ હોય તો તેમનો આભાર માનું છું મારા વરે પધારવા બદલ આભાર માનું છું તો વિદાય પામવા બદલ પણ આભાર માનું છું તેઓ જે કામ કરવા ધારતા હોય એ બદલ આભાર માનું છું તો જે કામ કરી ચૂક્યા હોય છે તે બદલ પણ આભાર માનું છું જાહેરમાં તેમનો આભાર માનું છું તો પછીથી ખાનગીમાં પણ તમને સાજુ પર લઈ જઈને આભાર માનું છું આભારહીનાનો પણ આભાર માનું છું ટૂંકમાં એકેએક માનવીય કાનના અણુએ અણુ વચ્ચેથી મારા આભારોની કપડી—તીક્ષ્ણ ધારને પસાર કરાવવાની એક પણ તક હું જતી કરતો નથી

—વારુ તને જે સૂચવો છો તે હુ ડગ જોઈશ
—કર જ
—અન્ડી હવે આવવ બન્યો લાગે છે
—શુ કરે છે ?
—બેઠો છે—એ કવાડના પીપ પર
—હુ એને ઘણા લાગા સમયથી ઓળખુ છુ
—સિનસિનાટીમા એ હતો ત્યારનો ?—
—હા ત્યાર તે ગીઅરશા ટનુ ઉત્પાદન કરતી પેઢીમા કામ કરતો હતો તે વખતે તેને કનિડોનિયા નામની સુદર પત્ની પણ હતી પછી બન્ને જુદા પડ્યા પછી તે નવી પરણ્યો એનુ નામ, મને યાદ છે ત્યા સુધી મેમિત ડ એનુ જ ડઈડ હતુ તે વળી કોક વાજા હાર ભાગી ગઈ પછી જે ત્રીજીને પરણ્યો તેનુ નામ યાદ નથી આવતુ પણ એક વાર મે એને ઈજા પહોચાડેલી એ પણ ભાગી ગઈ પછી એ અહીં આવ્યો અને ડઇ મેરિવન ફ્રિગન્ત એગતેવામા જોડાયો પછી ત્યાની જ કઈડ નેકેટગીના લફરામા પડ્યો એનુ નામ પોની તે એની ઑફિસને મણકાવાળા પડદાથી ટાકતી ને અદર ધૂપ કરતી મરિવન ફ્રિગને તો એનુ બધુ વિચિત્ર લાગતુ ત પણ કો'ક રહસ્યવાદીના અત પુરમા સમાઈ ગઈ એક દહાડો એ મને ભટકાઈ ગયો એણે મારુ નાક પકડી ને એટલા તો જોરથી ખચ્યુ કે—
—'તો એન્ડીનુ આમ છે'
—'હવે તે શુ કર છે—અત્યાર ?'
—'માથુ હોળે છે—વાતુની ડાનકીથી કદાચ અટ્ટમિનિયમની હને
—ડાબકીને કયા વચ્ચે નાખ છે, એ કર છે શુ તે ભગન ?'
—પાટલૂન સરખુ કર છે—ચેઈન ચડાવે છ'
—તુ' જાણે છે વહાલા મિત્ર કે હુ સમાજ-વ્યવહારમા લેશમાત્ર પણ બીભત્સતા સહન કરી શકતી નથી અને તુ જે ચેઈન ચડાવવાની વાત કરે છે તે—
—'તમે બહુ વાકદેખા છો, મેડમ'
—'એક નાનકડી દરખાસ્ત મેડમ ચ ❋

–'પોલીસને ખબર આપીએ ?'
–શું કહીએ ?
–અમારા એ કવાડના પીપ પર કોઈક બેઠું છે
–પણ એમાં કરા ગેરકાયદેસર ન પાગ હોય, તો ?
–ઓહ, માયગોડ, એણે તો (બન્દૂક) હાથમાં લીધી ! ઓહ, માયગોડ એ બન્દૂક તો આપણા ભણી તાકે છે !'
–ઓહ માયગોડ, પોલીસને બોલાવીએ ?
–બારી ખોલી નાખ
–બારી ખોલી નાખું ?
–હા, બારી ખોલી નાખ
–વારુ બારી ખૂલી ગઈ, બસ ?
–વિલિયમ ! વિલિયમ ! તું ક્યાં છે ? *
–તારે એને સોરી કહેવાનું છે.
–વિલિયમ ! હું બહુ દિલગીર છું.
–ઍન્ડી બધું પાછું મૂકી દે છે !!
–વિલિયમ, હું બહુ દિલગીર છું એ જ મારા ભાઈને પેલી ખુન્શી સાથે તને ખાડામાં ગબડાવી દેવા ઉશ્કેર્યો હતો અને બધાએ તારી ઠેકડી કરી હતી લડાઈ પણ વિલિયમ તારા કરતા વધુ સારી મેં કરી ! હું બહુ દિલગીર છું, વિલિયમ કે મારો નાતાલકાર્ડનો ઢગલો તારાથી મોટો હતો
–ઍન્ડી પાછો ઉઠે છે–એ સારું થયું
–વિલિયમ, તું બરફ પર સરકી શકતો નથી એ બદલ હું દિલગીર છું અને તને બરડામાં વાગ્યું તે બદલ પણ દિલગીર છું ધક્કાધક્કીની રમત પણ મેં જ શોધી કાઢી હતી એ બદલ પણ હું દિલગીર છું હું ઍન્ટીગ્નુઆને ચાહું છું તે બદલ પણ દિલગીર છું તું જ્યારે લગ્નની વાત કરતો હતો ત્યારે મારું ચિત્ત ઠેકાણે નહોતું તે માટે ય દિલગીર છું મેં બહુ કહીને

* મોટા અક્ષરવાળા વાક્યો મૂળમાં ઈટાલિક ટાઈપમાં છે –અનુ

ફરી એ બદલયે દિલગીર છું ગુનાના આક્ષેપવાળા કાગળિયા શોધવા તેં મારી સાયકલના ટાયર સુદ્ધાં કાપી નાખ્યા છતાં તે તને જડ્યા નહીં તે બદલ પણ દિલગીર છું જો કે એ તને કળશે પણ નહીં

—ઓહ, આ ભયંકર છે-ખૂબ ભયંકર

—વિલિયમ, આયમ સૉરી હું સામને જોયા કરતી હતી એ એટલો તો દેખાવડો છે! એટલો કે, કોણ ન જુએ? હું બહુ દિલગીર છું મેં ને એણે મહુશયન પણ કર્યું લાયબ્રેરીના પુસ્તકો બદલ પણ દિલગીર છું પેલા પીટીની બાબતમાંયે દિલગીર છું તેં મને ભેટ આપેલી ગીટાર મેં ક્યારેય વગાડી નહીં તે બદલયે ખૂબ દિલગીર છું વિલિયમ હું તને પરણી એ બદલયે ખૂબ દિલગીર છું હું ફરી એવું ક્યારેય નહીં કરું, બસ?

—ઓહ—

—શું હું પૂરતી દિલગીર થઈ?

—વેન એન્ડી રડતો રડતો જઈ રહ્યો છે

—ભયંકર અતિ ભયંકર!

—'હવે' મને કંઈક ઠીક લાગે છે.

—મેં તને નહોતું કહ્યું?

તેં મને કહેલું જ ક્યાં હતું

—'હવે' તો તું સ્વસ્થ છે ને?

—યેસ, આયમ ફાઈન શ્વાસમાં જરા સહેજ તકલીફ છે

—વારુ હવે થોડીક ડૂબકીઓ ખાઈ આવ થોડાક દરિયાના પાણી પીની આવ

—આપણે બંને જઈએ જો તને ઇચ્છા હોય તો પણ

—હું પૂરતી દિલગીર હતી ને?

—ના

તા ૧૧ માર્ચ, ૧૯૮૧

[Donald Barthelmeના વાર્તાસંગ્રહ 'Great Days'-માંની 'The Apology' વાર્તાનો અનુવાદ Publisher McGraw Hill Ryerson Ltd ]

## સેફેરિસની કવિતા/પ્રશાન્ત બ્રહ્મભટ્ટ

જ્યૉર્જ સેફેરિસનો જન્મ તુર્કસ્તાનના સ્મિર્નામા ૧૩ મી માર્ચ ૧૯૦૦ના રોજ થયો હતો ૧૯૧૪મા પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળતા તેનુ કુટુબ એથેન્સ જાય છે જ્યા તે તેનો હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરે છે ૧૯૧૮ના જુલાઈમા તે તેની માતા સાથે પેરિસ જાય છે જ્યા તેના પિતા વકીલાત કરતા હતા (૧૯૧૮ના અતમા તેમની નિયુક્તિ એથેન્સ યુનિ.મા આતરરાષ્ટ્રીય કાયદાના પ્રોફેસર તરીકે થાય છે) સેફેરિસ પેરિસ યુનિમા ૧૯૧૮ થી '૨૪ દરમ્યાન સાહિત્યનો અભ્યાસ કરે છે અને કાયદાની ઉપાધિ પ્રાપ્ત કરે છે ૧૯૨૫મા તે ઈગ્લેડ જાય છે ત્યાથી તે એથેન્સ પાછો ફરે છે અને ૧૯૨૬મા રોયલ ગ્રીક સરકારના વિદેશવિભાગમા તેની નિયુક્તિ થાય છે જ્યા તે ૧૯૩૧ સુધી કામ કરે છે ૧૯૩૧ થી '૩૪ સુધી લડનમા તે જનરલ-કોન્સ્યુલેટમા સેવા આપે છે ૧૯૩૬ થી ૩૮ દરમ્યાન તે કોરિત્સા, આલ્બેનિઆમા કોન્સલ તરીકે કામગીરી બજાવે છે ૧૯૩૮ મા તે એથેન્સમા પ્રેસ અને માહિતીવિભાગમા પ્રેસઅધિકારી તરીકે ફરજ અદા કરે છે અને ૧૯૩૯મા રુમાનિયાની મુલાકાત લે છે ૧૯૪૧મા મારિયા ઝેન્નોસ સાથે તે લગ્ન કરે છે

જર્મન અને ઈટાલિયન સૈન્ય દ્વારા ગ્રીસ પર કબજો જમાવાતા સેફેરિસ દેશબહાર ક્રીટ, ઈજિપ્ત અને દક્ષિણ આફ્રિકામા રહી ગ્રીક

સરકારને સાથ આપે છે. ૧૯૪૨ સુધી તે પ્રિટોરિયામાં ગ્રીક એલચી કચેરીમાં અને ૧૯૪૨થી દરમ્યાન કેરોમાં ગ્રીક સરકારના પ્રેસઅધિકારી તરીકે કામગીરી બજાવે છે. ૧૯૪૪માં ઇટાલી જઈ તે સરકારનો સાથ આપે છે અને તે વર્ષના ઑક્ટોબરની ૨૦મીએ સ્વતંત્ર ગ્રીસમાં પાછો ફરે છે. ૧૯૪૬–'૪૮માં સરકારના વિદેશવિભાગના, ૧૯૪૮–'૫૦માં તુર્કસ્તાનના અંકારામાં એલચીકચેરીમાં કાઉન્સેલર તરીકે, ૧૯૫૧–'૫૨માં લંડનમાં એલચીકચેરીમાં કાઉન્સેલર તરીકે તથા ૧૯૫૪–'૫ દરમ્યાન લેબેનોન, સીરિયા, જૉર્ડન અને ઇરાકમાં રાજદૂત તરીકે સેવા આપે છે. સેફેરિસ ૧૯૫૦, ૫૨, ૫૩માં સાઇપ્રસની મુલાકાત લે, ન્યૂયૉર્ક ખાતે યુનોમાં સાઇપ્રસ પ્રશ્નની ચર્ચા વખતે ગ્રીક પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે તે ભાગ લે છે અને ૧૯૫૭થી '૬૨ દરમ્યાન ગ્રેટબ્રિટનમાં રાજદૂત તરીકેની જવાબદારી અદા કરે છે. આ જવાબદારીમાંથી નિવૃત્ત થઈ તે ૧૯૬૨માં એથેન્સ ખાતે સ્થિર થાય છે. ૧૯૬૮માં તે ઇન્સ્ટીટ્યૂટ ઑફ ઍડવાન્સ્ડ સ્ટડીઝના સભ્ય તરીકે પ્રિન્સ્ટન જાય છે અને અમેરિકાની અનેક યુનિવર્સિટીઓ તથા સંસ્થાઓમાં વ્યાખ્યાન કરે છે. તેને કેમ્બ્રિજ, ઑક્સફર્ડ અને પ્રિન્સ્ટન યુનિવર્સિટીઓ 'ડૉક્ટર ઑફ લેટર્સ'ની ડિગ્રીથી તથા થેસ્સાલોનીકી યુનિ. Ph. D.ની માનદ ડિગ્રીથી સન્માનિત કરે છે. અમેરિકાની એકેડેમી ઑફ આર્ટ્સ ઍન્ડ સાયન્સના માનદ વિદેશી સભ્ય તથા મૉડર્ન લેંગ્વેજ એસોસિયેશનના માનદ ફેલો તરીકે પણ તેની પસંદગી થાય છે. ૧૯૪૭માં તેને એથેન્સમાં નકુન પાલામાસ ઍવૉર્ડ, ૧૯૬૧માં લંડનમાં વિલિયમ ફૉઇલ્સ પ્રાઇઝ ફૉર પોએટ્રી તથા ૧૯૬૩માં સાહિત્ય માટેનું નોબેલ પ્રાઇઝ એનાયત થાય છે. ગદ્ય પદ્યમાં નોંધપાત્ર પ્રદાન કરવાની સાથે સેફેરિસે એલિયટ, પાઉન્ડ, યેટ્સ, મેટલિંગ, ઑડેન, ડી. એચ. લૉરેન્સ, સેસિલ ડે લેવિસ, વાલેરી વગેરેની કવિતાનું ભાષાંતર પણ કર્યું છે. ૨૦ સપ્ટેમ્બર, ૧૯૭૧ના રોજ એથેન્સ ખાતે તેનું અવસાન થયું.

સેફેરિસના કાવ્યસંગ્રહો નીચે મુજબ છે : Turning Point-1931. The Cistern-1932 Myth of Our History (or Mythical Story)-1935. Notebook of Exercises-1940 Logbook I-1940 poems I-1940 Logbook II, Alexandra, Egypt-1944, Athens-1945 Thrush-1947 Poems 1924 46, 1950 Logbook III (under the title Cyprus Where He Prophesied That I) 1955. Poems-1962 Three Secret Poems-1966 આ ઉપરાંત તેણે ગદ્યમાં પણ ઉલ્લેખનીય પ્રદાન કર્યું છે

આપણા યુગના સાહિત્યને પરિષ્કૃત કરનાર પ્રવાહોના સંગમસ્થાનમાં બે જુદા અને વિરોધી પ્રવાહો હોવાનું જાણવા મળ્યું છે. એમ લાગે છે કે એક પ્રવાહ યુગની સાથે જાય છે જ્યારે બીજો તેનો વિરોધ કરે છે છતાં બંને આપણા સમયના અંગભૂત છે, તેમના વિના સંગમ અસ્તિત્વ ધરાવી ન શકે પ્રથમ અને સક્રિય પ્રવાહનું પ્રતિનિધિત્વ જોઈસ અને લોરેન્સ જેવા સર્જકો અને દ્વિતીય તથા વિશેષ અક્રિય પ્રવાહનું પ્રતિનિધિત્વ પુરફ, કે સ્ટર્, એલિયેટ જેવા સર્જકો કરે છે અલબત્ત આ ભેદને જડ સ્વરૂપમાં લઈ શકાશે નહીં કેટલાક સર્જકો, દા.ત. યેટ્સ કે સિકેલિઅનોસ મધ્યબિંદુ તરફ ગતિ કરતા જણાશે તેમ છતાં આ વિભાગીકરણને અમુક સર્જકના વલણનું દ્યોતક માનીએ તો આપણે તરત જ કહી શકીએ કે જ્યોર્જ સેફેરિસ, જે બનાવોના વળાંકબિંદુથી અભાનતા અને સમજના અંતરવિશ્વ પ્રતિ ગતિ કરે છે તેવા દ્વિતીય ગુચ્છનો પ્રતિનિધિ છે તેની કવિતા આ વિચિત્ર અને કઠિન યાત્રાના સ્થિત્યંતરોની નોંધ સમી છે

સેફેરિસની કવિતાના કેન્દ્રમાં છે સમકાલીન વિશ્વ અને તેમાંનો માણસ પરસ્પર અસંબદ્ધ બળો અને અને બનાવોની નાગચૂડમાં ફસાયેલો છે સેફેરિસ આ માણસને તેની બધી સંકુલતાઓ સાથે વ્યક્ત

ખુશીઓ તેની ઉપરથી પસાર થાય છે, આગના ગણગણાટ આગળ ચહેરાઓ હાજર થાય છે, પછી પ્રકાશે છે અને અદૃશ્ય થાય છે, કનાકો સૂર્યો, ચન્દ્રો પસાર થાય છે પરંતુ ભૂગર્ભટાંકુ અસ્પૃશ્ય રહે છે

આપણા વિચાર અને માન્યતાથી આપણા જીવનના મૂળ સાથે
વિશેષ નિકટ !
આપણને જીવ પોષવાથી નિભાવનાર આપણા કર બધુ
કરતા વધુ નિકટ !
હજુ આપણી બાજુના તીર કરતા વધુ નિકટ
(પૃ ૪૩)

આ ભૂગર્ભટાંકુ શાંત હૃદય આપણી અંદર પ્રવહમાન કોઈ ઉપસ્થિતિનું કલ્પન બને છે તે કહ્યે અને આપણું નિમ્નતમ અસ્તિત્વ છે કાયાતે વ્યવસ્થા અને અવરોધોના અનિયન્ત્રિત બાહ્ય વિશ્વનું બીજુ ચિત્ર જેમાં મળે છે જ્યાં મૃત્યુના વિરાટ ગાળા સ્વાર્થો ધબ્બાની ઉપરનીચે જાય છે અને પોતામાં નિહિત ભૂગર્ભટાંકાનો ધ્યાન પણ કરતા નથી

The Cistern'ની આ સંક્ષિપ્ત રૂપરેખા આપવા પાછળનો હેતુ એ દર્શાવવાનો છે કે સ્પેન્ડરે તેના પ્રૌઢ સર્જનના આરંભકાળથી જ જીવનના અમુક વિરોધાભાસની સભાનતા વ્યક્ત કરી છે એક બાજુ સમય પર સવાર વિશ્વની તેના નાશવંત રૂપો ભુવા, તપ્ત અને વેદના સાથેની અનંત હલચલ છે અને બીજી બાજુ એવી પ્રતીતિ રહેલી છે જે વિમુક્ત આત્માની જેમ "teaches silence in the midst of the fevered city" (P 45) [સંતપ્ત શહેરના મધ્યે મૌન ઉપદેશે છે] સ્પેન્ડરની સમગ્ર કવિતાનું જે અનેક દૃષ્ટિએ ઉપેય (theme) છે તે આ બે પહેલુઓ વચ્ચેનો સંબંધ 'The Cistern'માં કંઈક અંશે અમૂર્ત અને જડ રીતે

પોતાની જાતને ભૂલી શકતા નથી. કોઈ કશાક અચાનક ઝબકી જતા સૌન્દર્યથી કે પોતાની સભાનતા કશાક આકલનથી  મિશ્ર ભાષાઓનો શંભુમેળો પરંતુ કોઈ પૂર્ણ વિચાર નહીં, આમાંની ધ્યેયો, જન્મ અને મરણ

પરંતુ આ કાવ્યના કેન્દ્રમાં રહેલ નાયક જે પ્રકારનું જીવન અનુભવે છે તે તેની અંદર પણ છે અને બહાર પણ અંદર એ રીતે છે કે એક વ્યક્તિ તરીકે એની નિયતિ એની સાથે જોડાયેલી છે અને તેને જે સ્થળ સમયમાં ઊપસાવ્યો છે તે બીજો કોઈ નહીં પણ ગગ-બર આ જ સ્થળ-સમય છે તે બહાર પણ છે કેમ કે તે જાણે છે કે આ જીવન એ જ માત્ર જીવન અથવા સત્ય જીવન નથી  તે સભાન છે કે કદાચ આ જીવનનું મોટું સત્ય એ છે કે એમાં કશીક જીવનની ગેરહાજરી છે સાચું જીવન તો ક્યાંક બીજે રહેલું છે આ સભાનતા તેને અલગ પાડે છે અને તેના જીવનને કારુણ્યથી ભરે છે જેનો અનુભવ કશી ઊણપ ન અનુભવનારને થતો નથી. તે જાણે છે કે આજે જે જીવન છે તેના કરતાં જુદા પ્રકારનું જીવન એક કાળે હતું  એ જીવન અસીમ, પૂર્ણ અને સર્જનાત્મક હતું, આજે દેખાય છે તેવું સીમિત, રિક્ત અને વંધ્ય ન હતું :

આપણો દેશ પહાડો વચ્ચે બંધિયાર છે, અહોરાત નીચું આકાશ
તેનું છાપરું છે
આપણે ત્યાં નદીઓ નથી આપણે ત્યાં કૂવા નથી, આપણે
ત્યાં ઝરણાં નથી
માત્ર કેટલાક ભૂગર્ભટાંકા છે  જે ખાલી છે,  જેમાં માત્ર
પડવા પડે છે,
અને જેની આપણે ઉપાસના કરીએ છીએ સદાય ખાલી પડવા,
આપણી એકલતા જેવા,
આપણા પ્રેમ જેવા, આપણા દેહ જેવા

આજે એ નવાઈ લાગે છે કે એક વેળા આપણે બાંધી શક્યા હતા
આપણા ઘર, કુટિર અને
વાડા અને આપણા લગ્નો—તાજી ફૂલમાળાઓ—અંગુલિઓ—
આપણે માટે તે અગમ્ય કોયડારૂપ બની ગયા છે

—અનુ ભાળાભાઈ (પૃ ૬૧)

[illegible]યનાયકની ભાવપરિસ્થિતિનુ આ છે કેન્દ્ર પોતાની આસપાસની દુનિયાને તે સીમિત, બદ્ધ અને બુદ્ધિહીન અનુભવ કરતા તેને લાગે છે કે તે આવી ન હોવી જોઈએ બલકે તે મુક્ત અને અર્થસભર હોવી જોઈએ સ્વતત્રતા અને જે પ્રતીતિ અર્થે કવિ ઝખે છે તે તેને દુનિયામા પ્રાપ્ત થતી નથી આથી અને ખાસ તો તે ગ્રીક છે તથા અવસાદ અને હતાશાની લાગણી પ્રબળ બને છે તેમ છતા તેને લાગે છે કે પોતાને ભીંસતા નિયતિના બળોમાથી છૂટવુ શક્ય છે આ વિચાર પછી તેનો અભિગમ બદલાય છે અને તે સઘર્ષ અર્થે ઉદ્યત બને છે પહેલાની તેની દિશાશૂન્ય ઉદાસીનતા અને નિરાશા જીવનની કરુણ સમજમા પરિવર્તિત થઈ જાય છે, જેનો ઉકેલ માગે છે પ્રબળ પગલુ પોતાને ભીંસતા બળો સામેની લડત.

સેફેરિસની સમગ્ર કવિતામા ઇતિહાસની સ્મૃતિનો બોજ સતત વરતાયા કરે છે એમા આશ્ચર્ય પામવા જેવુ નથી ગ્રીસ જેવા દેશમા જ્યા જુદા જુદા યુગોમા માણસે પ્રયત્ન કરીને ઘણુ બધુ હાસલ કર્યુ— સમયના પસાર થવા સાથે તેને નષ્ટભ્રષ્ટ થતુ જોવા માટે કેટલીક વાર ઇતિહાસનુ દબાણ અપ્રતિહત હોય છે એક વ્યક્તિ પ્રચડ સાકળની એક કડી, એવુ શુ કરી શકે જે કઈક ફેરફાર આણી શકે? તેમ છતા તે કઈ પ્રયત્ન કરે તો તે તેની સમક્ષ પસાર થઈ ગયેલા ઓના મહાન સર્જનોની તુલનામા કેવો વામણો લાગે! તે મહાન સર્જનોનો અત તેની સમક્ષ તેના પ્રયત્નની હાસ્યાસ્પદતા વ્યક્ત કરી રહે છે.

પરંતુ બરાબર અહીં, હતાશાની આ પૃષ્ઠભૂમિ પર ઈતિહાસ પ્રત્યેનો ભિન્ન અભિગમ સ્વીકૃતિ અર્થે આર્તનાદ કરી રહે છે. આ બધો વિનાશ શું સૂચવે છે? તે ક્યાંથી આવે છે? સ્વયં સમય સમય શું સૂચવે છે? હવે જ્યારે માણસ પ્રાચીન કિલ્લાઓની દીવાલ પર દૃષ્ટિપાત કરે છે કે તુર્કસ્તાનની મસ્જિદોના મિનારા કે કોરિન્થની માટીકામની ચીજવસ્તુઓના અવશેષોને નિહાળે છે ત્યારે સમય વિશેની તેની સાધારણ ધારણા તેને કંઈક અંશે અસંગત લાગે છે વાસ્તવમાં તે સમય વિશેની સમજ ગુમાવવા લાગે છે તે અનુભવવા લાગે છે કે જે માણસે ત્રણ હજાર વર્ષોપૂર્વે દીવાલ બાંધી હતી તે માણસ સાથે તેને એટલી જ નિસ્બત છે જેટલી આજે સવારે માર્કેટમાંથી જેની પાસેથી તેણે નારંગીઓ ખરીદી છે તેની સાથે સમય કેવળ સપાટી પરનો જ છે કે તેનાથી કંઈક વિશેષ તે વિશે તે શંકા કરવા લાગે છે સમયનો ભંગાર, ભાંગેલો થાંભલો ખંડિત મોઝેઇક, તૂટ્યુંફૂટ્યું માટીકામ—બધાં સહઅસ્તિત્વ ધરાવે છે, બધાં તેની આંખો સમક્ષ પડ્યાં છે આ બધાં ભિન્ન ભિન્ન સમયની અભિવ્યક્તિ નથી, પરંતુ યથાર્થની અભિવ્યક્તિ છે જે હમેશ ઉપસ્થિત છે તેને હવે લાગે છે કે તે પોતાને જેવો ધારતો હતો તેવો જ—અનંત સાંકળની કડી માત્ર—નથી પણ તે તો તેની અંદર વિશ્વની લઘુ આવૃત્તિ ધરાવે છે જેમાં વસ્તુલક્ષી યથાર્થનું વિશ્વ અને બધાં ઐતિહાસિક ખંડો શાશ્વત અસ્તિત્વ ધરાવે છે તે લાગે છે તેવો નિરર્થક વિશ્વનો અંશમાત્ર નથી, પણ સ્વયં એક વિશ્વ છે તેનામાં યથાર્થનું એક સ્તર છે જ્યાં સમય નથી, પણ જ્યાંથી સમય પ્રાપ્ત કરે છે. તે જો ઈતિહાસને યથાર્થના આ તરફથી નિહાળે તો તે શાશ્વતના પૂર્વપ્રતિબિંબથી વિશેષ કંઈ નહીં લાગે

ઈતિહાસ પ્રત્યેનું આ વલણ 'Mythical Story'માં વ્યક્ત થયું છે પ્રકૃતિ, ખડકો અને વૃક્ષો, સમુદ્રો, ખંડિત સંગેમરમર, પુરાણા

ન્મ્ય નહી અને અંદર દંતકથા અને નીતિકથાથી અનુપ્રાણિત, તે અન્ય આતરિક વિશ્વના (કે જ્યાંથી તેઓ પ્રાપ્ત કર છે) અસ્તિત્વની શાન્ત નિશાની ધારણ કર છે તેઓ ખરા આ વિશ્વની આપણા મંત્રો છે આ વિશ્વ-તિભાવાળી મહુના, વીરપુરુષો, કવિઓ, દ્રષ્ટાઓ, સતોની સર્જનાત્મક ક્રિયા દ્વારા ખોવે છે અને આ બધા મહાપુરુષો હવે જ્યાર પુન જતુ અસ્તિત્વ તેઓ પોતાના અનુગામીઓ સમક્ષ છતુ કરી રહ્યા છ તે વિશ્વ ભણી આકૃષ્ટ થયા છે ત્યારે તે વિશ્વને કેટલેક અંશે પૂર્વજોનુ વર મૃતકોનુ સામ્રાજ્ય કહી શકાય આ રીતે આપણે જે સૅમ્મિની કવિતાના હાર્દમા સ્થિત છ એવા વિરોધાભાસ આગળ જઈ પહોચીએ છીએ કે મૃતકોનુ સામ્રાજ્ય સાચી યથાર્થતા છે, તેનુ ધ્યાન દિવ્યતાને દિવ્ય બનાવે છે, અને જેના પર માણસનુ આત્મજ્ઞાન અવલબિત છે તે યથાર્થનો સાક્ષાત્કાર એ એ જ સમયે મરવાની પ્રક્રિયા છ મૃત પ્રતિની યાત્રા છે

આ નિબંધ 'Mythical Story'-ની નાટ્યાત્મક તાણ માટેની ભૂમિકા રચે છે કાવ્યનાયક પોતાની આજુબાજુ જુએ છે તો તેને જોવા મળે છ

આપણા પૂર્વજોની કરચલીઓ સાથેના ઑલિવ વૃક્ષો
આપણા પૂર્વજોના શાણપણ સાથેના ખડકો (પૃ ૭૦)

તે જુએ છે Trees which breathe the black silence of the dead (P 73) [મૃતના શ્યામ મૌનને શ્વાસતા વૃક્ષો] જ્યારે તે જેમા માત્ર સ્મરણો ઉદ્ભવે છે અને જેમા તે પોતાના વેરવિખેર ખડકો જુએ છે જેને તેણે સગૃહીત કરવા ઘટે તેના જીવન અગત એકાતનો સામનો કર છે ત્યાર નિરાશાની પળો તેને ઘેરી વળ છે ટૂંકે, એક નવુ ખડમા, જે નજીકનથી 'ઓડિસી'ના ૧૧ મા ખડને તાજો કર છે, જ્યા ઓડિસિયસ અર્મીયો છૂટો પડ્યા પછી તેની મૃત પ્રતિની યાત્રા આરભે છે અને સુરગ ઉપર થઈ ઘેટાને માર

પરંતુ બરાબર અહીં, હતાશાની આ પૃષ્ઠભૂમિ પર ઈતિહાસ પ્રત્યેનો ભિન્ન અભિગમ સ્વીકૃતિ અર્થે આર્તનાદ કરી રહે છે આ બધો વિનાશ શું સૂચવે છે? તે ક્યાંથી આવે છે? સ્વયં સમય સમય શું સૂચવે છે? હવે જ્યારે માણસ પ્રાચીન કિલ્લાઓની દીવાલ પર દૃષ્ટિપાત કરે છે કે તુર્કસ્તાનની મસ્જિદોના મિનારા કે કોરિન્થની માટીકામની ચીજવસ્તુઓના અવશેષોને નિહાળે છે ત્યાર સમય વિશેની તેની સાધારણ ધારણા તેને કંઈક અંશે અસંગત લાગે છે વાસ્તવના તે સમય વિશેની સમજ ગુમાવતા લાગે છે તે અનુભવવા લાગે છે કે જે માણસે ત્રણ હજાર વર્ષોપૂર્વે દીવાલ બાંધી હતી તે માણસ સાથે તેને એટલી જ નિસ્બત છે જેટલી આજે સવારે માર્કેટમાંથી જેની પાસેથી તેણે નારંગીઓ ખરીદી છે તેની સાથે સમય કેવળ સપાટી પરનો જ છે કે તેનાથી કંઈક વિશેષ તે વિશે તે શંકા કરવા લાગે છે સમયનો ભંગાર, ભાંગેલો થાંભલો ખંડિત મોઝેઈક, તૂટ્યુંફૂટ્યું ભગ્નકામ-બધા સહઅસ્તિત્વ ધરાવે છે, બધા તેની આંખો સમક્ષ પડ્યા છે આ બધા ભિન્ન ભિન્ન સમયની અભિવ્યક્તિ નથી, પરંતુ યથાર્થની અભિવ્યક્તિ છે જે હમેશ ઉપસ્થિત છે તેને હવે લાગે છે કે તે પોતાને જેવો ધારતો હતો તેવો જ—અનંત સાંકળની કડી માત્ર-નથી પણ તે તો તેની અંદર વિશ્વની લઘુ આવૃત્તિ ધરાવે છે જેમાં વસ્તુલક્ષી યથાર્થનું વિશ્વ અને સઘળા ઐતિહાસિક ખંડો શાશ્વત અસ્તિત્વ ધરાવે છે તે લાગે છે તેવો નિરર્થક વિશ્વનો અંશમાત્ર નથી, પણ સ્વયં એક વિશ્વ છે તેનામાં યથાર્થનું એક સ્તર છે જ્યાં સમય નથી, પણ જ્યાંથી સમય પ્રાપ્ત કરે છે તે જો ઈતિહાસને યથાર્થના આ સ્તરથી નિહાળે તો તે શાશ્વતના પૂર્વપ્રતિબિંબથી વિશેષ કશું નહીં લાગે

ઈતિહાસ પ્રત્યેનું આ વલણ 'Mythical Story' માં વ્યક્ત થયું છે પ્રકૃતિ, ખડકો અને વૃક્ષો, સમુદ્રો, ખંડિત સંગેમરમર, પુરાણાં

દ્રવ્ય નહી અને બદર દંતકથા અને નીતિકથાથી અનુપ્રાણિત, તે અન્ય આતરિક વિશ્વના (કે જયાથી તેઓ પ્રાપ્ત કરે છે) અસ્તિત્વની શાન્ત નિશાની ધારણ કરે છે તેઓ બધા આ વિશ્વની ભાષાના સકેતો છે આ વિશ્વપ્રતિભાશાળી મનુષ્યો, વીરપુરુષો, કવિઓ દ્રષ્ટાઓ, સતોની સર્જનાત્મક ક્રિયા દ્વારા બોલે છે અને આ બધા મહાપુરુષો હવે જયારે પ્રેત જેવુ અસ્તિત્વ તેઓ પોતાના અનુગામીઓ સમક્ષ છતુ કરી રહ્યા છે તે વિશ્વ ભણી આકૃષ્ટ થયા છે ત્યારે તે વિશ્વને કેટલેક અશે પૂર્વજોનુ વર મૃતકોનુ સામ્રાજ્ય કહી શકાય આ રીતે આપણે જે સેફરિસની કવિતાના હાર્દમા સ્થિત છે એવા વિરોધાભાસ આગળ જઈ પહોચીએ છીએ કે મૃતકોનુ સામ્રાજ્ય સાચી યથાર્થતા છે, તેનુ ધ્યાન ક્ષિયતાને દિવ્ય બનાવે છે, અને જેના પર માણસનુ આત્મજ્ઞાન અવલબિત છે તે યથાર્થનો સાક્ષાત્કાર એ એ જ સમયે સરવાની પ્રક્રિયા છે મૃત પ્રતિની યાત્રા છે.

આ વિરોધ 'Mythical Story'-ની નાટ્યાત્મક તાણ માટેની ભૂમિકા રચે છે કાવ્યનાયક પોતાની આજુબાજુ જુએ છે તો તેને જોવા મળે છે

આપણા પૂર્વજોની કરચલીઓ સાથેના ઓલિવ વૃક્ષો,
આપણા પૂર્વજોના ગાણપણ સાથેના ખડકો (પૃ ૭૦)

તે જુએ છે Trees which breathe the black silence of the dead (P 73) [મૃતના શ્યામ મૌનને શ્વાસતા વૃક્ષો] જયારે તે જેમા માત્ર સરમરણો ઉદ્દભવે છે અને જેમા તે પોતાના વેરવિખર બકો જુએ છે જેને તેણે સગ્રહીત કરવા ઘટે તેવા સતત અગત એકાતનો સામનો કરે છે ત્યારે નિરાશાની પળો તેને ઘેરી વળે છે પરત્વે, એક નવુ ખડમા, જે નજીકતથી 'ઓડિસી'ના ૧૧મા ખડને તાજો કરે છે, જ્યા ઓડિસિયસ સમીંથી છૂટા પડયા પછી તની મૃત પ્રતિની યાત્રા આરભે છે અને સુરગ ઉપર થઈ ચેટાને માર્ગ

દશ્ય નહી અને બદર, દતકથા અને નીતિકથાથી અનુપ્રાણિત, તે અન્ય આતરિક વિશ્વના (કે જ્યાથી તેઓ પ્રાપ્ત કરે છે) અસ્તિત્વની શાન્ત નિશાની ધારણ કરે છે તેઓ બધા આ વિશ્વની ભાષાના મ કતો છે આ વિશ્વપ્રતિભાવાળી મણુસો, વીરપુરુષો, કવિઓ, દ્રષ્ટાઓ, મ તોની સર્જનાત્મક ક્રિયા દ્વારા બોલે છે અને આ બધા મહાપુરુષો હવે જયારે પુન જેનુ અસ્તિત્વ તેઓ પોતાના અનુગામીઓ સમક્ષ છતુ કરી ગયા છ તે વિશ્વ ભણી આકૃષ્ટ થયા છે ત્યારે તે વિશ્વને કેટલેક અ શે પૂર્વજોનુ વર મૃતકોનુ સામ્રાજ્ય કહી શકાય આ રીતે આપણે જે એક્મિની કવિતાના હાર્દમા સ્થિત છ એવા વિરોધાભાસ આગળ જઈ પહોચીએ છીએ કે મૃતકોનુ સામ્રાજ્ય સાચી યથાર્થતા છે, તેનુ ધ્યાન વ્યક્તિતાને દિવ્ય બનાવે છે, અને જેના પર માણસનુ આત્મજ્ઞાન અવલ બિત છે તે યથાર્થનો સાક્ષાત્કાર એ એ જ સમયે મરવાની પ્રક્રિયા છે મૃત પ્રતિની યાત્રા છે

આ વિરોધ 'Mythical Story'-ની નાટ્યાત્મક તાણ માટેની ભૂમિકા રચે છે કાવ્યનાયક પોતાની આજુબાજુ જુએ છે તો તેને જોવા મળે છ

આપણા પૂર્વજોની કરચલીઓ સાથેના ઑલિવ વૃક્ષો,
આપણા પૂર્વજોના શાણપણ સાથેના ખડકો (પૃ ૭૦)

તે જુએ છે Trees which breathe the black silence of the dead (P 73) [મૃતના શ્યામ મૌનને શ્વાસતા વૃક્ષો] જ્યારે તે જેમા માત્ર મરમરણો ઉદ્ભવે છે અને જેમા તે પોતાના વેરવિખેર ખડકો જુએ છે, જેને તેણે સગ્રહીત કરવા ઘટે તેવા સમગ્ર અગત એકાતનો સામનો કરે છે ત્યારે નિરાશાની પળો તેને ઘેરી વળે છે પરિણામે, એક લઘુ ખડમા, જે નજીકનથી 'ઓડિસી'ના ૧૧ મા ખડને તાજો કરે છે, જ્યા ઓડિસિયસ સમીપથી છૂટો પડ્યા પછી તેની મૃત પ્રતિની યાત્રા આરભ છે અને સુરગ ઉપર થઈ ઘેટાને મારી

નાખે છે સ્મૃતિની સુરંગ ઉપર થઈ—કે જેથી તેમનું લોહી પીને મૃત તેમની સાથે વાત કરી શકે, સેફેરિસ તેના નાયકના સતત ઉપદ્રવ અને વિમાસણભરી દુનિયાથી પ્રસ્થાનને લીલી ઝંડી દેખાડે છે (જે હકીકતમાં બીજો ઓડિસિયસ છે) અને તેને કહે છે કે તે જેમ તેના પૂર્વજોને ભૂલ્યો નથી તેમ નવી પેઢી તેને ભૂલશે નહીં. મૃતને જીવતની જરૂર છે તેમ જીવતને મૃતની

અહીં પૂરી થાય છે સમુદ્રની કૃતિઓ પ્રેમની કૃતિઓ
જેમની પાસે કશું નથી તેવા આપણે તેમને શીખવીશું શાંતિ

(પૃ ૭૭)

એક દૃષ્ટિબિંદુથી સેફેરિસની બની ઉત્તરકાલીન કવિતા—જેમાં તેની કેટલીક ઉત્તમ કૃતિઓનો સમાવેશ થાય છે—માં 'The Cistern' અને 'Mythical Story'માં વ્યક્ત થયેલ વસ્તુ અને પ્રશ્નો વિશેની કવિની સમજ વ્યાપકપણે અને ક્યાંક ઊંડાણથી અભિવ્યક્ત થઈ છે આ ઉત્તરકાલીન કવિતાનો ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં વિચાર કરવાનો અહીં ઉપક્રમ નથી પરંતુ તેમાં જે વિષયો અને પ્રશ્નો વારંવાર વ્યક્ત થયા છે તેનો વિચાર અહીં કરીશું આ વિષયો અને પ્રશ્નો પૈકી ચાર સવિશેષ મહત્ત્વના સામાન્ય માણસ, સ્ત્રી, કુદરત અને મૃત્યુ

સામાન્ય માણસ એ છે જે આ વિશ્વમાં કશી અનિવાર્યતા વિના, તેના પક્ષે કોઈ પણ ચોક્કસ ઇચ્છા વિના જન્મે, તેના ગંતવ્ય અંગે ક્યારેય સભાન બનતો નથી અથવા સભાન બને છે તો પણ આળસ લોભ કે બીજા એક હજાર એક કારણોસર તેને આત્મસાત કરી શકતો નથી તે સેફેરિસની કવિતામાં પ્રવેશે છે, અને એ કવિતાના અન્ય પાસાની જેમ 'ઓડિસી'ની રીતિએ પરિચય સાધે છે ઓડિસિયસ દેશનિકાલ પામેલો યાત્રાળુ છે, જે પોતાના સાચા ઘરે પાછો ફરવા અને પોતાના સાથીદારોને બંધનમાંથી મુક્તિ અપાવી ઉર્વરા ભૂમિમાં દોરી જવા ઇચ્છે છે બધા પ્રયત્નો છતાં ઓડિસિયસ પોતાની જાતને

બચાવી શકે છે, સાથીદારોને બચાવી શકતો નથી તેઓ તેમની પોતાની મૂર્ખતાથી ચેતવણી મળવા છતાં સૂર્યના ધણને મારીને ખાઈ જાય છે અને તેના પરિણામે શિક્ષારૂપે મૃત્યુ પામે છે સામાન્ય જન આ સાથી ખલાસીઓ પૈકીનો એક છે સેફેરિસની કવિતામાં તે કેટલીક વાર એલ્પેનોર તરીકે ઓડિસિયસ સમૂહના સૌથી નાના અને ઓછામાં ઓછા બહાદુર તથા નાચુગ માણસ તરીકે દેખા દે છે

આ સામાન્ય જનની એક બીજી બાજુ પણ સેફેરિસની કવિતામાં વ્યક્ત થઈ છે એક તરફ જો તે સ્વાર્થી, દુન્યવી, દેવો અને કુદરતી પદ્ધતિ પ્રતિ ગુનેગાર વિરોધી વૃત્તિવાળો, મૂર્ખ અંધ અને ક્રૂર છે તો બીજી તરફ તે સંઘર્ષ કરતો અને સહન કરતો પરિસ્થિતિનો શિકાર છે જે પ્રેમ અને નફરત કરે છે, જીવનનો હેતુ સમજતો નથી પણ તેના દર્દ, કઠિનતા અને પતનને તે સારી રીતે જાણે છે, અને તેના સુખ દુઃખને પ્રમાણે છે. તે એવો માણસ છે જે જીવનની બધી જરૂરિયાતો અને અપમાનોનો અનુભવ કરી ચૂક્યો છે પણ જીવનની સાચી સંપ્રાપ્તિઓથી ભાગ્યે જ પરિચિત છે તે જ તેનું ભાગ્ય છે

સેફેરિસની કવિતામાં સામાન્ય જનના આ બંને પાસા જોવા મળે છે એક બાજુ તે તેની મૂર્ખતાને લઈ સૂર્યના ધણને માન આપતો નથી, ઈશ્વર તેને અર્પે છે તે પ્રત્યેક દિવસના પ્રકાશને માન આપતો નથી અને એને લીધે તે ઘરે પાછા ફરવાની પોતાની તકો જ ગુમાવતો નથી, બાકીના બધાનું પુનરાગમન પણ મુશ્કેલ બનાવી દે છે તે પોચટ લાગણીશીલ છે જે હંમેશ પુરાણા પ્રેમ માટે રડયા કરે છે અથવા પ્રણયના સુખાવહ સ્વપ્નો સેવ્યા કરે છે તે શરીરિક આનંદનું એવું યંત્ર બને જેણે અત્યારે તેનો બધો અર્થ ગુમાવી દીધો છે અને તેણે સ્વીકારેલા ભાગ્યને તે ભોગવે છે, ગીધ ઋતુઓના પ્રવાહમાં પાછો ભળી જાય છે તે ન તો સૂર્યનો સામનો કરવા સમર્થ છે ન માણસનો, તે કાયડો અને યાતના છે

હું આ લોકોને ઓળખતો નથી, હું તેમને ઓળખતો નથી
કેટલીક વાર તેઓ મૃત્યુનું અનુકરણ કરે છે અને પછી પુન
મર્યાદિત નિરાશાના હાવભાવ સાથે તેઓ આગિયાના
લઘુજીવનથી પ્રકાશે છે
બે ફળચક્રીઓ વચ્ચે કચડાયેલા તેઓ
બે ડાગાવાળા રેખાઓ વચ્ચે એકબીજાને મારી નાખે છે
તેઓ લાકડી માફક નાના ને નાના થાય છે
કાચ પરની પોસ્ટટિકિટ જેવા બીજી જાતિના લોકો
આપણે સાથે ચાલ્યા ઘેરા અને નિદ્રા વહેચ્યા,
જે પથ્થરોથી આપણે મકાનો બાંધ્યા હતા તે જ પથ્થરોથી ગ્યાયેન
જુદાઈની કટુતાને ચાખી, દેશનિકાલ થઈ પાછા ફરતા વહાણોમા
સફર શરૂ કરી,
રાહ જોતી આપણી સ્ત્રીઓને શોધી, તેઓ ભાગ્યે જ
આપણને ઓળખે છે,
આપણને કોઈ ઓળખતું નથી.
અને હવે સાથીઓ પૂતળા પહેરે છે, શબ્દની ગિફત નગ્ન
ખુશીઓ પહેરે છે
અને હવે તેઓ તેમના જ લોકોને મારી નાખે છે
હું તેમને ઓળખતો નથી (પૃ ૧૪૭–૧૪૮)

આની સાથે જ જેણે અનુચિત અન્યાયના ભોગ બનવું પડે છે તેવો આ માણસ કમનસીબ છે તે એક Argonaut છે જેણે પ્રવાસના જોખમો થાક, તૃષા, મુશ્કેલીઓ અને કંટાળો ઉઠાવવાનો છે, જે શાનો પ્રવાસ છે તે ક્યારેય સમજવાનો નથી પણ જેની વફાદારી અને આજ્ઞાકારિતા જ પ્રવાસને શક્ય બનાવે છે તે પ્રવાસનો અંત ક્યારેય જોઈ શકતો નથી આ સામાન્ય જન, જે આવશ્યકતાના મહાન ચક્રમાંથી પોતાની જાતને ક્યારેય માફ કરી શકતો નથી, તેના

ભાગ્યની વાત સેફેરિસ વારંવાર કહે છે તે સહાનુભૂતિને યોગ્ય છે, દયાને પાત્ર પણ તે એવા બળોની દયા પર નિર્ભર છે જે તેને કામ કરવા પ્રેરે છે પણ તેના પરિણામો તે સમજી શકતો નથી તેની શક્તિઓ જો વિધ્વંસક માર્ગે વેડફાઈ જતી હોય તો તેનું કારણ એ છે કે વધુ સારી સ્થિતિએ પહોંચેલા માણસોએ તેમના જીવન દ્વારા તેની સર્જનાત્મક હેતુનું કોઈ ઉદાહરણ પૂરું પાડ્યું નથી જેને તે પોતાનું જીવન સમર્પી શકે જે માણસ જોઈ શકે છે, સમજી શકે છે અને જે હજી કે અહંકારી નથી તેણે તેના માણસો સાથે કરુણાપૂર્ણ સંબંધ કેળવવો જ જોઈએ તેમની મૂર્ખતા, સ્વાર્થાંધતા, અતિ લોભ કે જે તેમના જીવનના બહુમૂલ્ય સત્ત્વને અભાનપણે નષ્ટ કરવા પ્રેરે છે તેના પ્રતિ પણ તેણે સભાન બનવું રહ્યું ઉપરાંત તેણે તેમની નિકૃષ્ટ ક્ષણોમાં તેમને શિકાર બનતા, નિરાધાર અને દયાજનક બનતા તથા આત્મઘાત વહોરતા અને છતાં સહન કરવા શક્તિમાન રહેતા નિહાળવા જોઈએ

> યુદ્ધમાં માણસ સહેલાઈથી ભૂંસાઈ જાય છે
> માણસ નાજુક છે ઘાસની ભારી છે,
> હોઠ અને આંગળી—શ્વેત છાતી માટે ક્ષુધિત છે,
> આંખો—દિવસની તેજ આભામાં અર્ધી મીંચાયેલી છે
> ચરણ નકામી જરી વાત કાને પડતાં
> ગમે તેટલા શ્રમિત હોય તોયે દોડવાને ઉદ્યત છે
> માણસ નાજુક અને ઘાસ સમાન તૃષિત છે
> ઘાસની જેમ અતૃપ્ત, એની નસો વિસ્તરતા મૂળ જેવી છે
>
> અનુ. ભોળાભાઈ (પૃ ૨૧૭)

જાગૃત માણસ તેના ગુસ્સાના અને સહાનુકંપાના ધ્રુવો વચ્ચે ઝોલાં ખાય છે તે ન્યાયનો અવાજ છે, પણ જે હૃદયસાથી તે ન્યાય કરે છે તે તો ઝંખે છે ક્ષમા કરવા, અંધકારમાં અટવાતા માણસોને માર્ગદર્શન આપવા

સામાન્ય જનના આ ઉપેય (theme) અંગે કંઈક કહેવાનુ પ્રાપ્ત થાય છે મેકેરિસ જીવનની જે સમજનુ અવગમન તેની કવિતામા કર છે તેમા કોઈ પ્રયાની નિષ્ફળતા વણાઈ ગઈ છે એનો સંબંધ નસીબ અને જીવનના વિધ્વંસક બળો સાથે બંધાય છે. અન્ય બાબતોની જેમ આ બાબત પણ 'ઓડિસી'ના સંદર્ભમા દર્શાવી શકાશે અગાઉ કહ્યુ તેમ ઓડિસિયસ પોતાની જાતને બચાવે છે, અન્ય કોઈને નહીં તેના સાથીદારો એક પછી માર્યા જાય છે, ડૂબી જાય છે અને પંચમહાભૂતોમા ભળી જાય છે ઓડિસિયસ ખોવાયેલા ઘરે (ઇથાકા) પહોચે છે ત નસીબને છેતરે છે જેને તે છેતરે છે અને સૂર્યના ધણને મારી નાખનાર તેના સાથીદારો છેતરતા નથી તે નસીબ છે શુ ? જ્યા સુધી ઓડિસિયસને નિસબત છે ત્યા સુધી તે છે બિનંગત શક્તિ ઈશ્વર કે દેવતાઓ, જેને તે કોઈ પણ રીતે જવાબદાર નથી અને જેને તે કોઈ રીતે બદલી કે નિયંત્રિત કરી શકે તેમ નથી.

૯ જે કહેવા માગુ છુ તે બીજી રીતે પણ કહી શકાય સંસ્મરણનો અભિગમ એક રીતે તો નિષ્ક્રિય ગ્રહણશીલતા છે– શાંત બનો અને જાણો', આતરિક વિશ્વના 'સત્યો' સમક્ષ તે આત્યંતિક ધ્યાન અને આર્દ્રતા છે તે દૃષ્ટિબિંદુથી વિધેયાત્મક એવા આ અભિગમને જો બાહ્ય વિશ્વના 'સત્યો' સમક્ષ પ્રસ્તુત કરવામા આવે તો તે નકારાત્મક બની જાય જીવનની દુરિત' અને 'ભૌતિક' પ્રક્રિયાઓ સાથે મહાન પુરુષો વિધેયાત્મક અભિગમ અપનાવે છે અને તેમ કરીને તેની સાથે અંગત અને વિધેયાત્મક સંબંધ પ્રસ્થાપિત કરે છે તેઓ એ જોઈ શકવા સમર્થ બને છે કે નસીબ વિશ્વની માત્ર બાહ્ય અને સંપૂર્ણ શક્તિ નથી, પણ પ્રત્યક્ષ પરિણામ, માણસની પોતાની સ્થિતિનુ પ્રતિબિંબ છે માણસ જે હતો અને જે છે તેનુ સીધુ પરિણામ તે આ જગત છે ઓડિસિયસના ઈથાકા પ્રતિના પુનરાગમનને શક્ય બનાવનાર પરિબળના જ બીજા પાસાએ તેના સાથીદારોનો વિનાશ કર્યો છે, બધા પ્રત્યે જે ઘટે

છે તેમા પ્રત્યેક સંડોવાયેલો છે પ્રત્યેક પ્રતિ જે ઘટે છે તે બધા પ્રતિ ઘટે છે

સેફેરિસની કવિતા વિશે હુ જે લખી ગયો છુ તે પરથી એવી છાપ ઊભી થવી સ્વાભાવિક છે કે હુ જીવનના અનુભવ સાથે નહીં પણ અમૂર્ત વિચારો અને અભિગમો સાથે કામ પાર પાડી ગયો છુ મે જે રીતે જુદા પાડયા છે તે રીતે વિષયો અને પ્રશ્નોને જુદા પાડવાથી કવિતાના ઊંડાણથી અર્થગ્રહણમા અને સમજમા તે મદદરૂપ બની શકે સેફેરિસના કાવ્યવિશ્વમા નારી મહત્ત્વનુ સ્થાન ધરાવે છે જીવનના જે અનુભવને કવિતા અભિવ્યક્ત કરે છે તેમા નારી શુ ભાગ ભજવે છે તે તપાસવાનો હવે મારો ઉપક્રમ છે

સેફેરિસની કવિતામા સ્ત્રીનો પ્રથમ મહત્ત્વપૂર્ણ પ્રવેશ થાય 'Song of Love' નામક કાવ્યથી આ કાવ્ય 'The Cistern' પૂર્વે લખાયુ છે એનુ ઉપેય છે શારીરિક પ્રેમાનુભવની સ્મૃતિ અને માણસના વૈયક્તિક ભાગ્યના વ્યાપક પરિપ્રેક્ષ્યમા તે અનુભવનુ સ્થાન અને મહત્ત્વ આ વ્યાપક પરિપ્રેક્ષ્યના દૃષ્ટિબિંદુથી કાવ્ય આરંભાય છે કવિ, કથક અનુભવની બહાર છે, તે અનુભવ પ્રતિ સમજણભરી નજરે જોઈ રહ્યો છે, જે નજર તેને સાક્ષાત્ અનુભવ સહેવાથી મળી છે તેની અંદર વિચિત્ર હલચલ મચાવી દેનારી માત્ર શરીરધારિણી સ્ત્રી નથી પણ તે પ્રારબ્ધનુ પ્રતીક છે, તે વૈયક્તિક પ્રારબ્ધનુ જે સોક્રેટિસના daimonની માફક આપણા સહુના જીવનની પાછળ ઊભુ જ હોય છે આ એ જ પ્રારબ્ધ છે જે આપણા જીવનમા પ્રવેશવા ઇચ્છે છે, આપણે જે છીએ તેવા આપણને સભાન કરે છે અને આપણા ભવિતવ્યને છતુ કરે છે તેનુ સાધન છે હાડમાંસયુક્ત નારી, જેને તે આપણા જીવનમા રહસ્યોની પુરોહિત (priestess) તરીકે મોકલે છે. નારીનુ અણધાર્યુ આગમન ભાગ્યચક્રના ઉત્થાન સમુ છે વાસ્તવમા એ આપણા જીવનમા નૂતન તત્ત્વના આવિર્ભાવ છે જે સમગ્ર સર્જનને પલટી નાખે છે, તેને અપૂર્વ ગત જીવન સમક્ષ લાવે છે

કવિ હવે તેના જીવનમાં પ્રવેશેલ આ નારી સાથેના પ્રેમનો ઇતિહાસ યાદ કરે છે અને એ યાદમાં ખોવાઈ જાય છે

Secrets of the sea are forgotten on the shore
darkness of the depth is forgotten in the foam
(P 33)

[ સમુદ્રના રહસ્યો કિનારા પર વિસરાઈ ગયા, ઊંડાણનો આધાર મોજામાં વિસરાઈ ગયો ] જીવનમાં પેલી માદકતાનો પુનઃ સ્પર્શ હવે તો માત્ર સ્મૃતિમાં જ શક્ય છે, એ ક્ષણ જ્યારે તે પહેલી વાર રક્તધબકની નારી ('the tree with its apples') ને સ્પર્શ્યો હતો અને તેને માટે આ દુનિયા બની ગઈ હતી રંગીન સ્વર્ગ જે ક્ષણે બન્ને પ્રેમીઓ અસમયાતીત આનંદ ઉલ્લાસ પ્રાપ્ત કરે છે તે જ ક્ષણે પ્રારબ્ધ તેનો બીજો વિધ્વંસક ચહેરો પ્રદર્શિત કરે છે અને જેને તેણે પ્રથમ ગતિમાં આણ્યું હતું તેના પર કુઠારાઘાત કરે છે

પરંતુ સ્મૃતિમાં, 'મૌનની પૂર્ણતા'માં 'અનિદ્ર ઉપસ્થિતિ' જાગે છે, વિલુપ્ત માનવપ્રાણીની પ્રતિમા, પ્રિયતમા નારી ઊંચું કરે છે તેનું શિર, લોહી ઉકળાવનાર શબ્દો પુનઃ ઉચ્ચારે છે અને સઘન કેશરાશિ તીવ્ર ઇન્દ્રિયોત્તેજનાથી છૂટો મૂકે છે પછી તે આંખો ઢાળે છે તે જાણે કે સ્મૃતિઓના શાંત સરોવરમાં ખોવાઈ ગઈ હોય તેમ લાગે છે હવે ભૂતકાળની વાત બની ગયેલ પ્રેમ વિશે તે બોલે છે, કેવો ઉત્તેજક અને આહ્લાદક હતો તે અનુભવ જ્યારે એમના બન્નેના શરીરો પરસ્પર સ્પર્શનો રોમાંચ પામ્યા હતા ! માત્ર દુનિયાની ફરિયાદ તેમના સુખમાં અવારનવાર વિક્ષેપ ઊભો કરતી ત્યારે બે પ્રેમીઓનો આવેગ પ્રભુત્વ ભોગવતો હતો પછી 'અનિદ્ર ઉપસ્થિતિ' પુનઃ મૌનમાં વિરમે છે અને ગતિશીલ વિશ્વના આયનામાં ધીરે ધીરે આ પ્રેમ અદૃશ્ય થઈ નૂતન આલિંગનના વિરામમાં ખોવાઈ જાય છે. તેમાંથી જન્મી રહે 'પૂતળું', કલાકૃતિ જે સ્મૃતિના નિતારમાંથી ઉદ્ભવે પરંતુ શરીરોએ તેમની જાતે

સમુદ્રમાં, પવનમાં સૂર્યમાં, વરસાદમાં વિખરાવું પડશે, કેમ કે કુદરત આપણને જે મહદ્ સિદ્ધિઓ બક્ષે છે તેનું આવું જ ભાગ્ય છે ચક્ર ફરે છે અને સુખને સ્થાને ખૂલે છે વિલાપનો ઘા

પ્રત્યેક ચીજને પરિવર્તિત કરી દેનાર બેધારો દિવસ ક્યાં છે?
આપણે માટે પૂર્ણ એવી કોઈ નદી નથી?
કમળ દ્વારા આરામ પામતા અને પોષણ પામતા આત્મા માટે
ઝાકળ ટપકાવનાર કોઈ આકાશ નથી? (પૃ ૩૭)

સ્ત્રીના શારીરિક પ્રેમના પ્રાગટ્યનો લય માત્ર સ્મૃતિમાં ટકી રહે છે અને લંબાતી જતી રાત્રિમાં સુદૂર સુધી એના કંપનો અનુભવાય છે

પરંતુ સેફેરિસ સૂચવે છે તેમ અહીં જ આ શારીરિક પ્રેમ તેનો અર્થ પ્રાપ્ત કરે છે. ભાગ્યના મૂર્ત સ્વરૂપ જેવી સ્ત્રી આરંભક છે, રહસ્યોની પુરોહિત છે તેનો પ્રેમ જ પુરુષને પોતના ભાગ્યની સન્મુખ ખડો થવા પ્રેરે છે કેમ કે તેની સાથેના સંસર્ગથી જ, જાતીય આવેગની ક્ષણોમાં તે રોજબરોજની સામાન્ય દુનિયાને અતિક્રમી જાય છે કાળને વીસરી જાય છે અને જે વિશ્વની તેને પૂર્વે કલ્પના પણ ન હતી તેની ઝાંખી પામે છે સ્ત્રી સાથેના પ્રેમના શારીરિક અનુભવથી પુરુષ યથાર્થતાના નવા સ્તરથી વાકેફ બને છે, સ્ત્રીનું સૌન્દર્ય, ગહન સૌન્દર્યની તની સુપ્ત સ્મૃતિને પુનઃ જાગૃત કરે છે પણ આવા પ્રેમમાં અહીં જ રહેલું હોય છે ઘાતક પરિબળ કેમકે જ્યારે એક બાજુ પુરુષ સમૃદ્ધ જીવનથી સભાન બને છે ત્યારે બીજી બાજુ તેનો તે અનુભવ જાતીય સમાગમની થોડીક ક્ષણો પૂરતો મર્યાદિત હોય છે અને કોઈ પણ કિસ્સામાં નાશવંત વ્યક્તિ પર અવલંબિત હોય છે જેનો સાથ વહેલો કે મોડો તેણે ગુમાવવાનો જ છે સ્ત્રી સાથેના અનુભવમાંથી પુરુષ તેની અંદરના બીજા વિશ્વથી માત્ર સભાન જ નથી બનતો, તેને પ્રાપ્ત કરવાની ક્ષમતા પણ મેળવે છે સેફેરિસ 'Song of Love' લખ્યા પછી 'The Cistern' લખે છે. પવિત્ર દેવી, રહસ્યમય ઉપસ્થિતિ,

જીવનના હાર્દમા છુપાયેલ અંત તત્ત્વની પ્રજાગૃતિ અર્થેની પ્રાર્થના

આમ સેફેરિસની કવિતામા નારી પોતાની અંદર બે પહેલુઓ સાકળે છે એક બાજુ તે ઇન્દ્રિયસ્પર્શી પાર્થિવ પ્રાણી છે દેવની પ્રતી (Aphrodite Pondemos)–જેની સાથેના મિલનથી પુરુષ પૂર્વે તે જેનાથી અજાણ હતો તે જીવન અને પોતાના વિશેની સભાનતા પ્રાપ્ત કરે છે તે થોડી ક્ષણો માટે તારાઓ સામે તાકે છે અને વિશ્વને માત્ર કંપન તરીકે અનુભવે છે પરતુ આ અનુભવ માત્ર કટુતા અને વિગતિ જન્માવે છે માત્ર જો તેને તેના ગહન અર્થમા તેની અંદરના અદૃશ્ય વિશ્વના પ્રગટીકરણ તરીકે સ્વીકારવામા આવે તો નારીચરિત્રના બીજા પહેલુની, શાશ્વત નારીના પાર્થિવ અર્ધાંગ (Aphrodite Urania), પુરુષના પ્રેમનુ સાચુ ભાજન જન્મસમયે જ તેના જીવનમા પ્રવેશતા ભાગ્યની સાચી આકૃતિ, 'દિવ્ય માતા'ની ગોપ શક્ય બને

સેફેરિસની કવિતા જીવનના જે અનુભવને વ્યક્ત કરે છે તેમા સ્ત્રી જે ભાગ ભજવે છે તેના આ બે પહેલુઓ છે કવિ તેને આ રીતે લાઘવથી સાકળે છે

Naked woman
the Pomegranate which broke was
full of stars (P 100)

[ નગ્ન સ્ત્રી–જે તૂટી પડી તે દાડમડી તારકાથી પૂર્ણ હતી ]

પરતુ અહીં દ્વિધા અને વિરોધાભાસનો વળાંક છે જે સેફેરિસની કવિતાને તેનો મોટાભાગનો નાટ્યાત્મક તણાવ આપે છે કેમ કે જો પુરુષ પાર્થિવ ઇન્દ્રિયાનુરાગી નારીએ તેને જેને માટે સભાન કર્યો છે તે ભાગ્યને અનુસરવા લાગે છે તો તે જ નારી તેની પ્રગતિમા મહાન અવરોધ બની રહે છે પછી તે સર્સી બનશે જેનો ગતિકર્મ માટેનો સમગ્ર શયનખંડ નાયકના પુનરાગમન અર્થેના પ્રયાસમા ખુલ્લો મૂકાય છે, જે નાયકનુ

સાચુ કામ તેને તેણીનો ત્યાગ કરી મૃતોના અશરીરી સામ્રાજ્ય પ્રતની મુસાફરી આરંભવા ફરજ પાડે છે

સેફેરિસની પ્રકૃતિવિષયક કવિતામા પણ વિરોધાભાસ જોવા મળે છે ઇન્દ્રિયગમ્ય બાહ્ય વિશ્વ કેવી રીતે એક સાથે પરિવર્તનશીલ અને નશ્વર અને છતા તે જ સમયે અપરિવર્તનશીલ, શાશ્વત વાસ્તવનો અંશ બની શકે ? સેફેરિસની પ્રકૃતિકવિતામા એ શક્ય બને છે એક તરફ પ્રકૃતિ છે અંધ વિધ્વંસક અને દેવત્વહીન વસ્તુ, નિરર્થક, માનવ અને માનવની નિયતિ પ્રત્યે પરાડમુખ બીજી તરફ આ જ દેવત્વહીન વિધ્વંસક શક્તિ છે જીવંત અસ્તિત્વોનુ મંદિર તેના સ્વરૂપો મારફતે માનવ છુપાયેલા વિશ્વના ઝબકારા પ્રસંગોપાત્ત અને અણધાર્યા પ્રાપ્ત કરે છે જે તેના જીવનને અર્થવત્તા અને ગૌરવથી ભરી દે છે આની પળોમા અદૃશ્ય અને દૃશ્ય વચ્ચેનુ દ્વૈત ભૂંસાઈ જાય છે અને દૃશ્ય અદૃશ્યનુ વાસ્તવિક મૂર્ત રૂપ તથા તેના સમયાતીત અપરિવર્તનશીલ અસ્તિત્વના અંશ બને છે સેફેરિસની કવિતા આ અણધાર્યા ઝબકારા, સંપ્રાપ્તિના આકસ્મિક કૃત્યોથી સભર છે જે કુદરતના બુરખાને હટાવીને તેને આપણા આંતરઅસ્તિત્વના કુદરતી દૃશ્ય તરીકે છતી કરે છે ,

હવે અંતે તે પ્રકાશથી પેલા પર્વતોએ જ્યારે તેની આખી ઉંમર
સાથે સંકળાઈ છે ત્યારે
હાથીના પેટની જેમ કરચલીવાળી ચામડી વડે મને કેવી રીતે
સંતોષ આપ્યો ?

હવે આ પોપલર વૃક્ષો મને કેવી રીતે સંતોષ આપે છે
તેમના ખમા તડકામા ઊંચા ઊંહાવતા તેઓ બહુમૂલ્ય નથી
ટેકરાઓ પર રહેનારા ઊંચા લોકો અને ખીણોમા રહેનારા ઠીંગુજીઓ
દાતરડા વડે ઉનાળો પસાર કરે છે અને કુહાડી વડે શિયાળો

ફરી ફરી એ, જ એ જ ચળવળો એ જ શરીરો પર

(પૃ ૧૬૧)

એક બીજુ દૃષ્ટાંત પણ લઈએ

અને અમે રેતી પર પડેલા માછલીના હાડકા જેવા ખુલ્લા
અને વિચિત્ર ટાપુના

કિનારાઓ વચ્ચે પ્રવાસ કર્યો અને સમગ્ર આકાશ વિશાળ
પારેવાની શાંતિના

નય સાથેની પાંખ હતુ, રિક્ત શ્વેત, અને રંગીન પાણી
નીચેની ડોલ્ફીન

માછલીઓ આત્માની હલચલોની જેમ તુરત સવન બની,
કલ્પનાની હલચલોની જેમ અને આપણને આખા ઢાંકી દેનાર નિદ્રાના
વિશાળ કોચનામા, નિદ્રામા એકબીજાને અકજમા લેતા અને
મારી નાખતા

માણસોના હાથો, આપણા બધા માટે સામાન્ય, મૂર્ખોની હલચલથી
ભાગી ગયેલ

ગાઢ ચળકતા સ્ફટિકો સાથેથી આપણી સામાન્ય કબર
અને છતા બધુ શ્વેત હતુ કેમકે મહાન નિદ્રા શ્વેત મહાન મૃત્યુ–
નિર્બંધ મૌનમા માત્ર શીત શાંતિ (પૃ ૧૮૫–૧૮૬)

આ દૃષ્ટાંતો, અને તેમના જેવા બીજા દૃષ્ટાંતો પણ પ્રકૃતિના કેવળ નિરૂપણથી ક્યાય આગળ નીકળી જાય છે એમ લાગે છે કે કવિએ વાણીની નવી રીતિ શોધી કાઢી છે શબ્દોની નહીં પણ લવચીક કલ્પનોની

સેફેરિસની કવિતાની જેમ સેફેરિસની કવિતામા પણ પ્રકૃતિ બાહ્ય પદાર્થ તરીકે, સાક્ષાત્કાર અર્થના માનવના સઘર્ષ પ્રત્યે વિરોધી નહી તો પરાઙ્મુખ અને સાથે એ જ સમયે આપણા અંતતત્ત્વના પ્રકૃતિ દૃશ્ય તરીકે, આત્માના જીવંત આભૂષણ તરીકે વ્યક્ત થઈ છે આ

વિગેવાભાસને સમજવાની ચાની કવિની માનવવિષયક સમજમા નિહિત છે વૈચિત્ર્ય એમા રહેલુ છે કે પ્રકૃતિ જે છે તે માનવ જે છે તે પર અવલંબિત છે મેકેરિસ હેરાકલેટોસ સાથે એ વાતમા સહમત જણાય છે કે 'ગર્ગર' આત્માઓવાળા માણસોની આખો અને કાન ખરાબ સાક્ષીઓ છે, કેમ કે તે દર્શાવવા માગે છે કે જેટલી માણસ તેની આન્તરપ્રકૃતિને શુદ્ધ કરશે તેટલી તેની બાહ્ય પ્રકૃતિની ગ્રાહ્યતા શુદ્ધ બનશે વાસ્તવમા પ્રકૃતિ માનવના આતરવિશ્વનુ પ્રતિબિંબ છે જેવી રીતે માણસ તેની આત્મસાક્ષાત્કારની પ્રક્રિયા દ્વારા તેની અંદર રહેલા યથાર્થના ગહનતર પડોને ખુલ્લા કરે છે તેવી રીતે તે જ સમયે તે પ્રકૃતિમા રહેલા યથાર્થના ગહનતર પડોને અનાવૃત્ત કરે છે જો તે પૂર્ણ સાક્ષાત્કાર કરી શકે તો તેને માટે નવુ ગગન અને નવી પૃથ્વી સર્જાય આખરે તો દરેક વસ્તુ માણસની વૈયક્તિક અનુભૂતિની કક્ષા અને આત્મજ્ઞાન પર અવલંબિત હોય છે

આ રીતે પુન આપણે એ બિંદુએ આવી ઊભા રહીએ છીએ જ્યાથી આપણે Mythical Story'ના અંતે મરસમજણવાના અધૂરી મૂકી હતી હવે આપણે ફરીથી મેકેરિસની કવિતાના ખૂબ જ મહત્ત્વના ઉપેય પર આવીએ છીએ અને તે છે મૃત્યુનો પ્રશ્ન થશે કે મૃત પ્રતિની આ યાત્રાનુ, મૃત્યુના ઉપેય પરના ભારનુ મહત્ત્વ શુ છે ? સ્પષ્ટ છે કે તે માત્ર શારીરિક મૃત્યુ સાથેની રુગ્ણ અવધારણા માત્ર નથી, જો કે શારીરિક મૃત્યુની સભાનતા આ અન્ય મરણનો અશ જરૂર બની શકે પ્લેટો કહે છે તેમ જેઓ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરે છે તેઓ હકીકતમા તો મૃત્યુનો અને મરવાનો અભ્યાસ કરે છે આ મૃત્યુવિષયક ચિતનનુ મહત્ત્વ એમા રહેલુ છે કે તે દ્વારા માણસ આખ-કાનને ખરાબ સાક્ષી બનાવનાર સપાટી પરની જાતમાથી ખોટી જાતમાથી અનાસક્ત બનવા લાગે છે અને ગહનતર આત્મને પામવા પ્રવૃત્ત બને છે એમ લાગે છે કે માણસ અરીસામા જે પ્રતિબિંબ જુએ તેને પોતાની સાચી જાત કલ્પી લે છે મેકેરિસ એ જ બતાવવા માગે છે કે આપણી આભાસી

ફરી ફરી એ, જ એ જ ચળવળો એ જ શરીરો પર

(પૃ ૧૬૧)

એક બીજું દૃષ્ટાંત પણ લઈએ

અને અમે રેતી પર પડેલા માછલીના હાડકા જેવા ખુલ્લા અને વિચિત્ર ટાપુના

કિનારાઓ વચ્ચે પ્રવાસ કર્યો અને સમગ્ર આકાશ વિશાળ પાંખવાળી શાંતિના

લય માથેની પાંખ હતું, રિક્ત શ્વેત, અને રંગીન પાણી નીચેની ડોલ્ફીન

માછલીઓ આત્માની હલચલોની જેમ તુરત સઘન બની,

કલ્પનાની હલચલોની જેમ અને આપણને આખા ઢાંકી દેનાર નિદ્રાના

વિશાળ કોચલામા, નિદ્રામા એકબીજાને સકંજામા લેતા અને મારી નાખતા

માણસોના હાથો, આપણા જવા માટે સામાન્ય, સૂર્યોની હલચલથી ભાગી ગયેલ

બાગોક ચળકના સ્ફટિકો સાથેથી આપણી સામાન્ય કબર

અને છતા બધુ શ્વેત હતુ કેમકે મહાન નિદ્રા શ્વેત મહાન મૃત્યુ–

નિર્બંધ મૌનમા માત્ર શીત શાંતિ (પૃ ૧૮૫–૧૮૬)

આ દૃષ્ટાંતો, અને તેમના જેવા બીજા દૃષ્ટાંતો પણ પ્રકૃતિના કેવળ નિરૂપણથી ક્યાય આગળ નીકળી જાય છે એમ લાગે છે કે કવિએ વાણીની નવી ગતિ શોધી કાઢી છે શબ્દોની નહીં પણ નવચીક કલ્પનોની

સોલેમોસની કવિતાની જેમ સેફેરિસની કવિતામા પણ પ્રકૃતિ બાહ્ય પદાર્થ તરીકે, સાક્ષાત્કાર અર્થના માનવના સંઘર્ષ પ્રત્યે વિરોધી નહી તો પરાઙ્મુખ અને સાથે એ જ સમયે આપણા અંતતત્ત્વના પ્રકૃતિ દૃશ્ય તરીકે, આત્માના જીવંત આભૂષણ તરીકે વ્યક્ત થઈ છે આ

(ચગેથાભાસને સમજવાની ચાવી કવિની માનવવિષયક સમજમા નિહિત છે વૈચિત્ર્ય એમા રહેલુ છે કે પ્રકૃતિ જે છે તે માનવ જે છે તે પર અવલંબિત છે સૅક્રેટિસ હેરાક્લેઇટોસ સાથે એ વાતમા સહમત જણાય છે કે 'બર્બર' આત્માઓવાળા માણસોની આખો અને કાન ખરાબ સાક્ષીઓ છે, કેમ કે તે દર્શાવવા માગે છે કે જેટલી માણસ તેની આંતરપ્રકૃતિને શુદ્ધ કરશે તેટલી તેની બાહ્ય પ્રકૃતિની ગ્રાહ્યતા શુદ્ધ બનશે વાસ્તવમા પ્રકૃતિ માનવના આંતરવિશ્વનુ પ્રતિબિંબ છે જેવી રીતે માણસ તેની આત્મસાક્ષાત્કારની પ્રક્રિયા દ્વારા તેની અંદર રહેલા યથાર્થના ગહનતર પડોને ખુલ્લા કરે છે તેવી રીતે તે જ સમયે તે પ્રકૃતિમા રહેલા યથાર્થના ગહનતર પડોને અનાવૃત્ત કરે છે જો તે પૂર્ણ સાક્ષાત્કાર કરી શકે તો તેને માટે નવુ ગગન અને નવી પૃથ્વી સર્જાય આમ તો દરેક વસ્તુ માણસની વૈયક્તિક અનુભૂતિની કક્ષા અને આત્મજ્ઞાન પર અવલંબિત હોય છે

આ રીતે પુન આપણે એ બિંદુએ આવી ઊભા રહીએ છીએ જ્યાથી આપણે Mythical Story'ના અંતને સમજવાના અધૂરા મૂકી હતી હવે આપણે ફરીથી સૅક્રેટિસની કવિતાના ખૂબ જ મહત્ત્વના ઉપેય પર આવીએ છીએ અને તે છે મૃત્યુનો પ્રશ્ન થશે કે મૃત પ્રતિની આ યાત્રાનુ, મૃત્યુના ઉપેય પરના ભારનુ મહત્ત્વ શુ છે ? સ્પષ્ટ છે કે તે માત્ર શારીરિક મૃત્યુ સાથેની રુગ્ણ અવધારણા માત્ર નથી, જો કે શારીરિક મૃત્યુની સભાનતા આ અન્ય મરણનો અંશ જરૂર બની શકે પ્લેટો કહે છે તેમ જેઓ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરે છે તેઓ હકીકતમા તો મૃત્યુનો અને મરવાનો અભ્યાસ કરે છે આ મૃત્યુવિષયક ચિંતનનુ મહત્ત્વ એમા રહેલુ છે કે તે દ્વારા માણસ આંખ-કાનને ખરાબ સાક્ષી બનાવનાર સપાટી પરની જાતમાથી ખોટી જાતમાથી અનાસક્ત બનવા લાગે છે અને ગહનતર આત્મને પામવા પ્રવૃત્ત બને છે એમ લાગે છે કે માણસ અરીસામા જે પ્રતિબિંબ જુએ તેને પોતાની સાચી જાત કલ્પી લે છે સૅક્રેટિસ એ જ બતાવવા માગે છે કે આપણી આત્મા –

જાતને સાચી માની સાચી જાતને ભૂલી જઈએ છીએ, આપણી સાચી જાતને મરવા દઈએ છીએ અને આભાસી જાતથી જીવીએ છીએ આપણું કામ આ પ્રક્રિયાને ઊલટી કરવાનું છે અને સાચી જાતથી જીવવા માટે આભાસી જાતને મરવા દેવાનું છે માણસની સાક્ષાત્કારની પ્રક્રિયા એકી સાથે તેની આભાસી જાતને તેની અમર સાચી માનવતામા પ્રજાગૃત બનવાની છે એ મૃત્યુમા માણસ તેણે વર્તમાન જીવનમા જેની સ્મૃતિ ગુમાવી છે તે વસ્તુઓ એકત્ર કરવા લાગે છે ચોક્કસપણે આ મૃત્યુ જ માણસનું જીવન છે

> But each earns his death, his own death which
> belongs to no one else,
> and this game is life (P 176)

[પરંતુ દરેક વ્યક્તિ તેનું મૃત્યુ કમાય છે, તેનું પોતાનું મૃત્યુ, જે બીજા કોઈનું નથી અને આ રમત એ જ છે જીવન ]

માણસ આ મૃત્યુ સ્વીકારવા ભાગ્યે જ તૈયાર હોય છે તે તો પોતાની આભાસી જાતને પસંદ કરે છે. એ સ્મરણમા રાખવું મહત્ત્વનું છે કે પોતાની સાચી પ્રકૃતિ વિશેનું માણસનું જ્ઞાન એવી ચીજ છે જેને અહીં અને અત્યાર પ્રાપ્ત કરી શકાય. સેકેરિસ કોઈ પારલૌકિક સૌંદર્યની વાત નથી કરતો. આ જીવનમા રહેલ સમજ અને દર્શનને માણસ, જો તેને પામવા જરૂરી સમાયોજન સિદ્ધ કરી શકે તો પામી શકે

માણસે પોતાની જાતને શ્રદ્ધાહીન સમયમાથી મુક્ત કરવી જોઈએ તેણે તેના અસ્તિત્વના ઊંડાણોને સ્પર્શવા જોઈએ, એ ઊંડાણોને જયા અન્ય કાળના, સમયાતીત કાળના અવાજો બોલે છે અને માણસે સમયની પણ પેલે પાર, ઈતિહાસની પણ પાર જવું જોઈએ ત્યા આત્મા આત્માની અંદર જોઈ શકે માણસ, પોતાની જાતને તથા તેનામા રહેલી દિવ્યતાને જાણી શકે, તેની માનવતા જાગૃત થઈ શકે અને નવું ગગન, નવી ધરા દેખાઈ શકે.

આમ, મૃત્યુ જીવનનુ વિરોધી નથી જીવન મૃત્યુથી અભિન્ન છે તે એટલી સાથે મૃત્યુને નિશ્ચિતતા આપે છે અને તેના વડે પરિપૂર્ણતા પ્રાપ્ત કરે છે જીવ ની મધ્યમા આપણે મૃત્યુમા હોઇએ છીએ અને મૃત્યુની મધ્યમા જીવનમા કીટ્સે કહ્યુ છે તેમ "Aye on the shores of darkness there is light" ('Sonnet to Homer, P 312, Oxford Ed of Standard Authors, 1951) [અધકારના કિનારા પર પ્રકાશ છે] થવા માટે, બનવા માટે માણસે મરવુ જ પડે One must die to be or to become) એ વિરાધના સ્વીકાર કરીને જ જીવન પરિપૂર્ણ બની શકે સાચુ અસ્તિત્વ તે બિંદુએથી આરભાય છે જ્યા બધુ ભેગુ થાય છે જીવન અને મૃત્યુ આતર અને બાહ્ય, વિષય અને વિષયી એ નદી સમાન છે ,

> સુદીર્ઘ નદી જે આદિકાના સઘન ઊડાણોમા આવેના વિશાળ
> સરોવરોમાથી નીચે આવે છે,
> જે એક વખત ઈશ્વર હતી અને પછી બની માર્ગ અને આપનાર
> અને ન્યાયાધીશ અને ડેલ્ટા,
> પ્રાચીન શાણા માણસોએ શીખવ્યુ છે તેમ જે ક્યારેય એની એ
> નથી રહેતી
> છતા એ જ નગર હમેશા છે, એ જ શય્યા, એ જ સકેત, એ જ
> અનુકૂલન (પૃ ૨૦૪-૨૦૫)

તે છે

> આ અર્થ જે આગળ જાય છે જોડગાઓ અને ઘાસ વચ્ચે ઘાસ
> ખાતા
> અને પાણી પીતા જાનવરો અને વાવના-વણતા માણસો વચ્ચે,
> મોટી ડગર અને મૃતોના નાના નિવાસો વચ્ચે (પૃ ૨૦૫)

વિરોધોની આ સવાદિતામા માણસ તેના સપૂર્ણ અસ્તિત્વ અને

અવિભાજિત સુગ્રથનના વિભાગોના અંશો એકઠા કરી તેની નિયતિ પ્રાપ્ત કરે છે.

આ બધા વિષયો અને પ્રશ્નો, આત્માની સંપૂર્ણ યાત્રા સેફેરિસના એક ઉત્તરકાલીન કાવ્ય 'Thrush'માં એકઠા થાય છે. 'Thrush' વહાણનું નામ છે જે ઈ. ૧૯૩૯–'૪૫ના યુદ્ધ દરમ્યાન પોરોસના ટાપુ પાસે ડૂબી ગયું હતું. કવિએ આ કાવ્ય લખ્યું ત્યારે તે એ ટાપુ પર રહેતો હતો. કાવ્યનો નાયક, પ્રવક્તા એક રીતે કવિ કહે છે તેમ ઓડિસિયસ જેવો છે. અનેક સાહસો અને કમનસીબીઓ પછી, વાયુઓના વર એવા અગાત એઓલીન ટાપુ પછી, તેના માણસોને લાએસ્ટ્રીગોન્સ સાઠવીની માફક છેદી નાખી ઓડિસિયસ સર્સીના રાજમહેલમાં આવી પહોંચે છે. તેને મળેલ આ પ્રથમ રંગરાગ ... સ્નાન, કાળજીભરી સાવજત સમૃદ્ધ પોશાક, વિનામી મિઠાનું અને સુંદર સ્ત્રીનું શરીર ઘર લપસાયું હતું, તે તેના સાથીદારોને ડુક્કર કરી દે છે. ઓડિસિયસ ઈન્દ્રિયરાગ માણે છે કેટલે સુધી અને કેની રીતે માણે છે તે આપણે જાણતા નથી કેમ કે તેના મનમાં બીજી બાબતો પણ છે. તેનું પોતાનું ઘર આપણે તેના પોતાના વરને 'પ્રકાશ' કહીશું.

આ વાતાવરણમાં પછી ઓડિસિયસ દિવાસ્વપ્નો જુએ છે. ઈન્દ્રિયોત્કામની પ્રતીક એવી સર્સી તેમાં ભાગ પાડે છે અને તેની સામેથી પસાર થાય છે. પોતાની જાતીય ઈચ્છાની તૃપ્તિ અર્થે તે ઓડિસિયસને આલિંગે છે. પણ ઓડિસિયસ અન્ય લોકમાં જવા તત્પર બન્યો છે. તેના અસલ વર, 'પ્રકાશ' તરફ જવાની તીવ્ર ઈચ્છાને કારણે સર્સીનું મકાન તેને બંધનરૂપ લાગવા માંડે છે. તે અશાંત બને છે. જો કે ઈન્દ્રિયોના વિશ્વમાંથી નીકળી ગહનતર પ્રકૃતિનો સ્પર્શ પામવાની ઈચ્છા તેની અંદર જગાડનાર સર્સી જ છે, પલાયનની વૃત્તિની જાગૃતિ સાથે કાવ્યનો પ્રથમ ખંડ સમાપ્ત થાય છે.

દ્વિતીય ખંડનો મોટો ભાગ સર્સી અને એક આળસુ, વિષયી સામાન્યજન એલ્પેનોર વચ્ચેના સંવાદમાં રોકાયો છે. તેઓ નાયકની

બારીની નીચે દેખા દે છે એલ્પેનોર મર્સી સાથે નાગરિક પ્રેમ વિશે વાત કરવા પ્રયાસ કરે છે તે પૂતળા (નારીને માટે મેડેરિસે ઘડીલા પ્રયોજેલ કલ્પના) વિશે વાત કરે છે પગાક્ષ સંકેતો કરી તે મર્સીને ઉત્તેજી તેનો પ્રેમ પ્રાપ્ત કરવા મથે છે અહીં એલ્પેનોરની ઉપસ્થિતિ કેટલેક અંગે જાતીય સંતોષ અને આહ્‌લાદના આભાસી સ્વર્ગના રોમેન્ટિક સ્વપ્નનુ સૂચન કરી રહે છે

ઓડિસિયસના ખ્યાલોમા રમમાણ અને તેના પલાયનના વિચારથી ઉદાસ મર્સી પાસે એલ્પેનોર જેવા ગૌણ પાત્ર માટે સમય નથી તે તેની ઉપેક્ષા કરે છે તેને કહી દે છે કે પૂતળા મ્યુઝિયમમા મળશે છંછેડાયેલો એલ્પેનોર કાતિલ બને છે તેના હવે પછીના શબ્દો પ્રેમને નિમંત્રતા નથી તે સૌન્દર્યને નહીં તેના અમાનવીય લોભ અને ક્રૂરતાને પ્રગટ કરે છે આ શબ્દોનો ભાવાર્થ અને સત્યતા પામી ચૂકેલી મર્સી એલ્પેનોરને છોડી નીચે દરિયાકિનારે જાય છે જ્યાંથી ઓડિસિયસ વિદાય લેવાની તૈયારી કરી રહ્યો છે. કાવ્યનો દ્વિતીય ખંડ વાયરલેસ દ્વારા દરિયાકિનારે આવતા ગાનથી પૂરો થાય છે જે ગાન ઓડિસિયસના ગમનના શોકમા મર્સી ગાય છે

કેટલેક અંશે મધાળુ બનેલા કાવ્યના આ પ્રથમ બે ખંડો પૂરતા સંતોષકારક નથી જો કે આ ખંડો પ્રાસ્તાવિક જેવા છે જે આપણને કાવ્યના ત્રીજા અને મહત્ત્વપૂર્ણ સઘન ખંડ પ્રતિ દોરી જાય છે તૃતીય ખંડ એલ્પેનોરના અવાજ સાથે ઊઘડે છે જે ફરી વાર સભાન થઈ ઇન્દ્રિયોની લીલી ડાળીને શોધ્યે જતા તે કહે છે

જે સમયે મારા તનનો મધ્યાહ્નને ઉષ્ણ હતો તે સમયે મારા
મસ્તકને આ ડાળીએ
ટેકુ પાડ્યુ છે આ ડાળી બીજા હાથોમા ખીલવો લે, હું તે
તમને આપુ છુ (પૃ [illegible])

# કંકાવટી

જુલાઈ,
૧૯૮૧

# કંકાવટી

જુલાઈ ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૩ : અંક ૨૬૭ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮, આજીવન સભ્યપદ રૂ. ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક યોગ્યતાની કૃતિ આવકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા સૂરત–૩૯૫ ૦૦૧

ગયા છે અંધકાર હવે
ડાકણના ધોળાધફ લટિયા જેવી એની છોળો
ઉછળે છે ને ભળે છે પાછી
ઉન્માદી ટોળાના હાથીઓની જેમ
કોઈ દમિયલના ફેફસાં ગઈ ગયેલા ફેફસા જેવા
એના સ્વરમા ભળી રહ્યો છે નગરના જલ્લાદનો અવાજ
આદિમ વાસનાથી તપ્ત પુરુષોની આંખો જેવા
અહીંથી દૂર સુધી પથરાયેલા
ગાઢમૂંગી કિનારાઓ ઉપર
થગઈ ગયા છે મરેલી માછલીના ચળકતા ઢગ
તેની આંખોમા હેલાર ખાઈ રહ્યું છે
સબેપાસળા થઈ ગયેલું નગરદેવતાનું
સડ્યું સડ્યું, ગંધગંધ, ડોળાફાટ્યું શબ
ધકારના મચ્છવાઓ કરડિયે કરડિયે ભરી જશે એને
ને ઝૂકીને આંખો કાઢીને તાકશે મકાનો બારીમાંથી
તબેલાના પશુની જેમ ડોક ઢાળી ઊભા રહેશે રસ્તાઓ
, વટ્યા અંધકારને વાગોળતો વાગોળતો
પડખે થઈ જશે ચંદ્ર ખજવાળતો ખજવાળતો
થોડીક જ વારમા
તાર થઈ ગયેલી પીળીપચ ગુફામા સંતાતો
કાઢતો આવશે સૂર્ય વંધ્ય અવાજે બરાડતો બરાડતો
તાર થઈ જશે નગરની એકેકી દિશા ઉપરથી
ખોપરીની નસો ફાટફાટ થઈ રહી છે
દ્રે થઈ ગયેલા અંધકારમાંથી તાકયા કરું છું
|

## બપોર

ટપ્
ટપ્
ટપ્
ત્વચા ચીરીને ટપકે છે તડકો લમણામાં
ખૂણે ખાચરે, અંદરબહાર, બધેબધ
એના પીળા, ચીકણા રેસા ચોંટી ગયા છે
મનને કોતરે છે અસંખ્ય અવાજોના અળસિયા
ખાટકીના ધારદાર છરાની જેમ ઊભેલા
ચકચકતા રસ્તાઓ ઉપર હું ટૂકડે ટૂકડે વધેરાતો જાઉં છું
વકરેલા જલ્લાદના બગાડા પાડવા ફાટેલા મ્હોની જેમ
વલ્લા થઈ ગયા છે કણસતા મકાનોના બોચરિયા મ્હો
કીચડમાં સૂતેલા ભૂંડની જેમ
ઢીલોઘસ થઈને પડયો છે માદલો સૂર્ય
ઉન્નિદ્ર આંખે, છેલવેલ્લા ઘરાકથી સંભોગાતી
વેશ્યાની છાતીની જેમ હાંફે છે હમણાં દરિયો
હવાના પોલા વાસામાં
નગરના શબ ઉપર માથું ટેકવી
ચીથરેચીથરા થઈને પડયો છું ચત્તોપાટ

### સાંજ

આસુરી શક્તિથી ફાટતા શ્રીફળની જેમ
ફાટી ગયું છે સૂર્યનું મસ્તક
ફીણ થઈ ગયેલા તડકાના પરપોટાના માથાં
ફૂટી રહ્યાં છે હવે ફટ્ ફટ્
મરેલા નગરના ઝેરથી લીલાકચ થઈ ગયેલા અવાજને
ટચાટચ ટચાટચ ટોચી ટોચીને ફોલી ખાઈ રહ્યા છે
અંધકારના ગીધ
મનના છિદ્રેછિદ્રોમાં બેસીને ઘૂરકી રહી છે બિલાડીઓ
રસ્તાઓની છોલાયેલી પીઠ ઉપર
ખણખણતા મકાનો, સૂંઢ ઘસીને ખોતરવાની તૈયારીમાં પડ્યા છે
થાકેલા દરિયાને ખભે નાખીને
કિનારાઓ ઊંધે પગલે ઊતરી રહ્યા છે ઊંડે ઊંડે ભોંયરામાં
ડાચાં ફાડ્યાં, જીભ લબડાવેલા સૂર્યને મ્હોમાં નાખીને
પસાર થઈ રહ્યું છે આજનું કાળોતરું કૂતરું
રાત્રે સુવા પ્રયત્ન કરું છું તો લાગે છે કે
ફટાયેલા અસુરની કમર ઉપર સૂતો છું
મારી આંખમાં ચાંચાચીડિયાના ઊંધા માથાની જેમ
લબડી રહ્યા છે દશ્યો
ને પીઠ નીચે સળવળે છે અનેકાનેક ભક્ષી ઇયળો
મને ચોતરફથી અથડાયા કરે છે
નગરનો પાગળો રક્તપિત્તિઓ તરફડાટ
મારી નિદ્રાનું હાડ ચીરાઈ જાય છે

## ગીત/રજા માતરી

સાજ ઢળે કે મનડુ મારુ ગામને ગોંદરે સૂના મંદિરની પરસાળે એકલુ એકલુ સોરે
ઘુમ્મટ પર સંતાઈને બેઠી રાત, નિરાશા આવી પાછી થાય ચમેલી ચળકે લીલા થોરે

સાકળી નેળ ને વેલડુ મોડુ ચીલા ખાડે ખખડે
અટકી ચાલે, ચાલી અટકે, મહીં પારેવડુ ફફડે

પળને માથે યુગના ભારણ સ્વપ્ન અધૂરા અંધારે અટવાય સમય કોને છે તીણા-હોરે
સાજ ઢળે કે મનડુ મારુ ગામને ગોંદરે સૂના મંદિરની પરસાળે એકલુ એકલુ સોરે ..

વાળને વળગી તમરા બોલે સાપની કાચળી ખખડે
ભૂત સમો ભેંકાર ભટકતો સામને ખાનમા પકડે

નેળ સરોવરમા સૂકમણા ધ્યાન સ્વયં બેધ્યાનમા ઝોલા ખાય છતા એ કોણ શ્વાસમા સોરે ?
સાજ ઢળે કે મનડુ મારુ ગામને ગોંદરે સૂના મંદિરની પરસાળે એકલુ એકલુ સોરે

૨-૭-'૮૧

## ગઝલ / રતિલાલ 'અનિલ'

મગન મન મદીલુ મદીલુ થયુ છે
ફરી ગીત કોઈ સૂરીલુ થયુ છે

ન ફાગણ, ન શ્રાવણ, ન આવન, ન જાવન,
અક્ષમ મન, અક્ષસ મન, શુ ભીનુ થયુ છે !

હવાઓના હાથોમા ઓવારણા છે
વળી જર્જરિત ઘર, 'સુખીનુ' થયુ છે !

અહો ઝળહળા ઝળહળા આ અચાનક,
પ્રગટ કોડિયુ ફેર ઘીનુ થયુ છે !

ગતિ શ્વાસની એક આરોહ – અવરોહ
હૃદયનુ મધુબીન ભીનુ થયુ છે

ભીતે ખૂબ ફરકે છે તારીખપાનુ
શુ ચોઘડિયુ કોઈ ખુશીનુ થયુ છે ?

ક્ષિતિજે ય મૃદુ ભીડયા ઓષ્ઠ જેવી
ફરી સ્મિત કોઈ સખીનુ થયુ છે !

## ભેંસ/કિસન સોસા

ધૂમ્મસને ઢાળ ઢાળથી ઊતરતી ભેંસ ભેંસ,
લોહીના ઘોડાપૂરમાં ઘૂમરતી ભેંસ ભેંસ,
આકાશ કોરું કટ અને ઝરમરતી ભેંસ ભેંસ,
ત્રણ આંગળીની નેમમાં ડે ચરતી ભેંસ ભેંસ

ભરવાડ ઘોડલે ભમે અજાત જંગલે,
પથ્થરમાં, પર્ણમાં ઠરી તરવરતી ભેંસ ભેંસ

આ ભેંસ છે કે માછલી છે સર્પ કે શિયાળ ?
આકાર અવનવા ધરી નીસરતી ભેંસ ભેંસ

હું પી છે આંગળાં સતત આંચલને દોહી દોહી,
ના અર્થને ટીપે જરીયે ઝરતી ભેંસ ભેંસ

આંખો બધીર એટલે શું સાંભળી શકે ?
પૂંછડો–વચાળ હારબંધ ભાંભરતી ભેંસ ભેંસ.

# 'વહી જતી પાછળ રમ્યઘોષા'માંનાં ભાવિક અલંકારોનાં ઉદાહરણ

□ હરિવલ્લભ ભાયાણી

લાભશંકર ઠાકરના સંગ્રહ 'વહી જતી પાછળ રમ્યઘોષા'માંથી આપણને ભાવિક અલંકારનાં કેટલાંક અત્યન્ત રમણીય ઉદાહરણ મળે છે

કાવ્યગત વિવિધ આસ્વાદ્ય ઉક્તિપ્રકારો કે ભંગીઓમાં એક પ્રકાર એવો છે જેમાં કોઈ દૂરના ભૂતકાલીન કે ભાવિ ભાવનું તાદૃશ વર્ણન હોય એ વર્ણન એવું હોય કે જેથી તે ભાવ આપણને પ્રત્યક્ષવત દીસે, કવિના જેવી જ તેની અનુભૂતિ પાઠકને પણ થાય

આમ જોઈએ તો જે વર્ણનમાં સ્વભાવોક્તિ અલંકાર હોય ત્યાં પણ આવો ગુણ—વર્ણ્ય વસ્તુની પ્રત્યક્ષાયમાણતા—પ્રતીત થતો હોય છે. કવિશક્તિ વડે, વર્ણ્ય વસ્તુની જે વિશિષ્ટ વિગતો પ્રસ્તુત કરાઈ હોઈ, તેની જે ગોઠવણી કરાઈ હોય અને તેને વિશદતાથી વ્યક્ત કરાઈ હોઈને તેને કારણે તે મૂર્તિમાન બને છે, તેનું રૂપ પાઠકની સમક્ષ સ્ફુરાયમાન થાય છે પણ સ્વભાવોક્તિની આ લાક્ષણિકતાની સાથે ભૂત કે ભવિષ્યની વસ્તુ કે ઘટનાનો વર્તમાનમાં રજૂ કરાતો અનુભવ—એ બીજી લાક્ષણિકતા ભળે, ત્યારે એક નવો જ ઉક્તિપ્રકાર બને છે એને ભારતીય કાવ્યવિવેચકોએ ભાવિક અલંકાર તરીકે ઓળખાવ્યો છે તેના સ્વરૂપ અને પ્રકારોમાં વિવિધ આલંકારિકો અનુસાર વિગતોનો કેટલોક ફરક પડે છે[1] પણ (૧) ભૂત કે ભાવિ વસ્તુનું વર્ત-

---

૧ ભાવિકના સ્વરૂપને લગતી વિવિધ મતોની ચર્ચા અને તેના ઇતિહાસ માટે જુઓ (૧) વી. રાઘવન 'સમ કન્સેપ્ટ્સ ઑવ ધ અલંકાર-શાસ્ત્ર (૧૯૪૨), પૃ. ૧૧૭–૧૩૦ (૨) રાજવંશ સહાય–'હીરા', અલંકારાનુશીલન' (૧૯૭૦), પૃ ૪૮૪–૪૯૧ રુય્યક અને શોભાકર મિત્રે ભાવિકનું સ્વરૂપ સ્પષ્ટ કરીને તેને પીઠિકા વિસ્તૃત કરી છે

માનમા વર્ણન (૨) પ્રત્યક્ષવત્ પ્રાસાદિક વર્ણન, અને (૩) ભવોદ્‌બોધક વર્ણન આટલી વિશિષ્ટતાઓ ભાવિક અલંકાર માટે લાક્ષણિક ગણીને આપણે ચાલી શકીએ આ ઉપરાન્ત ભામહ અને દંડીએ તેને પ્રબંધવિષયક કહ્યો છે ને જોતા ભાવિક એક કૃતિવ્યાપી અલંકાર છે, અને એ ગત તે સ્વભાવોક્તિ વગેરે જેવા થોડાક વિશેષ મહત્ત્વના અલંકારની કોટિનો છે

પ્રથમ આપણે અતીતના ચિત્રાત્મક સંસ્મરણરૂપ ભાવિકના ઉદાહરણ જોઈએ

( ૧ )

સ્મૃતિ

ફેંકી જૂનું તુલસીનું પડ્યું આગણામા
તેની પરે ઢળી ગયું જલ શું સુનેરી
આકાશથી જરીક ને મધુ સ્પર્શજન્ય
રોમાંચથી હસી ઊઠી અતિ શુષ્ક સાંઠી ।
ને આવ્યું ક્યાંક થકી હૈયડ સાવ ધૃષ્ટ ૬
બેઠું કૂંડા પર જરા ફફડાવી પાંખો
ડૂબા મહીં છલકતા જળમા ઝબોળી
ચંચૂ અને ફરી જરા પુચ્છ ઊંચી ૯
છોડી દીધી સહજ કંઠ તણી સતાર ।
એ શ્વેત વસ્ત્રમહીં શોભત પ્રૌઢ કાયા
રેડી રહી ચળકતો લઈ તામ્રલોટો ૧૨
ઊંચા કરેલ કરથી જલ, ભાવભીના
નેત્રો ઢળ્યા મધુર, ભાલ વિશે સુગૌર
સૌભાગ્યચંદ્ર ઝળકે, તરબોળ ભીનું ૧૫
આખું ય દૃશ્ય તડકો અચાનક

ઊડી ગયુ ક્યહીંક દૈયડ દશ્યને લૈ
પાખો મહીં

નજર વૃદ્ધ ફરી ફરી શી   ૧૯
છાપા વિષે ડૂબી જવા મથતી, સવારે   ૨૦
(વહી જતી પાછળ ઝઝૂમી ઝચવેલા' પૃ ૧૬)

અહીં પક્તિ ૧ થી ૯ નો પહેલો ખડ, પક્તિ ૧૬થી ૧૮નો ત્રીજે ખડ અને પક્તિ ૧૯ થી ૨૦નો ચોથો ખડ–એમા વર્તમાનની વાત છે, જ્યારે પકિત ૧૦ થી ૧૫ના બીજા ખડમા અતીતનો અનુભવ છે પહેલા ખડમા સ્વભાવોકિત અલકાર છે, પહેલા ખડમા ભાવિક અલકાર

સવારના તડકામા, સુકાઇ ગયેલા છોડવાળા તુળશીના કુડા પર વર્ષાનો છટકાવ થયો છે, એક દૈયડ એ સૂકી ડાળી પર આવી બેસે છે, પાણીમા ચાચ ઝબોળીને કલરવ કરી ઊડે છે એક સુદર ચિત્ર અકિત થયુ છે

અને એ વર્તમાન દશ્ય જોઈ રહેલા વૃદ્ધની સ્મૃતિમા, દરરોજ તુલશીને જળ સીચતી પોતાની વિગત પત્નીનુ ચિત્ર ખડુ થાય છે આમ અહીં અતીતના એક ભાવાર્દ્ર અનુભવનુ વર્તમાનમા તાદશ આલેખન થયુ છે

પહેલા ખડને કદાચ અન્યોક્તિ તરીકે પણ લઈ શકાય અતિ શુષ્ક સાકી એટલે તે દશ્ય જોતો વૃદ્ધ અને ક્યાકથી આવી બેઠેલુ, કઠની સતાર છેડતુ દૈયડ તે મધુર સ્મૃતિ, જેને લીધે એ સાકી–વૃદ્ધ–મધુર સ્પર્શજન્ય રોમાચથી હસી ઊઠે છે

સમગ્રપણે જોતા આ કાવ્ય કરુણરસનુ છે ભાવિક અલકાર અહીં એ રસનો નિષ્પાદક છે પ્રથમ ખડને કેવળ સ્વભાવોકિત તરીકે લઈએ તો તેથી ભાવિકને અને કરુણને ચારુતાનો એક વિશેષ પુટ પ્રાપ્ત થાય છે
(અપૂર્ણ)

## સોક્રેટિસ અને પ્લેટો / ડૉ. સુરેશ હ. જોષી

ઘણા લેખકો એવા હોય છે જેમની છાપેલા પાના પર જીવન જેટલી ઓકાત હોતી નથી. જેમની વ્યક્તિમત્તા સમયની દૂરતાના વ્યવધાનને પણ ઉલ્લંઘી જઈ શકે છે, મરણને પણ નકારીને અજરઅમર રહી શકે છે તેમનુ કંઈક જુદુ જ હોય છે. એમના લખેલા વાક્યો ઉચ્ચારાયા નથી હોતા ત્યારે પણ એમનો ધ્વનિ આપણા કાનમા ગૂંજે છે, એમા રહેલી પ્રૌઢિ આપણા પર પ્રભાવ પાડે છે રૂઢિનુ બળ એમની આગળ ચાલતુ નથી ભાષા એમને વશ વર્તે છે રૂઢિથી અને પરમ્પરાથી મુક્ત થયેલી ભાષાના અંશ નીચે જો લેખક આવી જાય તો એથી ઊંધુ જ બને, ત્યારે ભાષા વાપરનાર માનવીને ઊલટાની ભાષા વાપરતી હોય છે એવા ગદ્યના નમૂના આપણી આજુબાજુ ક્યા નથી? આવી પરિસ્થિતિમા ભાષા પુંશ્ચલી નારીની જેમ પોતાના બધા પ્રલોભનો દાખવીને સર્જક પર વશીકરણ અજમાવે છે એમા રમણીયતા નથી હોતી એવુ નથી, એમા સાચી સૂઝનો પણ અભાવ નથી હોતો પણ આ બધા માટે એને જે મૂલ્ય ચૂકવવુ પડયુ હોય છે તેનો એને ખ્યાલ રહેતો નથી ભાષામા પારદર્શક ભેદકતા અને ઉજ્જ્વળતા હોય, આગલી પેઢીના વાસી થઈને ઉબાઈ ગયેલા પ્રયોગોને સ્થાને પ્રમાણભૂત અને અનન્ય એવા અનુભવોને એણે એ ભાષા દ્વારા સમર્થ રીતે વ્યક્ત કર્યા હોય એ અનુભવો આપણને તો કેવળ કાચી સામગ્રી રૂપે જ પરિચિત હતા સર્જકે આપેલા અદ્વિતીય રૂપ દ્વારા આપણે નહિ કલ્પેલા એવી એની ક્ષમતા પ્રગટ થાય અને પોતાને સમજવા માટેના નવા માર્ગો એથી લાધે એવુ પણ બને

વોલ્ટર કાઉફમેન કહે છે કે આવુ બને ત્યારે સર્જકે જ નહિ એના વાચકોએ પણ ભારે કીમત ચૂકવવાની રહે છે—એવી કિંમત જે આપણે માટે તો વિઘાતક જ બની રહે સર્જક માટે પણ શાન્તિભંગ

અનુકૂળતાથી જીવવાનું શક્ય નહિ રહે, કારણ કે જીવનને વિશે એ જે જાણી લાવ્યો હોય તે એને જંપવા નહિ દે, આ આવિષ્કારોની ઉજ્જ્વલતા જ એની માનસિક સ્વસ્થતાને જોખમમાં મૂકી દે, એની સંવિત્તિને તીવ્ર બનાવનાર અને બીજાને માટે જે અપારદર્શક હોય તેને પારદર્શક બનાવીને આરપાર દેખાડનાર તત્ત્વ જ તેજાબની જેમ એને કોરી નાખે સાચી આપત્તિ તો બીજી જ છે એની તુલનામાં આ બધું તો નજીવું લાગે જેની રચના માટે એણે સુખશાન્તિ છોડયા, જીવનનો ભોગ આપ્યો અને સ્વસ્થતાને ગુમાવી તે જ જેની સામે એ સદા ઝૂઝયો તેના સ્મારકરૂપ બની રહે એનો અવાજ તે એના શત્રુઓનો અવાજ બની રહે આ સ્થિતિમાં સર્જક કયા તો ઉન્માદને વશ થઈને પોતાને ભૂલી જાય અથવા તો મરણશરણ થઈને આ યાતનામાંથી છૂટી જાય ઘણી વાર તો આવો કવિ ચિન્તક પણ હોય છે. આપણને વાગ્મામાં અજ્ઞાનનો જે અન્ધકાર રચ્યો હોય છે તેને એ પોતાની તીક્ષ્ણ મેધાથી ભેદી નાખે છે, અન્ધશ્રદ્ધાનાં જાળાં દૂર કરે છે અને થોડી મોકળી હવા અને પ્રકાશને પ્રસરવા દે છે એ આપણને આ બધામાંથી મુક્ત કરવાની બાહેધરી આપે છે આ દરમ્યાન એકાએક જ એને ભાષાના અભિભૂત કરી નાખે એવા સૌન્દર્યનું ભાન થાય છે અને એની ખીલવણી કરવા માટે જીવન ગાળવાનું એને મન થાય છે, ભાષાને એ પોતાના પ્રયોજન પ્રમાણે પલોટે છે અને એમાંથી ઊંચા પ્રકારની કલાનું નિર્માણ કરવા મથે છે. આવી વિરલ શક્તિવાળી વ્યક્તિ જે આપણને પ્રકાશમાં દોરી લઈ જઈ શકવાને સમર્થ હોય અને ઉત્કટપણે કશુંક અસાધારણ સિદ્ધ કરવામાં જ પ્રવૃત્ત હોય તે જો ભાષાના સૌન્દર્યને વિકસાવવાને ઉદ્યત થાય તો ? એ એની ભાષાથી આપણને વિવશ કરવા મથે, એના પ્રભાવ વડે આપણા અજ્ઞાનને ખેંચી લે પણ આ દરમ્યાન જ ભાષા એના પર પ્રભુત્વ મેળવી લે અને એને પાછો આદિમ સમયની એ કપોલકલ્પિતની સૃષ્ટિમાં ખેંચી જાય, શબ્દથી

આકેલા ચિત્રોની રેખાઓ સ્વપ્નોની સાથે ભળી જાય, એણે મેળવેલી
મૂળ પુરાણકલ્પનોની અડાબીડ સૃષ્ટિમા ખેચી જાય અને કવિની બાલિશ
દુ સ્વપ્નોની દુનિયા આપણી વાસ્તવિકતા બની રહે તો ? એ સર્જક
પ્રાગ્‌ભકાળમા જે અનુભવેલુ અને જેને એ ઉવેખી પણ ચૂક્યો
અને પછીથી એની પરિણત બુદ્ધિએ રચી આપેલા જગતમા વણાઈ
એ ગોઠવાઈ પણ ગયેલો પણ હવે એ બધુ ક્યારેક એકાદ સ્વપ્નમા
સ્ફુરી આવે કે એણે રચેલા રૂપકમા કે કોઈ દૃષ્ટાન્તકથામા
જઈને એના કથયિતવ્યને બહેલાવે, એટલુ જ નહિ, એ એનુ આગવુ
જીવન શરૂ કરે અને સાસ્કૃતિક ઇતિહાસનુ અગ બની જાય

કાફકા કે દોસ્તોએવ્સ્કી જેવા સર્જકોને વાચતા આવુ લાગે છે
પ્લેટો કે નિત્શે વાચતા પણ આવો અનુભવ થાય છે એમનામા અદ્‌ભુત
એવી ઉત્કટતા અને ઊડાણ છે અને એમા ક્ષિતિજ પછી ક્ષિતિજો
વિસ્તરતી જ આવે છે એમનામા વ્યાપકતા ઊડાણની વિરોધી નથી
હોતી એમને પ્રતાપે જ આપણે થોડીક સૂક્ષ્મ સૂઝ પામતા હોઈએ
છીએ પ્લેટો પુરાણકલ્પનોમા ગળાબૂડ હતો, છતા બુદ્ધિનો પુરસ્કર્તા
હતો સોક્રેટિસ પ્રત્યે એને આદર હતો નિત્શેને પણ એવો જ આદર
હતો છતા બન્નેએ, કદાચ અજાણતા જ, એનો દ્રોહ કર્યો બુદ્ધિનો
ઝાઝો મહિમા કરવા માટે એમણે કવિઓને ધૂતકારી કાઢ્યા અને
ભાષાની ભૂરકી સામે એઓ સાવધ બનીને ઝઝૂમ્યા, અને છતા એમના
વિરોધીઓના કરતા વધુ સમર્થ પુરાણકલ્પનો એમણે રચ્યા

પ્લેટોએ કવિના દર્શનને ખતરનાક લેખ્યુ એ બુદ્ધિને અભિભૂત
કરી નાખે અને ગેરવાજબી વિચાર અને લાગણીઓ જગાડે એવો
એને ભય હતો આ બાબતમા એણે મોટા ભાગના ચિન્તકો કરતા
કવિતાના પ્રભાવને બહુ ઊચો આક્યો પણ એણે કવિતાના પરિણામ
પરત્વે સેવેલા ભયમા આપણને કશુક અમાનુષી રહેલુ લાગે છે એ
'રિપબ્લિક' અને 'લૉઝ'મા ખાસ વરતાઈ આવે છે મનુષ્યની સમસ્ત વેદન

શીલતાની સીમ ને વિસ્તારવાની કવિતાની શક્તિ સામે જ એને ખાસ વાધે હતો વળી પ્લેટોના જેટલે અંગે બુદ્ધિને અભિભૂત કરવા માટે કવિતાનો ઉપયોગ ભાગ્યે જ કોઈએ કર્યો હશે. પ્લેટો હોરેસ વગેરેની કવિતા સામે સાવધ કરવા મથતા હતા, પણ આજે આપણને એ કવિતાથી સાવધ રહેવાની કશી જરૂર લાગતી નથી આપણને એ કવિઓ ગમે છે, પણ તે એ કવિતામા ક્ષિતિજોને વિસ્તારવાની શકિત છે તે કારણે એ કવિતા આપણી માન્યતાઓને હચમચાવી મૂકતી નથી આપણે જેને સત્ય કહીએ છીએ તેની સાથે એને સઘર્ષ નથી એમનુ દર્શન આપણી બુદ્ધિને પરાણે એમના કલ્પનોને શરણે જવાની ફરજ પાડતુ નથી

આથી ઊલટુ પ્લેટોનુ દર્શન(કવિઓને આદર્શ નગરરાજ્યમાથી બહિષ્કૃત કરવા જોઈએ, નહિ તો એમના પ્રભાવથી નાગરિકો વકી જાય) કોઈ જુલ્મગારના કરતા પ્લેટોની પછીની પ્રજાના વિચારો પર હજી વર્ચસ્ ધરાવે છે વાસ્તવમા પ્લેટોએ પોતાની કારકિર્દીની શરૂઆત જ પોતાની કાવ્યરચનાઓને બાળીને કરેલી. 'એપોલોજી'મા મુકત પરીક્ષણ વિશે અણે એક ગીત લખ્યુ છે પાછળથી પણ એણે સોક્રેટિસ પ્રત્યે ભારે આદર પ્રકટ કર્યો છે, તર્કપૂત વિચારણા માટેના એના દૃઢ આગ્રહને કારણે જ આખરે એને મરણ સ્વીકારી લેવાનુ આવ્યુ હતુ યુવાનોના ચિત્તને ભ્રષ્ટ કરવાનો એના પર આરોપ હતો આમ છતા પ્લેટોએ 'રિપબ્લિક'મા એ જ સોક્રેટિસનો ઉપયોગ એક એવા સમાજના સમર્થન માટે કર્યો જેમા સેન્સરશિપનો ઉપયોગ અપવિત્રતાને અટકાવવા માટે કરવાનો હતો અને યુવાનોને ફિલસૂફીના સમ્પર્કમા આવતા અટકાવવાના હતા આ પછી વળી 'લોઝ'મા એણે આરોપનામાની બ્લ્યુપ્રિન્ટ રચી આપી. ધાર્મિક માન્યતા, એની અવમાનના–આ વિશેની વિભાવના રચી આપી અને જાસૂસી તથા દણ્ડ વિશેની આખી પદ્ધતિ રચી આપી એમા શિક્ષા લેખે મરણનો પણ સમાવેશ થતો હતો

સૉક્રેટિસે જે કહ્યું તેમાંથી દૂર જવામાં ભાષા માટેની આસક્તિ કે શબ્દની મોહિનીને કેટલે અંશે જવાબદાર ગણીશું ? આવા પરિવર્તન માટે બીજાં ઘણાં કારણો છે, પણ એમાં કવિનો મિજાજ તો કામ કરતો જ હતો. કવિની હેસિયતથી પ્લેટોએ જે જોયું તે દર્શનને ભાષાને અધીન કરીને પ્રભુત્વ મેળવવું, એને ઉચિત શબ્દમાં વ્યક્ત કરવું, એની નાનામાં નાની વિગતોને યોગ્ય ઘાટ આપવો—આ પ્લેટોએ કવિના મિજાજથી કર્યું. આદર્શ નગરરાજ્યનું સ્થાપત્ય રચવામાં આ કલાકાર કવિનો પ્રતિસ્પર્ધી બની રહ્યો. સર્વગ્રાહી દર્શન અને સંવાદની રચનામાં જે કૌશલ છે તે કવિનું છે. ઘણી વાર બૌદ્ધિક પૃથક્કરણને બાજુએ મૂકીને પુરાણકલ્પનનું વર્ચસ્ એણે સ્વીકાર્યું છે. આ પુરાણકલ્પનો એણે ભૂતકાળની પરમ્પરામાંથી લીધાં હોય કે તે જ ક્ષણે તરત પોતાની કલ્પનામાંથી ઉપજાવી કાઢ્યાં હોય પણ એટલું તો ખરું કે આની પાછળનું વિધાયક બળ બુદ્ધિ નહિ, સત્યને માટેની ઉત્કટ લાગણી નહિ પણ કવિનો આગવો મિજાજ છે.

પ્લેટો અને સૉક્રેટિસમાં આ જ મુખ્ય ભેદ છે. સૉક્રેટિસમાં આ કવિનો મિજાજ નહોતો. કવિતા એનું માધ્યમ નહોતી, એ માનવના વ્યક્તિત્વને સ્પર્શતો હતો, અને તે પોતાના આગવા વ્યક્તિત્વથી. આને કારણે સૉક્રેટિસે માત્ર પ્લેટોને જ નહિ પણ આલ્સિબિયાડિસ, ઝેનોફોન, એરિસ્ટિપસ અને એન્ટિસ્થેનિસ જેવાને પણ પ્રભાવિત કર્યા. એને કશું લખવાનું નહોતું.

પ્લેટોને તો લખીને જ બધું કરવાનું હતું અને તે એણે શબ્દની ભારે મોહિની ઊભી કરીને કર્યું. જે તમે શબ્દ સાથે સંડોવાતા હો છો ત્યારે એક જુદા જ વિશ્વમાં જઈ ચઢો છો. ફિલસૂફ સત્યની વ્યાખ્યા બાંધે છે, પણ શબ્દો તો જીવનમાં રગદોળાઈને આવતા હોય છે. સર્જક તો જાણે છે કે વિચારણા કે વિભાવનાના ચોકઠામાં ફિલસૂફ ભલે જગતને ગોઠવવા જાય, જગત એને ગાંઠવાનું નથી. આથી જ

સર્જક તો જગતને અનુભવીને શબ્દ દ્વારા મૂર્ત કરે છે. શબ્દની સાથે સાથે લય, મૂર્ત કલ્પનો પ્રતીકો, રૂપકોની આખી પ્રતિરૂપોની સૃષ્ટિ પણ આવે છે આથી જગતનું ઐશ્વર્ય લુપ્ત થતું નથી પણ ખીલી ઊઠે છે

વૈજ્ઞાનિક અભિગમના ગૌરવને કારણે બુદ્ધિનું ગૌરવ થતું બુદ્ધિની વિભાવનાઓ જગતની પ્રત્યક્ષતામાંથી 'ડિસ્ટિલ' કરેલી હોય છે એમાં જગતનો સંસ્પર્શ હોતો નથી એ જગતની અવેજીમાં ચાલી શકે નહિ આથી સર્જક અનુભવજન્ય પ્રત્યક્ષતાને મહત્ત્વ આપે છે અનેક સાહચર્યો, વિરોધો અને સાદૃશ્યો યોજીને એ બધું સાંકળતો જાય છે અનુભવ દશાની બાદબાકી કરતો નથી કે અમુક સૂત્રને જ અનુસરતો નથી. ચેતનાના પરિમાણનું વિસ્તરણ તે મહત્ત્વનું છે. જો સંવેદન જગતના પરિમાણનું ન થાય તો આપણે આપણી અલ્પતાના ભારથી જ કચડાઈ જઈએ

શબ્દ આપણને ચેતનાના જુદા જુદા અનેક સ્તરમાં લઈ જાય છે અન્તઃસ્ફુરણા અથવા સહજપ્રજ્ઞા અને કપોલકલ્પિત સુધી એનું ફલક વિસ્તરે છે બુદ્ધિ સહજપ્રજ્ઞા પ્રત્યે અવિશ્વાસ રાખે છે, પણ વિજ્ઞાનીઓને કેટલાક સત્યો સહજપ્રજ્ઞાથી લાધ્યા છે તે તો આપણે જાણીએ છીએ. આ બધી ચૈતસિક શક્તિઓને ન ખીલવીએ અને કેવળ બુદ્ધિનું જ ગૌરવ કરીએ તો કુણ્ઠિતતાને આવકારવા જેવું થશે

આથી આપણને તો સોક્રેટિસ અને પ્લેટો બન્ને ઇષ્ટ છે એ બેનો સમન્વય ભલે એક આદર્શ સ્થિતિ હોય. આપણે એ દિશામાં પ્રયત્નશીલ રહેવું જ જોઈએ આપણો કહેવાતો બૌદ્ધિક વર્ગ આજે કવિતા અને કલાથી દૂર સરી ગયો છે ટેકનોક્રસીને નામે ચેતનાના એક મોટા ખણ્ડને જતો કરવાનું આપણે પરવડશે નહિ. સાથે સાથે એ પણ સ્વીકારવું જોઈએ કે આજે જે બની રહ્યું છે તે પરત્વે ઉદાસીન રહીને અજ્ઞાન વધારીએ તે પણ ખતરનાક જ લેખાશે. □

# ટાપુ / ડૉ. નરેશ ભટ્ટ

ખુરશીમા પડયા પડયા ત્રિવેદીનો સમય જતો નહી તેથી ક્યારેક ઘરમા આટાફેરા કરે તો વળી ક્યારેક અગાસીમા જઈ ઊભા રહે ઘરમા તેમને ગૂગળામણ ઘણી વખત થઈ આવે અને ધરતી પણ તેમને ચક્કર ચક્કર ફરતી લાગ્યા કરે ખુરશીમા બેઠા બેઠા ત્રિવેદી વિચારે ચઢી જાય અને જાણે પોતે કોઈ ટાપુ ઉપર આવી પડયા છે કે જ્યા કોઈ જ નથી નથી ઝાડપાન, નથી પક્ષીઓ કે નથી પશુઓ, અને માણસો તો વળી હોય જ ક્યાથી? આવા વિચાર ઝડપથી ચાલ્યા જ કરે, ચાલ્યા જ કરે અને તેને અનુભવ થાય કે આ શુ? આ ટાપુ ઉપરથી શી રીતે છૂટીશ? અહી મારુ કોણ? હુ તો એક રાત પણ અહી ગાળી નહી શકવાનો એવા તેમના વિચારો ચાલતા જ હોય ત્યા તેમની પત્ની નાનકડા તૂટેલા ટેબલ પર ચા મૂકી જાય એટલે તેઓ જાણે ઘડીક ભર પેલા ટાપુ પરથી ઝડપથી પાછા ઘરમા આવે

પત્ની તેમને આમ ને આમ ખુરશીમા પડેલા જુએ એટલે કહે કે થોડુ ફરી આવો તો? અહી તો તમે કંટાળી જશો પત્નીનુ કહેલુ સાંભળી ત્રિવેદીને લાગે કે હુ ટાપુ પર નથી. હુ તો એક ઘરમા જ છુ તેમનુ મન જરાક જ મલકાય અને તેઓ ખુરશી પરથી ઊઠી ઘડીક માટે ખાટલા-મા આડા પડે અને તેમને પેલો નિર્જન ટાપુ દેખાવા લાગે. તેઓ વિચારે

સર્જક તો જગતને અનુભવીને શબ્દ દ્વારા મૂર્ત કરે છે. શબ્દની સાથે સાથે લય, મૂર્ત કલ્પનો, પ્રતીકો, રૂપકોની આખી પ્રતિરૂપોની સૃષ્ટિ પણ આવે છે આથી જગતનુ ઐશ્વર્ય લુપ્ત થતુ નથી પણ ખીલી ઊઠે છે

વૈજ્ઞાનિક અભિગમના ગૌરવને કારણે બુદ્ધિનુ ગૌરવ થતુ બુદ્ધિની વિભાવનાઓ જગતની પ્રત્યક્ષતામાથી 'ડિસ્ટિલ' કરેલી હોય છે એમા જગતના સસ્પર્શ વતો નથી એ જગતની અવેજીમા ચાલી શકે નહિ આથી સર્જક અનુભવજન્ય પ્રત્યક્ષતાને મહત્ત્વ આપે છે અનેક સાહચર્યો, વિરોધો અને સાદૃશ્યો યોજીને એ બધુ સાકળતો જાય છે અનુભવ દશાની બાદબાકી કરતો નથી કે અમુક સૂત્રને જ અનુસરતો નથી. ચેતનાના પરિમાણનુ વિસ્તરણ તે મહત્ત્વનુ છે જો સવેદન જગતના પરિમાણનુ ન થાય તો આપણે આપણી અલ્પતાના ભારથી જ કચડાઈ જઈએ

શબ્દ આપણને ચેતનાના જુદા જુદા અનેક સ્તરમા લઈ જાય છે અન્તઃસ્ફુરણા અથવા સહજપ્રજ્ઞા અને કપોલકલ્પિત સુધી એનુ ફલક વિસ્તરે છે બુદ્ધિમર્યાદા પ્રત્યે અવિશ્વાસ રાખે છે, પણ વિજ્ઞાનીઓને કેટલાક સત્યો સહજપ્રજ્ઞાથી લાધ્યા છે તે તો આપણે જાણીએ છીએ આ બધી ચૈતસિક શક્તિઓને ન ખીલવીએ અને કેવળ બુદ્ધિનુ જ ગૌરવ કરીએ તો કુણ્ઠિતતાને આવકારવા જેવુ થશે

આથી આપણને તો સોક્રેટિસ અને પ્લેટો બન્ને ઇષ્ટ છે એ બેનો સમન્વય ભલે એક આદર્શ સ્થિતિ હોય. આપણે એ દિશામા પ્રયત્નશીલ રહેવુ જ જોઈએ આપણો કહેવાતો બૌદ્ધિક વર્ગ આજે કવિતા અને કલાથી દૂર સરી ગયો છે ટેકનોલૉજીને નામે ચેતનાના એક મોટા ખણ્ડને જતો કરવાનુ આપણે પરવડશે નહિ સાથે સાથે એ પણ સ્વીકારવુ જોઈએ કે આજે જે બની રહ્યુ છે તે પરત્વે ઉદાસીન રહીને અજ્ઞાન વધારીએ તે પણ ખતરનાક જ લેખાશે. □

ટાપુ / ડૉ. નરેશ ભટ્ટ

ખુરશીમાં પડ્યા પડ્યા નિવેદીનો સમય જતો નહીં તેથી ક્યારેક ઘરમાં આંટાફેરા કરે તો વળી ક્યારેક અગાસીમાં જઈ ઊભા રહે. ઘરમાં તેમને ગૂંગળામણ જેવી વખત થઈ આવે અને ધરતી પણ તેમને ચક્કર ચક્કર ફરતી લાગ્યા કરે. ખુરશીમાં બેઠા બેઠા નિવેદી વિચારે ચઢી જાય અને જાણે પોતે કોઈ ટાપુ ઉપર આવી પડ્યા છે કે જ્યાં કોઈ જ નથી. નથી ઝાડપાન, નથી પક્ષીઓ કે નથી પશુઓ, અને માણસો તો વળી હોય જ ક્યાંથી? આવા વિચારો ઝડપથી ચાલ્યા જ કરે, ચાલ્યા જ કરે અને તેને અનુભવ થાય કે આ શું? આ ટાપુ ઉપરથી શી રીતે છૂટીશ? અહીં મારું કોણ? હું તો એ, રાત પણ ભરી ભાગી નથી ન, ત્યાં તો એવા તેમના વિચારો ચાલતા જ હોય ત્યાં તેમની પત્ની નાનકડા તૂટેલા ટેબલ પર ચા મૂકી જાય એટલે તેઓ જાણે ઘડીક ભર પેલા ટાપુ પરથી ઝડપથી પાછા ઘરમાં આવે.

પછી તેમને આમ ને આમ ખુરશીમાં પડેલા જુએ એટલે કહે કે થોડું ફરી આવો તો? અહીં તો તમે કટાઈ જશો. પત્નીનું કહેલું સાંભળી નિવેદીને લાગે કે હું ટાપુ પર નથી, હું તો એક ઘરમાં જ છું. તેમનું મન જરાક જ મલકાય અને તેઓ ખુરશી પરથી ઊઠી ઘડીક માટે ખાટલા-માં આડા પડે અને તેમને પેલો નિર્જન ટાપુ દેખાવા લાગે. તેઓ વિચારે

સર્જક તો જગતને અનુસરીને શબ્દ દ્વારા મૂર્ત કરે છે શબ્દની સાથે સાથે લય, મૂર્ત કલ્પનો પ્રતીકો, રૂપકોની આખી પ્રતિરૂપોની સૃષ્ટિ પણ આવે છે આથી જગતનું ઐશ્વર્ય લુપ્ત થતું નથી પણ ખીલી ઊઠે છે

વૈજ્ઞાનિક અભિગમના ગૌરવને કારણે બુદ્ધિનું ગૌરવ થતું બુદ્ધિની વિભાવનાઓ જગતની પ્રત્યક્ષતામાંથી 'ડિસ્ટિલ' કરેલી હોય છે એમાં જગતના સંસ્પર્શ હોતો નથી એ જગતની અવેજીમાં ચાલી શકે નહિ આથી સર્જક અનુભવજન્ય પ્રત્યક્ષતાને મહત્ત્વ આપે છે અનેક સાહચર્યો, વિરોધો અને સાદૃશ્યો વગેરેને એ બધું સાંકળતો જાય છે અનુભવ દશાની બાદબાકી કરતો નથી કે અમુક સૂત્રને જ અનુસરતો નથી ચેતનાના પરિમાણનું વિસ્તરણ તે મહત્ત્વનું છે જો સંવેદન જગતના પરિમાણનું ન થાય તો આપણે આપણી અલ્પતાના ભારથી જ કચડાઈ જઈએ

શબ્દ આપણને ચેતનાના જુદા જુદા અનેક સ્તરમાં લઈ જાય છે અન્ત સ્ફુરણા અથવા સહજપ્રજ્ઞા અને કપોલકલ્પિત સુધી એનું ફલક વિસ્તરે છે બુદ્ધિ[illegible] પ્રત્યે અવિશ્વાસ રાખે છે, પણ વિજ્ઞાનીઓને કેટલાક સત્યો સહજપ્રજ્ઞાથી લાધ્યા છે તે તો આપણે જાણીએ છીએ આ બધી ચૈતસિક શક્તિઓને ન ખીલવીએ અને કેવળ બુદ્ધિનું જ ગૌરવ કરીએ તો કુંઠિતતાને આવકારવા જેવું થશે

આથી આપણને તો સોક્રેટિસ અને પ્લેટો બન્ને ઇષ્ટ છે એ બેનો સમન્વય થયે એક આદર્શ સ્થિતિ હોય આપણે એ દિશામાં પ્રયત્નશીલ રહેવું જ જોઈએ આપણો કહેવાતો બૌદ્ધિક વર્ગ આજે કવિતા અને કલાથી દૂર સરી ગયો છે ટેકનોક્રસીને નામે ચેતનાના એક મોટા ખણ્ડને જતો કરવાનું આપણે પરવડશે નહિ સાથે સાથે એ પણ સ્વીકારવું જોઈએ કે આજે જે બની રહ્યું છે તે પરત્વે ઉદાસીન રહીને અજ્ઞાન વધારીએ તે પણ ખતરનાક જ લેખાશે □

## ટાપુ / ડૉ. નરેશ ભટ્ટ

ખુરશીમા પડ્યા પડ્યા ત્રિવેદીનો સમય જતો નહી તેથી ક્યારેક ઘરમા આટાફેરા કરે તો વળી ક્યારેક અગાસીમા જઈ ઊભા રહે ઘરમા તેમને ગૂગળામણ ઘણી વખત થઈ આવે અને ઘરની પણ તેમને ચક્કર ચક્કર ફરતી લાગવા માડે ખુરશીમા બેઠા બેઠા ત્રિવેદી વિચારે ચઢી જાય અને જાણે પોતે કોઈ ટાપુ ઉપર આવી પડ્યા છે કે જ્યા કોઈ જ નથી નથી ઝાડપાન, નથી પક્ષીઓ કે નથી પશુઓ, અને માણસો તો વળી હોય જ ક્યાથી ? આવા વિચારો ઝડપથી ચાલ્યા જ કરે, ચાલ્યા જ કરે અને તેને અનુભવ થાય કે આ શુ ? આ ટાપુ ઉપરથી શી રીતે છૂટીશ ? અહી મારુ કોણ ? હુ તો એક રાત પણ અહી ગાળી નહી શકવાનો એમ તેમના વિચારો ચાલતા જ હોય ત્યા તેમની પત્ની નાનકડા તૂટેલા ટેબલ પર ચા મૂકી જાય એટલે તેઓ જાણે ઘડીક ભર પેલા ટાપુ પરથી ઝડપથી પાછા ઘરમા આવે

પત્ની તેમને આમ ને આમ ખુરશીમા પડેલા જુએ એટલે કહે કે થોડુ ફરી આવો તો ? અહી તો તમે કટાળી જશો પત્નીનુ કહેલુ સાભળી ત્રિવેદીને લાગે કે હુ ટાપુ પર નથી હુ તો એક ઘરમા જ છુ તેમનુ મન જરાક જ મલકાય અને તેઓ ખુરશી પરથી ઊઠી ઘડીક માટે ખાટલા-મા આડા પડે અને તેમને પેલો નિર્જન ટાપુ દેખાવા લાગે. તેઓ વિચારે

કે આ ઘર પણ ટાપુ જ છે ને ? અહીં કોણ કોનું છે ? એ પડીભર અટકીને મનને મનાવવા વિચારે કે હું તો આ ઘરનો વડીલ. મારે પત્ની, ત્રણ દીકરા અને એ ત્રણેને ત્યાં પણ સંતાનો. મારું ઘર તો ભર્યું છે, તેથી મારે આવા વિચારો શા કરવા જોઈએ ?

આવા વિચારો આવે અને ફરીથી ચાલ્યા જાય તેને આ બધું સમજાતું નહીં તેથી તે ખુરશી પર હોય તો ત્યાંથી ઊઠી લાંબો કોટ પહેરી અને માથે સફેદ મેલી ટોપી નાખી ફરવા નીકળી જાય. દાદરના બે-ત્રણ પગથિયાં ઊતરે ત્યાં જ તેમને થાય કે, બેત્રણ કલાક બહાર ફરી આવું જેથી ચિત્તને શાંતિ તો થશે તેઓ સૌપ્રથમ બાગમાં જાય છે, ત્યાં બાળકો દોડાદોડી કરતાં હોય છે અને સામેના બાંકડા પર પોતાના જેવા જ વૃધ્ધો બેઠેલા તેમણે જોયા પરંતુ પેલે ખૂણે વાડને અડીને જુવાન છોકરા છોકરીઓ બેઠાં છે પેલા વૃધ્ધોમાંથી કોઈક બોલ્યું કે, બાગમાં આવો મિનારો બાંધવો ન જોઈએ. આટલો ઊંચો મિનારો તો જરૂર કોઈકને આત્મહત્યા કરવા પ્રેરે તેવો છે ત્રિવેદી અટલે સુધી વૃધ્ધોની વાતો સાંભળતા હતા અને ચો તરફનું જોતા પણ હતા પરંતુ તેઓ ફરીથી વિચારે ચઢ્યા કે, માણસ કંટાળી જાય ત્યારે જ આત્મહત્યા કરતો હશે ને ? આવા ઊંચા મિનારા પરથી કોઈ પડે તો મરી તો જાય જ પણ માનો કે ન મરી જાય તો ? તો પછી શું કરે તો ઝડપથી મરી જવાય ?

અહીં તો કોઈ જ નથી આપણે આ બધું જોઈએ તેનો શો અર્થ ? છેવટે આપણું કોણ ? આ તો નર્યો ટાપુ છે, ટાપુ. ત્રિવેદી ફરીથી ઊંડે ને ઊંડે વિચારે ઊતરવા લાગ્યા તેમની સામેનો બગીચો અદૃશ્ય થઈ ગયો, પેલા વૃધ્ધો પણ ચાલી ગયા જાણે, પેલો મિનારો પણ નથી અને છોકરાઓ પણ નથી. આ બગીચામાં ઘડી પહેલાં બધાં હતાં અને અત્યારે તો કોઈ જ નથી. આ શું ? આપણું કોઈ જ નહીં કે ? મનમાં ને મનમાં જાણે કશુંક કોરાઈ રહ્યું હોય એમ લાગ્યું સામે કશું જ

નથી અને પોતે એકલા જ છે આ મંદિર પર એટલા આવ્યા ને એકલા જવાનું તેમાં શું એવો વિચાર તેમને આવ્યો ને ઘડીક શાંતિ થઈ.

તેમણે આંખો બંધ કરી તો જાણે પોતે કોઈ અંધારી કોટડીમાં હોય તેમ તેમને લાગવા માંડ્યું ચિત્તને સ્વસ્થ કરવા ફરીથી પ્રયત્ન કર્યો અને આંખો ખોલી તો જાણે સાગરના તળિયે કોઈ લઈ ગયું હોય તેમ તેઓ અનુભવવા લાગ્યા તેમને મનમાં જ જાણે કે રડવું આવવા લાગ્યું. ત્યાં જ જે બાંકડા પર ત્રિવેદી બેઠા હતા તેના પર છોકરાઓ દોડાદોડી કરતા આવ્યા અને એક છોકરો દોડાદોડીમાં ત્રિવેદીને અડીને ભાગ્યો બીજો છોકરો તેથી પાછળ દોડતો હતો છોકરાના સ્પર્શથી ત્રિવેદી પાછા આવી ગયા પોતા બાગમાં સામે વૃદ્ધો બેઠા છે અને તેઓ આ મોંઘવારીએ તો કમ્મર તોડી નાખી, પોતે સારું ઘી કેટલું સસ્તું ખાધેલું તેની વાતો કરતા હતા કોઈ વળી પોતાના પેન્શનની વાતો કરતું હતું પેલા નાના છોકરાઓ હજુ તેમ જ બેઠેલા છે બધું જેમનું તેમ છે પણ ત્રિવેદીને ચેન નથી

તેઓ ત્યાંથી ઊઠ્યા અને બાગની બહાર આવ્યા સામેના રસ્તા પરથી ત્રણ એસ ટી બસ આવતી હતી અને વચ્ચેના ચોકમાં એન એમ એસના છોકરાઓ ઊભા રહી ટ્રાફિક કંટ્રોલ કરતા હતા બાજુ પર ત્રણ રિક્ષાઓ ઊભી છે આ તરફથી કેટલા બધા માણસો જાય છે બાગના દરવાજે ભેળપુરીવાળાને ત્યાં તો અંદર જવાની પણ જગા નથી ત્રિવેદી આ બધું કાળજીથી જોવા લાગ્યા બરાબર એ જ સમયે શાળાઓ છૂટી તેથી રસ્તો જાણે રંગ રંગના છોકરા છોકરીઓથી ભરાઈ ગયો જાણે મેળો ન હોય તેમ તેમને લાગ્યું તેમને આ બધું ખૂબ જ ગમવા લાગ્યું. તેમને થયું કે આ ટોળાની સાથે સાથે હું પણ ક્યાંક થોડે સુધી ચાલ્યો જાઉં તો ? કેટલા બધા માણસો અહીં તો છે પેલી ભેળપુરીની લારી ઉપર ઊભા રહી ભેળપુરી ખાઉં તો કેટલા બધાની વચ્ચે ઊભા રહેવાનું મળે ત્રિવેદી અત્યારે

આનંદમાં છે. તેઓ ધીમેધીમે બેળાંગીગાળાની બારી પાસે આવીને ઊભા અને આનંદિત સ્વરે ભેળની એક પ્લેટ લાવો એવો ઑર્ડર તેમણે આપી દીધો. તેઓ બારીથી રસ્તા પર નજર દોડાવવા લાગ્યા તો રસ્તો લોક ને છોકરીઓથી ભરાઈ ગયો હતો. ટ્રેન પણ અત્યારે જ આવી હતી તેથી ઘોડાગાડી અને રિક્ષાવાળાઓની દોડાદોડ પણ ઘણી હતી.

હાશ, કેટલું સારું લાગે છે. સાંજે તો ફરવા નીકળવું જ જોઈએ તો આવા લોકટોળા જોવા મળે. તેઓ વિચારોમાં આગળ વધવા લાગ્યા. માનવટોળા હવે તેમની આંખ સામેથી અદૃશ્ય થઈ ગયા અને તેને સ્થાને સાગરના મોજા દેખાવા લાગ્યા. આ સાગરનો કિનારો, પેલા મોજા, આ સરૂવૃક્ષો અને ધીમે ધીમે બધું જ દેખાતું બંધ થઈ ગયું. સાગર અને આકાશ, આકાશ અને સાગર તથા એ બંનેની વચ્ચે પોતે છે. પોતાને આકાશ ગમતું જ નથી અને સાગર ક્યાં ગમે છે? ત્યાં કોઈ માણસને તેમણે જોવા પ્રયત્ન કર્યો પણ કોઈ દેખાયું નહીં. કોઈ વહાણ પણ દૂરદૂરથી જતું હોય તો કેવું સારું, એવી લાગણી તેમને થઈ. વહાણ હોય તો તેમાં છેવટે કોઈ માણસ તો હોય જ ને? માણસ ક્યાં વહાણમાં હતો? અરે! વહાણ તો જુઓ. પહેલાં ક્ષિતિજ પર તેમણે દૃષ્ટિ દોડાવી પણ એકેય વહાણ દેખાયું નહીં. તેમને થયું કે અરે! આ તે કેવો સાગર કે જેના પેટ પર એકેય વહાણ નહીં? અહીં કોઈ માણસ નથી? આ સાગર કોઈ ટાપુ પર જ આવેલો હોવો જોઈએ. ટાપુ, ટાપુ! અરે, આ તો જેલ! પણ જેલમાં તો માણસો હોય, પરંતુ અહીંનો એકેય માણસ નથી!

ત્રિવેદીએ આંખો બંધ કરી તો સામે કોઈ જ નથી. બસ નર્યું અંધારું અને તેને ચીરીને પોતે ચાલી રહ્યા છે, બસ એકલા ને એકલા પોતે ક્યાં જાય છે? કોને માટે જાય છે? અંધારા પછી પ્રકાશ આવશે ખરો? તેમને મનમાં જ ગભરાટ થવા લાગ્યો. તેમણે ઝડપથી અહીંથી ચાલી જવું જોઈએ એવો વિચાર કર્યો. ત્યાં "આ પ્લેટ લેજો કાકા"

કહીને ભેળપુરીવાળાએ એક ચીકણી પ્લેટમાં ભેળપુરી આપ્યાં

ત્રિવેદીએ તરત જ આખો ખોલી ભેળપુરી લીધી અને સામે જોયું તો રસ્તા પર તેટલી ને તેટલી જ ગિરદી હતી અને પેલે ખૂણે તો મોટરમાંથી માઇક વડે સાબુની જાહેરાત થઈ રહી છે, ત્યાં તો કેવડું મોટું ટોળું છે તેમણે પોતાની દૃષ્ટિ એ ટોળા પરથી ખસેડી જ નહીં અને ભેળપુરી ખાવા લાગ્યા ભેળપુરીમાં મઝા પડી, પેલું ટોળું કેટલું સુંદર છે એ વિચારે તો તેમની ખાવાની મઝામાં જ વધારો થઈ ગયો તેમને થયું કે લાવ બીજી પ્લેટ મંગાવું પરંતુ તે ખાવામાં સામેનું પેલું ટોળું ચાલ્યું જાય તો? એ બધા ચાલ્યા તો પોતે એકના આ ટાપુ પર જ રહી જશે એવો વિચાર તેમણે બીજી પ્લેટ ન મંગાવી અને ઝડપથી પૈસા ચૂકવી તેઓ પેલા ટોળા તરફ ચાલવા લાગ્યા

'અમારો સાબુ એક જ વખત તમે વાપરી જુઓ એક સાબુમાં ત્રણ ડઝન કપડાં ધુઓ અને પૈસા બચાવો'-આવી જાહેરાત તેમણે સાંભળી અને તેઓ ધીમેધીમે રસ્તો પસાર કરી ટોળા પાસે આવ્યા અંદર ગિરદી હતી છતાં તેઓ લાકડીને ટેકે વધુ અંદર ઘૂસવા લાગ્યા આ જોઈ એક જુવાનિયો બોલ્યો કે કાકા તમે અંદર જશો તો પડી જશો તેથી અહીં જ ઊભા રહો ને? તેમણે આ સાંભળ્યું પરંતુ તેમને મનમાં થયું કે આ જુવાનિયાને કંઈ ગતં કહી શકાય કે આ ટોળાની વચમાં જો હું ન જઈશ તો એ મને મૂકીને ક્યાંક ચાલ્યું જશે તેઓ ટોળાની વચમાં જવા પ્રયત્ન કરવા લાગ્યા અને એટલા બધાની વચમાં પોતે ઊભા છે તેનો તેમને એટલો બધો આનંદ થવા લાગ્યો કે જાણે પોતાનો મોટો દીકરો રણજિત જન્મેલો ત્યારે પણ તેમને આટલો આનંદ થયો ન હશે તેમને મનમાં થયું કે હું હવે અહીંથી ખસવાનો જ નથી ધક્કા ધક્કી થતી હતી અને તેઓ ત્યાં ઊભા રહીને બધું જોવા લાગ્યા.

ત્રિવેદીને થોડી વારમાં જ લાગ્યું કે જાણે બધા ઝડપથી ખસી

લા છે તેમના મનમા ખાલીપો ભરાવા માડયો તેમણે જરા ફરી તો સામે કોઈ જ નથી હવે તો ટાપુ પણ નથી નથી કોઇ દેખાતુ આ દુનિયા આવી જ છે ને ? માણસ મરી જાય ત્યારે આવા જ પ્રદેશમા જતો હશે કે ? તેઓ વારવાર આજુબાજુ જોવા લાગ્યા ત્યા કોઈ જ નથી તેથી હવે શુ કરવુ ? સાગર હોત તો કેવી મઝા ? તેમા વહાણ હોત, તે વહાણમા કોઈ માણસ હોત પણ અહીં નથી સાગર કે થી ટાપુ તેમને ગભરાટ થવા લાગ્યો પણ ત્યા જ કોઈનો ધક્કો લાગ્યો અને તેમણે જોયુ તો પોતે પોતા ટોળાની વચ્ચે ઊભા છે તેથી તેમને વળી આનદ થવા લાગ્યો એ આનદ ઝડપથી ધોવાઈ ગયો અને પોતે સાવ એકલા જ છે એવુ તેમને સાલવા માડયુ ત્યા જ દાદા ! દાદા કહીને એક દશેક વરસના છોકરાએ ત્રિવેદીને વળગી જઈ મને આ બધુ બતાવોને એમ કહ્યુ

ત્રિવેદીએ જોયુ તો ત્યા પોતાનો પૌત્ર હતો તેને આગળીએ વળગાડયો અને બધુ બતાવવા લાગ્યા સાણની નવી જાહેરાત હજુ થઇ રહી છે પોતો છોકરો ત્રિવેદીની આગળી પકડીને ઊભો છે અને ત્રિવેદીને થયુ કે હુ જોરથી રડી પડુ તો કેવુ સારુ અરે ! સાગથી તો રડાતુ પણ નથી છોકરાની આગળી પકડીને પોતે કોઈ વેરાન પ્રદેશમા જઈ રહ્યા છે જ્યા કાગડાઓ કા કા કરે ! હવે તો કાગડાઓ પણ દેખાતા નથી છોકરાની આગળી પકડી, વધુ જોરથી પકડી અરે ! અહીં તો કોઈ જ નથી આ જગતમા હુ સાવ એકલો અને મારુ કોઈપણ નહી કે ? સાગર, વૃક્ષ, કાગડો, વહાણ, ટાપુ એ બધુ ઝડપથી તેમને દેખાવા લાગ્યુ અને એ દૃષ્ટિ સરવા લાગી તેમના વિચારોથી આગળી પરની પકડ વધુ મજબૂત થતી જતી હતી અને પોતે ખૂબ જ ઝડપથી કોઈ નિર્જન સ્થળે, કોઇ અરણ્યમા, કોઇ ટાપુ તરફ ધીમેધીમે ખેચાતા જ ગયા ત્યા નથી વૃક્ષ નથી સાગર, નથી વહાણ કે નથી માણસ બસ એક ટાપુ અને પોતે પોતે અને આ ટાપુ ☐

## સ્વ-છેદ / પ્રાણજીવન મહેતા

એ ઘર આગળ આવી ઊભો રહ્યો એક પગ ઉંબરની અંદર એક બહાર. આમ એ એકાએક ઉંબર વચ્ચે ઊભો રહી ગયો એને થયું કોઇ સમગ્ર શક્તિથી એને બહારની તરફ ખેંચી રહ્યું છે ડોક ફેરવી આમતેમ જોયું આસપાસ કંઈ દેખાયું નહી પગ ઊંચકી ઘરમાં પ્રવેશ કરવા ફરી પ્રયત્ન કર્યો પણ પગ ઊંચકી શક્યો નહીં. સમજાયું નહી આમ શાથી થઈ રહ્યું છે કોણ આ રીતે એને ઘરમાં પ્રવેશતા રોકી બહારની બાજુએ પોતાની સમગ્ર શક્તિથી ખેંચી રહ્યું છે થોડીવાર ત્યાં એમ જ એ ઊભો રહ્યો. ફરી આસપાસ નજર ફેરવી ઉંબર તરફ જોઈ એણે પોતામાં રહેલી બધી શક્તિને એકઠી કરી ઘરમાં પ્રવેશવા પ્રયત્ન કર્યો આમ થવાથી એ ઉંબર સાથે અથડાયો અને પછડાટ ખાતો ઘરની અંદર ફર્શ ઉપર અફડાઈ પટકાયો અફડાટના અવાજથી ઘરનું અડધું ઊઘડેલ બારણું ધમાક્ બંધ થઈ ગયું.

થોડી વારે ભાનમાં આવતા એ આગળનું બધું ય વીસરી ચૂક્યો એ ક્યાં આમ પડ્યો રહ્યો છે તે એને પોતાને સમજાયું નહીં ઊભા થવાનો પ્રયત્ન કર્યો પણ બધી શક્તિ હણાઈ ચૂકી હોય તેમ એ ઊભો થઈ શક્યો નહીં હાથ પગ હલાવ્યા તો નહીવત્ સળવળ્યા વિશેષ કશું કરી શક્યો નહીં. આમ આ બધું શું થઇ ગયું તે પણ તેને

સમજાયું નહીં ચારેકોર કાળા ભમ્મર વર્તુળો એની આસપાસ ફરતા ફેલાતા હોય તેમ એને લાગ્યું આ કાળા વર્તુળો એની આંખની કીકીમાંથી નીકળી ગોળાકારે પ્રસરતા પ્રસરતા દૂર દૂર ઝાંખા પાંખા ફેલાતા જતા હતા કે પછી દૂરદૂરથી ફેલાતા આવતા ધીમેધીમે એની આંખની કીકીમાં આવી સમાઈ જતા હતા એવું કંઈ સમજવા એ પ્રયત્ન કરવા લાગ્યો એને થયું ચોક્કસ આ કાળા ભમ્મર વર્તુળો પોતાની આંખની કીકીમાંથી ફેલાઈ દૂર દૂર સરતા જાય છે. એણે પાંપણ ઢાળી આંખો મીંચી દીધી. ઉપર બન્ને હાથની હથેળી મૂકી દેવા હાથ ઊંચા કર્યા પણ હાથ ઊંચકાયા નહીં બન્ને પાંપણો મીંચી દીધી એથી હમણાં જ આ આમ પ્રસરતા વર્તુળો જરૂર ફેલાતા અટકી જશે એમ એને થયું પણ એમ થયું નહીં આંખ બંધ કરતા આંખની અંદર જ પેલા વર્તુળો વધુ ને વધુ ઘૂંટાવા આંખને વલોવી નાખતા હોય એમ એને થયું. છેવટે થાકી હારી ગભરાટમાં એણે ઘેરાવા લાગ્યા વલયની માફક આંખો ખોલી નાખી આ બધ પાંપણો હેઠે વલોવાતા ઘુમરી લેતા વર્તુળો વછૂટી પાછા એને દૂર દૂર સરતા દેખાયા એને કુતૂહલ થયું આમ આ વર્તુળો આખરે ક્યાં સરી જાય છે એ પ્રશ્ન એને થયો ફરી પાછા ઊભા થઈ આ ગોળ ગોળ સરી જતા વર્તુળોનો પીછો કરી એ ક્યાં સરી જાય છે તે જાણવાની એને ઈચ્છા થઈ. ફરી હાથ ઊંચા કર્યા. પગ ઊંચકી જોયા. ઊભા થવાનો પ્રયત્ન ફરી પાછો કરી જોયો સળવળાટથી વિશેષ કશું એનાથી થઈ શક્યું નહીં. એ પોતાના શરીરને ફર્શ ઉપર પડ્યા પડ્યા પડખે પડખે થઈ થોડું ઘસડી લઈ આ દૂર સરી જતા વર્તુળો તરફની દિશામાં લઈ જવા લાગ્યો એ ધીરે ધીરે પોતાની અંદર રહેલ થોડી ઘણી શક્તિને એકત્ર કરી નિશ્ચેત શરીરને ઘસડવા લાગ્યો ફર્શ સાથે શરીર ઘસડાઈને આગળ ધકેલાતું જતું. ક્યાંક શરીર ઉપર ઉઝરડા પડ્યા એની એને પરખ થઈ નહીં. હાથની આંગળીઓથી ક્યાંક અમળાઈને ટચાકા ફૂટી ગયા

પણ એણે સાંભળ્યુ નહી પગના અંગૂઠા—આગળ ઘસડાઈને લબડી પડ્યા પણ તે કશુ અનુભવી શક્યો નહી. આમ ઘસડાતા ક્યારેક ઉંહકાર નીકળી જતો એનાથી એ સાવ અજાણ જેવો જ રહ્યો છાતીની અંદર પાસળીઓ ક્યારેક પોતાના જ ભારથી દબાઈ દુ:ખતી છતાં ય એ આમ ઘસડાઇ ને આગળને આગળ વધવા લાગ્યો. આ રીતે એ કેટલુ ય ઘસડાઇ કશાક સાથે અફડાયો અફડાટનો અવાજ એને સ્પર્શી શક્યો નહી તે આગળ ઘસડાતો અટક્યો. એ પોતાના ઘરની દિવાલ સાથે જ અફડાઈ અટકી ગયેલો

એનુ તો એને કશુ ભાન જ નહોતુ. એ ફક્ત પેલા કાળા ગોળ ગોળ વર્તુળો જે પોતાની આંખમાંથી પ્રસરી દૂર રેલાતા જતા હતા તે ક્યાં દૂર સરી જાય છે તેટલુ જાણવા મથતો હતો. પોતાની આડે શુ પડ્યુ છે અને હવે એ આગળ ઘસડાઈ જઈ શકે તેમ નથી તે પણ પોતે વિસરી ગયો પોતાની આડે આમ શુ પડ્યુ છે તે જોવા માથુ ઊંચકી જોયુ, જોવાનો પ્રયત્ન કર્યો. કંઈ દેખાયુ નહીં દિવાલ સાથે માથુ અફાડ્યુ એને એમ કે માથુ અફાડવાથી વચ્ચે પડેલ પદાર્થ દૂર થઈ માર્ગ કરી આપશે પણ દિવાલ ખસી નહીં. ફરી વાર થોડુ જોર કરી માથુ અફાડ્યુ આમ જોસભેર માથુ અફાડવાથી માથે ઢીમણું ઉપસી આવ્યુ દિવાલના બે ચાર પોપડા ખસ્યા ખર્યા. એની ઉપર પડ્યા તેથી પરિસ્થિતિમાં ઝાઝો ફેર પડ્યો નહીં અને ઘડીવાર તમ્મર આવ્યા પડ્યો રહ્યો ત્યાં જ. કેટલી ય વાર

આંખો ખોલી જોયુ તો હજુ તેમાં માર્ગની આડે કશુ પડ્યુ છે ચારેકોર ઝાંખા અંધકાર સિવાય કશુ નહોતુ કંઈ પણ સ્પષ્ટ દૃષ્ટિગોચર થતુ નહોતુ આમ એ લગભગ અચેતન અવસ્થામાં ત્યાં પડ્યો રહ્યો. એ પોતાનુ માથુ દિવાલની લગોલગ લાવી દિવાલને ધારી ધારી જોવા લાગ્યા આ રીતે કેટલી ય વાર એ જોઈ રહ્યો, ત્યારે એને દિવાલમાં પડેલ એક ફાટ—તિરાડ દેખાઈ. ખૂબ વાર તાકીને જોઇ રહ્યો ત્યાં, પછી

એને સમજાયુ કે આ આંખની અંદરથી ફેલાતા જતા ગોળ ગોળ કાળા ભમ્મર વર્તુળો અહીંથી પસાર થઇ દૂર ક્યાંક અલોપ થઈ જતાં હોય એમ લાગે છે એ પોતાની આંખોને ઠેઠ પેલી દિવાલમા પડેલ તિરાડ નજીક લઇ ગયો અને ખૂબ જ બારીકાઈથી ત્યા જોઈ રહ્યો દિવાલની એ તિરાડમાથી પસાર થતી લાલ કીડીની હારમાની કેટલીક કીડીઓ એની પાપણ ઉપર પ્રસરી ડંખ દેવા લાગી. કીડીઓના ડંખની પીડા એને થઇ નહી. એ તો આ પસાર થતી કીડીઓની હાર જોઇ રહ્યો ડંખ દેતી લાલ કીડીઓ બન્ને આંખોની પાપણ પર ડંખતી ફરી રહી પાપણ ઉપર આમથી તેમ લાલ કીડીઓ ફરતી રહી કીડીઓના ડંખથી પાપણની ત્વચા કોલાતી ગઈ અને આમ કેટલીય વારે એની બન્ને આંખની પાપણ ત્યા જ ખરી પડી. હવે આંખોમા કીકીઓ ચકળવકળ ઘૂમતી. એ ત્યા જ જોઈ રહ્યો દિવાલમા પડેલ તિરાડમા એ એમ જ તાકી રહ્યો આંખમાથી પસાર થતા ગોળ કાળા ભમ્મર વર્તુળો આ આમ ફેલાઈ દૂર દૂર ક્યાંક સરી જતા હજુ એ જોઇ જ રહ્યો એણે પાપણ પ્રયત્ન કર્યો પણ પાપણ તો ખરી પડેલ તેનુ એને ભાન ન હતુ હવે પેલી ગોળ ફરતી લાલ કીડીઓ આંખની કીકીની ફરતે ફરી રહી હતી લાલ કીડીઓના ડંખથી પીડા થઈ રહી છે એનાથી એ જરાય સભાન ન હતો. છતા કીકીઓ ફરતે લાલ કીડીઓ ફરી રહી છે તેને દૂર કરવા એણે પોતાનો હાથ જરી ઊંચક્યો જરી ઊંચકાઈ અચેતન અવસ્થામા ત્યા જ પડ્યો રહ્યો માથુ ધુણાવવા પ્રયત્ન કરી જોયો. માથુ ધુણાવવાથી કદાચ આંખની અંદર કીકી ફરતે કીડીઓ ફરી રહી છે તે દૂર સરી જાય આમ થવાથી આંખની અંદર ગોળ ફરતી કીડીઓ વધુ ત્વરાથી ફરવા લાગી અને કીકીની આસપાસની સફેદીને ચટકા ભરવા લાગી ચટકાના ડંખથી આંખમા અશ્રુના ટીપા એકઠા થઈ તેમા થોડી લોહીની રતાશ ભળી જઈ આ પસાર થઇ રહેલ કીડીઓની હાર પર ટપકવા લાગ્યા અશ્રુટીપા હેઠળ લાલ કીડીઓ દટાવા લાગી.

થોડી વારે એને લાગ્યુ કે આ લાલ કીડીઓની સરકતી હાર એકાએક અટકી ગઈ છે આમ કેમ થયુ તે એને સમજાયુ નહી એણે કુતૂહલથી કીડીઓને આખની અદર જોળ કેરવી અને આખની અદર ખરતા અટકી પડેલ અશ્રુટીપા ભેગો એ પણ પેલી લાલ સરકતી કીડીઓની હાર વચ્ચે જઈ પડયો.

એ હવે ભૂલી ચૂકયો હતો એની આખમાથી પમાર થતા કાળા વર્તુળો આમ દૂર દૂર સરકી જઈ ગયા હતા એની પાછળ એ પોતે ઘસડાતો ઘસડાતો આ દિવાલની તિરાડ સુધી ઘસડાઈ આવ્યો હતો એ બધુ હવે એ ભૂલી ચૂકયો હતો એની આખમાથી ડપકી પડેલ અશ્રુ હેઠળ દટાઈ ગયેલ લાલ કીડીઓની હાર હવે પાછી સરકતી લાગી. અને એ પણ આ સરકી આગળ વધતી કીડીઓની સાથે પેલી તિરાડમા આગળ સરકયે જતો ધીમે કીડી સરકે એમ કીડીની જેમ

વેત બે વેત જેટલુ એ સરકયો. લાબી તિરાડમા લાલ કીડીઓની હાર સરકયે જતી હતી એ પણ કીડી પાછળ કીડો સરકે તેમ સરકયે જતો હતો કોઈ કીડી માખીની પાખ ખેચી જઈ રહી હતી કોઈ વળી વાદાની મૂછ ખેચતી આગળ વધતી હતી તિરાડની લબાઈને કયાય અત નહતો સરકતી જતી કીડીઓ પાછળ એ કીડો સરકે એમ સરકયે જતો હતો કયારેક તિરાડમાથી રેતીના કણ ખરી પડે અને સરકતી જતી કીડીઓ થોડુ ગભડી પાછી આગળ વધતી. આ રીતે જેટલુ આગળ વધાય એનાથી અડધુ પાછળ હટાય અને પાછુ વળી થોડુ આગળ આ બધી લાલ કીડીઓની હાર હવે એક ઊડા દરમા પ્રવેશી અને એ પણ લાલ કીડીઓની હાર ભેગો કીડો દરમા પ્રવેશે તેમ પ્રવેશી ગયો દરમા રેતીનો ઢગ ઢગમાં સગેલી માખીની પાખો વદાની મૂછ, સડેલ પુસ્તકોના પાનાના ટુકડાઓ, અર્ધ સડેલ અનાજના દાણા અશ્રુટીપા હેઠળ દટાઈ મરી ગયેલ લાલ કીડીઓના કોકા કોતરા બધુ જ બધુ જ એ રેતીમા થઈ

આગળ વધવા લાગ્યો કયારેક રેતીના કણ હેઠળ દટાઈ જતો પાછુ તરફડી ફડફડી એ રેતીના કણ હેઠળથી ઉપર આવી આગળ વધતો દરમાં ગોળ ઘૂમી વળ્યો દરના લબગોળ આકારને કયાય અત ન હતો. એ આમ કીડી દાણાની આસપાસ ગોળ ગોળ ફર્યા કરે તેમ અહીં ફરતો રહ્યો છેવટ એ એક મોટા જુવારના દાણા સાથે અથડાયો. જુવારના સડેલ દાણામા અનેક છિદ્રો પડી ગયેલ તેમાના એકાદ છિદ્રમા એણે પ્રવેશ કરવા પ્રયત્ન કર્યો ધીમે ધીમે સરકી એ છિદ્રમા પ્રવેશી ગયો. એ ગભરાયો. ત્યા જુવારનો દાણો સરક્યો અને રેતીમા ગબડવા લાગ્યો. એ ગભરાયો, ગબડતો ગબડતો જુવારનો દાણો દરની વચ્ચે આવી અટકયો ત્યારે એ દાણાની હેઠળ દબાઈને પડયો હતો દરમાંની કીડીઓ ચારે તરફથી એકઠી મળી જુવારના દાણાની આસપાસ ઘેરાઈ વળી જુવારના દાણા હેઠળ દબાઈ કચડાઇ ચગદાઈ પડેલ એની આસપાસ લાલ કીડીઓ ઘેરાઈ ગઈ હતી ધીમે ધીમે એને ચટકા ભરી એના અગ-ઉપાગ ઉખેડતી લાલ કીડીઓ ચારે તરફ એને ઘેરી વળી હતી 

## સાભાર સ્વીકાર

**કથ દેવયાની** . (એક કથાનક) રચયિતા ગોકુળભાઇ દોલતરામ ભટ્ટ, પ્ર વિલેપારલે સાહિત્ય સભા, 'મુકતા' સ્વામી વિવેકાનદ રોડ, વિલેપારલે (પશ્ચિમ) મુબઈ-૪૦૦૦૫૬, મૂ એક રૂપિયો

**વિન્યાસ** (કાવ્યસગ્રહ) કિશોરસિહ સોલકી, વિક્રેતા ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાધીમાર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧, મૂ રૂા ૧૦

**અમેરેહલીલી** અમેરલીના બાર કવિતાઓની કવિતાઓનો સગ્રહ પ્ર મુદ્રા, મોતીવાલા કિલનિકલ લેબોરેટરી, ઇન્દિરા માર્કેટ સામે, અમરેલી-૬૪૬૧૦૧, મુ રૂા ૧૧

**એક***

એક ઉંબરે ઢળી ગયો
એક ભીંતને તરી ગયો
એકનો અવાજ સાંભળી
એક બીકથી મરી ગયો
એકની કમળહથેળી પર
એક દેવડો બળી ગયો
એકથી ન રો શક્યુ કશુ
એક ભીંત કોતરી ગયો
એકને રસ્તો મળ્યો નહીં
એક ટેકરી ચડી ગયો
એક દર્પણે ભળી ગયો
એક દર્પણો ગળી ગયો.

—અજિત ઠાકોર

**આભા** બની જવાય એવા વિરોધો ઘણીવાર આપણી અનુભવ દૃષ્ટિમા આવી ચડે છે એક જ કૂખે બની, જેમની નસોમા એક સરખુ લોહી વહે છે એવી બે વ્યક્તિઓમા આસમાન જમીનનો તફાવત જોવા મળે છે સાવકા પુત્રને વનવાસ મોકલનાર એક કૈકયી પાકી તો તેના જ લોહીનો વારસ ભરત જઈને રામની સાવકા—ભાઈની—પાદુકાઓ ગાદી પર મૂકી રાજ કરતો પાક્યો! આવા વિરોધો—અસંગતિઓના કારણો ઘણીવાર ઘણુ વિચારવા છતા નથી જડતા. ત્યારે કવિ તો આવી આવી અસંગતિ અને વિરોધોના કારણોની કશી શાસ્ત્રીય કે વૈજ્ઞાનિક સંશોધનની કુંડાકૂટમા પડ્યા વગર જે છે તેને વર્ણવીને પોતાના આશ્ચર્યને વાચા આપી અટકી જાય

* તાજેતરમા પ્રગટ થયેલા કાવ્યસંગ્રહ 'અલુક'—માથી

અહીં પણ આવા જાતજાતનાં વિરોધો–વિસંગતિઓને માત્ર ૭ શે'રમા કવિએ દર્શાવી આપ્યા છે. વિરોધોને રજુ કરવામા કવિને અલબત્ત રસ છે ખરો પણ તેન કાવ્યના રૂપમા રજૂ કરવાના છે એ તેની પહેલી ચિંતા છે, નહર એ કવિતા ન બને, તત્ત્વજ્ઞાન બની જાય

મોટામા મોટી અસગતિ સમર્થતા અને પામરતા વચ્ચે અનુભ વાય છે. સામર્થ્ય અને પામરતા બને પરસ્પર વિરોધી ખરા પણ એક જ સરખાં ગુણલક્ષણો ધરાવનાર માણસ, નામના પદાર્થમા એ મોટામાં મોટું આશ્ચર્ય છે ! બે વિભિન્ન જાતિ, પ્રકાર કે ગોત્રના પ્રાણી કે પદાર્થો વચ્ચે સામર્થ્યની બાબતમા ઉચ્ચાવચતા હોય તે તો કંઈક તર્કસગત ઠરે, પણ માણસ' નામની એક જ જાતિ-Genre-મા જ એક એવો નીકળે જે કશાક સાહસને વરવા જતા પહેલા ઉંબરમા જ ઢળી પડે તો બીજો વળી એવો નીકળે જે અડીખમ ભીતને પણ તરી જાય ! ભીત જેવા નક્કર પદાર્થને પણ તરી જવાની ક્રિયા દ્વારા પ્રવાહિતાયુક્ત બનાવાયો છે

કો'ક વળી એવો નીકળે જે એક ધાટો પાડી ને બીજો કો'ક તેનો ધાટો સાભળી બીકથી મરી જાય ! માણસના જ ધાટાથી માણસ જ મરી જાય એમા વિરોધ પ્રગટ થાય છે, પણ માત્ર વિરોધ જ દર્શાવી આ શે'ર વિરમી જતો નથી એક માણસ જુલમ કરી શકે એવો હોય ને બીજાને તેના જુલમનો ભોગ બની રહેવાનુ હોય એ વ્યગ્ય Irony પણ આ શે'ર વ્યક્ત કરે છે, એટલે પહેલા શેર કરતા બીજો શે'ર વધુ સકુલ, અર્થનુ સમિશ્ર Bizarre સ્તર ધરાવે છે

બીજો અને ત્રીજો શે'ર આમ તો પરસ્પર સ્વાયત્ત છે. ગઝલમા પ્રત્યેક શે'ર ભાવદૃષ્ટિએ સ્વતત્ર હોય છે હોવો જોઈએ એવી એક રૂઢોક્તિ છે અહીં એ રૂઢોક્તિ પ્રથમ દૃષ્ટિએ તો તથ્યપૂર્ણ લાગે છે કેમ કે બીજા શે'રમા જે બળવાન નિર્બળ વચ્ચેના વિરોધની નૂકતેચીની થઈ છે એની સાથે કશો દેખીતો સમ્બન્ધ નહીં ધરાવતી વાત ત્રીજા શે'રમા થઈ છે, કે એક કોઈક એવો વ્યક્તિ હોય છે કે જે પોતાની

કમળહથેળી પર કેવડાને ઝૂકાવી નમાવી દે છે 'કમળહથેળી' શબ્દ-પ્રયાગ એક સુંદર રૂપક તો છે જ પણ કમળ શબ્દના પ્રયોગથી કોમળતા, શુચિતા ગંધપૂર્ણતા ઈત્યાદિ સંસ્કારો પણ સૂચવાય છે અને કેવડો તો આધુનિક કવિતામાં આદિમ કામનાનું પ્રતીક બનતો આવ્યો જ છે પણ મૂળ વાત તો એ છે એક કોઈક એવું પાકે જે પોતાનામાં એવું પ્રેમનું કૈવત દાખવતું હોય જે અન્યને જીતી લઈ શકે. અન્યોને પ્રેમ વડે જીતી લઈ શકે એવા કૈવતવાળુ પણ કોઈક હોય છે તો વળી પ્રેમથી જીતાઈ જાય એવું એનાથી સામે છેડેનું ય કોઈક નીકળી આવે ! પ્રેમથી અન્યને વશ કરનાર જેમ આશ્ચર્ય પ્રેરે છે તેમ પ્રેમથી જીતનાર પણ આશ્ચર્ય જ પ્રેરે ! પ્રેમથી સામાને જીતવું એ એક સિદ્ધિ છે તો પ્રેમને વશ થઈ જવું એ એથી ય મોટી સિદ્ધિ છે. એ રીતે જોઈએ તો આ શે'રમાં અગાઉના બે શે'રમાં બન્યું છે તેમ કોઈ સામસામેના છેડેના ભાવો વિરોધો નથી ઉપસાવાયા પણ કદાચ બે સામ્યોની વાત થઈ છે આગલા શે'રોમાં એક તરફ સુખદ આશ્ચર્ય ને બીજી તરફ આઘાતક આશ્ચર્ય એવી તરાહ છે પણ અહીં તો બંને તરફ સુખદ જ આશ્ચર્યો વ્યક્ત થયા છે કવિની દૃષ્ટિએ તો પોતાની હથેળી પર અન્યોને ઝુકાવી દેનાર પ્રેમના બળે સામાને વશ કરનાર જેટલો આશ્ચર્યજનક છે તેટલો જ બનકે તેથી ય વધુ પ્રેમને વશ થનાર પણ આશ્ચર્યજનક છે વળી બીજા શે'ર અને ત્રીજા શે'ર વચ્ચે એક વિરોધ એ છે કે બીજા શે'રમાં તામસી તાકાતની વાત થઈ છે. આ જગત એવું જટિલ છે કે જ્યાં એક તરફ સત્તા યા શક્તિના બળે શાસન ને તેને તાબે થનારા પણ છે જ, જગતમાં પ્રેમ કરનાર ને તેને તાબે થનારા પણ છે જ ! આમ સત્તા/શક્તિનો વ્યવહાર જ્યાં ચાલતો હોય એ જ જગતમાં પ્રેમ ને તેને વશ થનાર એવો વ્યવહાર પણ ચાલતો હોય એ પણ એક કટાક્ષ જ છે.

ચોથા શેરમા પ્રથમ શે'રનુ ક ઈક અ શે ભાવ-પુનરાર્તન થતુ લાગે પણ છેક એમ નથી "એકથી ન થઈ શક્યુ કશુ" પ ક્તિમા ભાર "કશુ" પર મૂકી જોવા જેવો છે એક એવો પામર નીકળે, જે યત્કિંચિત પણ પ્રયત્ન ન કરે અને બીજો ય પામર તો ખરો જ પણ તે ભીત જેવી ભીતને ય ખોતરવામા માને છે। ભીતને ખોતરવામા પ્રચ ડ ધીરજ અને અથાક યત્ન જોઈએ એક તરફ જબ દસ્ત ભીત ને બીજી તરફ ઝીણી ઝીણી ખોતરણી છતા ખોતરણીથી જ ભીતને તરી યે જવાય।

'એકને રસ્તો મળ્યો નહી' એ શે'રમા કવિનો કાકુ સામાન્ય સરેરાશ માનવીની મજબૂરીઓ ચીધવાનો લાગે છે તો 'એક ટેકરી ચડી ગયો' મા ઇશુ ખ્રિસ્ત જેવા સરેરાશથી ઊંચા માનવીની હયાતી સૂચવાઇ છે.

છેલ્લા શે'રમા દર્પણનો પ્રયોગ આમ તો ચર્વિતોક્તિ Cliche જેવો લાગે છે પણ દર્પણે ભળી ગયા-નો મર્મ સ્વ-નો લોપ એવો કરી શકીએ. જાતને ઓગાળી દેવાની પ્રક્રિયા અનેકાર્થક છે એક તરફ પોતાને કશાક ધ્યેયમા કે કાર્યમા ખોઈ નાખનાર મહાન માણસોના એ પ્રયોગ સૂચક બને છે તો બીજી તરફ દુનિયાના વ્યવહારના ધસમસતા પ્રવાહમા ધસડાઈ જઈ પોતાની કશી આગવી મુદ્રા આકર્યા વગર મટી જવાવાળા-Identity-વગર જ નામોનિશાન મીટાવી દેનાર કિટકો જેવુ જીવન જીવી જનારાઓનુ સૂચન પણ એમા થયેલુ છે તો છેલ્લી પ ક્તિમા પરિસ્થિતિ પર પ્રભુત્વ મેળવી, પોતાની આગવી મુદ્રા આકી જનાર મહાન માણસોનુ સૂચન થયેલુ કોઈકને લાગે

આમ, સાદ્યન્ત આ રચના વિરોધોને ઊપસાવતી આગળ વધે છે. જગત, જગત પરના માનવીઓ એ દ્વદ્વાત્મક અનુભવ છે. એક તરફ પરમતા છે તો બીજી તરફ પામરતા છે આવુ દ્વૈતમૂલક જગત સનાતન કાળથી કવિઓના આશ્ચર્યોને ખળભળાવતુ આવ્યુ છે કવિનો Tone માનવીની આવી દ્વન્દ્વાત્મક પરિસ્થિતિ પરત્વે કરુણાપૂર્ણ છે આ Tonal effect પણ રચનાનો સબળ અ શ છે. □

૭ જૂન '૧૯૮૧

## 'અભિવ્યક્તિ અને અવગમન' વિશે

પ્રિય શ્રી જયંત કોઠારી,

"સાહિત્યમાં અભિવ્યક્તિ અને અવગમન" તમારો એ લેખ કંકાવટી (જૂન '૮૧) અંકમાં મેં જોયો. આ લેખ જ નહિ પણ તમારું અન્ય વિવેચનસાહિત્ય જેવું 'અનુક્રમ', 'ઉપક્રમ', અને 'વિવેચનનું વિવેચન' પણ મેં મંગાવીને જોયાં જ છે એટલે તમારી 'વિવેચનદૃષ્ટિ' વિશે મેં જરાક ઊંચો ખ્યાલ બાંધ્યો હતો. પણ એટલો ઊંચો તો નહિ કે 'વિવેચનનું વિવેચન' વાંચીને તમને ગુજરાતી સાહિત્યમાં વિવેચનવડા તરીકે હું સ્વીકારી લઉં. હા, ત્યાંના વિવેચક ગણમાં અમુક કથાસર્જકોની કૃતિઓ વિશે તમારા અભિપ્રાયો તમે વેરતા રહો છો અને એ દ્વારા સાચા માર્ગે કેટલીક કૃતિઓના થતા પરિશીલનોને ગેરરસ્તે વાળવા જેટલી તમે વગ ધરાવો છો તેનો આ લખનારને ઠીકઠીક પરચો થયેલો છે. પણ આવા કાર્યથી તો તમે તમારી બેવડી જવાબદારીમાંથી ચ્યૂત થાઓ છો. એક તો અધ્યાપક તરીકેની અને બીજી તે ગંભીર વિવેચક તરીકેની. કેમકે કેટલાક સાંપ્રત સર્જકોની સર્જનકળા વિશે તમે જ્યારે કશાક મતોચ્ચાર કરો છો ત્યારે તેમાં પ્રચારકનો ઊંચો સૂર સંભળાયા વિના રહેતો નથી. તેનું ઉદાહરણ અહીં હું આપું છું.

'આપણે ત્યાં કિશોર જાદવની વાર્તાઓમાં અભિપ્રેતાર્થ વિશે ભાગ્યે જ એકમતી જોવામાં આવે છે. શ્રી જાદવ તો પોતાને એક ચોક્કસ લોજિકથી લખનારા સર્જક તરીકે ઓળખાવે છે, પણ એ જે સંકેતો રચે છે, એ સંકેતોને અભિપ્રેતાર્થ જ આપવા સુધી નિયંત્રિત કરવાનું કદાચ બનતું નથી અને તેમાંથી એમની વાર્તાઓની દુર્બોધતા કે અબોધતા જન્મે છે.'

(કંકાવટી, જૂન ૮૧, પા ૭)

આ તમારુ વક્તવ્ય છે કોઈપણ સાહિત્યકૃતિના અભિપ્રેતાર્થ વિશે ભાવકવર્ગમા ક્યારેય એકમતી પ્રવર્તે ખરી ? ભૌતિક વિજ્ઞાનની કોઇ સમસ્યાના ઉકેલ અર્થેનો અભિગમ, સાહિત્યકૃતિને ખપમા ન આવે તમે 'કૃતિ' પાસેથી ફક્ત એક 'સર્વોચિત અર્થઘટન'ની અપેક્ષા રાખી ન શકો કેમકે, 'કળા તે કઇ ગણિતશાસ્ત્ર' નથી સાહિત્યકૃતિના અભિપ્રેતાર્થ પ્રત્યેક ભાવકે ભિન્ન ભિન્ન હોવાનો એટલુ જ નહિ, ખુદ સર્જકનો અભિપ્રેતાર્થ હોય તે ભાવકહૃદયનો અભિપ્રેતાર્થ કદાપી બની શકે નહિ કેમકે સર્જક તેની કૃતિમા એક પ્રકારની અનુભાવમુદ્રા લઈને આવતો હોય છે, જ્યારે તે જ કૃતિ પરત્વે ભાવક બીજા પ્રકારની. જો કૃતિ અવગમન કરાવવાનો ઇરાદો રાખતી હોય તો, આ બને પ્રકારની પશ્ચાદ્ભૂ (અનુભવમુદ્રાઓ)મા સામ્યતા હોવી જરૂરી છે પણ આ મુદ્રાઓમા ક્યારેય એકરૂપતા તો ન જ સભવે અર્થાત્, કૃતિના બે અર્થઘટનો ક્યારેય સમરૂપ (identical) તો ન જ હોય તેનો અર્થ એવો પણ નથી કે સાહિત્યકૃતિમા અર્થશોધનુ કાર્ય તે અટકળો લડાવવાનો મુક્ત ( speculative free-for-all ) વ્યાપાર માત્ર છે જો કે વાચકે કૃતિમા સક્રિય બનીને જ 'અર્થ'ને ઉપલબ્ધ કરવાનો હોય પણ તેની સક્રિયતા તે માત્ર તુક્કાઓ લડાવવાનો નર્યો મુક્તાચાર તો ન જ બનવો જોઈએ કેમકે પ્રત્યેક સાહિત્યકૃતિની પાછળ એક 'વિશિષ્ટ પ્રયોજન' રહેલુ હોય છે ભાવકહૃદય કૃતિની ભાવક્ષણે આ 'પ્રયોજન'ને ઓળખી લેતો હોય છે. કૃતિના વિચારવિમર્શ દરમ્યાન, તેના 'પ્રતિભાવને' તે વ્યાખ્યાયિત કરવા મથતો હોય છે એટલુ જ નહિ, તે પ્રતિભાવ અમુક પ્રકારનો જ હોવાનુ કારણ પણ કૃતિની સર્વ વિગતોને સબધિત આપવાને તે તત્પર રહેતો હોય છે વળી આ કારણ પણ પ્રત્યેક ભાવકે ભિન્ન હોવાનુ આમ જોતા, કૃતિના અર્થઘટન'મા ભાગ્યે જ એકમતી સભવે તે દેખીતુ છે એવી એકમતીનો અભાવ, 'અવગમન' ન થવાનુ કારણ બનતુ નથી

૨. મારો બીજો મુદ્દો છે તે સર્જક પોતાને તેની સર્જનપ્રવૃત્તિને અનુલક્ષીને જે રીતે ઓળખાવે તે 'કૃતિલક્ષી વિવેચન'માં કેટલા અંગે સહાયરૂપ નીવડે ? તેવો સર્જકવિવેક આવકાર્ય ખરો. ક્યારેક તે કૃતિનું મૂલ્યાંકનનો મુખ્ય આધાર તો તે ન જ બને. વળી તમારા જ શબ્દોમાં મૂકું તો 'સર્જક જાહેર રીતે જે કહે તે હમેશાં સાચું ન પણ હોય' પણ મારો મુદ્દો તેનાથી સાવ જુદો છે. સાહિત્યકૃતિ તે કંઈ ચોક્કસ એવો નર્યો તર્કવ્યાપાર નથી. કાર્ય-કારણના સર્વ અંકોડાઓ મેળવી દેવાય તેવું જડ તંત્ર તે નથી. જો એમ જ હોય તો અવગમનનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. તથી સ્પષ્ટ એ થાય છે કે કાં તો તમે 'ચેકમ લોજિક'વાળા વિધાન વિશે ગેરસમજ યા તો સાહિત્યકૃતિ વિશે જ ગેરમત ધરાવો છો.

૩. ત્રીજો મહત્ત્વનો મુદ્દો છે તે 'સંકેતોને અભિપ્રેતાર્થ આપવા સુધી નિયંત્રિત કરવાનો'.

પ્રશ્ન છે, આ નિયંત્રિત કરનારું તત્ત્વ તે કયું ? કૃતિને સુગ્રથિત કરનારું, તેને તેની અખિલાઈમાં ઉપલબ્ધ કરનારું નિયામક તત્ત્વ તે જ. તે વિના કૃતિ સંભવે જ નહિ. તે વિના સંકેતોની પરંપરાઓનો અર્થ anything or nothing હોવાનો. એટલે કે, સાહિત્યકૃતિને તેના નિયામક તત્ત્વો દ્વારા એક frame of references પ્રાપ્ત થતી હોય છે, જેના પરિમાણમાં રહીને શક્યવત્ અર્થોને ચીંધી શકાય. પણ મુશ્કેલી તે આ છે. બહુધા, સંકેતો માત્ર એક જ અભિપ્રેતાર્થ ભાગ્યે જ ધરાવતા હોય છે. ક્યારેક કલ્પનો ઇત્યાદિ ભિન્ન ભિન્ન સમયે જ નહિ બલ્કે એક જ સમયે વિધવિધ અર્થો પ્રગટ કરતા હોય છે. ત્યારે કૃતિના અર્થો તેના કોઈ એક જ સ્તર પર વિસ્તરતા હોતા નથી. તેથી અમુક તત્ત્વો ચોક્કસપણે અમુક જ અર્થો ધરાવતા હોવાનું નક્કી કરી શકાતું નથી. અહીં કૃતિને એક સ્વયંપર્યાપ્ત અર્થપદ્ધતિની ભૂમિકા પર મૂકવાનું કાર્ય અશક્યવત્ બનતું હોય છે. તેનું complete

paraphrase થઇ શકતુ નથી. તેથી ઉપલબ્ધ દૃષ્ટિએ 'સંકેતો'ના કોઇ અભિપ્રેતાર્થો જ ન હોય ને રચનામા અતંત્રતા પ્રવર્તતી હોય એમ જણાય. તેની અર્થસમૃદ્ધિને આત્મગત કરવાનુ કાર્ય મુશ્કેલ બની રહે. આવી કશી શકયતાઓ તમને આ લખનારની વાર્તાકૃતિઓના સંદર્ભમા દેખાઈ નથી, તેમા તમને 'દુર્બોધતા કે અબોધતા' જન્મતી લાગે છે. તેનુ મુખ્ય કારણ તે કૃતિઓમા અમુક તત્ત્વોનો ચોક્કસપણે એક જ અર્થ તારવી લેવાનો તમારો હઠાગ્રહ એટલે જ સંકેતોના અભિપ્રેતાર્થના નિયંત્રણનો સિદ્ધાત, તમને અભિમત દુર્બોધતાને પ્રમાણિત કરવા, તમે ઉપજાવી કાઢયા છે કૃતિઓના અનુશીલનના અભાવનુ તે પરિણામ હોઈ શકે એમ મારુ માનવુ છે અથવા તો તમારુ એ મંતવ્ય પૂર્વાગ્રહપીડિત હોવાનો વહેમ જાય છે કારણ કે, તેનાથી ઊલટી પરિસ્થિતિમા રચના પાછળ કશુ 'વિશિષ્ટ પ્રયોજન' જયા ગેરહાજર છે, તેના સંકેતોનો અભિપ્રેતાર્થ નિયંત્રિત કરાતો નથી અને તેમાથી વાચકે speculative free-for-all એવો તુક્કાઓ લડાવીને અર્થ નીપજાવી લેવાનો હોય છે તેવી રચના પર તમે ન્યોછાવર થઈ જાઓ છો (જૂઓ, 'કૃતિ બે ફ્રાસખાનામા'-'અનુક્રમ' જયંત કોઠારી પાનુ ૨) આ બંને ઉદાહરણો પરથી એવુ સાબિત થાય છે કે વિવેચનને કયારેક તમે અંગત રુચિ-અરુચિથી પ્રેરાઈને પ્રચાર અર્થેનુ સાધન બનાવો છો. તે નિશંક છે

૪ ચોથો મુદ્દો તે 'સાધારણીકૃત સંવિત્' અને 'વૈયક્તિક અભિવ્યક્તિ'નો છે

આ 'સાધારણીકૃત સંવિત્' એટલે શુ અને તેનુ કયારે અવગમન થઇ શકે ? અગાઉ જોઈ ગયા તેવી બે અનુભવમુદ્રાઓની સામ્યતાને જ આપણે 'સાધારણીકૃત સંવિત્' તરીકે ઓળખાવી શકીએ તેના પર્યાય તરીકે લઇ શકીએ પણ વૈયક્તિક અભિવ્યક્તિનુ શુ ? ખરેખર તો આપણા વિશ્વ વિશેના જટિલ અનુભવનુ કાર્ય જ સરળ રહ્યુ નથી

આપણા સાપેક્ષમય અનુભવને સમ્પ્રેષિત કરવનુ કાર્ય જ સરળ રહ્યુ નથી. તેથી સાંપ્રત સાહિત્યમા અનુભવના સક્રમણની જવાબદારીનો ભાર હમેશા ભાવક પર વધુ પડતો જ આવે છે 'વૈયક્તિક અભિવ્યક્તિ'નો તો આ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. કેમકે 'કળા' વૈયક્તિકતાને હમેશા અતિક્રમી જતી હોય છે (Art transcends personal).

૫. મારો છેલ્લો મુદ્દો છે તે 'સમય જતા કૃતિ સુબોધ બની જતી હોવાનુ ઘણીવાર જોવા મળે છે' તે

આપણા ગુજરાતી વિવેચન માટે આ સુખાળવી સ્થિતિ છે. જે આપણે કરી શકતા નથી તેને ભાવિ ઉપર છોડી કઈને નિરાતનો શ્વાસ લઈએ છીએ આ સદર્ભમા John Somer નુ એક વિધાન અહીં ટાકવા પ્રેરાઉ છુ "When Fiction first began its rapid growth, critics could only wait and see, depend on time to help them evaluate the proliferations of new techniques. But withhindsight, we can see that time is not the only stick An open mind and in-depth exposure to the unfamiliar robs it of its strangeness and reveals its underlying order"

આવી વિશાળ અને ઊડી વિવેચનદૃષ્ટિનો લાભ આપણી સાહિત્યકૃતિઓને આ તબક્કે સાપડે અને 'અવગમન'નો માર્ગ મોકળો કરી આપે એવી આશા સહ.

(કોહિમા, જૂન ૨૪' '૮૧)

## કિશોર જાદવનાં સ્નેહવંદન

તત્રીશ્રી 'કંકાવટી',

આપના સામયિકના May ૮૧ના અકમા સુરેશભાઈની નિવૃત્તિ વિશે સાત્યકીએ લખેલી નોધ વાચી થોડીક સ્પષ્ટતા કરવા માટે આ લખુ છુ. એમના પરિચિતો મિત્રો અને વિદ્યાર્થીઓ તરફથી વદાય

સમારમ્ભ કે સન્માનસમારમ્ભના સ્વરૂપનુ નહિ પણ આ પ્રસગને નિમિત્ત બનાવીને સાહિત્યવિષયક સિદ્ધાન્તચર્ચાના અભ્યાસ-લેખોનુ પ્રકાશન જેવુ કશુક કરવુ એવુ વિચારાયુ તો હતુ જ, પણ જે કોઇ પ્રવૃત્તિમા એમને નિમિત્તે એક પૈસો સુદ્ધા કોઈ પાસે ઉઘરાવવાનો એમને પસદ નથી, વળી આવા સમારમ્ભો સાથે સકળાયેલી ઔપચારિકતા, અનૌચિત્યપૂર્ણ થતી વિવેક વગરની પ્રશસા–આ બધાની એમને અરુચિ છે આથી એમણે સ્પષ્ટપણે જ આવુ કશુ ન કરવાનુ કહ્યુ હતુ આથી આ બાબતમા કોઈના પર અનુચિત આશયોનુ આરોપણ કરવુ તે યોગ્ય નથી એમના વિદ્યાર્થીઓ તો આવા કશા સમારમ્ભોથી એઓ દૂર રહે છે તે જાણે જ છે એઓ જે ક્ષેત્રમા સક્રિય છે તે ક્ષેત્રમા એમના જેટલી જ નિષ્ઠાથી સક્રિય બનીને સાહિત્યાનુરાગીઓ આપણા સાહિત્યને સમૃદ્ધ કરે એ જ એમની તો એકમાત્ર અપેક્ષા છે એમના અધ્યાપક મિત્રો સાહિત્યાનુરાગીઓ અને અન્ય સારસ્વતો 'એતદ્' સામયિકને પોતપોતાના વિદ્યાકીય પુરુષાર્થથી સમૃદ્ધ કરે અને ગુજરાતીના અભ્યાસને અન્ય વિદ્યાશાખાઓના વ્યાપક પરિપ્રેક્ષ્યમા વધારે સગીન ભૂમિકા ઉપર મૂકી આપે એ જ આપણા એમની પ્રત્યેના સૌહાર્દનુ દ્યોતક બની રહેશે

૪-૬-'૮૧ —ભારતી દલાલ

તત્રીશ્રી,

'કકાવટી'ના મે-૮૧ ના અકમા પ્રગટ થયેલી 'ડૉ સુરેશ જોષીની નિવૃત્તિ' (લે સાત્યકી) નામની ચર્ચાના અનુસન્ધાનમા આ લખી રહ્યો છુ યોગ્ય લાગે તો પ્રગટ કરશો

આપણે ત્યા અને બીજે બધે સુપ્રસિદ્ધ સાક્ષરોના વનમહોત્સવ, ષષ્ઠીપૂર્તિ, હીરક મહોત્સવ ઊજવવાની પ્રથા દાયકાઓથી ચાલી આવેલી છે આવી ઊજવણીના મૂળમા તો સબધકર્તા વ્યક્તિ પ્રત્યેની નિષ્ઠા હોય છે એટલુ તો સૌ કોઈ સ્વીકારે છે. પણ સમાન્ય રીતે આવા

પ્રસંગો ઔપચારિકતામાં સરી પડતા હોય છે એટલે સન્માન સમારંભ, કંકુવાળા, અભિનન્દન ગ્રંથની હારમાળા ઊભી થાય છે સૌજન્ય, શિષ્ટાચારને કારણે તે વ્યક્તિના દોષોને ઢાંકી દેવામાં આવે, તેની સામાન્ય સિદ્ધિઓનો પણ છાપરે ચઢીને જયજયકાર ગાવામાં આવે છે- સમ્બન્ધકર્તા વ્યક્તિ પણ ધન્યધન્ય થઇ જાય છે અને પછી તે સાચા અર્થમાં નિવૃત્ત થઈ જાય છે, જે મોટા ભાગનાની નજરે ચઢતું નથી

હવે સુરેશ જોષીની નિવૃત્તિ અંગે થોડી વાત. જે સંસ્થામાંથી તેઓ નિવૃત્ત થવાના છે તે સંસ્થાની સંબંધકર્તા વ્યક્તિઓએ, ગુજરાતના સાહિત્યરસિકોએ, આ બાબતમાં કશું વિચાર્યું નથી એમ માનવું વધુ પડતું છે લગભગ આઠેક મહિના અગાઉ કશુંક કરવું એવું નક્કી થયું હતું એમાં ઔપચારિકતાની માત્રા ઓછી રાખવી, અભિનંદન-ગ્રંથ, સન્માનસમારંભ, માનપત્ર વગેરેને પણ બાકાત રાખવા કેટલાક મિત્રો આ અંગે મળવાના હતા પણ તાજેતરના આંદોલને એ થવા ન દીધું. ધારો કે એમની નિવૃત્તિ અંગે કશું જ ન થાય તો એનો અર્થ એવો પણ નથી કે તેની પાછળ કશી ગંદી રમતો ચાલી રહી છે. જાણી જોઈને બધા ચૂપ રહ્યા છે, એમની પ્રતિષ્ઠાને ઝાંખી પાડવા આવું કરવામાં આવે છે. એક નિકટના મિત્રે કહ્યું હતું કે સુરેશ જોષીનું નામ અમુક સ્થાપિત હિતો સાહિત્યના ઈતિહાસમાંથી ભૂંસી નાખવા તત્પર બન્યા છે પણ ઇતિહાસ સાખ પૂરે છે કે આવા ભય બિન-પાયાદાર છે ભારતીય સાહિત્ય જેનાથી રળિયાત હોય એવા સર્જકોની પ્રતિષ્ઠા આપમેળે જ થતી હોય છે એટલે ફરી ફરી આવા ભય વ્યંકત કરવા, સુરેશ જોષી શા માટે આગળ ન આવ્યા, એમને આગળ ન લાવવામાં કાણે કેવો ભાગ ભજવ્યો એ બધું વારવાર કહેવાનો અર્થ નથી

તો પછી સુરેશ જોષી જેવી પ્રતિમા અધ્યાપનકાર્યમાંથી ઔપચારિક રીતે જ્યારે નિવૃત્ત થાય ત્યારે શું કરવું જોઈએ ? આ માટે

કેટલાક મિત્રોએ સાથે મળીને એક યોજના વિચારી હતી. આપણે જેનુ સન્માન કરવા માગીએ છીએ તે વ્યક્તિએ જે પ્રવૃત્તિઓ ચલાવી છે તે પ્રવૃત્તિઓને ચાલુ રાખવી એ જ તેનુ સાચુ સન્માન છે સુરેશ જોષીએ અવારનવાર સાહિત્યવિવેચનની સૈદ્ધાન્તિક વિચારણા, સાહિત્ય અને ફિલસૂફી, સાહિત્યનુ તુલનાત્મક અધ્યયન, સાહિત્ય અને આધુનિક માનવીય સન્દર્ભ જેવા વિષયો પર લખ્યુ છે, એના અભ્યાસ માટે આપણને વિશેષ સભાન બનાવ્યા છે એટલે આવા વિષયો પર સન્નિષ્ઠ વ્યક્તિઓ પાસે વીસ પચીસ લેખો લખાવવા અને એ પુસ્તક પ્રકાશનની જવાબદારી મિત્રોએ ઉપાડી લેવી બે એક વર્ષ પછી જ્યારે પુસ્તક તૈયાર થાય ત્યારે પ્રકાશનવિધિ વખતે પરિસંવાદની યોજના કરવી જેથી એ વિધિ નર્યા ઉદ્ઘાટનના ઔપચારિક સમારંભમા સરી ન પડે. ગુજરાતી સાહિત્યને આધુનિક સાહિત્યિક સન્દર્ભમા સ્થાપી આપવુ એ નેમ પહેલેથી તેમની છે, પોતાનાથી શક્ય તેટલા પ્રયાસો તેમણે કર્યા છે, અનેક પ્રકારની મુશ્કેલીઓ વચ્ચે એકલે હાથે જે સાહિત્યિક મૂલ્યો માટે તેઓ ઝઝૂમ્યા છે તે પરંપરાને આવા પરિસંવાદો ટકાવશે, વિકસાવશે. વળી આવા પરિસંવાદોને જાહેર સમારંભોમા કદી ફેરવવા નહી, દસ વીસ વ્યક્તિઓ પણ વરસમા એક વાર જો નિષ્ઠાપૂર્વક ઊહાપોહ કર્યા કરશે તો ગુજરાતી સાહિત્યની ક્ષિતિજો વિસ્તરશે જ એમા શંકા નથી

આવા પુસ્તકની યોજના પાછળ કદાચ બારપંદર હજાર ખર્ચ થાય એ ખર્ચની જવાબદારી મિત્રોએ ઉપાડી લેવી અને પુસ્તક-વેચાણમાથી જે રકમ આવે તે બીજા પુસ્તકમા રોકવી

આ સિવાય બીજી રીતે પણ વિચારી શકાય બીજા કોઈ સૂચનો હોય તો જણાવવા વિનતી

તંત્રી શ્રી 'કંકાવટી'

'નિરીક્ષક' વિચારપત્રના ૧૦ મે '૮૧ માં પ્રગટ થયેલ શ્રી મનસુ મ. પટેલના 'સાંપ્રત સંપાદન પ્રવૃત્તિ, સ્થિતિ અને ગતિ' લેખના સંદર્ભે આ પત્રચર્ચા મોકલું છું

આમ તો સમગ્ર લેખ એના લેખકના તર્કગત, શૈલીગત, અને અપ્રતીતિકર વિગત-દોષોની વિચિત્રતાના કારણે તપાસ ચર્ચા માગી લે એમ છે, પણ લેખકની પ્રસ્તુત વિષયની સ્પષ્ટ સિધ્ધાંતિક ભૂમિકા જ ન હોવાને કારણે અને પોતાની દર્શાવેલ ગેરસમજભરી ભૂમિકાને પણ તેઓ પ્રામાણિક ન રહ્યા હોવાને કારણે એ બધું અપ્રસ્તુત લેખું છું જ્યાં લેખકીય પૂર્વગ્રહ અનુચિત રીતે અને વ્યવસ્થિત આયોજનપૂર્વક ગેરસમજ ફેલાવવાની રીતે પ્રગટ થયો હોય તે સંદર્ભે મારી ભૂમિકા સ્પષ્ટ કરીને આ વિશે સ્પષ્ટતા સાથે ચર્ચા માંડું છું.

આપણે ત્યાં સાહિત્યિક સંપાદનની કહેવાતી પ્રવૃત્તિ અનેક રીતે અનેક વર્ષોથી ચાલી આવે છે આ બધી પ્રવૃત્તિને આપણે ત્યાં સમુચિત રીતે તપાસવાના મૂલવવાના પ્રયાસો જૂજ જ થયા છે સાહિત્યના નામે થતા સંપાદનો પણ શુદ્ધ સાહિત્યિક નિષ્ઠા વડે જ થયા હોય એવું તો ક્યારેક જ બન્યું છે જે તે સંપાદનના જે તે સંપાદકના અનેક દૃષ્ટિ અને હેતુઓના કારણે તે અનેક સ્તરે પ્રગટ થતું હોય છે આપણે ત્યાં આ ક્ષેત્રે જે આદર્શરૂપ કામ થયું હોય તેમાં સુ. જો અને તેમના સંપાદકગણની સંપાદન-પ્રવૃત્તિ શિખર સ્વરૂપની અને આંદોલન-પ્રવર્તક છે 'ઋચિ' અને 'સંજ્ઞા' તેના સંપાદકની અંગત નિષ્ઠા વડે ચોકકસ ધોરણોથી ચલાવાયા હતા પણ બીજા અનેક પરિબળોનો સક્રિય સમર્થ સહકાર ન મેળવી શકાયાના કારણે આ સંપાદનો અટકી ગયા 'કંકાવટી', 'કાર્યસ ત્રૈમાસિક' અને 'એતદ્' તેમના સંપાદકીય નિષ્ઠા વડે આજે પણ પોતાના સાહિત્યિક કાર્યક્ષેત્રમાં સક્રિય છે. અલબત્ત આપણી ઈર્ષ્યાગ્રસ્ત સાહિત્યિક આબોહવા વચ્ચે વિશેષ પ્રકારની ઉપેક્ષા

ભોગવતા ! સુ. જો ની જેમ 'કંકાવટી'ના સંપાદકે પણ સાહિત્યના નામે ચલાવાતી સંસ્થાઓ, પરિષદો, અકાદમીઓ તેનાં ઈનામ, પુરસ્કાર, ફેલોશિપ અને તે સંદર્ભે ઉપજાવાયેલાં ધોરણો, માપદંડોને ફગાવીને પ્રતિપક્ષ સ્વીકારી કાર્યશીલ રહ્યા હોઈ આ બધી વૃત્તિઓના ભોગ થતા આવ્યા છે આપણે ત્યાં સાહિત્યિક સંપાદનને નામે ચલાવાતી સંપાદન પ્રવૃત્તિ અનેક સાહિત્યેતર કારણો સાથે સક્રિય રહી છે. અને જે તે હેતુ સંદર્ભે તે મુજબ માપદંડો અને ધોરણો ઉપજાવી લેવાતા હોય છે આ સંપાદનો વ્યવસ્થિત આયોજનપૂર્વક પોતાના વિશેષ ધ્યેયથી પરિશ્રમ કરતા હોય છે. જેમાં ઇનામ પુરસ્કાર જીતાડી આપે તેવા બદઈરાદાથી પ્રેરાયેલા જાહેરાતની ભાષાથી સંવર્ધિત લેખોથી માંડીને સંસ્થાના અધ્યક્ષ અને પ્રમોશનો સુદ્ધાં સંકળાયેલા હોય છે 'સંસ્કૃતિ', 'પરબ', 'કવિલોક', 'કવિતા' અને એવા અનેક સંપાદનો આ શ્રેણીમાં આવે છે આ બધી પ્રવૃત્તિઓ વડે જે આબોહવા જન્મી અને ફેલાઈ છે તેની સમુચિત તટસ્થ તપાસ થવી ઘટે, પણ પ્રસ્તુત લેખના લેખક દુર્બુદ્ધિ અને ગેરસમજભરી વિચિત્ર શૈલીના ભોગ બન્યા છે. 'કંકાવટી' વિશેનો પરિચ્છેદ આ દૃષ્ટિએ આક્ષેપકર, અપ્રતીતિભર્યા અતાર્કિક વિધાનો અને અંગત માન્યતાઓ ઉપર આધારીત હોઈ તપાસ યોગ્ય બની રહે છે તે આખોય પરિચ્છેદ અહીં ઉતારું છું.

> 'કંકાવટી' ઘણીવાર પત્રચર્ચાનું જ સામયિક લાગે ! પત્રોમાં બહુધા બિનસાહિત્યિક આશયથી બિનસાહિત્યિકો વડે થયેલી ગાળાગાળી જ વિશેષ હોય છે. ગ્રુપવાદથી ગ્રસ્ત આ સામયિક ગ્રુપવાદને ઉશ્કેરે છે/પોષે છે તમે ગઝલ વિશે લખો ને એમાં 'કંકાવટી'ના તંત્રીનું પ્રદાન નોંધો નહિ, ને સૂરતના બીજા ગ્રુપના કવિઓનું અર્પણ લખો તો તમારો લેખ ના જ છપાય ! તમે એ લેખ બીજે છપાવો તો ભાડૂતી નામે ચર્ચાપત્રો લખીને અંતિમ તોપ લેવાય ! આપણા સંપાદકોની આવી વૃત્તિ-પ્રવૃત્તિ એમને ને એમના સામયિકને

ઝાંખા પાડે છે. હમણા નીકળવા માંડેલું 'સંવેદન' આશા જગવે છે એમાં ઘોંગણો સચવાય છે

આમાં કોઈપણ વિધાનોની તેઓ પ્રતીતિકર રજુઆત કરી શક્યા નથી. કશાક પૂર્વગ્રહથી માત્ર આક્ષેપબાજીમાં આ લેખક રાચ્યા છે. છેલ્લા દશ વર્ષોમાં માંડ ચોસેઠેક પૃષ્ઠ પત્રચર્ચામાં રોકાયા હશે અને તે પણ શ્રી સુમન શાહ શ્રી અજિત ઠાકોર, શ્રી ચંદ્રકાન્ત ટોપીવાળા, શ્રી જયંત કોઠારી, શ્રી અમૃત ઘાયલ, શ્રી નરોત્તમ પલાણ, શ્રી વિજય શાસ્ત્રી વડે થયેલી જોવા મળે છે તો આ બધા શું બિન સાહિત્યકારો છે ? તેઓની ચર્ચામાં બિનસાહિત્યિક આશય અને ગાળાગાળી તે કયા ? શું શ્રી અજિત ઠાકોર અને સુમન શાહની પત્રચર્ચામાં 'ક્રિટીસીઝમ ઈન ફ્રેન્ડશીપ' નામની વિવેચનપ્રવૃત્તિ અને આપણા તે સમયના વિવેચકોની આ સંદર્ભે થયેલી શૈલી, ભાષાથી માંડીને તેના તાત્ત્વિક સ્વરૂપની ચર્ચા થઈ તે ગાળાગાળી કહેવાશે ? શ્રી ટોપીવાળા અને શ્રી ઘાયલ વચ્ચે ગઝલના સ્વરૂપ વિશેની થયેલી ચર્ચા બિનસાહિત્યિક હતી ? શ્રી કોઠારી, શાસ્ત્રી, પલાણ અને જયન્ત પંડયા વડે જે કાંઈ ચલાવાતું આવ્યું તે લેખકના વૈચારિક માળખામાં બેસે છે ખરું ? તેઓ ગ્રુપવાદની વાત કરે છે તો તે ગ્રુપ કયું ? તેનું સ્વરૂપ કેવુંક છે અને તેઓ જે બીજા ગ્રુપની વાત કરે છે તે કયું ? તેઓ તે ગ્રુપના છે ? 'કંકાવટી'માં માંડ ત્રણ ચાર લેખ ગઝલવિષયક છપાયા હશે અને તેમાંય ક્યાંય તેના તંત્રીનું પ્રદાન નોંધાયેલ જોવા નથી મળતું અને પ્રસ્તુત પણ ન હોય. તેઓ કહે છે કે આવા લેખો પરત થાય છે ને બીજે છપાય ત્યારે ભાડૂતી નામે પત્રચર્ચા થાય છે. તેમની પાસે કોઈ આધાર છે ખરો ? કયા લેખો પરત થયા, કયા છપાયા, કોણે કયા ભાડૂતી નામે પત્રચર્ચા કરી તેની વિગત આપે અને આ લેખો પરત થાય છે તેની માહિતી એમને કયા સ્કોટલેન્ડ યાર્ડની પ્રવૃત્તિએ પૂરી પાડી તે પણ જણાવે તેઓ આ સાથે જ તુલનાત્મક ભૂમિકા ઊભી

કરવા 'સંવેદન'ની સ્થાપના કરતા વિધાનો કરે છે એક પ્રકાશન સંસ્થા તરફથી પ્રગટ થતા આ સંપાદનમાં પ્રકાશન વ્યવસાયને ખપે એવા જ ધોરણો હોય છે એમાં જે કૃતિઓ અને તેના કર્તા હોય છે તે પણ સંપાદકના ધોરણ સજ્જતા અને આવડતના પરિચાયક બની રહે છે. તો પછી આમ કેમ ?

આવા આક્ષેપમાં રચનારો લેખ 'નિરીક્ષક' વિચારપત્ર છાપે ત્યારે બીજી અનેક શંકાઓ જન્મે 'ભાડૂતી' જેવી ગાળો લખનાર પોતે કયા પ્રકારના વર્તનને સંસ્કારિતા લેખે છે ? મને તો આ લેખક પણ નપુંસક છદ્મવેષી લાગે છે

કોણ છે તે ?

(મુંબઈ) —બકુલ ટેલર

## 'નિરીક્ષક'માંના એ વિધાનો

'નિરીક્ષક'ના તા. ૧૦-૫-૧૯૮૧ના અંકમાં સાંપ્રત સંપાદન-પ્રવૃત્તિ, સ્થિતિ અને ગતિ'—નામે શ્રી મલય મ. પટેલ [ આ જ નામ સાચું હોય તો સારું ! ]-નો એક લેખ પ્રગટ થયો છે. એમાં 'કંકાવટી' વિશે થોડા યદ્વાતદ્વા વિધાનો થયા છે જે તેની બદનક્ષી કરનારા છે તેને અંગે પહેલા તો 'અધકચરાને શો ઉત્તર દઉં ?'ની વૃત્તિ થઈ, પણ ઘણી વાર ઉપદ્રવકારી જીવાત લોહીથી સીંચેલા ઊભા મોલને વણસાડી મૂકે છે એટલે તકેદારી તો રાખવી જ રહી એમ માની આટલું લખવું જરૂરી લાગ્યું છે

'કંકાવટી ઘણી વાર પત્રચર્ચાનું જ સામયિક લાગે !' એ બરાબર વાત છે 'કંકાવટી' પત્રચર્ચા દ્વારા તેને જે અયોગ્ય લાગે કે યોગ્ય લાગે તે વિચારો પ્રદર્શિત કરે છે પછી બીજું વિધાન છે, "બિન સાહિત્યિકો વડે થયેલી ગાળાગાળી વિશેષ હોય છે ' આના પ્રત્યુત્તરમાં એટલું લખવાનું કે 'કંકાવટી'માં પત્રચર્ચાના રૂપમાં ડૉ. હરિવલ્લભ

ભાયાણી, પ્રા. જયન્ત કોઠારી, પ્રા. જશવંત શેખડીવાળા, ડૉ. સુમન શાહ, પ્રા અજિત ઠાકોર, પ્રા. કાન્તિ પટેલ, પ્રા. ચન્દ્રકાન્ત ટોપીવાળા, શ્રી અમૃત ઘાયલ, શ્રી રમેશ પારેખ, પ્રા મુકુન્દ રા દવે જેવાના લખાણો પ્રગટ થયા છે. આ બધાએ જો બિનસાહિત્યિક આશયથી જ ચર્ચા કરી હોય અને આ બધા જો બિનસાહિત્યિક માણસો જ હોય તો મલય પટેલ સિવાય કોઈ સાહિત્યિક આશય ધરાવનાર સાહિત્યિક લેખક બાકી રહેતો જ નથી !

સ્પષ્ટ છે કે જોડો ક્યા ડંખતો હોય છે તે જોડો પહેરનારો જ જાણતો હોય છે અપવાદને ઉશ્કેરે છે ઈત્યાદિ વિધાનો તો ભાગ્યે જ કોઇને કરવા પોસાય તેમ છે, કેમ કે કાચના મકાનમા રહેનારા બીજાને પથ્થર મારવાની ચેષ્ટા ન કરે એ એમના હિતમા છે. અમુક ચોક્કસ હેતુઓ અને આશયો—સ્પષ્ટ શબ્દોમા કહીએ તો સાહિત્યને ઇજારો બનાવી દઇ તે દ્વારા સ્વનો અને મામકાનો ઉદ્ધાર કરનારાઓ, પોતાને પ્રતિકૂળ હોય તેનો કાટો કાઢી નાખવા માગનારાઓનો, આસ્કૃતિક પ્રતિષ્ઠાનો પર કબજો જમાવી દઈ પ્રચાર-માધ્યમોનો પોતાના લાભમા ને અન્યના ગેરલાભમાં ઉપયોગ કરનારા-ઓનો, વિવિધ સસ્થાઓ પર પકડ જમાવી મુગ્ધ ભોળા ભાવકોનુ બ્રેઈન વોશિંગ કર્યે જનારાઓ—સામે ચેતવવાનુ કામ કરવાના—ચોક્કસ હેતુઓ અને આશયો જે સામયિક ધરાવતુ હોય તેને ઉતારી પાડવાનો ચચરાટ, જે કોઇને આવી પ્રવૃત્તિથી પેઢી દર પેઢી ચાલી આવેલી લાભમૂલક વ્યવસ્થા હાલી ઊઠવાનો ડર લાગે તે સૌ કોઈને થાય જ એ સ્વાભાવિક છે

'કંકાવટી'ના તંત્રીનુ ગઝલ ક્ષેત્રે અલબત્ત પ્રદાન છે જ, એની ગુણવત્તા ઈત્યાદિ અભ્યાસનો વિષય છે, પણ તેની નોંધ વગરનુ લખાણ શા માટે પ્રગટ થાય ? જો એવુ લખાણ લખનાર એક નોંધપાત્ર વિગતનો ખાસ આશયપૂર્વક જ ઉલ્લેખ ન કરવાની ધૃષ્ટતા ચલાવી લઈએ તો જ 'તટસ્થ' કહેવાય ?



# વૃક્ષોની વૃદ્ધિ આપણી સમૃદ્ધિ

ગામેગામે ગ્રામવન ઊભાં કરી તેનું જતન કરીએ



"લોઢું જેમ લોઢાથી જ ઘડાય તેમ
સંસ્કાર સંસ્કારિતાથી જ ઘડાય
સંસ્કારિતાનું પ્રથમ સોપાન છે
વ્યવહારશુદ્ધિ વ્યવહારે અને ચારિત્રે
શુદ્ધ માણસો જ સંસ્કૃતિનાં આભૂષણ છે"

—એચજય

# ઊંડાવટી

ઑગસ્ટ,
૧૯૮૧

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
ડૉ. સુરેશ હ. જોષી
શિરીષ પંચાલ
વિજય શાસ્ત્રી
રતિલાલ 'અનિલ'

વિવેચન
હરિવલ્લભ ભાયાણી
પ્રમોદકુમાર પટેલ

ચિંતન
શિરીષ પંચાલ

પત્રચર્ચા
સુમન શાહ

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૩ : અંક ૨૬૮ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮; આજીવન સભ્યપદ રૂ ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન • શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

## અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ / ડૉ. સુરેશ હ. જોષી

આખરે એક દિવસ બનવાનુ જ હતુ તે બન્યુ અનિરુદ્ધ રુગ્ણ દેહની યત્રણામાથી છૂટીને ગયા અમદાવાદથી જે મિત્ર આવે તેને હુ એમના સમાચાર પૂછતો છેલ્લે ભૂપેન ખખ્ખર એમને મળી આવ્યા, અને જે વર્ણન કર્યું તે સાભળીને મન વિષાદગ્રસ્ત થઈ ગયુ ખરુ કહુ તો મને, એમને એક વાર મળી લેવાની ઇચ્છા હતી તે છતા એમને આ દશામા જોવાની મારી હામ નહોતી જે દશામા અવાજથી એઓ શ્રોતા ઉપર ભૂરકી નાખતા તે અત્યત ક્ષીણ થઈ ચૂક્યો હતો એઓ અકાળે જરાગ્રસ્ત લાગતા હતા પણ એક વાત મને બહુ ઊડેથી સ્પર્શી ગઈ કે દુસ્સાધ્ય વ્યાધિ સામે ઝૂઝીને તેઓ છેલ્લે સુધી એમને પ્રિય કાર્યમા રત રહ્યા લાખ બહાના કાઢીને પ્રમાદને પપાળતા રહે-

નાગ ક્યા અને મરણ નિશ્ચિત છે એમ જાણવા છતાં કાર્યરત રહેનાર અનિરુદ્ધ ક્યાં ! મરણની વિભિષિકા એમને ડરાવી શકી નહી.

લ્યૂકેમયાની શરુઆત થઈ તેનો હુ સાક્ષી છુ દાહોદમાં ભાઈ ચન્દ્રકાન્તે ગિફ્ટની શતાબ્દી નિમિત્તે એક સવિવાદનુ આયોજન કર્યું હતુ એમાં અનિરુદ્ધ સક્રિયપણે ભાગ લેવાને આવેલા ત્યાં જ આ વ્યાધિના પ્રથમ લક્ષણ વર્તાયા ખૂબ તાવ છતાં એમણે બધા વ્યાખ્યાનો સાભળ્યા અને પોતાનુ વક્તવ્ય પણ રજૂ કર્યું અમદાવાદ અમારા મિત્ર ડૉ દામોદર બળગને આ રોગ વિશે શકા ગઈ એટલે મુબઈ નિષ્ણાત પાસે એમને મોકલ્યા, પછી તો નિદાન થઈ ચૂક્યુ ત્યારથી વ્યાધિ સામેનુ યુદ્ધપર્વ શરૂ થયુ અને એમનુ ખરુ હીર બહાર આવ્યુ

મધ્યમ વર્ગના નીચલા થરના ઘરમાં જન્મેલ, બાળપણથી જ દૈવનો પજો વાગેલો. પોલિયોને કારણે એક ખોડ રહી ગયેલી. પિતા સસ્કૃતપ્રેમી. એમણે સુભાષિતો અને સ્તવનોના અનુવાદ કર્યા છે આ સસ્કૃતપ્રેમ અનિરુદ્ધમાં પણ ઊતર્યો પ્રથમ વાર મે એમને મારા વર્ગમાં એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે જોયા સસ્કૃત અલકારશાસ્ત્ર શીખવતા ક્યાક હુ કશુ ક ચૂકી જાઉં તો તેઓ તરત યાદ દેવડાવે પછી એવા શિષ્યો બહુ મળ્યા નથી. વિદ્યાર્થી તરીકેની ઉજ્જવળ કારકિર્દી પૂરી કરીને એમણે વડોદરા છોડ્યુ એ ગાળો મારે ભારે વિક્ષોભકર અને વિટબણાભર્યો હતો, એમાં આ એક તેજસ્વી વિદ્યાર્થીને કારણે મને બહુ ધરપત મળી આજે યાદ કરુ છુ તો લાગે છે કે એ જ તો મારા વડોદરાના વસવાટનો ઉત્તમ ગાળો હતો મિત્ર પ્રબોધ ચોકસીને સાહિત્યનો રગ લાગવા માડેલો વિનોબાજીના જીવનદર્શનથી ગુજરાતને પરિચિત કરવા એમણે ત્યારે 'ક્ષિતિજ'નો આરભ કર્યો એમાં સાહિત્યને પ્રવેશ મળ્યો, એટલે એમને ય સક્રિય થવાની તક મળી એ જ અરસામાં મુબઈ છોડીને મુ ભોગીભાઈ ગાધી

વડોદરે વસવા આવેલા અમદાવાદી પોળમા એમને ત્યા 'સમીક્ષા'ની બેઠકો શરૂ થઈ. હેમિન્ગ્વેને તે અરસામા જ નોબેલ પારિતોષિક મળેલુ, એ નિમિત્તે 'ધ ઓલ્ડ મેન એન્ડ ધ સી' વિશે સારી ચર્ચા થયેલી અનિરુદ્ધ એમા સારી પેઠે સક્રિય રહેતા પછી ભોગીભાઈએ 'માનવ', પછીથી 'વિશ્વમાનવ' શરૂ કર્યું, એમા અનિરુદ્ધ નિયમિત રીતે લખવા માડ્યા ચિત્રકાર અને કવિ ગુલામ મોહમ્મદ શેખ, ચિત્રકાર અને સાહિત્યરસિક ભૂપેન ખખ્ખર, બે ડૉક્ટર મિત્રો મધુકર શાહ અને દામોદર બળગ અને પ્રબોધ ચોકસી હતા અમ મડળી સરસ જામી પ્રબોધભાઈ મોટા ફલક પર કામ કરવા દિલ્હી પહોચ્યા 'ક્ષિતિજ'ની જવાબદારી મોટે ભાગે મારા પર આવી પડી અમે સૌ મિત્રોએ આનદપૂર્વક એ કામ પાર પાડ્યુ એ દિવસોમા જ અનિરુદ્ધે ગુજરાતીમા પ્રથમવાર જાપાની હાઈકુનો પ્રવેશ કરાવ્યો ગેબર્ટ ટોરટની વાર્તાઓના પણ અનુવાદ કર્યા શેખ અને બ્રહ્મભટ્ટની જોડી ત્યારે 'વિશ્વમાનવ'મા સાથે કવિતા લખે બધાનો પાગરવાનો કાળ હતો

પછી ધીમે ધીમે બધાના કાર્યક્ષેત્રો જુદા થતા ગયા મડળી વિખેરાઈ ગઈ પણ સૌહાર્દનો તતુ કદી તૂટ્યો નહી ગુરુભાવે કોઈ શિષ્યને જીવનભર ઋણના બધનથી રાખવો એ અક્ષમ્ય જુલ્મ છે એમ હુ માનુ છુ આથી જસવન્ત શેખડીવાળા હર્ષદ ત્રિવેદી, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, શિરીષ પચાલ, સુમન શાહ—આ સૌ પોતાની રુચિ-શક્તિ પ્રમાણે વિકસતા રહ્યા તેનો મને આનદ થયો. એમ નહીં કે અમારી વચ્ચે મતભેદો નહોતા કોઈની મહત્ત્વાકાક્ષાના ક્ષેત્રને સીમિત કરવાનો અપરાધ પણ મે નથી વહોરી લીધો

અનિરુદ્ધમા આછકલાપણુ નહોતુ

અધ્યાપકને છાજે એવી શાલીનતાથી અને ગૌરવથી એમણે જે કર્યું તે કર્યું એમને ય ઘણા કડવા અનુભવો થયા તેનો હુ સાક્ષી છુ

મોડાસાના પ્રથમ જ્ઞાનસત્રમા એઓ સ્વતેજે ઝળકી ઊઠયા પછી તો ભાગ્યે જ કોઈ એવો સવિનાદ, કોઈ એવી જ્ઞાનચર્ચા હોય, જેમા અનિરુદ્ધ ન હોય સજોગો એવા હતા કે અમે સૌસાથે મળીને એક સગ્થામા કામ નહી કરી શક્યા જો એવો સુભગ યોગ પ્રાપ્ત થયો હોત તો પણ અહી અટકી જવુ સારુ અનિરુદ્ધને ઘણી મહત્ત્વાકાક્ષાઓ હતી એમની રુચિ પ્રમાણે એક સરુ સાહિત્યિક માસિક કાઢવુ, કોન્ટાના કોલમ્બિયા કે ટ્વેન્ટીએથ સેન્ચુરી વ્યૂઝ જેવી, સર્જકો અને ચિંતકોના અનેક પાસાઓને આવરી લેતી અભ્યાસ પુસ્તિકાઓ તે તે વિષયના અભ્યાસીઓના સહકારથી પ્રગટ કરવી, પશ્ચિમની પ્રભાવક વિચારધારાઓનો પરિચય કરવવો આ પૈકીનુ કેટલુક એમના અલ્પ જીવનકાળમા એઓ કરી શકયા તે નાની સૂની વાત નથી

દરેક સર્જકે પોતાના ચાહકવૃદથી બચવાનુ હોય છે. એમના ચાહકો મુબઈ, સૂરત, ભાવનગર વગેરે સ્થળે ઘણા બધા હતા એમણે કેટલીક વાર અનિરુદ્ધના અકાળે અભિષ્ટની લાગણીઓને પોષીને એમને અન્યાય કર્યો છે એવી મારી છાપ છે

આખરે બધુ સમેટાઈ ગયુ છ છ વર્ષ સુધી માથે તોળાઈ રહેલા મરણના પડછાયા નીચે રહીને ય એમણે કેટલુ બધુ કર્યુ ! હવે આપણે સ્મારકની ને એમને નિમિત્તે ફડફાળાની પળોજણમા પડીશુ. પણ એમના જીવનકાળ દરમ્યાન એમની સાહિત્યિક પ્રવૃત્તિઓને ગુજરાતે અપનાવી પોષી હોત તો ? મણિલાલ, પ્રિયકાન્ત, અનિરુદ્ધ–બધા જ અકાળે ગયા અને આપણામાના ઘણા નિષ્ક્રિયતાને રૂપે જીવતે જીવત મરણને પહેલેથી આવકારીને બેઠા છીએ. અનિરુદ્ધને યાદ કરીને આપણે વધુ સૌહાર્દ અને સક્રિય સાહચર્ય કેળવીએ અને ગુજરાતી સાહિત્યને તથા માનવને વધુ ગૌરવવન્તુ બનાવીએ તો ઘણુ □

## અનિરુદ્ધ બ્રહ્મભટ્ટની દુઃખદ વિદાય / શિરીષ પંચાલ

શુક્રવારની રાતે જમીને બહાર આવ્યો અને ત્યા બાણુ સુથાર શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના દુઃખદ અવસાનના સમાચાર લઈને આવ્યા. આઠદસ દિવસ પહેલા જ મુ ભોગીભાઈ ગાધી સાથે તેમની બાબતમા સારી એવી વાતચીત થઇ હતી અનિરુદ્ધભાઇ વડોદરા આવવા માગતા હતા પણ ત્યા જ તેમણે આપણી વચ્ચેથી વિદાય લીધી.

પ્રા. હર્ષદ ત્રિવેદી અને પ્રા જશવત શેખડીવાળા પછી સુરેશ જોષીના બીજા એક તેજસ્વી વિદ્યાર્થી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ વિદ્યાર્થી અવસ્થામા અનેક મુશ્કેલીઓ વેઠીને તેઓ આગળ આવ્યા ને ૧૯–૫૮–૬૦ ના વર્ષો દરમિયાન ગુલામ મોહમ્મદ શેખ સાથે સારી એવી રખડપટ્ટી કરી વિશ્વમાનવ ગોષ્ઠી પરિવારમા જોડયા અને ધીમે ધીમે લખતા થયા જે ક્ષેત્ર શક્તિઓને કુઠિત કરે એ ક્ષેત્રમા તેઓ ઘડીભર પણ ટકી રહેવા માગતા ન હતા, એવી એક નોકરી મળી અને ત્રણચાર કલાકમા જ એ ફગાવી પણ દીધી હતી.

લિખિત શબ્દ કરતા બોલાતા શબ્દમા તેમને વધુ શ્રદ્ધા હતી જેને વાત કહેવાની છે એ પોતાની આખ આગળ હોય, તેની સાથે હદસવાદ થતો હોય ત્યારે થતુ સક્રમણ કઈક ઓર છે એમ તેઓ માનતા, તેમને કુદરતે સારો કઠ અને ઉત્તમ વક્તૃત્વકળા બક્ષ્યા હતા. એ વ્યાખ્યાન આપવાની શરૂઆત કરે ત્યારે ગમે તેવી અરાજકતા

પણ પાચેક વાક્યો ઉચ્ચાર્ય અને અદૃશ્ય થઈ જતી, એકેએક શ્રોતા ઘડીભર તો એ વાણીના પ્રવાહમા મુગ્ધ બનીને વસડાઇ જતો

ગુજરાતી સાહિત્યમા પુનર્મૂલ્યાંકનો થવા જોઈએ એવી ભારપૂર્વકની રજૂઆત સુરેશ જોષી પહેલેથી કરતા આવ્યા હતા–અનિરુદ્ધભાઈએ ગુરુની એ મહેચ્છા સતોષવા માટે કાન્ત, મેઘાણી, રમણભાઇ નીલકઠ વિશે સપાદનો તૈયાર કરાવ્યા આપણા યુગની દાર્શનિક પીડાને સમજાવવાના આશયથી એબ્સર્ડ ઉપર પણ સપાદન કર્યું. ગુજરાતી સાહિત્યમા કેટકેટલુ કરવાનુ બાકી રહી ગયુ છે એ ચિતાએ અને આટઆટલુ તો મારે કરી જ નાખવુ છે એ મહત્ત્વાકાક્ષાએ એમના પ્રયાસોને ધારી સફળતા ન અપાવી એ જુદી વાત છેક છેલ્લે, સાહિત્યના ઈતિહાસની વિભાવનાઓ તપાસીને ગુજરાતી ભાષામા અત્યાર સુધી લખાયેલા સાહિત્યના ઇતિહાસોનુ મૂલ્યાકન કરવા માગતા હતા પણ એમ તેમની નાદુરસ્ત તબિયતને કારણે કરી ન શક્યા

લ્યુકેમિયા જેવા જીવલેણ રોગનુ નામ પડતા પણ ઘણાના હોશકોશ ઊડી જાય, પણ અનિરુદ્ધભાઈએ ગજબની સ્વસ્થતા થોડા જ સમયમા મેળવી લીધી અને પોતાની કલમને થભાવી નહીં, ઊલટું તેમણે આ જ ગાળામા 'નામરૂપ'મા સગ્રહિત થયેલ નિબન્ધો લખ્યા, આ ગાળામાં તેમણે વ્યાખ્યાનો આપવાનુ બધ તો કર્યું જ ન હતુ

તેઓ મને ખૂબ જ ભાવપૂર્વક અને આગ્રહપૂર્વક બાલીમોરા કોલેજમા ગુજરાતીના વ્યાખ્યાતા તરીકે લઈ ગયા બે વર્ષ સુધીની ઘણી બધી સધ્યાઓ અબિકા કાવેરીની, વાઘરેચના પુલની અને ગણદેવી માર્ગની સાક્ષીએ ગુજારી હતી તે વખતે પણ તેઓ ભાવી યોજના-ઓની વાતો કર્યા કરતા હતા તેમની ગગનગામી મહત્ત્વાકાક્ષાઓએ તેમને સ્થિર ચિત્તે સાહિત્યક્ષેત્રે અતર્મુખ થવા ન દીધા એ અમુક અશે સાચુ, આ અને એવી મર્યાદાઓ હોવા છતા ગુજરાત તેમને હમેશા ઉત્તમ વક્તા અને વિચારક તરીકે યાદ રાખશે એ તો નક્કી □

# સ્વ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ / વિજય શાસ્ત્રી

અનિરુદ્ધભાઈનું ન હોવું એ સાવ અણધારી ઘટના નથી ધારેલી ઘટના પણ વાસ્તવિક રીતે બને ત્યારે આઘાત આપ્યા વગર રહેતી નથી અનિરુદ્ધભાઈનું વ્યક્તિત્વ જ કશાક સાથે સતત સંઘર્ષ ચાલવતા રહેતા હોય એવી પ્રતીતિ કરાવનારું આધુનિકતાનો જ્યારે ગુજરાતી વિવેચનમાં કવિતામાં, વાર્તામાં પ્રવેશ થયો ત્યારે તેનો પુરસ્કાર કરનારાઓમાં અનિરુદ્ધનું સ્થાન ઘણું આગળ રહેશે. લખવામાં તેવી જ બોલવામાં સુરેખ, સુગ્રથિત અને કથયિતવ્યના યોગ્ય પાસાને યોગ્ય રીતે જ ઊપસાવી આપનારી અંગ્રેજી અને બંગાળી સાહિત્યના સંસ્કાર આત્મસાત કરેલા તે તેમના સર્જન અને વિવેચનમાંથી દેખાઈ આવે 'ભૂમિકા' શરૂ કર્યું એક આખું વરસ ચલાવ્યું તેમાં ગરિષ્ઠ શરીર સાથેનો તો ખરો જ છે, પણ આર્થિક પાસા સાથેનો સંઘર્ષ પણ વેઠ્યો 'એરિસ્ટોટલ-ના કાવ્યશાસ્ત્રનો શ્રદ્ધેય અને અભ્યાસપૂર્ણ અનુવાદ તેમણે આપ્યો તો 'એબ્સર્ડ' પુસ્તકનું સંપાદન કરી તદ્વિષયક લખાણો તજજ્ઞો પાસે તૈયાર કરાવી પ્રગટ કર્યાં ટૂંકમાં, સાહિત્યના પાસાને તેઓ સ્પર્શ્યા એમાં સંગીન અને નિષ્ઠાપૂર્વકનું કામ કર્યું 'અન્વીક્ષા' અને 'પૂર્વાપર' જેવા વિવેચનસંગ્રહો એમણે આપ્યા 'જયન્ત દલાલની પ્રતિનિધિ વાર્તાઓ'ના સહસંપાદક તરીકે પણ એમની કેટલીક વાર્તાઓની જે મિતાક્ષરી વિવેચના એમણે આપી તેનું લાઘવ પણ વાર્તાને વધુ વિશદ

બનાવનારું નીવડ્યું ઓસામુ દઝાઇની 'Villon's wife'નો 'જિજિવિષા' નામે એમણે અનુવાદ આપ્યો છેલ્લે છેલ્લે વ્યક્તિચિત્રો એટલે કે માનવચિત્રોને આલેખતા 'નામરૂપ'માંના નિબંધો

હજુ તો બધું ચાલતું હતું વયની દૃષ્ટિએ જોઇએ તો બધું મધ્યાહ્નમાં હોય સાહિત્યક્ષેત્રે નાની વયમાં આવું માતબર કામ કરી બતાવનાર અનિરુદ્ધભાઈનું ચાલ્યા જવું અસંગતિ–ઍબ્સર્ડ–નો અનુભવ કરાવે છે 'ઍબ્સર્ડ' પુસ્તકમાં " 'ઍબ્સર્ડ'ની સંવેદના" નામક લેખમાં એમણે જ લખેલું કે 'મરણની શોધમાં ન હોઈએ ને મરણ આપણને ભરખી જાય ' તે ઍબ્સર્ડ આવું કામ કરી જનારની ગરજ સૌ કોઈ સાચા સાહિત્યરસિકને રહેવાની જ એમણે જે કામ કર્યું એ પરત્વે કૃતજ્ઞતા પણ રહેવાની જ ખાસ કરીને જે સ્થિતિમાં રહીને એમણે આ કામ કર્યું તે પરત્વે સંવેદનબધિર બની શકવાની ધૃષ્ટતા તો ન જ થાય એમના પ્રદાન પ્રત્વે કૃતજ્ઞ છીએ એક સમર્થનું આમ ચાલ્યા જવું ખિન્નકર છે 

## સ્વસ્થ વિદાય / રતિલાલ 'અનિલ'

'વિશ્વમાનવ'માં ચાર પાંચ લેખકોએ પ્રત્યેક અંકે લખવા માંડ્યું એમના વંચાતા શબ્દો તાઝગીસભર અને ભેજ અને લીલથી છવાયેલાને સહજ સ્પર્શે એવા નીવડતા હતા નવા ઉપાડની સૂરખી અને તેજ એમાં અનુભવાતાં હતાં આધુનિક પ્રવાહની એ શરુઆતના દિવસોમાં હું તો ગિરનારના જંગલમાં હતો તે, એ નવા પ્રવાહે ચોક્કસ પ્રભાવ અને આકાર સિદ્ધ કર્યો ત્યાં સુધી-પાંચ વર્ષ

સુરેશ જોષીનું કાવ્યાસ્વાદ લલિત લેખન કાકાસાહેબ પછી ગુજરાતી ગદ્યને નવો લલિત પ્રાણ મળ્યાની અનુભૂતિ કરાવતું હતું તો શેખ, અનિરુદ્ધ, ભૂપેન આદિ પણ સરસ અને સતત લખતા હતા—એ મારે માટે એક નવો વાચનયુગ હતો જો કે મારી સામે ત્યારે ગાંધી અને ટાગોર હતા—પણ સાહિત્ય લેખે હું એવા વાચનનો જ -ઢહી શકો તો-રસિક હતો. ફરી ઠેરનો ઠેર ને વેરનો વેર પહોંચ્યો તે અરસામાં અનિરુદ્ધભાઈ પણ બીલીમોરા અધ્યાપન માટે આવી વસ્યા હતા બહુ ઓછા શબ્દોમાં મુદ્દાસર બોલવા લખવાનું પ્રભુત્વ ધ્યાનાકર્ષક હતું અધ્યાપનના એ કાળમાં એ વક્તા અને વિચારક રૂપે સારી પેઠ જાણીતા થયા હતા. કેળવણીના કામ અંગે સૂરત

આવતા ત્યારે મળવાનુ થતુ એમનુ સ્મિત આજે ય, આખ સામે તરે છે અને એમના વિશિષ્ટ કંઠનો રણકો સભળાય છે

'વન મિનિટિ'ના લખાણો લખાયા છે, પણ અનિરુદ્ધભાઇએ 'જન્મભૂમિ' અને ગુ મિત્રમા લખેલ: એવા ટૂંકા બેએક પેરાના લખાણોની તોલે એ આવી શક્યા નથી 'શ્રેયસ્' તરફથી ઘણા સાહિત્ય-કારોના વાર્તાલાપો પ્રવચનો યોજાયા હતા રાત્રે બીલીમોરા જતી ટ્રેન પકડી શકે એવી રીતે એમને પ્રવચન માટે સમજાવી શકયો અને એમણે ત્યારે 'આકારવાદ' ચર્ચાના એરણ પર હોઈ, એ વિશે એક અભ્યાસપૂર્ણ પ્રેરક ('કુમાર' કહે છે તેવા અર્થમા નહીં !) પ્રવચન આપ્યુ

કેટલાક પર પરિતો વક્તાને બરાબર મૂઝવવાની તૈયારી કરીને આવ્યા હોવાનો સાક્ષાત્કાર મને થવા લાગ્યો એમણે તો પ્રવચન પછી સ્વસ્થ-તાથી જવાબો આપવા માડચા, પણ સામે સારી એવી અધીરાઈ અને ઉકળાટ હતા જ અધૂરામા પૂરુ, પ્રમુખશ્રીએ વક્તાના વિચારો અને પ્રતિ-પાદનો અને ચિંત્ય વિધાનોની સમીક્ષા કરવાને બદલે આધુનિકતા પર જ અપાટ ફગોળ્યો ! પ્રમુખ પછી બોલાવાનુ હોય નહી, છતા મંત્રી તરીકે મારે કહેવુ પડયુ કે સુ. જો એ અભૂતપૂર્વ લેખાય એવા કાવ્યોના આસ્વાદ આપ્યા છે તેમા ગાધીયુગના જાણીતા કવિઓની પેઢી આવી જાય છે અને હવે તો એનુ પુસ્તક પણ પ્રગટ થઈ ગયુ છે. સુ જો એ પીએચ. ડી. માટે લખેલો મહાનિબધ શેના પર લખેલો છે ? હુ ઉત્તેજનામા જ બોલ્યો તેમા જાણે સામેથી ઠરાવવામા આવેલા સાક્ષા-ત્કારનો જ પડઘો હતો. મને જયન્તી દલાલનુ વાક્ય સાભરી આવેલુ 'વિદ્વાન થયા એટલે ઓછુ જ વાચે !'

અનિરુદ્ધભાઈએ પૂછેલુ, 'ભગવતીકુમાર શર્મા ન દેખાયા ?'

'કહ્યુ તો હતુ પણ કહે કે મારે ખરીદી કરવા જવાનુ છે !

અને એ મીઠુ હસી પડેલા તે દસ્ય અત્યારે ય આખ સામે તરે છે

અનિરુદ્ધભાઈ અમદાવાદ ગયા અને મને તો લાગ્યુ જ કે અનિરુદ્ધભાઈ દક્ષિણ ગુજરાત માટે ઓઝલ થયા વડોદરાની આ બાજુ એમનો કંઠ તે પછી ક્યારેય સભળાયો નથી

સાહિત્ય પરિષદના સૂરત ખાતેના અધિવેશનમા રાત્રીએ યોજાયેલા સંવિવાદની એમણે કરેલી તેજસ્વી અને પ્રભાવપૂર્ણ શરુઆત અવિ-સ્મરણીય છે! ઘણા પીઢ સાહિત્યકારો બોલ્યા પણ એમના જેવી સચોટતા અને પ્રભાવ, બીજા 'બોલાશ'મા અનન્ય જ અનુભવાયા.

એક કવિમિત્રના અવસાન વખતે લખેલુ—

જગતમા કોઈ પણ બિના જો નિશ્ચિત્ર હોય તો મૃત્યુ,
મગર અફસોસ, સદ્અફસોસ એ નિશ્ચિત બિનાનો
કાળ કઈ નિશ્ચિત નથી હોતો

એટલે આપણા જેવા તો મૃત્યુને વીસરીને જ જાણે જીવીએ છીએ, પણ અનિરુદ્ધભાઈને માટે, દર્દની જાણ થયા પછી મૃત્યુ અને લગભગ કાળ–સમય પણ નિશ્ચિત જેવા હતા પરન્તુ રેડિયોએ અવ-સાનના સમાચાર આપ્યા ત્યારે તરત યાદ આવ્યુ કે પાચેક દિવસ પહેલા જ એક કવિમિત્રને તેમનો કાવ્યસગ્રહ મળ્યાનો પત્ર લખીને 'અત્યારે શરીરે તાવ છે એટલે પહોચ લખુ છુ, પણ નિરાતે લખીશ' જણાવેલુ તે સાભર્યુ ...

આધુનિક પ્રવાહનો પરખંદો આ જીવ 'મુબઈ સમાચાર' અને 'અખડ આનદ'મા કેમ એકધારુ લખે છે એવુ મને આશ્ચર્ય હતુ, પણ સમજાતો હતો સાદગીનો આર્થિક બોજ. અલબત્ત, એમણે પોતાને સ્વીકાર્ય એવુ જ લખ્યુ છે

મરણ નિશ્ચિત છે એની જાણ પછીના છ છ વર્ષ દરમ્યાન એમણે સાહિત્યિક કાર્ય જે સ્વસ્થતાથી, અબોલપણે ચાલુ રાખ્યુ એ મને સૌથી વધુ સ્પર્શ્યુ છે.

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ વ્યક્તિ અને વિવેચક રૂપે સ્મરણીય રહેશે

# વહી જતી પાછળ 'રમ્યઘોષા'માંનાં ભાવિક અલંકારોનાં ઉદાહરણ

—હરિવલ્લભ ભાયાણી

( ૨ )

## ગૃહિણી

કાચની અહીં
ખૂણા મહીં
મૂકી છ મત્સ્યમંજૂષા ૩
ક્ષિતિજમાં ઝૂકી ઉષા.

પ્રકાશનું શિરીષની છબિભર્યું
વિલોલ રૂપ શું ગયું ૬
સુરમ્ય ફર્શની પરે ।
તેજ રંગની દિવાલ કયા સરે .સરે

અંધૂકડે જ વેશ ૯
અરોવરે તરે છ કે' કિશોરી મુગ્ધકેશ

ચોર બે પગો
સરી જતા જ બહાર ૧૨
બહાર ઝૂલતા
શિરીપના જરી જરી શું ખૂનતા
વિલોલ પુષ્પના ૧૫
પૃથુ પ્રદેશમાં પ્રવેશતા.
ક્ષિતિજના ય બંધ બારણા ખૂલી જતા !

ફર્શની પરે અરે ૧૮
ખર્યા ગયેલ કેશની લટો જરીક બાંધની
દેહયષ્ટિ પાતળી ફરે ફરે
આભની નીચે અસંખ્ય માછલી તરે તરે ૨૧

('વહી જતી પાછળ રમ્યઘોષા', પૃ ૨૬–૨૭)

પહેલી આઠ પંક્તિમાં વર્તમાનનો અનુભવ છે ૯થી૧૭ પંક્તિમાં અતીતનો અનુભવ છે ૧૮થી૨૧ પંક્તિમાં અતીતના અનુભવથી અનુપ્રાણિત વર્તમાનનો અનુભવ છે

પહેલી સાત પંક્તિમાં વર્તમાનની પરિસ્થિતિની - શિપકને ગણતરીમાં લેતા, સ્થળ, કાળ અને પાત્રની-વિગતો છે, અને ફર્શ ઉપરની ઉપાની ગુનાબી ઝાય એક આસ્વાદ્ય ઉત્પ્રેક્ષા વડે વર્ણવી છે આઠમી પંક્તિમ ચેતના વર્તમાનમાથી અતીતમાં સઠંનો નિર્દેશ છે

[1] 'શિરીપની છબિ' એવો પ્રયોગ કર્યો છે, પણ 'છવિ' એટલે કે 'શોભા', 'ઝાય' એ શબ્દ અભિપ્રેત લાગે છે

મત્સ્યમ જૂથામા તરતી માછલીઓ અને ફર્શ પરનો ગુલાબી રગ સાહચર્યથી ભૂતકાળની જળમા તરવાની અને ગુલાબી રગની એક ઉત્કટ અનુભૂતિની સ્મૃતિને સજીવન કરે છે 'સ્મૃતિ' (પૃ. ૧૬) મા વર્ષાજળે ભગાયેલુ તુળશીનુ ફૂડુ સ્મૃતિસજીવક તરીકે છે વર્તમાનની કોઈ વસ્તુ ઘટના આદિનુ સવેદન ભૂતકાળના તેવા જ સવેદનનુ સ્મરણ કરાવતુ જયા નિરુપ્યુ હોય ત્યા સ્મરણ અલકાર હોવાનુ આલકારિકો કહે છે બને કાવ્યોમા સ્મરણ અલકાર ભાવિક માટેનો ઉપયોગી બને છે.

અતીતની સ્મૃતિનુ ચિત્ર સરોવરમા મુક્ત કેશે ગોર ગુલાબી ઉઘાડા અગે તરતી કિશોરીનુ છે એ ક્ષણોની અનુભૂતિમા ક્ષિતિજે પણ હડી જતી અને ફરે પેલે પાર પોતે પહોચી જતી હોવાના ભાવનુ સસ્મરણ થાય છે

આ લાગણીઓથી સપૃક્ત મનોદશામા ખમી ગયેલી કેશની લટો જરાક બાધતી ગૃહિણી ફર્શ પર બટાર મારે છે ( આ પ્રસન્નતાનો સકેત છે) ત્યારે પોતાને એ કિશોરી તરીકે અનુભવે છે અને તેને કિશોરજીવનની મુક્તતાની અમખા મધુર સ્મૃતિઓ ચિત્તાકાશમા કે વર્તમાન ચેતનાનુ મનશ્ચનુ અતીત ચેતના સાથેનુ ઐક્ય છેલ્લી બે પક્તિઓ પ્રગટ કરે છે સુશોભન માટેની કાચ મત્સ્યમ જૂથાની માછલી, કિશોરી તરીકેના મુકત જીવનના વિરોધે ગૃહિણી તરીકેના અત્યારના બદ્ધ જીવનુ પ્રતીક છે, કાવ્યમા વર્તમાનમા અતીતના અનુભવના તાદશ ચિત્રનુ અકન હોવાથી ચમત્કૃતિનો આધાર ભાવિક અલકાર છે (અપૂર્ણ)

## જરા મોટેથી / શિરીષ પંચાલ

ગ્રીષ્મના મધ્યાહ્ને નવપલ્લવિત પીપળાના પર્ણો પર ફરકતા
અગણિત સૂર્યોની નીચે બેઠેલા અગ્નિજીને ધૂણી ધખાવીને બેઠેલો જોયો
છે ? એણે ધખાવેલી ધૂણી પાછળ કોઈ પરાત્પર તત્ત્વને પામવાનું નહીં
પણ અન્નબ્રહ્મને પામવાનું પ્રયોજન હોય છે એવું જઠર પેલી ડાગળી
માની કાણી કોઠી જેવું છે, ગમે તેટલા દિવસની કમાણી એમાં ખો
તો ય તે ક્યારેય ભરાતું નથી. એની સામે જોયા કરશો તો શું દેખાશે ?
તમે તો સૂરજ જોઈ શકો છો, જોઈને ક્યારેક હમા ભગાઈ જાઓ
છો–ખોરડી પરના કાટા પર ઝિલાયેલા ઝાકળબિન્દુમાં કે સવારે ઘાસ પર
ઝિલાયેલા ઝાકળબિન્દુમાં પ્રતિબિમ્બિત થતા સૂરજને દેખાડનાર એને
કોઈ ભેટી ગયો નથી–એ તો પોતાની -ળી પરસેવે નિતરતી ચામડી પર
તગતગ થતા સૂરજને પણ જોઈ શકતો નથી એને જોતા જોતા મને
આઇસક્રીમ ખાવાનું મન થાય છે–હું બટર સ્કોચ આઇસક્રીમ ખાઉં
છું, એના સ્વાદને ફરી મમળાવવા માટે હું બીજી વાર ખાઉં છું–પાંચ
મિનિટમાં મેં તો છ સાત રૂપિયા ખરચીને ઠંડક મેળવી–એટલી જ રકમ
માટે આ માણસ સવારથી સાંજ સુધી મહેનત કર્યે જ જાય છે હું ત્યાર
છું–ધારો કે મેં આઠ રૂપિયા એને આપી દીધા હોત અને આઇસક્રીમ
વિના ચલાવી લીધું હોત તો પણ એ ગ્રામીણની સમસ્યાનો કોઈ ઉકેલ
હું આણી ન શકત દેશના મોટા મોટા ધનપતિઓની બધી પૂંજી
આ ૬૫ કરોડને વહેંચી આપીએ તો ય દરેકને ભાગે આની આવીને કેટલા

આવને ? સમાજવાદની બધી વાતો પછી પોકળ લાગે છે સામ્યવાદી દેશોમાં ય સમાજવાદ કેટલો આવી શક્યો ? ત્યાંય એક વર્ગનું શોષણ બીજા વર્ગ દ્વારા નથી થતું એમ કોણ છાતી ઠોકીને કહી શકે ખરું ? આ વાસ્તવિકતા છે અને તમારે કોઇ પણ રીતે જિરવવાની છે માણસની ભૂમિ આપણે પૂરેપૂરી જોવાની છે—નગરના ગારીબારણાને ખમની ટદીઓ વડે બંધ કરી દઈને, એરકંડાની મીઠી ભીની ગંધમાં આંખો મીંચી દઈને કે નાખરા કરતી, બ્યૂટી પાર્લરમાં જતી કે તેમાંથી નીકળતી છોકરીના સમણાં જોઇને એ વાસ્તવિકતાને વિસારે પાડી શકાતી નથી

પુરાણકથામાં હાથી અને કાચબાને ઉપાડી જતા એક વિશાળકાય ભારંડ પક્ષીની વાત આવે છે ક્યારેક થાય છે કે આપણે બધા આવા જ એક વિરાટકાય પક્ષીની પાંખો હેઠળ શ્વાસ લઈ રહ્યા છીએ આ તોળાયેલી પાંખ આપણને ગૂંગળાવે છે અને એ પાંખ ધીરે ધીરે નીચે આવી રહે છે, ક્યારેક એ પાંખ સુપરસોનિક જેટના ત્રિકોણમાં ફેરવાય છે તો ક્યારેક એ મહાનગર પર ઝળુંબતા ધુમાડાના આવરણમાં, પાર-નેરાનો સરસ ડુંગર, ગાઢ વનરાજિ અને એ બધું પાર કરીને આવો ત્યાં રંગ રસાયણનું વિરાટ કારખાનું જોઈને એમ લાગે કે શસ્ય શ્યામલા ધરતી પર આ વિરાટ પક્ષીની હગાર છંટાઈ ગઇ છે—એના ઉચ્છ્વાસથી તપ્ત વાતાવરણ છે—આધુનિક સંસ્કૃતિ પોતાના કદરૂપાપણાને ઢાંકવાનો આ રીતે પ્રયત્નો કરતી આવી છે આ પણ આપણી વાસ્તવિકતા થઇ એના બધા રૂપોને ઓળખવા પડે, એની સામે રહીને એની અંદર રહીને કામ કરવું પડે. ઘણી વખત આપણી સ્થિતિ પેલા અઘાસુરના જઠરમાં ભરાઈ ગયેલા ગોપબાલો જેવી છે. અઘાસુરના ખુલ્લા મોંને ગુફા માનીને ભરાઈ ગયેલા ગોપબાલો પછીથી અકળાય છે કૃષ્ણ પોતાની માયા વડે એ આવરણ ચીરી નાખે છે આપણી પાસે એવો કોઈ કૃષ્ણ નથી અહીં કોઈ વિરાટ બનવા તૈયાર નથી. બધા અમીબા બનવાની દિશામાં છે એમાં અગ્રણી થવા પડાપડી થાય છે—અમીબા બન્યા પછી બીજાઓની

આંખો પર માઈક્રોસ્કોપિક લેન્સ લગાડી દેવાની યોજનાઓ વિચારવામા આવે છે

જે વાસ્તવિકતા છે તેને નાહક મીંડાવવાના મિજાજમા આપણે ભારતવાસીઓ જ આગળ છે એવુ નથી વિશ્વ સમસ્તની પ્રજા ક્યારેક ભાગી છૂટવા માગે છે ક્રિસ્ટીન રોથ એક લેખમા શિકાગો શહેરમા બની ગયેલી એક ઘટના વિશે વાત કરે છે એક વખત સોળ સત્તર વર્ષની બે બહેનો ઘેર પાછી ન ફરી–બધે તપાસ થઈ–બે દિવસ ત્રણ દિવસ આખા શહેરને ફેંદી નાખવામા આવ્યુ તો પણ પત્તો ન પડયો આમ દિવસ પછી દિવસ એમ દિવસોના દિવસો વીતી ગયા બરફ પીગળવાની શરૂઆત થઈ–એક દિવસ શિકાગોના એક સુરક્ષિત વન વિસ્તારમાંથી આ બે બહેનોના શબ મળ્યા કારણ કે એના મરણના કારણની ખબર ન પડી શકી પછી તો છાપાવાળાઓએ પોતાની કામગીરી આરંભી દીધી માએ પોતાની છોકરીઓ કેવી ચાલાક આસ્તિક, મહેનતુ હતી તેની વાતો કરવા માંડી ટી વી ઉપર શિક્ષિકાઓની, સહાધ્યાયીઓની મુલાકાતો આવી છેવટે પરિસ્થિતિએ એક નવો વળાંક લીધો બેની નામના એક રખડેલ યુવાને એ બંને છોકરીઓના ખૂનની કબૂલાત કરી તેણે અને તેના એક મિત્રે એ બંને છોકરીઓને સસ્તી હોટલોમા દિવસોના દિવસો સુધી રાખી હતી બેનીની આ કબૂલાત પેલી માએ ન સ્વીકારી–જે દિવસે તેમનુ અપહરણ થયુ તે જ દિવસે તેમના ખૂન થયા હોવા જોઈએ એમ તે મનાવવા લાગી આ સનસનાટીની વિગતો જાણવા શિકાગોવાસીઓ દરરોજના ચાર ચાર પેપર ખરીદતા થયા બેનીએ પોતાની રખડપટ્ટીની સિલસિલાબંધ વિગતો પોલિસને આપી શિક્ષિકા તરીકે કામ કરતી બે બહેનની મુલાકાતો લેવાઈ, છેવટે એક નવો કબૂલ્યુ માનવસહજ નબળાઈઓ એ છોકરીઓમા પણ હતી એક ભલા માણસે ખૂનીની માને શોધી કાઢી અને તેની સાથે મરનારની માની મુલાકાત ગોઠવી તસવીર લેવાઈ બેનીની માએ ડૂસકાં ભરતી માફી માગી–

'મારો દીકરો ખૂન કરે એ વાત માની જ નથી શકતી' થો ! દિવસો પછી એની જામીન પર છૂટ્યો આસપાસ વકીલો, ડેડિલેકમા બેસીને હોટલમા ગયો અને ત્યા પત્રકાર પરિષદ ભરી પોલિસના જોરજુલમનો હુ ભોગ બન્યો છુ મે ખૂન કર્યુ જ નથી હુ તો મુક્તિફોજમા સુથારીકામ કરીશ અઠવાડિયાના બે હજાર ડોલર આપીને શિકાગો સ્પોર્ટસવાળા તેની પાસે સગીતનો કાર્યક્રમ અપાવડાવે છે જે બે છોકરાઓ મરી ગઈ, તેમના ખૂનીના સંગીતને શિકાગો-વાસીઓ લહેરથી માણે છે બીજુ છાપુ એક સ્પર્ધા રાખે છે–'આ બે છોકરીઓના મરણ કેવી રીતે થયા હશે?' શ્રેષ્ઠ ઉત્તર આપનારને ઈનામ (ત્રણ જજ નક્કી કરવામા આવ્યા) પછી તો નાણા વહેવા માડયા આખા રાજ્યમાથી છોકરીઓની માને ભેટ-દાન મળવા માડયા હજારો ડોલર ભેગા થયા છાપાવાળા વિગતો આપતા જાય–દસ હજાર–બાર હજાર–પચીસ હજાર માએ ઘરની સજાવટ કરવા માડી એક અજાણ્યાએ આવીને નવેસરથી રસોડુ સજાવી આપ્યુ એ જ ગાળામા ફ્લોરિડાની પોલિસ આવીને બેનીને બાર વર્ષની છોકરી પર બળાત્કાર કરવાના આરોપસર લઈ ગઈ

ફિલીપ રોથ આ અહેવાલ આપીને પૂછે છે, આમાથી શો બોધ તારવવો? માનવસમ્બન્ધોમા આ પ્રકારની પરિસ્થિતિઓનો અર્થ કયો? આવી વાસ્તવિકતાઓ આખ સામે હોય તો એને ઓળખવાની કોઇ જવાબદારી આપણી ખરી? અમેરીકન પ્રજા પાસે નાણા છે અટલે તે આવી રીતે ઉદાર બને છે પણ આ સાચા અર્થમા ઉદારતા કહેવાય? એ એક પ્રકારનો પલાયનવાદ નથી? પલાયનવાદની બાબતમા તો ભારતવાસીઓ અને બીજી બધી પ્રજાઓ વચ્ચે સગપણ છે આપણે કેટકેટલી રીતે પલાયન થતા હોઈએ છીએ. 'ચિત્ત તુ શીદને ચિતા ધરે–' એ વલણ અભણથી માડીને બુદ્ધિજીવીએ નથી કેળવ્યુ વારુ? ઘણી વખત દેશની પરિસ્થિતિ માટે બુદ્ધિજીવીઓને દોષ નથી આપવામા આવતો? ગામમા ચોરા હોય,

ચાદની પ્રવૃત્તિ છે અને ભાષામા એ પ્રવૃત્તિ ચાલે છે ભાષામા અને ભાષારૂપે વિવેચનની પ્રક્રિયા ચાલે છે, તેથી જ તો એક અલગ વિદ્યાવિષય લેખે એને આગવા પ્રશ્નો અને પદ્ધતિઓનો વિચાર કરવાનુ અનિવાર્ય બની ગયુ છે એટલે, કૃતિ કર્તા કે સાહિત્યપ્રકાર જેવા કોઈ પણ મુદ્દા પરત્વે જે કઈ ભાષામા કહેવાયુ હોય તે જ અહીં લક્ષમા લઈશુ કૃતિ વિશેનો પ્રતિભાવ જ્યા સુધી ભાવકમા અવ્યક્ત રહે, ભાષાના વિધાનો રૂપે વ્યક્ત ન થાય ત્યા સુધી એ એક અગત બાબત રહે છે, એવો પ્રતિભાવ પૂરો સાચો હોય કે ન પણ હોય, એની પાછળ નક્કર તાર્કિક ભૂમિકા હોય અથવા ન પણ હોય, ગમે તે હો, આવા પ્રતિભાવને સક્રમણક્ષમ વાણીરૂપ મળ્યુ નથી એટલે વિવેચનના ક્ષેત્રમા એને સ્થાન ન હોય અલબત્ત, વ્યક્તિગત રીતે એને રસાનુભવ થયો હોય તેનુ પોતીકુ મૂલ્ય રહેલુ છે પણ ભાવકના ચિત્તમા ચાલતી આસ્વાદની પ્રક્રિયા—અને આ પ્રક્રિયાનુ વિશુદ્ધ રૂપ જ અહીં અભિપ્રેત છે—એ પોતે વિવેચન નથી કવિતા વાચતા, વિશેષત નવલિકા અને નવલકથા માણતા, ભાવક અનેક બિદુએ કૃતિ વિશેનો પ્રતિભાવ ઉચ્ચારતો રહેતો હોય છે પણ આસ્વાદની પ્રક્રિયાની સાથોસાથ કે સમાતરે ચાલતી આ પ્રવૃત્તિમા વિવેચનના 'અકુરો' મળી આવે, પણ એ ય સુવિકસિત પ્રવૃત્તિ નથી જ

વિવેચનના પ્રશ્ને સુદરમે એક સ્થાને એમ કહ્યુ છે કે કોઈ સાહિત્યકૃતિ વાચતા ભાવક બગાસુ ખાય, તો એ પણ એક પ્રકારનુ વિવેચન જ કહેવાય, સુદરમને અહીં એમ અભિપ્રેત છે કે બગાસુ ખાવાની ક્રિયામા કૃતિની નીરસતા સૂચવાઈ જાય છે (જો કે ભાવકને પક્ષે અન્યથા શારીરિક પરિશ્રમ પણ બગાસાનુ કારણ હોઈ શકે છે) પણ પ્રસ્તુત મુદ્દો એ છે કે, આ પ્રકારની શારીરિક ચેષ્ટા તે 'વિવેચન'ની પ્રવૃત્તિ નથી વળી એમ બને કે અત્યત રસિક કૃતિ વાચતા ભાવક ભાવવિભોર બનીને 'Fine'! 'Wonderful!'

જેવા આનંદના ઉદ્‌ગારો કાઢે તો તે પણ વિવેચનની સામગ્રી તો નથી એમા વિવેચન માટેના સૂક્ષ્મ બીજ જોઈ શકાય કે વિવેચન માટે આવશ્યક સયોગો એમા જોઈ શકાય પણ કૃતિ વિશે સભાનપણે અને ચોક્કસ ઉદ્દેશને અનુરૂપ ચિતનમનન કરવાનો આયાસ એમા થયો નથી વિવેચન એ કઈ કેવળ સહજ ઉદ્‌ગારરૂપ પ્રવૃત્તિ નથી, ગભીર વૃત્તિથી ઉત્તરદાયિત્વની સભાનતાથી, વારવાર પ્રયોજનને અનુરૂપ એવી શૈલી અભિગમ કે પદ્ધતિની સમજથી પ્રેરાયેલી એ વિદ્યાકીય પ્રવૃત્તિ છે.

રસાનુભૂતિ અલબત્ત, વિવેચનની એક અત્યત મહત્ત્વની પૂર્વશરત છે રસની સતૃપ્તિ કે પરમ આહ્‌લાદ કે વિશિષ્ટ સૌન્દર્યબોધની પ્રેરણા વિવેચન માટેનુ ઉદ્‌ભવકારણ બને–અને કૃતિની સતર્પક સમૃદ્ધિ જ્યા પ્રેરક બને છે ત્યા વિવેચક વધુ માર્મિક બની આવવા સભવ છે–પણ રસાનુભૂતિ સ્વય વિવેચનની પ્રવૃતિ નથી. (આજે આપણે ત્યા કવિતાના રસલક્ષી વિવરણો માટે 'આસ્વાદ' શબ્દ પ્રચલિત બન્યો છે પણ ભાવકનો આસ્વાદ જે કેવળ રસાનુભવની પ્રક્રિયા છે, તેથી આ રસલક્ષી વિવેચનનુ સ્વરૂપ અને કોટિ નિરાળા જ છે ) રસાનુભવમા લીન બનેલા ભાવકની ચેતના કૃતિના વિભાવાદિને આધીન બને છે, એ વિભાવાદિને અનુરૂપ એ ચેતના વિકસતી અને વિસ્તરતી રહે છે પણ રસબોધની પ્રક્રિયામા–વિશુદ્ધતમ ક્ષણોમા–ભાવકનો પ્રમાતા બૌદ્ધિક પ્રશ્નો કરતો નથી અગાઉ નિર્દેશ કર્યો છે તેમ, કથાસાહિત્ય વાચતા કે નાટક જોતા ભાવકને વચ્ચે વચ્ચે ટીકાટિપ્પણી કરવાની પ્રબળ ઈચ્છા થઈ આવે પણ આ પ્રવૃત્તિને રસકીય ચેતનાના ક્ષેત્ર બહારની ગણવી જોઈએ રસાનુભવની ચૈતસિક પ્રક્રિયા પોતે કઈ બૌદ્ધિક ખોજની પ્રક્રિયા નથી રસાનુભવમા જે અત્યત સૂક્ષ્મ ચૈતસિક પ્રક્રિયા ચાલે ચાલે છે, તે બૌદ્ધિક વ્યાપારોથી પર એવી ઘટના છે

'વિવેચન' નામની પ્રવૃતિ રસાનુભૂતિ સાથે જીવત અનુસધાન ધરાવતી છતા ભિન્ન સ્વરૂપની પ્રવૃત્તિ છે. એમા વિવિધ પ્રયોજન અનુગ-

પણ કે એક સાથે કામ કરી રહ્યાં હોય છે કૃતિનું જે કોઈ ગૂઢ હાર્દ પ્રતીતિમાં આવ્યું હોય તેનો ભાવકને પરિચય કરાવવો, કૃતિના એ ગહન રહસ્યની નિષ્પત્તિમાં કયા કયા ઘટકો કેવી રીતે સમર્પક બન્યાં છે તે બતાવવું, કૃતિના અનેકવિધ તત્ત્વોમાંથી સુરેખ આકૃતિની ખોજ કરી આપવી, કૃતિમાં જે થયેલા ભાવ અર્થ કે વિચારનું મૂલ્ય બતાવવું કે તેની સમીક્ષા કરવી સમગ્રતયા કૃતિનું મહત્ત્વ નિર્ણિત કરવું, અને સાહિત્યની પરંપરામાં તેનું સ્થાન બતાવવું આવાં અનેકવિધ પ્રયોજનો વિવેચનમાં સક્રિય બનેલાં બતાવી શકાય

મહત્ત્વનો મુદ્દો એ છે કે વિવેચન જો સાહિત્યની કૃતિ વિશેનો વિચારવિમર્શ છે, તો એમાં ભાવકની–વિવેચકની બૌદ્ધિક પ્રવૃત્તિઓને અત્યંત મહત્ત્વનું સ્થાન છે અત્યારના સૌંદર્યમીમાંસકો વિવેચનને સાહિત્યવિષયક જ્ઞાનોપલબ્ધિની પ્રવૃત્તિ લેખે સ્વીકારે છે વિવેચનાત્મક લખાણ એ કૃતિનો કેવળ 'અનુ-વાદ' નથી પણ પ્રસ્તુત કૃતિ વિશેનું એક વિશેષરૂપનું વિમર્શન છે વિવેચનમાં મૂળ કૃતિના સૌંદર્યબોધનું સ્મૃતિ રૂપે આકલન અનિવાર્ય ખરું, પણ આકલનમાં વિવેચનપ્રવૃત્તિ આરંભાઈ જતી નથી કૃતિના ગહન 'અર્થ'ની ખોજ કરતાં કરતાં, એ 'અર્થ'માં સમર્પક બનતાં ઘટક તત્ત્વોની અલગ અલગ સમર્પકતા વિચારતાં, તેમજ સમગ્રતયા એ સર્વનું સામુદાયિક કાર્ય ધ્યાનમાં લેતાં, સમગ્ર રચનાની મૂલ્યવત્તાનો અંદાજ બાંધવાની પ્રવૃત્તિ પણ એની સાથે અપેક્ષિત છે બલકે, રસાનુભવની સંતર્પકતામાં જ કૃતિની ગુણસમૃદ્ધિ, એનું સામર્થ્ય, કે પ્રભાવકતાનો અણસાર મળી જતો હોય છે

વિવેચન કૃતિના રસાનુભવને અનુલક્ષતું છતાં એના રસકીય ક્ષેત્રની બહાર આવી એનું વિમર્શન કરે છે સાહિત્યકૃતિનો રહસ્યસભર અનુભવ સ્વયં હવે વિવેચનનો વિષય બની રહે છે અનુભવની ક્ષણોમાં જે કેવળ ચૈતસિક વેદના રૂપે હતું તેને વિશે હવે વિચારવિમર્શ આરંભાય છે, અને એના કૃતિવિવેચનના

પ્રાચીન અર્વાચીન અનેક વિભાવોનો ઉપયોગ થવા લાગે છે કૃતિમા જે કઈ ગહન 'અર્થ' રહ્યો હોય, તેને માટે સર્જકની ભાષાકીય અભિવ્યક્તિ સિવાય બીજા કોઈ ભાષાકીય સદર્ભો પર્યાપ્ત ન નીવડે વિવેચનનો હેતુ જો માત્ર સર્જકના રહસ્યબોધને અખિલાઈમા કરાવી ઝીલવાનો હોય તો તો કૃતિનુ મૂળનુ સવિધાન જ જોઈએ. પણ વિવેચનનો હેતુ (કે હેતુઓ) એથી કઈક ભિન્ન છે જે કઈ રહસ્ય-મય છે, વ્યજનારૂપ છે, તેને વિવેચન હવે સ્પષ્ટ રૂપમા ઓળખવા ચાહે છે અને કૃતિના રસાનુભવમા પ્રતીત થતુ સંવેદન હવે ચોક્કસ સજ્ઞાથી ઓળખાવવાનો પ્રયત્ન થાય છે. બલકે, એ સવેદન પરત્વે વિવેચકનો પોતાનો જે આગવો પ્રતિભાવ જાગ્યો હોય, તેનુ વિશ્લેષણ અને વિવરણ પણ તે આરભે છે અને કૃતિ વિશે વાત કરતા સભાનપણે કે અભાનપણે તેના મૂલ્યાકનનો નિર્દેશ પણ એમા આવી જાય એમ બને

કૃતિઓ વિશેના અત્યત નોધપાત્ર ગણાતા વિવેચનોની ભાષાનુ અવલોકન કરતા જણાશે છે કે એમા જુદા જુદા સ્તરની જુદા જુદા પોતની અનેકવિધ 'ભાષા'નો વિનિયોગ થવા પામ્યો હોય છે એમા એક છેડે કૃતિના મૂળ સજીવ અનુભવની નિકટ રહીને ભાવક પોતાના આહ્લાદને વ્યક્ત કરવા પ્રવૃત્ત થય, તો બીજે છેડે કૃતિના 'અર્થ' વિશે જીવનના વ્યપક સદર્ભમા બૌદ્ધિક તપાસ કરવા પ્રવૃત્ત થાય એમ પણ જોવા મળે રહસ્યસભર અનુભવ, અન્તર્ગત, કૃતિના રૂપમા પરિબદ્ધ છે એટલે એ રૂપનિર્માણની પ્રક્રિયા અને તેના પ્રશ્નોનો વિચાર કરવા પણ પ્રેરાય એમા યથાવકાશ કળાના તાત્ત્વિક મુદ્દાની ઝેરતપાસ પણ કરી લેવાતી હોય એ જ રીતે કૃતિનો સાહિત્યપ્રકાર, પરપરા, કર્તાનુ મનોગત, યુગની સાસ્કૃતિક આબોહવા આદિ પ્રશ્નો ય સ્પર્શતા હોય શેઈક્સ્પિયરની કૃતિ 'હેમ્લેટ' વિશે પશ્ચિમના વિદ્વાનોએ અસખ્ય વિવેચનો લખ્યા છે તેનો સમગ્રતયા ખ્યાલ કરીએ તો પણ કૃતિવિવેચનના વ્યાપમા સ્પર્શાતા અપારવિધ

મુદ્દાઓનો કંઈક ખ્યાલ આવે 'હેમ્લેટ'ના કરુણ રહસ્ય નિમિત્તે હેમ્લેટના વર્તનનો પ્રશ્ન, 'હેમ્લેટ'ની ક્રિયા અને વસ્તુગૂંથણીનો પ્રશ્ન, 'હેમ્લેટ'ની પાત્રસૃષ્ટિ, 'હેમ્લેટ'ના મૂળ સ્રોતો અને શેઈક્સ્પિયરે તેમાં કરેલા ફેરફારોનું ઔચિત્ય, 'હેમ્લેટ'ની વાચનાની શુદ્ધિ શેઈક્સ્પિયરના યુગની રંગભૂમિ, અને તેની પ્રણાલિકાઓ, શેઈક્સ્પિયરના યુગની રાજકીય સામાજિક પરિસ્થિતિ, હેમ્લેટ'ની ભાષા, કલ્પન શ્રેણીઓ અને પ્રતીકો, ટ્રૅજેડીનો સ્વરૂપવિચાર, ઇડિપસ ગ્રંથિ અને હેમ્લેટ અને શેઈક્સ્પિયર, શેઈક્સ્પિયરની સમગ્ર નાટ્યપ્રવૃત્તિ અને તેનો ક્રમિક વિકાસ, વગેરે– આમ આ નાટકના વિવેચનો કૃતિના આંતરિક તેમજ બાહ્ય એવા અસંખ્ય પાસાઓને સ્પર્શે છે (આપણા વિવેચનસાહિત્યમાં અત્યંત સીમિત રીતે પણ 'સરસ્વતીચંદ્ર' રાઈનો પર્વત' 'વસંતવિજય' કે 'જયાજયંત' જેવી કૃતિઓના વિવેચનો કયા કયા મુદ્દાઓને છેડે છે તેનો ય વિચાર કરી શકાય )

પ્રસ્તુત મુદ્દો એ છે કે સુવિકસિત વિવેચન કૃતિના રહસ્યબોધને સ્પષ્ટ કરવાના પ્રયત્નમાં વારંવાર આવી બૌદ્ધિક તપાસ કરવાનો આગ્રહ પણ રાખે છે અને તેમાં અનિવાર્યપણે બૌદ્ધિક પ્રતિપાદનની પ્રવૃત્તિ મહત્ત્વનું સ્થાન લે છે અલબત્ત, હમણાં હમણાં કવિતા વાર્તા આદિના રસલક્ષી વિવેચનની જે પ્રવૃત્તિ આરંભાઈ છે તેમાં કૃતિના રસકીય તત્ત્વોની ઓળખ કરાવવાનો ઉદ્દેશ જ મુખ્ય હોય એમ લાગશે એ રીતે બૌદ્ધિક તપાસને એમાં ખાસ અવકાશ નથી હોતો પણ આ સર્જકી વિવેચનમાં પણ વારંવાર અત્યંત વિદગ્ધ વિભાવનાઓનો વિનિયોગ થયો હોય છે આવી વિભાવનાઓ પોતે જ કૃતિવિવેચનના ઓજારણો બની રહેતી હોય છે. અને એવી વિભાવનાઓ પાછળ બૌદ્ધિક અંતર્દૃષ્ટિઓ પડી હોય છે વિવેચનની પ્રવૃત્તિનો વિકાસ અને વિસ્તાર એ રીતે બૌદ્ધિક વિશ્લેષણ અને વિવરણ સાથે સંકળાયેલો છે આ આખી પ્રવૃત્તિ ભાષામાં ચાલે છે એટલે વિવેચન જે કંઈ કાર્ય કરે છે,

(અથવા નથી કરતું) જે રીતે સાર્થક બને છે, (અથવા નથી બનતું) તેને લગતા જે કોઈ તાત્ત્વિક પ્રશ્નો ઊભા થાય છે તેને એક છેડે વિવેચનની ભાષા સ્વયં પ્રશ્નો બનીને ઊભી હોય છે

વિવેચન આજે એક આત્મસમાન પ્રવૃત્તિ તરીકે ઝડપથી વિસ્તરી રહ્યું છે પોતાના ખરા સ્વરૂપ વિશે પોતાના કાર્યો વિશે, તેમજ પોતાના અભિગમો અને પદ્ધતિઓ વિશે સભાનપણે તે ચિંતવન કરી રહ્યું છે એમાંથી 'વિવેચનની તત્ત્વમીમાંસા' (Philosophy of Criticism) નામે એક શાખા આરંભાઈ છે. કૃતિવિવેચનમાં પ્રયોજાતા સંપ્રત્યયોની વ્યાખ્યા કરવી વિવેચનના કાર્યોની ઓળખ કરવી, વિવેચનની પ્રવૃત્તિનું તાત્ત્વિક સ્વરૂપ સ્પષ્ટ કરવું, વિવેચનમાં પ્રયોજાતી રહેલી વિવિધ પદ્ધતિઓની સિદ્ધિમર્યાદાઓ તપાસવી, વિવેચકોના નિર્ણયો પાછળ રહેલા ગૃહીતોની તપાસ કરવી, કૃતિ વિશેના મતભેદો કોઈ અહમ્ વસ્તુ છે કે કેમ, અને કૃતિના રમણીયતાબોધ વિશે તાર્કિક ચર્ચાવિચારણાને અવકાશ છે કેમ, આવા આવા મૂળભૂત પ્રશ્નોની છણાવટ કરવાના પ્રયત્નો એ શાખામાં આરંભાયા છે

વિવેચન—એ 'કલાસંખી' છે—એ 'શાસ્ત્રસંખી' છે એ પ્રકારની ઓળખ આપવાથી આ પ્રવૃત્તિના સ્વરૂપ વિષયક જે તાત્ત્વિક પ્રશ્નો છે તેની અવગણના થાય છે આપણે ત્યાં ઠીક ઠીક સમય સુધી વિવેચન એ કળા છે કે શાસ્ત્ર એવો એક પ્રશ્ન ચર્ચાતો રહેલો ઘણું ખરું એ ચર્ચા સ્પેક્યુલેટિવ પ્રકારની હતી સાહિત્ય જગતમાં કૃતિવિવેચનના નીવડી આવેલા નમૂનાઓ લઈ તેની સંગીન ભૂમિકાઓથી તેના સ્વરૂપ અને કાર્યની ઊંડી તપાસ એમાં ખાસ થઈ નહોતી

વિવેચનનું તાત્ત્વિક સ્વરૂપ, અલબત્ત, કૂટ પ્રશ્નો ઊભા કરે છે એમાં કૃતિના રમણીયબોધનું જીવંત અનુસંધાન સતત અનિવાર્ય છે વિવેચનની એ મૂળભૂત શરત છે કૃતિમાં રૂપબદ્ધ થયેલું સંવેદન જ તેના વિવેચનનું પ્રેરક અને નિયામક તત્ત્વ છે અને છતાં, વિવેચનનો

વ્યાપાર એ રૂપનિર્માણનો વ્યાપાર નથી કૃતિના રમણીય તત્ત્વોની ઓળખ કરાવવાનો જ જ્યા ઉપક્રમ હોય ત્યા પણ વિવેચક રમણીયતાનુ નિર્માણ કરનારા ઘટકતત્ત્વો અને તેના સયોજનનો તે ખ્યાલ મુખ્યત્વે કરે વિવેચન વારવાર કૃતિના રહસ્યમા સમર્પક બનતા ઘટકોને અલગ પાડી તેના સર્જનાત્મક વિનિયોગની વાત કરે છે એમા વત્તેઓછે અંશે બૌદ્ધિક વિશ્લેષણની પ્રવૃત્તિ સકળાઈ જાય છે કાવ્યના વિવેચનમા કવિકર્મના પ્રશ્નો કેન્દ્રમા આવ્યા તે પછી શબ્દ અર્થ લય કલ્પન પ્રતીક અને રૂપનિર્ધારણની ચર્ચા વધુ પ્રસ્તુત બની છે એ રીતે કથાસાહિત્યમાથી પાત્રનિર્માણ વસ્તુસંકલન શૈલી અને લેખકની જીવનદૃષ્ટિ જેવા પાસાઓ વડે કૃતિના 'અર્થ'ની તપાસ કરવામા આવી હોય અથવા એ પાસુ પોતે જ આગવુ મહત્ત્વ ધારીને ચર્ચાતુ રહ્યુ હોય એમ જોવા મળશે પ્રસ્તુત મુદ્દો એ છે કે કૃતિના ગૂઢ 'અર્થ'ને પામવાની પ્રવૃત્તિના વારવાર બૌદ્ધિક વિશ્લેષણનુ અનુસંધાન થાય જ છે વિવેચનપ્રવૃત્તિની ગતિ જ એ રીતે તાર્કિક તંત્ર રચવા તરફની હોય દેખાય છે વિવેચનનો વિષય બનતો સૌંદર્યાનુભવ પોતે તો એક સંકુલ મનો-વ્યાપાર છે સૌંદર્યબોધની ક્ષણોમા કૃતિના બધા જ સૂક્ષ્મ અર્થો કઈ સભાનતાના સ્તરે પ્રગટ થયા હોતા નથી અનેક સંકુલ સંવેદનો અને અર્થો સંદિગ્ધપણે જ સ્પર્શી ગયા હોય છે અને, એથી ય વિશેષ કૃતિના ભાવનને પરિણામે સમગ્ર અર્થનુ ઉદ્ઘાટન થાય તેના પ્રકાશમા જ કૃતિના સૂક્ષ્મ તત્ત્વોની સમર્પકતા સમજી શકાય આ રીતે એક અર્ધપ્રચ્છન્ન અનુભવને યથાર્થ રૂપમા પામવા અને સમજવામા ભાવક પાસે સહૃદયતા ઉપરાંત બૌદ્ધિક ઓજાર પણ જોઈએ એ ઓજારો જેટલા તીક્ષ્ણ ભેદક અને સુરેખ તેમ સૌંદર્યાનુભવની ઓળખ વધુ પ્રમાણભૂત નીવડી આવવા સંભવ છે અલબત્ત, વિવેચનકર્મની ગતિ અમુક બિંદુએ થંભી જતી લાગશે કૃતિનુ જીવંત ધબકતુ રહસ્ય પૂરેપૂરુ તેની પકડમા આવી શકતુ નથી વિવેચનકર્મની એ સ્પષ્ટ મર્યાદા છે એમ સ્વીકારવુ જોઈએ જો કે કૃતિ વિશેના

દરેક સમર્થ વિવેચનમાં અપ્રકાશિત રહસ્યના કોઈક નવા પાસાની ઝાંખી થાય એ રીતે પ્રસ્તુત કૃતિ વિશે લખાતાં જતાં વિવેચનો ઘણાં દૃષ્ટાંતો । મ કુન 'અર્થ'ને પ્રકાશિત કરવામાં ઉપકારક બનતાં હોય છે અહીં પ્રસ્તુત મુદ્દો એ છે કે કૃતિનું રહસ્ય સ્પષ્ટ કરવાનો આ ઉપક્રમ પોતે એક શિસ્ત છે અનુભૂત રહસ્ય વિશેની ચર્ચા વધુ વ્યવસ્થિત અને તર્કપૂત બને એવી અપેક્ષા એમાં છે, અલબત્ત વિવેચનની શ્રદ્ધેયતા અને પ્રમાણભૂતતાના પ્રશ્નો અત્યંત વિકટ છે વિવેચક જે રહસ્ય સ્પષ્ટ કરવા પ્રવૃત્ત થયો છે તે તેનો પ્રામાણિક પ્રતિભાવ છે કે કેમ, તેણે કૃતિની ખોજ ગંભીર અને ઉત્તરદાયિત્વના ભાનવાળી છે કે કેમ, અને કૃતિમાં જે કંઈ રહસ્ય નિહિત રહ્યું હોય તેને તે યથાર્થ રૂપમાં પકડી શક્યો છે કે કેમ, એ બધા ગૂંચવણભર્યા પ્રશ્નો છે એવા સંયોગોમાં વિવેચક પોતાના પ્રતિભાવ પાડતાં અને સમીક્ષા કરતાં જે ભાષાકીય ઉચ્ચારણો રજૂ કર્યાં હોય તેને જ બરોબર સમજવાનાં રહે એમાં કૃતિના મૂલ્યબોધને વ્યક્ત કરતી વિવેચકની ભાષા સ્વયં તાત્ત્વિક પ્રશ્નો ઊભા કરી આપે છે વિવેચક કૃતિના મર્મને બરાબર પામ્યા હોય છતાં તેણે પ્રયોજેલી વિવેચનની ભાષા અપર્યાપ્ત હોય, ઊણપવાળી હોય કે સંદિગ્ધ હોય એવી એક કલ્પિત પરિસ્થિતિ પણ ધ્યાનમાં લેવાની રહે છે બીજી બાજુ, વિવેચનની ભાષા સુરેખ તર્કપૂત અને સુયોજિત લાગે છતાં કૃતિના મર્મનો બહુ ઓછો અંશ એમાં પ્રતિફલિત થયો હોય એવી બીજી પરિસ્થિતિ પણ સ્વીકારવાની રહી છે. એટલે જ કૃતિવિવેચનનું સ્વરૂપ સ્પષ્ટ કરવામાં કેવળ એના બૌદ્ધિક પાસાનો વિચાર અપર્યાપ્ત નીવડે છે વિવેચન અલબત્ત, કૃતિ વિશેનું તર્કપૂત અધ્યયન છે પરિશીલન છે, પણ એ અધ્યયન અને પરિશીલનનો વિષય સૌંદર્યબોધ જેવી એક અતિ સૂક્ષ્મ તરલ ચેતના છે અને એથી જ વિવેચન કેવળ બૌદ્ધિક વ્યાપાર નથી. અને છતાં, વિવેચનની ગતિવિધિ જે કંઈ રહસ્યમય વસ્તુ છે તેના સ્પષ્ટીકરણ તરફની છે એ દૃષ્ટિએ વિશ્લેષણવ્યાપારનું એમાં મહત્ત્વપૂર્ણ સ્થાન છે

કળાકૃતિમાં ભાવક તલ્લીન બની જાય છે ત્યારે તેના ચિત્તમાં ચાલતી સૂક્ષ્મ સંકુલ પ્રક્રિયાઓનું બયાન આપવાનું અહીં નથી. પણ એટલું તો કહી શકાય કે રસાનુભવની પ્રવૃત્તિ એ વ્યવહારજીવનમાં પ્રવર્તતી ઇચ્છાશક્તિથી જુદી ભૂમિકાની છે. વ્યવહારમાં ક્રિયાશીલ બનતો માણસ પોતાની અંદરની કે બહારની પરિસ્થિતિમાં ઇષ્ટ ફેરફાર લાવવા ચાહે છે. ચોક્કસ દિશામાં તેની ઇચ્છાશક્તિ કામ કરી રહી હોય છે. એટલે જ વ્યવહારનાં સાધનોને તે દૂરના કોઈ પ્રયોજન અર્થે યોજતો હોય એમ જોવા મળશે. પણ રસાનુભવ અર્થે અભિમુખ બનેલા ભાવકમાં આવી કોઈ ઇચ્છાશક્તિ કામ કરતી નથી, તેમ કળાકૃતિ આવું કોઈ 'સાધન' બનતી નથી. અહીં તો કૃતિ સ્વયં સાધ્ય છે. ભાવક અહીં પોતાની સુકુમાર સંવેદનશીલતાને કૃતિના ભાવજગત સમક્ષ ખુલ્લી મૂકે છે અને એના પર સૂક્ષ્માતિસૂક્ષ્મ પ્રભાવ પડવા દે છે. આવી રસબોધની ક્ષણોમાં ભાવકની ચેતના સર્વથા નિષ્ક્રિય બની જાય છે કે સુષુપ્ત બની જાય છે એવું પણ નથી. કૃતિમાં એના સર્જકનું સંવિદ જે રૂપે અને જે રીતે ઊતરી આવ્યું હોય છે તેમાં તે સહોપસ્થિતિ જેવો સહયોગ આપે છે. બલકે ભાવકની ચેતના વધુ ઉત્કટ પ્રાણવાન અને સ્ફૂર્તિલી બનીને પોતાની સંમુખ જે એક ભાવવિશ્વ ખૂલી રહ્યું હોય છે તેની નોંધ પણ લે છે. રસાનુભાવથી આ ક્ષણો અનન્ય ભાવચિત્ત વ્યાપારની છે. એમાં કૃતિના ઘટકોનું આકલન અને સંયોજન કરવાની પ્રક્રિયા ચાલે છે. પણ એ કોઈ માત્ર બૌદ્ધિક પ્રવૃત્તિ નથી. અલબત્ત, લાંબી રચનાઓમાં રસબોધની સાથે આવો કોઈ બૌદ્ધિક વ્યાપાર સંલક્ષ્ય ક્રમે કામ કરતો જણાય પણ વાસ્તવમાં રસાનુભૂતિમાં એ કેવળ 'સાધન' માત્ર છે, સ્વયં રસાનુભવ નથી.

વિવેચનમાં અનુભૂત રહસ્યની ઓળખ કરવાના ભાગ રૂપે રચનાગત તત્ત્વો અને તેનાં પરસ્પર સંબંધોની તપાસ ચાલે છે, તે સાથે કૃતિએ ભાવકની સંપ્રજ્ઞતાના જે જે પાસાંઓને સ્પર્શ કર્યો હોય,

તેનો રસકીય ભાષાકીય અને સાંસ્કૃતિક અભિગમથી વિચાર કરવાનું આગ્રહ ભાય છે કૃતિના રહસ્યને, તેને નિર્માણ કરનારા રચનાગત તત્ત્વો સાથે જોડવાની પ્રક્રિયા તો ચાલે જ છે, પણ એ 'રહસ્ય' ને વિશાળ માનવ-જીવનના સંદર્ભમાં સમજવાનું વલણ પણ એની સાથે વારંવાર કામ કરી રહે છે. સાહિત્યની વિશિષ્ટ ઘટનાને જાણે કે વિશાળ પરંપરાના ભાગ રૂપે જોવાનો એ પ્રયત્ન છે કાન્તની ઉત્તમ રચનાઓ તેમની ખંડકાવ્યત્રયી છે, અને એમાં તેમનું કરુણદર્શન વ્યક્ત થાય છે આટલી વાત સ્વીકારતા જ કવિઓ ચિંતકો અને ઈતિહાસદ્રષ્ટાઓ પૈકીના કેટલાકના કરુણદર્શનની પાર્શ્વભૂમિકા છતી થતી લાગે એમ બનવાનું કાન્તના કરુણનું સ્વરૂપ તપાસવાની પ્રવૃત્તિમાં આવી ભૂમિકા સ્પષ્ટપણે સ્વીકાર પામે છે વિવેચનની પ્રવૃત્તિમાં આમ કેટલીક વાર વ્યાપકપણે માનવજાતિના જ્ઞાનવિજ્ઞાન દર્શન અને સંસ્કૃતિના પ્રશ્નોની નિસ્બત છતી થાય છે પણ એ બધી ચર્ચા કૃતિના ભાવસંદર્ભ સાથે પ્રસ્તુત બનીને આવે એ એટલું જ અનિવાર્ય છે. અને, ત્યાં બૌદ્ધિક અભિગમને અવકાશ રહે છે ટૂંકમાં, વિવેચન જે વસ્તુ નિમિત્તે જન્મે છે તે સ્વયં એક રહસ્યમય આલોક છે, પણ એની સાથે સંકળાતા મુદ્દાઓનો વિચારવિમર્શ એ પ્રધાનપણે બૌદ્ધિક પ્રવૃત્તિ છે આમ એક ધ્રુવ પર રહસ્યમય આલોક અને બીજા ધ્રુવ પર બૌદ્ધિક વિશ્લેષણ એવી એ એક સંકુલ ભાષાકીય ઘટના છે બલકે, વિવેચનના વિકાસવિસ્તારની દિશા એવા વિશ્લેષણ તરફની રહી છે.

અલબત્ત 'વિવેચન' નામની પ્રવૃત્તિના મૂળમાં જ એક મોટી મુશ્કેલી રહી છે એક બાજુ કૃતિના રહસ્યને શક્ય તેટલો અખંડ અક્ષત અને અવિકૃત રહે એ માટે વિવેચકે મોટી તકેદારી રાખવાની છે બીજી બાજુ કૃતિના અનુભવ વિશે વાત કરવા સજીવ મનોઘટનાના ચક્રમાંથી તેને બહાર આવવું પડે છે. કૃતિનું જે કંઈ રહસ્ય હોય, જે કંઈ મૂલ્ય હોય, તે આ અનુભવમાં જ પ્રતીત થઈ શકતું હોય છે.

એટલે પછી કૃતિની વાત કરવા જતા પોતાના ચિત્તમા પડેલા સસ્કારો અને સાહચર્યોનો આશ્રય લેવાનો રહે અલબત્ત, જરૂર લાગે ત્યા ફરીથી કૃતિના ભાવવિશ્વમા પ્રવેશી શકાય. પણ નોંધપાત્ર મુદ્દો એ છે કે વિવેચક પ્રસ્તુત વિશે પોતાના ચિત્તમા સાચવાયેલા બધા ય અર્થો બધા ય સસ્કારો અને બધા ય સાહચર્યોને યથાતથ મૂકી દેતો નથી જાણ્યેઅજાણ્યે તે એમાથી વિશેષ અર્થપૂર્ણ ભાત પકડી લે છે અથવા મુખ્ય અને ગૌણ વિગતોનો વિવેક કરી લે છે અને, આ તબક્કે ભાવકના ચિત્તમા અસર કરી ગયેલા કળાતત્ત્વો તેને પ્રેરક બને છે પણ આ સાથે જ કૃતિવિવેચનના પ્રયોજનો અને પદ્ધતિઓની પસદગીના પ્રશ્નો સકળાઇ જાય છે *

અહી 'સર્જન' અને 'વિવેચન' નામથી ઓળખાવાતી પ્રવૃત્તિઓની ભિન્નતા રેખાકિત કરી આપીએ, એ જરૂરી બન્યુ છે વિવેચન એ સર્જન ખરુ કે નહિ, એવો વિવાદ આપણે ત્યા આ સદીમા ઠીક ઠીક લાબા સમય સુધી ચાલ્યો હતો. વિશ્વનાથ ભટ્ટ જેવા અભ્યાસીએ વિવેચનને સર્જનની કોટિનો વ્યાપાર ગણી તેની પ્રાણપ્રતિષ્ઠા કરવા ભારે પુરુષાર્થ કરેલો પણ એ વિવાદ ઝાઝો ફળદાયી નીવડ્યો નથી વિવેચનના સ્વરૂપગત પ્રશ્નોની તપાસ કરવાને એમા આહ્‌વાન હતુ પણ તાત્ત્વિક ચર્ચાને સ્થાને વાગ્મિતાના જોશમા એ વિવાદ લય પામ્યો.

આપણે ત્યા અનેક વાર કહેવાયુ કે, કૃતિની રચના દરમ્યાન સર્જક પોતાની કૃતિનુ 'વિવેચન' કરે છે, બીજી બાજુ, કૃતિનુ રહસ્ય અવગત કરવાને વિવેચક પોતાના ચિત્તમા કૃતિનુ 'સર્જન' કરતો હોય છે આ રીતે કૃતિના 'સર્જન'ની ઘટનામા પણ 'વિવેચનપ્રવૃત્તિ' (કે 'વિવેચન-વ્યાપાર') ચાલે છે, તો 'વિવેચન'ની પ્રવૃત્તિમા 'સર્જન'ની પ્રવૃત્તિ ચાલે છે

હવે સહૃદય ભાવક સર્જનની કોઈ કૃતિમા લીન બને છે તે રસબોધની

---

આ લખનાર વિવેચનની પદ્ધતિઓ અને અભિગમોના પ્રશ્નોના અલગ લેખ રૂપે ચર્ચા કરવા ધારી છે-બે

પ્રક્રિયા સ્વયં તે વિવેચનપ્રવૃત્તિ નથી એમ આપણે અગાઉ સૂચવ્યું છે અનંત રસાનુભવની પ્રક્રિયામાં કેટલીક વાર કૃતિના ઘટકોને અલગ કરીને તેનું પુનઃ સંયોજન કરે છે, પણ યંત્રના છૂટા પાડેલા ભાગોને ફરીથી ગોઠવવા જેવી આ યાન્ત્રિક પ્રવૃત્તિ નથી ભાવકની ચેતના સ્વયં કૃતિના નૂતન ભાવવિશ્વ સુધી વિકસવાની અને વિસ્તરવાની ક્ષમતા ધરાવે છે પણ આપણે લક્ષમાં રાખવાનું છે કે ભાવકની સામે કૃતિ તૈયાર થઈને આવી છે જ્યારે સર્જનપ્રવૃત્તિમાં રોકાયેલા સર્જકને પોતાની કૃતિ આપોઆપ પ્રત્યક્ષ થઈ ગઈ હોય એવું ભાગ્યે જ બને છે તેને સર્જન-માં પ્રેરનાર વસ્તુ કોઈ સાવ ધૂંધળું કલ્પન દૃશ્ય સંવેદન લાગણી કે લયતત્ત્વ માત્ર હોય. એમાં કશાક મૂલ્યનો અણસાર તેને વરતાય છે અને એવો કશોક પ્રબોધ જ તેને સર્જનમાં પ્રેરે છે, અને એ સાથે જ તો રૂપનિર્માણનો પડકાર ઝીલે છે। સર્જનના પ્રત્યેક તબક્કે તે કોઈક દ્વિધાગ્રસ્ત દશામાં મૂકાઈ જાય કે સાવ ધૂંધળા ભાવલોકમાં વિકાસની દિશા સ્પષ્ટ ન થતાં મૂંઝવણ અનુભવી રહે એમ બને, સાથે ભાવક માટે આવી કોઈ દ્વિધા કે મૂંઝવણ રહેતી નથી એ રીતે 'સર્જન' નામની પ્રક્રિયા સર્જકમાં જે ગતિમાન બને છે તેનું સ્વરૂપ કંઈક નિરાળું જ હોય છે એમ મને લાગે છે

હવે કોઈ નવલિકાકાર નવલકથાકાર કે નાટ્યકાર બીજા લેખકની કૃતિ વિશે સમીક્ષા લખે તો તેની એ પ્રવૃત્તિ નિશ્ચિતપણે 'વિવેચન' સંજ્ઞાથી ઓળખાવી શકાય પણ સર્જનપ્રક્રિયામાં રોકાયેલો સર્જક અનુભવની રૂપનિર્મિતિ નિમિત્તે પ્રસંગે પ્રસંગે જે કંઈ 'વિવેક' કરે છે, કે 'વિચાર' છે તે પ્રવૃત્તિને 'વિવેચન'ની સંજ્ઞા લાગુ પાડવાથી કંઈ ગૂંચ તો ઊભી થતી નથીને એ તપાસી જોવાનું રહે છે

કેટલાક અભ્યાસીઓ એમ દલીલ કરે કે સર્જનની ક્રિયામાં પ્રવૃત્ત થયેલા સર્જકને પણ પોતે યોજેલા શબ્દ અર્થ સૌની રચનારીતિ કે વિચારતત્ત્વ વિશે વિવેચકની જેમ જ યોગ્યતાનો ખ્યાલ

કરવો પડે છે વિવેચક જે રીતે અન્યની કૃતિની ભાષાશૈલી આદિની સમીક્ષા કરે છે કે તેની સાર્થકતા ચકાસી જુએ છે, એ જ રીતે સર્જક પોતાની જ ભાષાશૈલી આદિની સમીક્ષા કરીને કે તેની સાર્થકતા ચકાસી લઈને આગળ ચાલે છે સર્જકનો આ ઔચિત્યબોધ એ જ તેનું વિવેચનકર્મ.

આ દલીલમા દેખીતી રીતે કેટલુક તથ્ય છે, અને છતા સર્જનની ક્રિયામા અતર્ગત તત્ત્વ લેખે જોડાતો આ જાતનો ઔચિત્ય-વિચાર અને કૃતિવિવેચનની પ્રવૃત્તિ એ બને વચ્ચે સ્વરૂપગત પ્રયોજનગત ભેદ પણ છે પહેલી વાત તો એ કે સર્જનની પ્રવૃત્તિ મૂળભૂત રીતે રૂપનિર્માણની પ્રવૃત્તિ છે સર્જકના ચિત્તમા જે કોઈ ધૂધળુ નિરાકારરૂપ છે તેને મૂર્ત નક્કર રૂપ આપવાની એ પ્રવૃત્તિ છે વ્યક્ત થતા સવેદનમા સર્જકને જે કશુક મૂલ્ય વરતાઈ રહ્યુ છે, તેને ઊઠાવ આપવાનો તેનો મુખ્ય હેતુ છે તેની દૃષ્ટિમા, એ સવેદનના મોંઘા સમૃદ્ધ અર્થો મૂર્ત રૂપ લે, તે પ્રયોજન કામ કરી રહ્યુ છે પ્રત્યેક ક્ષણે સપ્રજ્ઞતા અને અસપ્રજ્ઞતાના સધિસ્થાને જે કશુક ઉદ્બુદ્ધ થાય છે, તેને અત્યત સુરેખ અને સગીન રૂપ આપવાનો ઉપક્રમ એમા છે. સર્જક જો શબ્દનો 'વિવેક' કરે છે, તો પોતે સદિગ્ધપણે અનુભવેલી લાગણીની મોંઘી સુરેખ અભિવ્યક્તિ અર્થે કરે છે આ પ્રકારનો વિવેક વિચાર કે ઔચિત્યબોધને ખરેખર તો વ્યક્ત થવા મથતા સવેદન કે 'અર્થ'ની અનુરૂપતા પૂરતો જ પ્રશ્ન છે. એ જ રીતે શૈલી રચનારીતિ કે રચનાપ્રયુક્તિ આદિને લગતો વિવેકવિચાર પણ પ્રસ્તુત રચનામા વ્યક્ત થવા મથતા અનુભવને અનુરૂપ જ ચાલે છે જે શબ્દ કે જે શૈલી સમર્પક લાગતી હોય ત્યા તેને વિશે કોઈ 'વિવેકવિચાર'ને આવકાશ રહેવો નથી. હકીકતમા સર્જકચેતનાનુ પ્રવર્તન જ અહીં મુખ્ય વસ્તુ છે મૂળ સવેદન કે અર્થને મૂર્ત કલ્પનો અને પ્રતીકોમા પ્રતિષ્ઠિત કરવાની આ વાત છે શબ્દ શૈલી કે રચનારીતિ પરત્વે જે કઈક પ્રાસગિક 'વિવેક' કરવામા આવે તે

સર્જનના વ્યાપક અને સંકુલ ઘટનાચક્રમાં આત્મસાત થઈ જાય છે. સર્જક કંઈ વિશ્લેષણ કરવા માગતો નથી, તે તો અનુભવના વ્યાપમાં આવતી વેરવિખર સામગ્રીને સંયોજિત કરવા માગે છે. કૃતિની બહાર દૂર દૂરના અપરિચિત અર્થો પદાર્થો કે પ્રસંગો અહીં સર્જકતાના રસાયનમાં નવેસરથી સંચાલાય છે. સર્જનનું રહસ્ય આ પ્રકારના નૂતન રૂપનિર્માણમાં છે. આખીય પ્રક્રિયાનું ચાલક બળ રૂપનિર્માણ છે. એટલે સર્જન નામની ઘટનામાં આવો 'વિવેકવિચાર' એ છેવટે એક ગૌણ અને આગંતુક વ્યાપાર છે.

આથી ભિન્ન, કૃતિના વિવેચનમાં જે વિવેકવ્યાપાર ચાલે છે તેના સંદર્ભો વારંવાર કૃતિની બહાર વિસ્તરી રહ્યા હોય છે. વિવેચક કૃતિનું વર્ણન, વિવરણ, અર્થઘટન અને મૂલ્યાંકન જેવી પ્રવૃત્તિઓ હાથ ધરે છે, ત્યારે તેનો સંદર્ભ જાણ્યેઅજાણ્યેય કૃતિની બહાર વિસ્તરી રહે છે. કૃતિના વિવરણ અને અર્થઘટનમાં પરંપરાગત પ્રતીકો કે મિથની ચર્ચા સ્વાભાવિક રીતે જ સમગ્ર પ્રજાની સાંસ્કૃતિક પરંપરાઓને અનુલક્ષે છે. કૃતિના રચનાતંત્ર અને આકારના પ્રશ્નો તેને એ સ્વરૂપના ઇતિહાસ તરફ દોરી જાય છે. અર્થઘટનના પ્રશ્નો એક બાજુ કૃતિના પોતાના ભાષાકીય તંત્રને અનુલક્ષે છે, બીજી બાજુ, કૃતિના સર્જકની અન્ય કૃતિઓ, સર્જકનું મનોગત કે યુગની પ્રચલિત વિચારસરણિઓને પણ તે સ્પર્શે છે. અને કૃતિના મૂલ્યાંકનના પ્રશ્નો તો વારંવાર વ્યાપક જીવનવિચાર કે દર્શનની જોડેય નિસ્બત ધરાવતા હોય એમ જોવા મળશે. તાત્પર્ય કે, વિવેચક જ્યારે કૃતિની વાત કરવા જાય છે, ત્યારે તેના સંદર્ભો એકાએક વિસ્તરી રહેતા લાગે છે.

'નવ્ય વિવેચન' 'રૂપલક્ષી વિવેચન' કે 'સૌંદર્યલક્ષી વિવેચન' નામે ઓળખાતી વિવેચનપ્રવૃત્તિ કૃતિની સ્વાયત્તતા, સ્વતંત્રતા અને આત્મપર્યાપ્તતા પર બધો ભાર મૂકે છે, કૃતિનું રહસ્ય એની પોતાની રચનામાં રહ્યું છે. એટલે એને સ્પષ્ટ કરવા કૃતિથી બાહ્ય એવા કોઇ

સંદર્ભનો સ્વીકાર તેઓ કરતા નથી અને છતાં 'નવ્ય વિવેચન'ને પણ પ્રતીકોના અર્થબોધ માટે તેમ પ્રાચીન શબ્દોના યથાર્થ સંકેતો પામવા કૃતિની બહાર જવું પડ્યું છે પ્રસ્તુત મુદ્દો એ છે કે વિવેચનની પ્રવૃત્તિમાં શબ્દ અર્થ શૈલી આદિનો વિચાર અમુક હદ સુધી જ કૃતિની સીમામાં રહીને થઈ શકે બલકે, ઉત્કૃષ્ટ વિવેચન કૃતિ (કે કર્તા) ને યથાર્થ રૂપમાં ઓળખવાને આખીય સાહિત્યિક પરંપરામાં મૂકીને તેને જુએ છે

પણ વિવેચન વિવેચ્ય કૃતિનો તેને વિશાળ સંદર્ભમાં મૂકીને વિચાર કરે છે ત્યારે પણ કૃતિના શબ્દ અર્થ કલ્પન આદિનો 'વિવેક વિચાર' તો કરે જ છે સર્જનક્રિયામાં રોકાયેલો સર્જક શબ્દ અર્થ આદિનો 'વિવેક' એક વિશિષ્ટ કૃતિના ભાવતત્ત્વ સંદર્ભે કરે છે, જ્યારે વિવેચન કરનારો વિવેચક શબ્દ અર્થ આદિનો વિવેક એથી વધુ વ્યાપક સંદર્ભે કરે છે પણ બંને ય વિવેકવિચાર કરે છે અને એટલે જ બંને ય 'વિવેચન' જ છે ને ? તે, એના ઉત્તરમાં એમ કહી શકાય કે સર્જનની ગતિ અગાઉ નિર્દેશ કર્યો છે તેમ, રૂપનિર્મિતિ તરફની છે એક અપૂર્વ રમણીય રૂપ નિર્માણ કરવાનું તેનું પ્રયોજન મુખ્ય છે જ્યારે કૃતિવિવેચનમાં એવી રૂપનિર્મિતિ દ્વારા વ્યંજિત થતા ભાવ અર્થ કે રહસ્યતત્ત્વને સ્પષ્ટ કરવાની પ્રક્રિયા ચાલે છે બલકે, કૃતિના ભાવ અર્થ સમીક્ષાનો વિષય બની શકે છે કૃતિની રચનાગત સફળતા નિષ્ફળતાના પ્રશ્નો પણ વિવેચક સામે આવે છે પણ તેથી વિશેષ કૃતિની પ્રભાવકતાના પ્રશ્નો તેની સામે આવે છે કૃતિઓની તુલના કરવામાં મુશ્કેલી ઓછી નથી છતાં કૃતિની ગુણવત્તાનો અંદાજ કાઢવાનું વલણ પણ તેનામાં કામ કરી રહ્યું હોય છે તત્ત્વશોધક વિવેચક કૃતિની સમીક્ષા કરતાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સંસ્કૃતિ અને મૂલ્યબોધની સમીક્ષા કરવા પ્રેરાતો હોય છે તેની સમીક્ષકદૃષ્ટિ વ્યાપકપણે જીવન અને સંસ્કૃતિને ઊંડાણમાં મથી રહે છે

પણ આ બધી સમીક્ષા ચોક્કસ બૌદ્ધિક અભિગમનો સ્વીકાર માગે છે. વિવેચન સ્વયં એક 'જ્ઞાન-તંત્ર' બની રહે એ માટે એના આગવા ક્ષેત્રને રેખાંકિત કરી લેવાની જરૂર પણ ઊભી થાય જ છે. અલગ વિદ્યા-શાખા લેખે વિકસવા માગતું વિવેચન પોતાના ગૃહીતોની તપાસ કરે ત્યારે તો વળી એનું ક્ષેત્ર વિસ્તરવા લાગે છે આવું વિવેચન સ્વયં એક જ્ઞાનોપલબ્ધિની પ્રવૃત્તિ બને છે એટલે સર્જનકર્મની અંતર્ગત જે કંઈક 'વિવેક'ને અવકાશ છે, તેથી વિવેચન નામની પ્રવૃત્તિ એના સ્વરૂપ અને પ્રયોજન પરત્વે જુદી પડે છે એમ કહેવું જોઈએ □

## સ્ત્રીઓનાં પાપો

વિક્કી ફેવર ▢ અનુ વિજય શાસ્ત્રી

### અહમ્

–કપરા સમયમા
આવી પડ્યો છે

શ્રુભ્રશુગ્તાના મહેલમા
તે રહે છે એકલી

દરવાજા પાસે એક નાનુ ઘર
તેઓએ આપવાની દરખાસ્ત મૂકી

અને ઉદાર પેન્શનની પણ
પણ તે ભૂખે મરવુ પસદ કરશે

### એદીપણુ

સુસ્ત જરાયે નથી
માત્ર શરૂઆત ધીમી હોય છે

તે પોતાના કલાકો વીતાવે છે–
આળસમા નહિ, વિચારવામા !

જ્યારે બધા
હાફતા ને પરસેવે ભીજાતા હોય છે

તે છાયડામા ઊભી રહી
ગઢ જોતી, જાતજાતના કાવતરાઓ રચે છે

## ખાઉધરાપણુ

પોતાને નહિ
પોતાની અંદરની કોઇક ચીજને
ખવડાવે છે

એના તરફ તે શરૂમા ભળી હતી
એને ભૂખ્યુ જાણી
એને ને શી ખબર કે
તે
સદાય ભૂખ્યા બાળકોમાના
એક જેવુ બની રહેશે ?

## હવસ

તે કદી ન મેળવી શકે
તેની જ ઇચ્છા સેવે છે

કલ્પનાઓ વડે
તે જાતને સળગાવ્યા કરે છે

તેને જે જોઈતું હતુ
તે તેને અપાયું

છતા તે એડીઓ પર ભાર મૂકી
સતત દોડતી રહે છે.

## લોભ

બધું બરાબર થઈ જશે
તેની પાસે ઘણુ છે
અને તેનો ખરચ યે ઝાઝો નથી
અને જે માત્ર તેનું પોતાનુ જ છે
એમા બીજાને ભાગ શાની આપે ?
તે પોતાનું બારણુ તાળું મારી
બંધ રાખે છે

## અદેખાઈ

–તે બધા તરફ ધરાવે છે
તેથી જ્યારે તેની મિત્રો
તેમના પૈસા ગુમાવે છે
અથવા તેમના ધણીઓ (ગુમાવે છે)
તે 'એટલી તો રાજી થાય છે'
કે જ્યારે તેમનુ નસીબ ખૂલે છે
ત્યારે તેઓ સમજી શકતા નથી
કે અદેખાઈ આટલી દુ:ખી કેમ છે !

## ગુસ્સો

મોટે ભાગે તો
બીજાઓ કરતા
પોતાની જાત પ્રત્યે જ વધુ હોય છે
તમે તો માત્ર નિમિત્ત જ હો છો !

એ ઠંડી પડે ત્યાં સુધી થોભો
પછી તેને સ્પર્શો
અને જુઓ
તે કેવી શીર્ણવિશીર્ણ થાય છે !

## મત્સર

—નું કારણ છે
તે પોતાની ઊણપો જાણે છે
જ્યાં તેને પોતાની જાત જ ન ગમતી હોય
ત્યાં એ બીજાને કેમ કરી ચાહી શકે ?
તેઓ બધા જ પ્રયત્નો કરી છૂટે છે
પણ છેવટે તો અલબત્ત
પોતાનો મત્સર
કેવો વાજબી છે તે સામા પાસે
કબૂલ કરાવીને જ જંપે છે !

## નિરાશા

—ને કોઈ આકાર નથી
તે દીવાલોની આરપાર જઈ શકે છે
અને બચાવ પણ નહિ
વિવિધ આનંદો
સૂચવાયા
પણ કોઈ અસર નહીં !
તે અશ્રુયુક્ત અને ઠંડી છે
પ્રકાશિત દિવસે પણ !

૫ જુલાઈ, ૧૯૮૧

## પડછાયા / રતિલાલ 'અનિલ'

આપણે પ્રકાશ માગ્યો અને પડછાયા મળ્યા !

પ્રકાશ વ્યાપક હોય તો યે એક સાથે એ માત્ર એક જ હોય–પણ પડછાયા તો અનેક હોવાના ! દીવાનીચે અંધારું કહીએ એનો અર્થ પણ પડછાયો જ થયો ને ? અંધકાર નથી એનું કારણ તે ઘણો વ્યાપક હોય તો યે એક જ હોય છે–પણ પ્રકાશ એક હોય ત્યારે પડછાયા અનેક હોવા સંભવિત છે. આપણે પ્રકાશ શા માટે માગીએ છીએ ? પડછાયાને જોઈ શકીએ તે માટે ! આમ તો અંધકાર એ એક વ્યાપક પડછાયો જ હોય છે ને ? પણ અંધકારને આપણે પડછાયા રૂપે જોઈ શકતા નથી, કારણ કે અંધકારને કોઈ આકાર હોય છે કે કેમ તે જ આપણે નક્કી કરી શકતા નથી ! આપણને આકારબદ્ધ અંધકાર ગમે છે, એટલે પ્રકાશ માગીએ છીએ અને આકારબદ્ધ પડછાયા જોઈને માગેલું મળ્યાનો ભાવ અનુભવતા હોઈશું ? જો કે એ સહેલાઈથી સ્વીકારવા તૈયાર ન થઈએ !

સંસ્કૃત કવિએ દીપશિખાની ઉપમા યોજી છે. એ પસાર થાય ત્યાં અજવાળું અને પાછળ રહે અંધકાર પણ પડછાયો પસાર થાય અને અંધકારનો એટલો ટુકડો આગળ વધતો જાય એ લીલા પણ ઓછી રમણીય નહીં ! સ્વયંવરમાં કન્યા ઊભી રહે, ત્યાં બેઠેલા મૂરતિયાના ચહેરે પ્રસન્નતાનો પ્રકાશ પથરાઈ રહે, આગળ વધે કે મોઢું ઓતવાઈ જાય પણ ઓળખપરેડમાં એનાથી જુદું બને ! શકમંદો લાઇનબંધ ઊભા હોય, એને ઓળખનારા જેની પાસે ઊભો રહે તેનો ચહેરો કાળોધબ પડી જાય ! એ જેટલી વાર વધુ ઊભો રહે તેટલી વારમાં ચહેરાનો અંધકાર ગાઢ થતો જાય, પણ જેવો એ આગળ વધે તેવો અંધકાર આગળ વધે અને પાછળનો શ્યામ ચહેરો ધીરે ધીરે ઊજળો થતો જાય ! કાલિદાસના નાટકોમાં આવી ઓળખપરેડનો પ્રસંગ જ ન આવે એટલે આપણે ફરતા પડછાયાની સરસ ઉપમાથી વંચિત રહી ગયા ! અંધકાર આગળ વધતો ગયો એમ કહીએ ત્યારે એ પાછળ પ્રકાશ મૂકતો જાય છે એવું નથી બનતું એટલે ફરતા

પડછાયા વિશેનુ આપણુ કૌતુક સતોષાતુ નથી કાલિદાસના નાટકમા આગેપીને શોધી કાઢવાની ઓળખપરેડનો પ્રસગ ન આવતો હોય પણ 'મેઘદૂત'મા વર્ષાની લીલાનુ વર્ણન કરવાનું કામ એમને કરવાનુ રહે છે, છતા એમણે ફરતા પડછાયાની લીલા વર્ણવી નથી એ આશ્ચર્યજનક છે ! આસપાસનુ આકાશ સ્વચ્છ છે પણ વચ્ચે કાળુ વાદળ છે, તે મથર ગતિએ આગળ વધે છે ત્યારે એક મોટો પડછાયો પણ એ જ ગતિએ પૃથ્વી પર આગળ વધે છે ! એની છાયામા આવે તે ઝાખુ પડી જાય છે આગેપીને ઓળખનારો ઊભો રહી જાય અને સામેના માણસનો ચહેરો ઓળખાઈ જાય એમ જ !

કાલિદાસને ક્ષપાત હોય તો પણ તેમણે પડછાયાની લીલા વર્ણવવી જોઈતી હતી ! પ્રકાશમા આગળ વધવુ એટલે પડછાયા સાથે આગળ વધવુ ! કહે છે કે દેવલોકો પ્રકાશમા પ્રકાશિત આકૃતિ રૂપે એકલા જ આગળ વધે છે ! પણ છાયા વિનાના પ્રકાશની એ લીલા આપણે અહી સત્કર્મો કરીશુ, બ્રાહ્મણોને દાન-દક્ષિણા આપીને મરીશુ તે પછી જ જોવા મળશે ને ? પણ એ જોવાનો હરખ થાય એવુ ખરુ ! પ્રકાશમા પ્રકાશ ફરે એમા શુ સ્થિર અને શુ ગતિશીલ ? વીજળીની રોશનીમા મીણબત્તી ફર એમ સ્વર્ગના પ્રકાશમા કોઈ દેવ ફરે એમા જોવાનુ શુ ? પડછાયો પડે, ને લબાય, ટૂકો થાય, આછો ઘેરો થાય-એ જોવાની મઝા પડે !

અર્જુને પ્રતિબિમ્બ જોઈને મત્સ્યવેધ કરેલો એમ કહેવાય છે ફરતી ચીજનુ પ્રતિબિમ્બ હોય કે નરી ચચળ આભા ? એના કરતા આકાશમાથી હારબધ અનેક પક્ષી ઉડાડ્યા હોય, એના પૃથ્વી પરથી ચાલ્યા જતા પડછાયા જોઈને પક્ષીને વીધવાનુ અર્જુનને કહ્યુ હોત તો તે વધાર કાવ્યરસિક અને કળાયુક્ત હોત !

હિસક અને અહિસક માણસોના ભેદ આપણે શા પરથી કરીશુ ! પડછાયાને ઝપટે તે અહિસક અને પડછાયા જોઈને આકૃતિને વીધે તે હિસક !

## પત્રચર્ચા

પ્રિયશ્રી 'અનિલ',

'કંકાવટી'માં પત્રચર્ચાની કૉલમ અંગે જૂલાઈ '૮૧ના અંકમાં જે જે પત્રચર્ચાઓ છે તે અભિનન્દનીય છે

આધુનિકો પાસે મને હમેશા બે વાતની સ્પૃહા રહી છે

1 તેઓ હમેશા કહેવાતા વિવેચનોથી નારાજ કે રાજી ન થાય–તેમાંની તાત્ત્વિક ભૂમિકાને સમજે, વિસ્તારે એ અર્થે જ જબરદસ્ત ઊહાપોહ જગવે, પત્રચર્ચાઓનો ભારે મારો ચલાવે એમાં ઝનૂન હોય તો ખોટું નથી

૨ વિવેચન નામની જે પ્રવૃત્તિ આપણે ત્યાં ચાલે છે તેનાં પરિબળો મોટે ભાગે સાહિત્યેતર હોય છે એટલું તો ઠીક, એ પરિબળો વિવેચનમાં દેખાતાં નથી–અંદર રહીને પોતાનું કામ કરતાં હોય છે દા ત એક બુઝુર્ગ વિવેચક એક વ્યક્તિના મહાનિબન્ધને વાંચવાની 'ના' પાડે, કેમ કે વિષય અમુક ગ્રહોને લીધે એમને માફક ન હોય, પણ તબિયત, જે હમેશા બિચારી નાજૂક રહેવા જ સરજાઈ હોય છે,–નું બહાનું કાઢે પછી એ જ વિવેચક અમુકના મહાનિબન્ધનું મોસરું સુષ્કું સુષ્કું, અવલોકન લખી આપે ! ને ત્યારે એમની નાજૂક તબિયતવાળી ઉમ્મરમાં ૩-૪ વર્ષનો વધારો થયો હોય તે ય લેખામાં ન લેવાયું હોય ! આ આચારો આધુનિકોએ ખુલ્લા પાડવા જોઈએ આવી અનેકાનેક ઘટનાઓ કેવી રીતે નિંદ્ય છે તે કહીને વિવેચનના ક્ષેત્રને વધુ ને વધુ બુદ્ધિપૂત તર્કસંગત અને વસ્તુલક્ષી બનાવે

આ બે ય આગ્રહો આપણે ત્યાંના ગંદીલા હવામાનને સાફ કરી એમ શકે નથી. આગ્રહો રાખનારાનું સાચું 'આધુનિક' રૂપ હોય અને એમ ન રહી જૂથબંધી પ્રવર્તતી હોય, તો ય કંઈ ખોટું નથી. સત્ય આજે લઘુમતિને આશ્રયે ધબકે છે ને ત્યારે 'કંકાવટી' અને તે જેવાં માધ્યમો વિકસો-વિસ્તરો એ જ અભ્યર્થના.

સાહિત્યકતાને અન્યકતાથી અને સાહિત્યના કલાકારને એનો વેપલો કરી ખાનારાઓથી જુદા પાડનારા આધુનિકોની આપણા સમયને વધુ ને વધુ જરૂર પડવાની છે ને એટલે જ, આધુનિકો અને કહેવાતા આધુનિકો વચ્ચેની ભેદરેખા પણ સદા સમજીને જીવતી રાખવી પડશે.

તમે ઈચ્છો તો આ પત્રને જાહેર કરી શકો છો.

તમારી કુશળતા ચાહું છું.

૧૮ જુલાઈ ૧૯૮૧ અમદાવાદ — સુમન શાહના વંદન

હમેશા સદ્માર્ગે અનુસરીએ ।
પરસ્પર વફાદાર રહીએ ।
એકબીજાના ઘાતક ન બનીએ ।
હિંસા ન આચરીએ ।
બીજાના દૃષ્ટિબિંદુને સમજીએ ।
અને સંગઠિત બનીએ ॥

ઋગ્વેદ

# આપણે સૌ ભારતીય છીએ



દુનિયાની સાત વ્યક્તિઓમાં
એક ભારતીય છે
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલ છતાં
આપણે એક પ્રજા છીએ
ભારતીય હોવાનું આપણને ગૌરવ છે

માહિતી-ગુજ-૫-'૭૪

# કંકાવટી

સપ્ટેમ્બર,
૧૯૮૨

કવિતા
અજિત ઠાકોર
લલિત ત્રિવેદી
મોનલ દેસાઇ
સંપાદકીય
વિવેચન
હરિવલ્લભ ભાયાણી
ચિંતન
શિરીષ પંચાલ
વિજય શાસ્ત્રી
રતિલાલ 'અનિલ'
વાર્તા
ચેઝારે પાવેઝ
(વિજય શાસ્ત્રી)
ગદ્યખંડ
ડૉ. સુરેશ હ. જોષી
સાંદીપનિ
કાકાસાહેબ
રતિલાલ 'અનિલ'

# હવે ૬ વર્ષે બમણાં

## નાની બચતની નવી યોજના

### ૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્રો ( શ્રેણી ૬/૭ )

### વાર્ષિક ૧૨ ટકાનું આકર્ષક વ્યાજ

**૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્ર (છઠ્ઠી શ્રેણી)**

- રૂા ૧૦૦ના બમણા કરતા વધુ રૂા ૨૦૧ ૫૦ પૈસા મેળવો
- બચતપત્રો રૂા ૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમા મળી શકશે
- વાર્ષિક ૧૨ ટકા વ ૭ વ્યાજ પાકની મુદતે મેળવો

**૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્ર (સાતમી શ્રેણી)**

- પ્રતિ ૭ મહિને વાર્ષિક ૧૨ ટકાના દરે વ્યાજની ચૂકવણી
- બચતપત્રો રૂા ૧૦૦,૫૦૦,૧,૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમા મળી શકશે

**વિશિષ્ટ સવલતો**

- વારસ નિયુક્તિ (નોમીનેશન)ની સગવડ વ્યક્તિગત ઉપરાત હવે સંયુક્ત નામે લેવામા આવતા આ બચતપત્રોમા મળી શકશે
- આ બચતપત્રો વ્યક્તિગત ઉપરાત સંયુક્ત નામે પણ લઈ શકાશે
- રોકાણની મર્યાદા નથી
- આવકના સ્થળે કર કપાતો નથી
- ત્રણ વર્ષ બાદ, વટાવી શકાય
- કરપાત્ર વ્યાજની ગણતરી વર્ષોવરસના હિસાબમા લેવા જરૂરી સર્ટિફિકેટો મેળવી શકાય છે
- રૂા ૧,૫૦,૦૦૦ સુધી સંપત્તિવેરામાથી મુક્તિ રૂા ૩,૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્ત

**વધુ માહિતી માટે**

નજીકની પોસ્ટ ઓફિસ, જિલ્લા કલેક્ટર કચેરી, નાયબ નિયામક, નાની બચત-ગુજરાત વડોદરા, અમદાવાદ રાષ્ટ્રીય બચત સસ્થા લાલ દરવાજા, અમદાવાદ કે અધિકૃત એજન્ટોનો સપર્ક સાધો

— સંયુક્ત સચિવ, નાની બચત, ગુજરાત રાજ્ય —

**✻ નર્મદાની આધારશિલા બનશે આપની બચત ✻**

# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

## વર્ષ ૨૩ : અંક ૨૬૯ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


### વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮, આજીવન સભ્યપદ રૂ ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન · શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

## ઘર / અજિત ઠાકોર

સાજ ગમે જોઉ
ગામને છેવાડે ચૂપચાપ બેઠું બેઠુ
પજા ચાટે
ઊઘરેટા ફળિયામા
તગતગી રહે એની
ફાનસિયા આખો
ભીંતેથી ખરી પડેલા પોપડા શા
મારા કેટલાય વડવાઓ
ફ્રેમમાંથી પીમરતા ભાસે

યાદા'વે છે બાળપણ
રોજ રાતે
રાખસ ને પરીઓની વાતે
બાની સાયાળુ હથેળી જેવા ખાટે
પોચા પોચા પજે પસવારે મુને ઘેનાયેલા માથે

ત્રીસી વટાઉ તા' હવે
રોજ રાતે થાકીપાકી આવતો ભાળીને
સામુ ઘુરકતુ લાગે
પથારીમા આખી રાત
ગળચટ્ટુ ન્હોરે ભીંસે . .
જાગુ તા'રે પગ કને
આખ મીચી મુખ ઢાળી બેસે

સાભળુ છુ
કદી કદી થથરી ઊઠે છે
ગામ આખુ થ ર થ ર
એની વિકરાળ ડ
ત્રા
પે

પરખુ છુ વાસ
જોઉ ...જોયા કરુ
વાઘમુખ ઘર . .

માણસ છે આ-/લનિત ત્રિવેદી

ઝાંખાપાંખા અક્ષર જેવો માણસ છે આ
શિલાલેખના પથ્થર જેવો માણસ છે આ

પોતાની સામે લડતો, મરતો, જીવતો,
ભાલા જેવો, બખ્તર જેવો માણસ છે આ

વરસાદ પડે ને ઘાસ સમુ પણ ના ઊગે
કોઈ સડકના ડામર જેવો માણસ છે આ !

પોતાની સામે લડતા ભાગી પડતો, પણ—
—દર્પણ સામે પથ્થર જેવો માણસ છે આ

રોજ સવારે સપના લૈને બેઠો થાતો
રાતે રાતે કળતર જેવો માણસ છે આ

# ' 'અ' નામનો માણસ '

—સોનલ દેસાઈ

ચોક્ટિયા રાહેના રહેતો
'અ' નામનો માણસ
આમ તો પોતાનો ચહેરો
ખોઈ બેઠો છે .
હવે
ચારે બાજુની તૂટી ગયેલા
અરીસામા જોતા
ખળખળ વહેતી
નદીવાળુ ગામ એને
ધાગે કે યાદ આવે
તો ય શુ
કે પછી મોટરે પાડેલા
ચીલામા જોતા
ધૂળમા સાતતાળી રમતા પડેલા
કોઈકના પગલા
એને યાદ આવે
તો ય હવે એ
અપેક્ષાના બી વાવેલા
એના ખેતરને
વાડ કરવાની મૂર્ખાઈ કરતો નથી
કેમકે એ જાણે છે :
મૃગજળ સીચેલા છોડ
કદી ઊછરતા ઊઠરતા નથી ..

# કુલીનશાહી તૂકારો

શ્રી ભોળાભાઈ પટેલ જેવા સ્વસ્થ પ્રકૃતિના અધ્યાપકે 'સુરેશ જોષીથી સુરેશ જોષી સુધી' ગ્રન્થના અવલોકનથી સ્વસ્થતા ગુમાવી તે 'પરબ'ના એપ્રિલ ૧૯૮૧ના અકમા એમણે 'ગુજરાતી ગીત ગઝલ વિશે' લખેલી ઊભડક નોધ સુધી પહોચે છે માનવસ્વભાવનો અભ્યાસ કહે છે કે ભૌતિક મૂલ્યે માણસનો દરજ્જો વધે ત્યારે, કે અગત રુચિથી ઊલટુ થતુ જુએ તે સ્વસ્થતા ગુમાવે છે એ નોધમાના 'ગઝલ હાસિયામા લખાતી હતી' અને 'ગુજરાતી કાવ્યવિવેચને એની નોધ પણ લીધી નહોતી' જેવા વિધાનોમા કુલીનશાહી અહ અને મિજાજની ગધ આવે છે એ વિધાનો વિવેચનનો નહી પણ મનોવૈજ્ઞાનિક તપાસનો વિષય છે

ગીત-ગઝલનુ વિપુલ પ્રમાણમા થતુ લેખન અને ખાસ તો એ જ પ્રમાણમા થતુ પ્રકાશન અવશ્ય વિવેચન અને વિચારણાનો પ્રશ્ન છે પણ તે માટેના મુદ્દા જુદા છે એને બદલે 'સાળા અત્યજો માથે ચઢી બેઠા છે' એવી પરપરિત કુલીનશાહી તોછડાઈનો જાણે ભોળાભાઈએ પ્રસ્તુત નોધમા સાહિત્યકતાના પાવેગે પડઘો પાડ્યો એ તે દુઃખ છે

ગઝલને સબધ છે ત્યા સુધી ૧૯ મી સદીના અત ભાગમા લખાતી ગઝલ પછી ભોળાભાઈ અગદસ યુગમા લખાતી ગઝલો સુધીનો લાબો જમ્પ મારે છે ! વચગાળામા જ ઉમાશકરભાઈ જેને 'નવી ગઝલ' કહે છે તેનો આરભ થયો, તેણે ગઝલનુ સ્વરૂપ દૃઢ કર્યુ, એની સ્વરૂપગત શિથિલતાને સ્થાને દૃઢ પદ્યબધ સ્થિર કર્યો, ગઝલની મૂળભૂત સાહિત્યિક પરપરા સાથે એને જોડી—એ ઐતિહાસિક તબક્કાનુ જ સગવડિયુ વિસ્મરણ કર્યુ છે અને તેને માત્ર મુશાયરા પ્રવૃત્તિ જેટલુ જ ખભારવાયોગ્ય લેખ છે ! એમણે નિષ્ઠાપૂર્વક ગુજરાતી ગઝલોની વારાન તપાસી હોત તો આમ બન્યુ ન હોત પ્રૌઢ કવિઓએ ગઝલ લખવા માડીને પોતાની પૂર્વગ્રહપ્રેરિત જે આભડછેટ જાણ્યે અજાણ્યે

કેળવી હતી તે દૂર કરી અને પ્રવાહમાં જોડાયા એથી એગણે ગઝલ પર કોઈ ઉપકાર કર્યો નથી. કોઈ પણ કાવ્યપ્રકાર તેણે પ્રાપ્ત કરેલી પુરવાર કરેલી સિદ્ધિથી જ સ્વયંપ્રતિષ્ઠ હોઈ શકે પ્રૌઢ કવિઓએ નવું પદ્ય લખ્યાના ઉદાહરણ નથી મળતા ?

જેમ સૉનેટોની એક કાળની અતિપ્રચુરતા પણ શંકાસ્પદ જ હતી, તેમ આજની ગીત ગઝલની અતિપ્રચુરતા શંકાસ્પદ હોઈ શકે કારણ કે સ્વયંપ્રેરણાથી લખનારા પણ પ્રવાહમાં તણાતા હોય છે અને જેમ સૉનેટ લખનારને એક કાળે શિષ્ટપ્રિય થવાની લાલચ થઈ તો ગીત ગઝલ લખનારને લોકપ્રિય થવાની યે લાલચ થઈ હોય!

કવિ કયો કાવ્યપ્રકાર ખેડે તો તે ઉત્તમ એ સૂચવવું નર્યું અકુદરતી અને ફરમાયશી છે યોજનાના લક્ષ્યાંકનું ધોરણ સાહિત્યમાં ખપ ન લાગે ગીત અને ગઝલ લખનાર નજર સામે સૉનેટ, ખંડકાવ્ય ને મહાકાવ્ય રાખે એથી તે ઊંચી કવિતા લખી શકવાનો નથી ને લખશે તો તે એવા કાવ્યપ્રકારોને કારણે જ ઊંચી કવિતા નીવડશે એવી કશી પ્રતીતિ નથી! આપણા પૂર્વકાલીનોએ છેવટ સુધી મહાકાવ્ય લખવા માટે મહાછંદની જ શોધ કરેલી! સાધન મળી જશે એટલે સિદ્ધિ પણ મળશે એવા ભ્રમમાં એ હતા!

પરંપરિત ગઝલમાં જેમ અનુકરણો અને પુનરાવર્તનો હતાં તેમ વર્તમાન આધુનિક કહેવાતી ગઝલમાં યે અનુકરણો અને પુનરાવર્તનો, કદાચ વધારે છે, કારણ કે આજે એ પ્રકાર ખેડનારા અને પ્રગટ કરનારાં માધ્યમો વધારે છે આ પ્રશ્ન માત્ર આધુનિક ગઝલનો જ છે? ગીતોમાં પંક્તિએ પંક્તિએ આવતા કલ્પનો, એ ઊર્મિકાવ્યને કેટલાં અનુકૂળ કે ઉપકારક છે? એનાથી સમગ્ર સૌષ્ઠવયુક્ત આકારબદ્ધ કોઈ એક ઊર્મિને જ દૃઢ કરતી પ્રતીતિ નીપજે છે ખરી? વિશૃંખલતા રચનાની અસંબદ્ધતા દ્વારા પ્રગટ કરવાનો આશય છે? તો, તે આ પ્રકાર માટે કેટલો યોગ્ય છે, આવા પ્રશ્નો આધુનિક ગઝલ વિશે પણ પૂછી શકાય, એ પણ ઊર્મિકાવ્ય છે

આ કાવ્ય અને 'ગૃહિણી' (પૃ ૨૧-૨૭) જોડિયાં છે પ્રસ્તુત કાવ્યમાં પહેલી સાત પંક્તિમાં અને ૧૮ થી ૨૦ પંક્તિમાં વર્તમાનના અનુભવનું સ્મૃતિચિત્ર છે

કાગળનાં ફૂલ, ગુનગુનતું ગાન, અને ચકનાતાં કપડાં સાહચર્યથી ભૂતકાળને કિશોરજીવનની ભાવાર્દ્ર સ્મૃતિઓ જાગ્રત કરે છે નવરાત્રિના ગરબાના સૂર તથા જાંબુડા પર બેઠેલા પંખીના સૂર, મધ્યાહ્ને શોભતા સોનેરી આંબળાના વન તળાવમાં કપડાં ધોવાની ને શ્વેત બતક ને કમળપત્ર પરનાં જળબિંદુ જોવાની મઝા વગેરે

વર્તમાનની વસ્તુઓ અતીતની તેવી જ વસ્તુઓની સ્મારક બને છે તેમાં સ્મરણ અલંકાર છે સ્મરણ અલંકારનો ટેકો લઈને કિશોરજીવનની ચૂંટેલી વિગતોની સહોપસ્થિતિથી તાદૃશ ચિત્ર અંકિત કર્યું છે આથી ભાવિક અલંકાર નિષ્પન્ન થાય છે બાળપણની મધુર સ્મૃતિઓ ગૃહિણીની વર્તમાન ક્ષણોને પણ મધુર બનાવી દે છે

છેલ્લી ત્રણ પંક્તિમાં વર્તમાન ચેતનાનું સ્મૃતિગત અતીત ચેતના સાથેનું ઐક્ય ધ્વનિત થયું છે

વહેતાના મુક્ત જીવનના વિરોધે આજનું બદ્ધ જીવન કાવ્યમાં નિષ્કંપ પડેલા કાગળના કમળ ફૂલના પ્રતીકથી સૂચિત થયું છે (પૂર્ણ)

## 'કંકાવટી'નો આગામી અંક

'કંકાવટી'નો આગામી અંક દિવાળી અંક તરીકે પ્રગટ થશે અને તે નિયત તારીખને બદલે ૨૩/૨૪મી ઓક્ટોબર, ૧૯૮૧ના રોજ પોસ્ટ થશે તેની નોંધ લેવા ગ્રાહકોને વિનંતી

—તંત્રી

## નર્યો વર્તમાન ? ! / શિરીષ પંચાલ

ભૂતકાળ અને ભવિષ્યકાળથી છેદ ઈ ગયેલા નર્યા વર્તમાનને માણવાનુ કેટલાના નસીબમા લખાયુ હશે ? માનવી જો માત્ર વૃત્તિ પર જીવનારુ પ્રાણી હોત તો તે નર્યા વર્તમાનને માણી શકત–પણ માનવી તો લાગણી, વિચાર, કલ્પના સ્વપ્ન, તરગના અનેકવિધ સકુલ જગતોમા જીવે છે અને એ જ કારણે તે પોતાની સામે ઉપસ્થિત થતી ક્ષણને માત્ર એ ક્ષણના સદર્ભમા માણી શકતો નથી એ ક્ષણનો તાળો ભૂતકાળ સાથે બેસાડવા જશે, ભવિષ્યની ક્ષણ સાથે એના લેખાજોખા કરવા જશે અને એમાથી શરૂ થશે પેલા સાત કોઠાના ચકરાવા

કેટલાક ફિલસૂફો આપણને સલાહ આપે છે કે તમારી સામે જે ક્ષણ છે તેના ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરો આગલુ–પાછલુ બધુ ભૂલી જાઓ, તો જ તમે એ ક્ષણનો આસ્વાદ લઈ શકશો પ્રદાર્થના નર્યા શુદ્ધ સવેદનો માણવાની આડે એની સાથે સકળાયેલા સ્મૃતિ, સાહચર્ય હોય છે, એ બધાને વ્યવધાન ગણીને દૂર કરવા પડે ઘણા ખરા લોકો સ્મૃતિની વેદના અને અનાગતની ચિંતા દૂર કરવા માટે સામૂહિક માધ્યમો, કેફી દ્રવ્યો વગેરેનો આશ્રય લેતા હોય છે એવા લોકો ભૂત અને ભવિષ્ય બને ભૂલી જાય છે એ સાચુ પણ સાથે સાથે પોતાની ચેતના ગુમાવી બેસે છે એ પણ સાચુ આને કારણે તેઓ પણ પોતાની ક્ષણને માણી શકે છે એમ આપણે ન કહી શકીએ કશાયને માણવા માટે વ્યક્તિત્વનો સમ્પૂર્ણ લોપ તો કરી શકતો જ નથી

આ બધાને અતે પ્રશ્ન તો એ જ આવીને ઊભો રહ્યો કે માનવી આવી રીતે વર્તમાનને માણી શકે ખરો ? કાલિદાસનો બહુચર્ચિત શ્લોક રમ્યાણિ વીક્ષ્ય યાદ કરો પ્રત્યેક મધુરતાની સમાન્તરે ભૂતકાળની વેદના ગુથાયેલી જ છે. અહી જ્યોતિર્મય દત્તની ‘બુદ્ધનુ નિર્વાણ’ નામની વાર્તા યાદ આવે છે. ભીખાભાઈ પટેલે તેનો અનુવાદ ‘ઊહાપોહ’ એક અકમા આપ્યો હતો હજુ થોડા જ સમય પર

પેની નાની ખિચકોનીએ મદદ કરી હતી, અહીં એની પાસે તો ખિસકોની જેવો જીવ પણ નથી પોતાની આસપાસના વાતાવરણ અને પોતાની વચ્ચે કશો મેળ રહ્યો નથી એટલે તેને આપઘાત કરવાનુ મન થાય છે

પણ આપઘાતથી એની સમસ્યાનો અત આવી જશે ખરો ? કદાચ અગત રીતે મરણ પછી કશુ જોવાનુ રહેતુ નથી, પણ એ તો એક પલાયનવાદ થયો. આપણા જમાનામા કાવ્યના અનિષ્ટ તત્ત્વને ઓળખાને એનો સામનો કરવો પડે આ બે સ્તરે થાય–પહેલા તો જે અનિષ્ટ છે તેને ઓળખવુ પડે અને પછીથી એનો સામનો કરવો પડે હવે જો અતર્મુખ થયેલો અથવા થવા માગતો માનવી આ અનિષ્ટથી જ ગભરાઈ જઈને પીછેહઠ કરવા માડે તો તો એ કદી અનિષ્ટને ઓળખી શકવાનો નથી કેટલાક એમ કહે છે કે રામાયણ– મહાભારત જમાનામા પણ અનિષ્ટ હતુ, આજે પણ છે આવા માણસો ઇતિહાસને નકારીને આગળ ચાલવા માગે છે અનિષ્ટ પહેલા હતુ, આજે પણ છે એ ખરૂ પણ પહેલાનુ વિશ્વ આપણે ખોઈ નાખ્યુ છે વળી, પહેલા તો આપણુ ભાવિ વિધાતના હાથમા હતુ, વિધાતા (અથવા પ્રકૃતિ અથવા પરમ ચેતના–ઈશ્વર) આપણે માનીએ છીએ એટલી ક્રૂર ન હતી એની રચતા પાછળ પ્રકૃતિએ સર્જેલા બધા જ નિર્જીવ સજીવ વચ્ચે સમતુલા જાળવવાનો આશય હતો - એણે માનવી માટે કોઈ પક્ષપાત બતાવ્યો ન હતો, આપણે માનવ છીએ એટલે મનુષ્યથી શ્રેષ્ઠ બીજુ કશુ નથી એમ કહ્યા કરીએ એ જુદી વાત છે. આજે એ બધો દોર ગણ્યાગાઠ્યા સત્તાલાલસુ માણસોએ પોતાના હાથમા લઇ લીધો છે અને એમની ક્રૂરતા કુટિલતાથી ચઢી જાય તો શુ પણ એમના બરોબરીનુ દૃષ્ટાન્ત માનવસસ્કૃતિના છેલ્લા પાચ છ હજાર વર્ષોના ઇતિહાસમા ક્યાઓમા પણ ક્યાય નહિ મળે અને છતા ય આ કુટિલતાને, દુષ્ટતાને સ્વીકારવી રહી, એને પૂરેપૂરી ઓળખવી રહી અને એનો સામનો પણ કરવો રહ્યો

# કાગડો બીજું શું કરે ? / વિજય શાસ્ત્રી

નિશાળના વર્ષોમા નાનાભાઇ ભટ્ટની 'હંસ અને કાગડો' નામની એક વાર્તા આવતી તે વારે તો એ ખરેખર હંસ અને કાગડાની જ વાર્તા તરીકે વાચેલી ને સમજેલી. એમા હલકટ માણસો અને તેના વડે ઉમદા માણસોની થતી સતામણીનો સંકેત હતો એ વાત ત્યારે સમજાયેલી નહિ

એક સવારે ગંગા નદીના કિનારે આવેલા વડના ઝાડ નીચે ત્રણ હંસો વિસામો લેવાને થોભ્યા મૂળ વર્તા કદાચ સંસ્કૃતમા હશે એમ 'હંસકાકીયમ' જેવા શીર્ષક પરથી સમજાય છે. મૂળ લેખક હંસ અને તેની વિરુદ્ધમા કાગડાને મૂકયો છે એય સૂચક છે હંસ ધોળા ને કાગડો કાળો એ વિરોધ માત્ર બાહ્ય દેખાય પૂરતો જ નથી, ચરિત્રનો પણ છે એની શારીરિક બીભત્સતા તેના ચરિત્રની ઊણપ દર્શાવે છે

હંસોને જોયા એટલે કાગડાભાઈ કા–કા કરતા ઠેકવા માડયા ઘડીમા ડોક વાકી કરે તો ઘડીમા કાણી આખ ફેરવે, ઘડીમા ડાળ ઉપર ઠેકવા લાગે તો ઘડીમા વળી ચાચને સાફ કરવા લાગી જાય એ કાકચેષ્ટાનુ સ્વભાવોક્તિસભર વર્ણન થયુ છે આજે પણ કેટલાક માણસો અમુક માણસો કે માણસોના સમૂહ પર પોતાની વિશિષ્ટતા ઉપસાવવા ઘડીમા પરસેવો લૂછે તે વળી ઘડીમા ચશ્મા કઢી આગળીએ ફેરવે, તો ઘડીમા પાછા સાફ કરી પહેરી લ્યે, તો બીજી ક્ષણે જાણે પાછા ડાઘ પડી ગયા હોય એમ કાઢીને લૂછે–એમ જાતજાતના નાટકો કરે છે તે પેલા કાગડાની ચેષ્ટામા સરસ રીતે વર્ણવાયુ છે હંસોનુ ધ્યાન પોતાના ભણી ખેચવા માટેની તેની આ યુક્તિઓ છે પણ હંસ કયા ને કાગડો કયા ? હંસ તો જોતા જ નથી એટલે છેલ્લે કાગડાભાઈ તેના પર ચરકયા ! અધમ માનવીઓ અધમતાની પરાકાષ્ઠાએ પહોચે જ છે અને જાતજાતના પ્રશ્નો કરવા લાગ્યો

'અલ્યા, તમે કોણ છો ? અહીં કેમ આવ્યા છો ? શુ આ વડલો તમારા બાપનો છે ?'

## જરા ધીરેથી / રતિલાલ 'અનિલ'

માણસ પોતાના મૂળભૂત પોતને, પોતાની અકર્મણ્યતાને છુપાવવામા અને વળી સમાજના યોગક્ષેમની ચિંતા કરનાર રૂપે પોતાને પ્રગટ કરવામા કેટલો ચાલાક, કુશળ અને બહોશ પણ છે? વાણી અને ભાષાને એ માટે એણે કેટલી બધી કલાગરી અને છદ્મનામયી બનાવી દીધી છે! પ્રચાર માધ્યમોનો ચાલાકીપૂર્વક આધાર લઈ એ કેટલી કુશળતાથી પોતાનો છલનાવ્યાપાર ચલાવી રહ્યો છે! પોતે કેટલો બધો પોકળ છે એની કદાચ એને સૌથી વધુ જાણ હોવી જોઈએ, નહિતર એ વાણીવ્યવહાર અને જાહેરખબરિયા વિધાનોની રમઝટમા શા માટે પડે! પોતે કશુ કરી શકતો નથી, એટલે અભિપ્રાયો અને વિધાનો કરી કરવા યોગ્ય સજાગપણે, સચિંતપણે કરુ છુ એવો દેખાડો એને નહિતર શા માટે કરવો પડે? પ્રસંગો શોધીને કે ઊભા કરીને ચાતુરીપૂર્વક વિચારક રૂપે વારવાર પ્રગટ થવાનુ એને શા માટે અનિવાર્ય લાગે છે? અને એના એવી એકધારી પ્રાસંગિક પ્રવૃત્તિથી જે ચાલતૂ હોય તેમા કશો ફેર પડતો નથી એ જોઈને પણ એને કશો ક્ષોભ થતો નથી! પોતાના શબ્દો કેવા વાઝિયા—નપુંસક છે એ જોઈને એને કશી શરમ આવતી નથી પોતે જે કઈ કહ્યુ આરોપ્યુ તેના ફળ રૂપે કશુ નીપજ્યુ નથી એ જોવા છતા પ્રત્યેક તકે બે ઉત્સાહભેર વાણીવીર રૂપે આગળ આવવા જેટલો ધૃષ્ટ પણ છે એ વર્તમાન ઘટનાપ્રવાહો, વિચાર પ્રવાહોની કહેવાતી ચિંતા કરે છે પણ પોતાનો આખો પ્રપંચ જ ચિંતાજનક છે એ પોતે જોતો નથી વાસ્તવમા તો એ પોતાની સ્થિતિ જાણતો હોવાને કારણે પોતાની ઉપસ્થિતિને એક વિભૂતિ, મનીષી,

સગવડિયા ચિંતકોની આ જ ભૂમિકા છે. એમણે પોતાપૂરતી સગવડ કરી લીધી હોય છે, એ માટે ઘટતી 'સમજૂતી' પણ કરી લીધી હોય છે, છતાં 'જુઓને, કેવું બને છે! આવું તે થાય!' એવા ઉદ્‌ગારો કાઢતા રહે છે તમે જે કંઈ કરો છો, અને જેમાં તમારો સદ્ધર્મ ગ્યાય છે ત્યાં પણ અવશ ઘોંઘાટ છે, એનું કેમ! તમે જે કંઈ કરો છો એનાથી એવું કેમ નથી બનતું કે ઘોંઘાટમાં ઘટાડો થાય? વાસ્તવમાં જે ઘોંઘાટ થાય છે એમાં તમારો સાદ પણ પરોક્ષપણે ભળેલો છે એટલું સ્વીકારો તો યે ઘોંઘાટમાં ઘટાડો થાય એનું પરિણામ આવશે જે કંઈ અપ્રિય બને છે એમાં મારો ભાગ નથી, હું એનો હિસ્સેદાર નથી, નિર્દોષ છું એવું છળ રચવાને માટે 'જુઓને, કેવું બને છે! આવું તે થાય?' એવા વાંઝિયા ઉદ્‌ગારો કાઢવામાં આવે છે

કેટકેટલા સગવડિયા ચિંતકો ધૂળિયા જમીનની ફરિયાદ કરતા પોતે જ ધૂળિયા આસને બેઠા છે! એ આસનની ધૂળ પણ તેઓ દૂર કરી શકતા નથી અને ધૂળિયા માર્ગો વિશે ચિંતા જાહેર કરે છે! એ ખરું છે કે, સઘબળ સામે વ્યક્તિ ઝાઝું કરી શકતી નથી પણ એ થોડું યે કરી શકે તે ખૂબ જ મૂલ્યવાન અને પ્રભાવક નીવડી શકે છે પોતાના આસન પર જેમણે ધૂળ પડવા દીધી હોય એવા વડેરાંને પ્રિય થઈ પડવા માટે તો તેઓ સુંવાળુ સુંવાળું વ્યવહાર કરતા હોય છે! એનાથી અમારી એવી કઇ પ્રતિભા પ્રગટશે, જે ધૂળ અને ધૂંધળાશને નિવારશે—એટલું વિચારવા જેટલી એમને ફુરસદ નથી, તેઓ ધૂંધળા વાતાવરણમાં સૂર્ય રૂપે પ્રગટવાના હાસ્યાસ્પદ પ્રપંચ કરે છે! આ બહુ દયા પ્રેરે એવું છે વાતાવરણમાં જેમ તેમ ટકી રહેતા અને પોતાપૂરતો માર્ગ કરી લેતા સામાન્યજનો તો પોતે વિશેષ હોવાનો કશો જ અભિગમ પ્રગટ કરતા નથી, પણ વાતાવરણનો લાભ પણ ઉઠાવવા જેટલા ચાલાક વાણીવીરો પોતાનું વાંઝિયું વિશેષત્વ ઉપસાવવાનો સતત પ્રપંચ કરતા રહે છે વાસ્તવમાં એમની કારગતા એ જ

# મકાનો

[ ઈટાલિયન વાર્તા ]

ચેઝરે પાવેઝ
અં અનુ એલેકઝાંડર ફ્રેનબર્ગ
ગુ અનુ વિજય શાસ્ત્રી

હુ એક એવો માણસ છુ જે જાત સાચવી સાચવીને જીવે છે નિયમિત કામ પર જાય છે અને દર અઠવાડિયે રવિવારની રાહ જુએ છે. એનો અર્થ એમ નહિ કે રવિવાર મારો પ્રિય વાર છે પણ બીજાઓની જેમ મને તે વારે રજા હોય છે અને માણસને આરામ તો જોઈએ જ ને ! વર્ષો પૂર્વે હુ જ્યારે બાળક હતો ત્યારે મને થતુ કે જો હુ રવિવારે પણ કામ પર જાઉં તો બીજા લોકો કરતા વહેલો મોટો થઈ જઈશ અને ગમેતેમ કરીને એમની પાસેથી વર્કશોપની ચાવી મેળવવામા હુ સફળ પણ થયો બધા સચાઓ શાંત હતા છતા મે આખના પલકારામા સોમવારનુ યે કામ પૂરુ કરી નાખ્યુ અને પછી મસમોટી જગ્યામા કાન બધ કરી ફરવા માડ્યુ આમ ફરવુ ખરેખર આનદદાયક હતુ સૌથી વધુ આનદ ખાસ તો હુ ધારુ ત્યારે ઘેર જઈ શકુ તેનો હતો ! બીજુ કે અત્યારે હુ મારા સાથીઓની જેમ સાયકલસવારી કરવામા કે પણ અથવા ટેકરી પર પહોચવામા રોકાયેલો નહોતો તેનો હતો !

હજુ પણ રવિવારે લોકો રાહેરબહાર કરવા નીકળી જાય છે. શેરીઓ, આ વર્કશોપની જેમ જ ખાલી હોય છે હુ આખી બપોર આમતેમ ભટકવામા વીતાવુ છુ અને કેટલીક શેરીઓ તો એવી છે કે જ્યા અડધા અડધા કલાક સુધી એકે માણસ જોવા ન મળે, ધાબાઓ,

હતી એને ખાલી આગણાઓમા ઘૂમી જવુ ગમતુ પહેના કદી ન ચડ્યા હોઈએ એવી સીડીઓના પગથિયા ચડવા ગમતા, બેલ દબાવી, જે કોઈ બારણુ ખોલવા આવે તેની સાથે વાતોમા ઊતરી પડવુ ગમતુ હુ મોટેભાગે એની પાછળ રહેતો અને ઘણી વખત તો મને તેનો આત્મવિશ્વાસ જોઈ, બારણા પરના બેલબટનને એ પહેલી જ વાર દબાવી રહ્યો છે એ વાત મારા માન્યમા ય ન આવતી। કદાચ હુ માની લઉ (કે પહેલી વાર બટન નથી દબાવાતુ) તો એવુ બન્યુ હશે કે હુ એની સાથે ત્યારે ન આવ્યો હોઉ તેની પાસે આ બધા માટે આગવી રીત હતી ખાસ કરીને બારણુ ઉઘાડનાર વ્યક્તિ જો સ્ત્રીઓ કે બાળકો હોય તો એવો શબ્દ તે કહેતો કે એમાથી નવો શબ્દ ફૂટે જ ફૂટે અને પછી અમે ટોળટિખળ કરતા અદર જતા અને છેક સાજ સુધી બેસતા એ હમેશા કહેતો કે રવિવાર, લોકો માટે ખૂબ કટાળા-જનક હોય છે અને કોઈ પણ ફરતા માણસને જોયા કે સાભળ્યા વગર અડધો દિવસ ઘરમા પૂરાઇ રહેલી વ્યક્તિ જ્યારે કોઈક આવે ત્યારે ખૂબ આનદ પામતી હોય છે આવુ હુ તેણે અગાઉથી જાણી રાખેલી અમને પીણાઓથી સત્કારતી કેટલીક સ્ત્રીઓ વિશે ધારુ છુ

એ વર્ષોમા કેટલાક છોકરાઓ બેટી ગડવા જતા, બીજા કેટલાક સાયકલ લઇને નીકળી પડતા અને પબમા પહોચતા અને બીજા કેટલાક સિનેમાઓની સામે છોકરાઓની ગાઠ જોતા થોભતા સિસ્ટોટોને જ્યારથી હુ ઓળખતો થયો ત્યા થી જ આ બધી બાબતો મને મૂર્ખાઈપૂર્ણ લાગતી હતી અને માની તો આવી બધી બાબતોમા જાતી જ નહોતી ચાલતી એટલુ જ નહિ આવા કશાને વિશે હુ તેને વાત યે કરી શકયો નહોતો કેમ કે તેની સાથે વાત કરવી હોય તો માત્ર 'આવુ બન્યુ' એટલુ તમે ફક્ત 'કહી'ને છૂટી જઈ શકો નહિ, વાત એને સ્પર્શે અને એ સ્વીકારે એવી જ હોવી જોઇએ આખો ભોયે જડીને અને સહેજ, જાણે આ બધી વાતની ઠેકડી ન કરતો હોય એવો ગાબીને

તૈયાર કરવા કહેતો અને સ્ત્રીઓ હમેશા એને એક ખૂણામા લઈ જઈ, ડોળા કાઢતી, મોટે ઘાટે દબડાવતી અને રડી પડાય ત્યા સુધી બગડાટ કરતી અને તેમનો તગ પોશાક ઢીલો કરી આપવામા સિસ્કૉટો આગળ પડતો ભાગ લેતો

ઘેર પાછા ફરતી વખતે હુ સિસ્કૉટો સાથે હસવામા જોડાતો પણ હુ જાણતો નહોતો કે હુ શા માટે હસતો થિયેટરમાથી બહાર નીકળ્યા બાદ લાગે એવી હળવાશ અને મુક્તિનો અનુભવ મને થતો હુ સિસ્કૉટોને બોલવા દેતો અને હુ ય બોલતો. એ લોકો અને તેમની તકલીફોના કારણો-ની કલ્પનાઓ કરવી અમને ગમતી એ વિશે ભાતભાતની વાતો કરવી અમને ગમતી પણ બધુ પૂરુ થતુ એ વાતનો મને વિશેષ આનદ થતો કદાચ હુ અમસ્તો હસ્યો હોઇશ, છતા સિસ્કૉટોને તેમાથી રાહત થતી કારખાનામા તે રાતપાળી કરતો હોઇ આખા દિવસે સવારે પણ તે જાતને બહેલાવવાની નવરાશ મેળવી શકતો, એટલુ જ નહિ વધુ સારી રીતે મજા મેળવવા તેણે કેટલાક પરિચયો સુદ્ધા કેળવી લીધા હતા. હુ ઘણી વાર સામી દલીલ કરતો ત્યારે તે મને કહેતો કે વયસ્ક સ્ત્રીઓના પરિચય કેળવવા માટે હજુ ઘણા ઘરો મારે માટે બાકી છે તુ હજુ બચ્ચુ છે' એ કહેતો 'તને ખબર નથી કે આજકાલ જુવાનડા છોકરાઓની જ બોલબોલા છે ?'

પણ હુ ય 'જુવાનડો છોકરો' છુ એની પ્રતીતિ કરાવવા પણ એ મને ભોયતળિયાની તમાકુ વેચતી સ્ત્રીને ત્યા ન લઇ ગયો ! (એક સાજે બારીના છજા નીચે ઊભા ઊભા અમે વાતો કરવી શરૂ કરી હતી સખત ઉકળાટને લીધે એ સ્ત્રીએ લાઈટો ઓલવી નાખી હતી અને અમને આઇસક્રીમ લાવી આપવા કહ્યુ હુ ગયો ને સિસ્કૉટો તેની સાથે વાતો કરતો ત્યા રોકાયા ) પછી કેન્દ્રસ્થળે આવેલી શેરીઓમાની એક શેરીમા પગથિયાની ચડઊતર આરમ્ભી એ કેન્દ્રસ્થાને જે એક વાર સપૂર્ણ દમામ-તો' લાગતી હતી તે હવે ભોયરા શી લાગતી હતી આગણામા

અમને કશી મદદ ન કરો ?" એવુ કહ્યુ અને પછી એક ધક્કા સાથે તે ઊભી થઈ ખડમા અનિર્ણિત મનોદશામા ટહેલવા લાગી, દુખી અને કદાચ ઊંઘરેટી સ્થિતિમા. પછી તે બિછાના તરફ ગઇ બાજુમા પડેલા ટેબલ પાસે કઈક શોધીને આખરે કલાઇના પતરાનુ સિગારેટનુ એક પાકીટ લઈને પાછી આવી માગી સામે ધર્યું હુ લેતા અચકાયો એટલે તેણે તે ખુલ્લુ કરીને ટેબલ પર મૂકી દીધુ દરમિયાનમા સિસ્કોટો ઊઠીને એક બધ બાગણા પર કાન માડીને કશુક સાભળવા લાગ્યો કશુક કહેવાની શરૂઆત રૂપે ફેરીનાએ સિગારેટનુ પાકીટ ઠોક્યુ પણ કહેવામા એ જાણે કશી તકલીફ અનુભવતી હતી સિસ્કોટો ગોળ ફર્યા અને તેના તરફ જોયુ છતા હુ જોઇ શકયો કે તે ફેરીના તરફ બેપરવા જ હતો ટેબલ તરફ આગળ વધીને તેણે સિગારેટ લીધી અને સળગાવી પછી ફેરિના બોલી. થોભો, હુ એક મિનિટમા આવી, અને સિસ્કોટો ઊભો હતો એ જ બારણુ ઉઘાડી ફેરીના ચાલી ગઈ

વડીલ્લર માટે અમે એકલા પડયા, સિસ્કોટોએ જાણે હમણા હસી પડાશે એવી મુખમુદ્રા કરી મારી સામુ જોયુ પણ હુ જરાકે હસ્યો નહિ મે કહ્યુ 'મારુ ધ્યાન સૂર્યપ્રકાશ પર ગયુ જ નહી ' એણે આ ચાગમી ઊચુ જોયુ પણ તેનુ ચિત્ત બીજે ક્યાક ભટકતુ હતુ 'સમજ પડી ' તેણે પૂછ્યુ હુ એની લાગણી દુભાવવા માગતો નહોતો એટલે મે કહ્યુ, 'બરાબર જો' એટલામા જ ફેરીના પાછી આવી એ જોઈ સિસ્કોટોએ ખભા ઉલાળ્યા.

ફેરીના પાણીની બોટલ લાવી અને ટેબલ પર મૂકી ઢાકણ ઉઘાડી ત્રણ પ્યાલા કાઢી ધીમેધીમે ભર્યા અને ગોળ ફેરવીને અમારી તરફ બમેડતા સ્મિત કરી તે ઉપાડવા આમ ત્રણ આપી રહી અમે ત્રણે પીવા લાગ્યા અને સિસ્કોટો, પાણી ગમ્યુ હોય એમ ટેબલ પર આગળા થપથપાવવા લાગ્યો પછી ફેરીનાએ પણ સિગારેટ સળગાવી અને ખુરશી પર જમાવી રૂમાલ વાઢતી અને જાતને પખો નાખવા લાગી

થોડીક વાર અમે ઈશ્વરવિષયની વાત કરી અને મિરકોટો એને ચીડવવા લાગ્યો સિગારેટ અને દારૂ આમ હાથવગા રાખે છે તે શું તારે ઘણા મુલાકાતીઓને રીઝવવાના હોય છે ? ડૅટેરીના મૂર્ખ નહોતી એટલે આવા પ્રશ્નોના તરત અને ઝડપી જવાબે વાળ્યા એ જે રીતે પગ પર પગ ચડાવીને બેઠી હતી એ જોઈ કોઈને ય એમ ન લાગે કે એ નોકરબાઈ હતી એ જ્યારે બીજા ખંડમા ગઈ ત્યારે સ્કર્ટ બદલીને અને હોઠ પર થોડો વધુ લિપસ્ટિક ફેરવીને પાછી આવી હતી સિરકોટોએ એને એની જીવન-કહાણી કહેવા આગ્રહ કર્યો એ લોકો એ વિશે વાત કરતા અટક્યા નહિ મે મૂગેમૂગા બેસી ઘુ સાંભળ્યા કર્યુ ડૅટેરીના, એની વાત પરથી લાગતુ હતુ કે, એ'ક મોટા માણસની પત્ની યા સ્ત્રી હોવી જોઈએ એણે પોતાને ઘણા ઘણા મિત્રો મળવા આવતા તે સમયની અને પોતે એક વાદકવૃન્દમા કામ કરતી હતી તેની અને પ્રત્યેક રાત્રે ઓછામા ઓછુ એક નૃત્ય તે કરતી જ, તે સમયની વાતો કર્યે રાખી. અમે ખૂબ પીધુ અને ખૂબ હસ્યા એ વાર મિરકોટો આજુબાજુ નજર ફેરવીને બોલ્યો 'આપણો અવાજ ત્યા તો સભળાતો ન હોય ને !' એ વખતે તે પૂરતી ઉત્તેજિત થઈ ચૂકી હતી એણે ખભા ઉલાળ્યા અને કહ્યુ, કોઈ કરતા કોઈ સાભળવા નવરુ નથી

મિરકોટો આમતેમ ડોક ઊચીનીચી કરી, શા માટે જોયા કરતો હતો તે હુ વિચારતો હતો, દરમિયાનમા વાત માલિકો તરફ વળી ગઈ હતી ! અને સિરકોટોએ પૂછી માર્યુ, 'તે વિધવાના લગ્ન થઈ ગયા કે નહીં ?' તને રસ છે એની સાથે પરણવામા ?' લાગલુ જ ડૅટેરીનાએ પૂછ્યુ આમ કહેતી વખતે તેના ચહેરા પરનો પૂર્વવર્તી ભાવ સમ્પૂર્ણ બદલાઈ ચૂક્યો હતો મિરકોટો જોરથી હસી પડયા ત્યારબાદ તેઓ બને એકબીજાને ક્યારથી જાણતા હતા એમ મે પૂછ્યુ અને સિરકોટોએ મને બધુ માડીને કહેવા માડયુ વાત કરતી વખતે તે લુચ્ચાઈપૂર્ણ નજર ડૅટેરીના પર નાખી લેતો હતો તેણે કહ્યુ કે એ દિવસે

રવિવાર હતો અને પેલી વિધવા શેઠાણી (અમે બેઠેલા તે] રૂમમા આવી ચડી [કૅટેરીના આ સાભળી શરમાઈ ગઈ સહેજ અસ્વસ્થ થઈ ગઈ] અને અમને બ નેને પે લી પથારીમા સ થે જોઈ ગઇ એનાથી એને લેશ પણ આચકો લાગ્યો નહિ અને પોતના દેખતા જ એણે મને કપડા પહેરી લેવા જણાવ્યુ તેણે (સિસ્કોટોએ) એમ કર્યું જ હોત પણ કૅટેરીનાએ ઉશ્કેરાટ અને અદેખાઇના માર્યા ચાદ તેના (સિસ્કોટો)ના માથા સુધી ખેચી લીધી હતી હુ આ બધુ સામળતો અને તેના તરફ જોતો [જેથી કૅટેરીના તરફ ન જોવુ પડે] બેઠો હતો મે કહ્યુ, પછી ? "તે કપડા પહેર્યા ?"

આ ક્ષણે કૅટેરીના ગાડાની જેમ બરાડી ઊઠી 'તે કપડા પહેર્યા જ હતા, ઑલરાઇટ ! જો તારામા કશુ ખૂટતુ હોય તો તે ચોક્કસ શરમ જ નહિ !' સિસ્કોટો હસ્યો કૅટેરીનાએ હથેળીઓ વડે ચહેરો છૂપાવી દીધો.

હવે હુ ત્યાથી જવા માટે તનપાપડ થઇ રહ્યો પણ તેમ કરવાને બદલે મૂગેમૂગો બારણા ભણી જોવા લાગ્યો. સિસ્કોટો બીજુ પીણુ લેવા ઊભો થયો કૅટેરીનાએ એને જતો જોયો એટલે છુપાવેલુ મો બહાર કઢયુ તેની આખો મોટી અને લાલચૂસ બની ગઇ હતી. જાણે હમણા જ ટુકડે ટુકડા કરી નાખશે એવી તીક્ષ્ણ નજરે તે જોઈ રહી 'ચાલ્યો જા અહીંથી, દૂર થા [પોતાને સબોધીને બોલી] તે તમારા કરતા બહુ ખરાબ છે, બસ ? હવે એના તરફ જોતો નહિ.'

સિસ્કોટો પીણુ રેડી રહ્યો એટલે બોટલ નીચે મૂકી એક ક્ષણ માટે તે મૂઢ જેવો થઇ ઊભો અને પછી પોતાની બેઠક તરફ લેતા મને કહ્યુ આ સ્ત્રીઓ કદીય 'બહાર' જતી નથી'

કૅટેરીના હજી ય અ ારી તરફ અસ્વસ્થતાપૂર્વક જોયા કરતી હતી 'તારે એક બારી રાખવી જોઈએ' સિસ્કોટો બોલ્યો, 'રસ્તા પરની હોય એવી આમે ય આ મકાનમા બારીઓની કમી નથી' કૅટેરીનાએ આ સાભળી

ખાલીખમ શહેરમા ભટકતો ફર્યો હોઉ એની એ પ્રથમ જ બપોર હતી. લીનાને હુ જાણી ચૂકયો હતો અને અત્યારે સિસ્કોટો એની સાથે પ્રેમક્રીડામા ગૂથાયો હશે એ વિચારે મને ઉત્તેજિત કરી નાખ્યો મને શરાબનો થોડો થોડો નશો પણ ચડવા લાગ્યો હતો હુ યુવાન હતો અને બધી જ વસ્તુઓ મને આસાન લાગતી હતી છતા હજુ સુધી હુ સુખી હતો કે કેમ એ જાણી નહોતો શકયો કે હુ એકલો હતો !

એ સાજે ચોકમા સિસ્કોટોની રાહ જોતા જોતા મે એ તમાકુના વેપારીની સ્રીની બારી તરફ નજર ફેકી અને હસ્યો. સિસ્કોટો એ પહોચેલ બદમાશ હતો આખરે એ આવ્યો ત્યા અમે બધી વાતો કરી અદેખી બાઈઓ શુ બોલે ને શુ કરે તે તેણે મને કહ્યુ. તેણે કહ્યુ કે અદેખાઈનો કોઈ ઉપાય નથી તેથી તેઓ તેમનો સમય બારીએ કદાચ બધ બારણાની પાછળ, બેસવામા વીતાવે છે એવીઓને બરાબર ઓળખી લેવી જોઈએ, કમ સે કમ જુવાનડા છોકરાએ તો કોઈ પણ હિસાબે ઓળખી લેવી જ જોઈએ. એક સમય એવો પણ આવે છે જ્યારે, બિલાડીના પેઠે બારણા પાછળ લપાઈને તેઓ તેની (જુવાનડા છોકરાની) રાહ જોતી હોય

છતા અત્યારની ઘડીએ તો તે પેલી તમાકુના વેપારીની પત્નીને જ સ્મરી રહ્યો હતો અને કેટેરીના પાસે જવા તેની ઝાઝી ઇચ્છા નહોતી એક સાજે એણે મને એકલો જ ત્યા જવા કહ્યુ પણ મારી હિમત ચાલી નહિ મે એ મકાનના ઝરૂખાઓ નીચે ભટકયા કર્યુ –મનમા મનમા લીનાને જોવાની ઝખના સળવળતી હતી પણ બારીઓ બધ હતી બીજા રવિવારની સવાર સુધી એ બધની બધ જ રહી અને સિસ્કોટોએ મને કહ્યુ કે ઉનાળો આવ્યો હોઇ આખુ કુટુબ દરિયા-કિનારે સરસામાન લઈને ઊપડી ગયુ છે 'નોકરબાઈઓ સુદ્ધા ?' હાસ્તો વળી '

અને એ બધુ છતાં, દુનિયામા લીના જ એક માત્ર હસ્તિ નહોતી. સિસ્કોટો ઘણી સ્ત્રીઓને ઓળખતો હતો "એક એવો સમય યે આવે જે જ્યારે તેઓ તમારી પાછળ ગાડી બને છે" તે હમેશા કહેતો. પગથિયા ચડતા, વાતો કરતા, બહાર સ્ત્રીઓની શોધ કરતા તેમનુ અવલોકન કરતા તેમને આનંદિત કરતા હુ કઈ જ કરી શકયો નહોતો. સિસ્કોટો બધુ જ કરી શકતો લગભગ ખૂધો એવો તે. હુ માત્ર ગાડ જોતી જ મુનાસિબ સમજતો.

પણ પછી તો સિસ્કોટોએ લગ્ન પણ કરી નાખ્યુ. એણે મને કહ્યુ પણ નહીં મે માની બહેન પાસેથી સાભળ્યુ. પેલી તમાકુવાળી બાઈએ તેને ગાડો કરી નાખ્યો હતો. તેની સાથે લગ્ન કરવાથી જ તેના ઘરમા પ્રવેશ મળી શકે એમ હતુ. આખર જતા, એ સ્ત્રી અત્યંત અદખી હતી એ સિવાય બીજુ કશું એણે મને કહ્યુ નહિ. તે એક રૂપાળી, ભરાવદાર બાઇ હતી અને કદાચ મને ન પણ ગમે એવી હતી. સ્ત્રીઓ સાથે બધુ બરાબર ચાલતુ રાખવુ હોય તો એને એના તાનમા ચાલવા ન દેવી જોઈએ. એણે છૂપી રીતે લગ્ન કર્યા હતા કેમ કે એ વિધવા હતી અને હમેશા કહેતી કે જો હુ ફરીથી પરણીશ તો તેને પોતાના ત્રાહકો ગુમાવવા પડશે પણ લગ્ન પછી તરત જ તેણે સિસ્કોટો-ને પાતાનો હિસાબનીશ બનાવી દીધો. અને ત્યારે મે સિસ્કોટોની, મોટપણ કરે જ, એમ મશ્કરી કરી અને અંતે અમે ઝઘડ્યા. અને પછી તો મારુ એ ચોકમાંથી પસાર થવાનુ બનતુ ત્યારે જ અમારી મુલાકાત થતી. પણ હવે એવા દિવસો આવે છે, એવા રવિવારો કદાચ આવે છે, જ્યારે મને એની અદેખાઈ આવે છે. □

૨૭, ઓગસ્ટ '૧૯૮૧

[ Cesare Paveseની Houses વાર્તાનો અનુવાદ
Italian Short Stories
ed Raleigh Trevelyan
Penguin Publication ]

એ શબ્દના સ્પન્દિત થવા સાથે બંધ પડી ગયેલું, અણુઅણુમાં ચાલી રહેલું, નૃત્ય ફરી આરમ્ભાય છે જળ એની સાથે પોતાનો લય મેળવી લે છે, પવન એના તાલ સાથે તાલ મેળવે છે એ શબ્દ મન્દિરના ઘણ્ટનાદમાં રણકે છે હોસ્પિટલની સફેદ લાદી પર થઈને દુ:ખના રેલાની જેમ લસરે છે મહાનગરના રાસાયણિક ધૂમ્રવલયોની સાથે ભળીને એ નવી વિભીષિકા રચી દે છે, કોઈ નારીના અંગ પર એ આછી માદક આર્દ્રતા બનીને છવાઈ જાય છે

ધર્મગુરુઓ એમાં ઈશ્વરનો રણકો સાંભળવા કાન માંડે છે પણ એમના હાથમાંથી સરી પડીને એ પાચીકા ઉછાળીને રમતી કન્યાના હાથમાં ઝિલાઈ જાય છે કોઈક વાર એ કોઈકની મિથ્યા કીર્તિનો ગબારો થઈને ઊંચે ચઢે છે ને તરત જ અદૃશ્ય થઈ જાય છે. કોઈક વાર એમાંથી કશાક અજાણ્યા ભયની ગન્ધ આવે છે જળસર્પની જેમ કદિક એ ચેતનાના ઊંડાણમાંથી ઉપર આવીને માત્ર એનું માથું બહાર કાઢીને વળી પાછો તળિયે ચાલ્યો જાય છે ઘણી વાર તો એમાંથી નરી અનિદ્રાના મોજાં ઊછળતાં મેં સાંભળ્યાં છે કોઈક વાર તો એ પાસે બેઠેલા કોઈકની ઊંઘરેટી આંખના જેવો સળવળાય છે એમાંથી ક્યારેક નિર્જન ઉદ્યાનમાં એકલા અટૂલા રહી ગયેલા ફુવારાનાં હિબકાં સંભળાય છે પણ એને પકડીએ પકડીએ ત્યાં તો એ એની અને આપણી વચ્ચે એક નવા જ સમયનો પ્રસાર મૂકીને છટકી જાય છે

આ શબ્દને માનવીએ પોતાના રક્તમાં ધોઈધોઈને માંજવાનો પ્રયત્ન કર્યો છે કોઈએ એને વેશ્યાની યોનિમાં ધરબી દીધો છે તો કોઈએ એને મૂંગા માણસની અવાચકતાના પાતાળમાં હડસેલી દીધો છે, પણ આંધળાની આંખમાં એને મણિની જેમ પ્રકાશતો પણ જોયો છે કોઈક વાર એ 'અરેબિયન નાઇટસ'ના જીનની જેમ મેઢામાંથી બહાર કાઢતાં જ આકાશને ગ્રાઈ દઈને વ્યાપી જાય છે તો કોઈક વાર અસૂર્યંપશ્યા નારીના ગુપ્તપ્રદેશના તલ જેવો અદૃશ્ય થઈ જાય છે. 'આ

ઝાલ્યો, આ ઝાલ્યો' એમ કહીને એને પકડવા જઈએ છીએ ત્યાં તે હથેળીમાંથી પારાની જેમ સરી જઈને વિખેરાઈ જાય છે. રાત્રિના એકાન્તમાં વાસના ફૂટતા અંકુરની જેમ મારામાં એને ફૂટતો હું કયાં સાંભળું છું

કાંઠાને ખોદી નાખતી વન્યા નદીની જેમ એણે મને ખોદી નાખ્યો છે મારા વિજય સાધવાનો નશો પણ મને એણે જ ચઢાવ્યો છે મૌનથી ? જ્યાં કામ સર્યું હતું ત્યાં આ શબ્દે એકાએક કૂદી પડીને ઓછાં ઓછાં નથી કર્યાં ! આથી તો હું મારા જ શબ્દો પ્રત્યે સાશંક બનીને એમની ગતિને ગુપ્તચરની આંખે જોયા કરું છું મારી આજુબાજુ હું મોરચા ઊભા કરીને, મારી જાતને સલામત માનીને, બેઠો હોઉં છું ત્યારે એ એમાં આસાનીથી બાકોરું પાડી દે છે ।

શિશુકાળ શબ્દોને વીણવાનો સમય હતો ક્યાં ક્યાંથી શબ્દોને વીણી લાવ્યો ! ઉનાળાના ખરબચડા મહિનામાં પડતા પડઘાને વીણ્યા, શિયાળાની રાતે પાસેના વડ પર બોલતી ચીબરીના અવાજને પણ ધર્યો, મધુમાલતી અને મોગરાની વાચાળતા પણ સંઘરી, કૂવાની અંદરના ગાજનામાં ભીંજી નીકળેલા પીપળાના પાંદડાનો અવાજ પણ વીણી લાવ્યો સાંજવેળાના અનુસંધાને પ્રહરના ચાલી જવાના પદરવને પણ ઝીલ્યો મધરાતે જ્યારે ઊંઘને વળ ચઢાવતા દાદાના રેંટિયાના ગુંજનમાંથી ઊઠતા અનુનાસિકોને એકઠા કર્યા ! ત્યારે જ તો કાન માંડીને પવનની બારાખડી ફરી ફરી સાંભળી વનની ગાઢ વૃક્ષરાજિની ગૂંચવાયેલી શાખાઓના જોડાક્ષરો ઉકેલ્યા, કાબર અને લેલાના રઝળતા વ્યંજનો અને ઘુવડના પ્લુત સ્વરને પણ સાંભળ્યા નક્ષત્રોના અખંડ દીપમાં પહેલું આશ્ચર્યચિહ્ન જોયું.

પછી તો જાતજાતના શબ્દો આવતા જ ગયા કોઈ ચીજના આંસુમાંથી જન્મેલા, તો કોઈ ઊંડા મૌનને તળિયેથી શોધી કાઢેલા, કોઈ પહેલી વાર મારી હથેળીમાં ભીરુ પંખીની જેમ છૂપાઈ ગયેલા કોઈકની આંગળીઓના ટેરવે રણકતા પછી તો નામના પડછાયાઓ લાંબા થતા

ગયા ક્રિયાપદોની ગતિ તેજ બની વિશેષણોનો પ્રપંચ વધ્યો. ઘણી વાર તો આ ઘેરી વળેલા શબ્દોને અગણે જ જયાં જવા નીકળ્યા હતા ત્યાં જવાયું નહિ કોઇક વાર તો સામે બેઠેની વ્યક્તિની વિસ્ફારિત આંખોને સાંભળવામાં જ એવા ખોવાઈ ગયા કે શબ્દો હોઠ પર જ રહી ગયા. ક્યારેક અણધાર્યો ઝાટકો લાગતાં શબ્દોને અજાણી ભોમકામાં ઊગી નીકળતા પણ જોયા

પછી શબ્દોનો તો કોઇ વાર રાફડો બાઝી ગયો કેટલાક શબ્દોએ તો ઊધઇની જેમ મૂળ જ કોતરવા માંડ્યું તે વળી ક્યારેક શબ્દો ગરૂડની જેમ પાંખ વીંઝીને અન્તરીક્ષ તરફ ખેંચવા લાગ્યા શબ્દોએ ક્યારેક શઠ બનીને ગતિ પણ વધારી, તો ક્યારેક શિષ્ટસમ્મત મર્યાદા-રેખાની બહાર પણ મને આ શબ્દોએ પ્રચણ્ડ વેગથી ફંગોળી દીધો આથી જ તો કેટલીક વાર 'હા' 'ના'ના તન્તુઓ એવા તો ગૂંચવાઈ ગયા કે 'ના' 'હા' થઈ ગઈ અને 'હા' 'ના' યુવાનીમાં ખભા ઊંચા કરીને છાતી કાઢીને ચાલ્યા ત્યારે જ ખભેથી થોડા થોડા શબ્દો ખખે-રાઇ જવા લાગ્યા એ ખરી પડેલા શબ્દો પૂઞ્જીભૂત થઈને નામના પડછાયાઓને ઘેરા બનાવતા ગયા. વિદ્યાપીઠમાં જઇને શબ્દોના મુખ પરથી શાહી લૂછી નાખી પણ ધૂળથી ય પાતળું સમયનું પડ ધીમે ધીમે શબ્દને ઝાંખા કરતું ગયું પરિચિત શબ્દો નવી અપરિચિતતા લઇને સામે મળવા લાગ્યા ઘણા શબ્દો રાતવેળાએ બારી બારણાં બંધ કરતાં પૂરાઈ ગયેલા પંખીની જેમ અંધારામાં અથડાતા રહ્યા એકાન્તના દંશના ઝેરને ચૂસી લેનારા શબ્દો ય નથી મળ્યા એવું નહીં શબ્દોએ બધું દેખાડ્યું જ છે એવું નથી, ઘણી વાર અદર્શન બનીને આ શબ્દો આંખ પર છવાઇ પણ ગયા છે.

વાસ્તવિકતાનું વસ્ત્રાહરણ કરનારા શબ્દો પણ છે તો ગહનમતાથી તુચ્છતાને ખણ્ડિત કરનારા શબ્દો પણ છે મૃત આકાશની નિર્જનતામાં ધૂમરતાના આનન્દને લેઇને સહેજ ક્ષણભર ચમકી જતા અનામી તારા

જેવા શબ્દોને પણ મે જોયા છે ને શબ્દતાના પડ પછી પડ ઉકેલતા આપીને આખરે શૂન્યમા શમી જનારા શબ્દોનો મહિમા જીરવવો કપરો છે, કોઈક વાર ઉચ્ચારનારુ મુખ દૃષ્ટિગોચર નહિ હોય તે છતા એના ભણકારરણકારથી ચિત્તને સમુત્કુણ્ઠિત કરનારા શબ્દોએ મને ભારે પજવ્યો છે. નિકટને દૂર અને દૂરને નિકટ બનાવવાની અદ્ભુત માયા રચનારા શબ્દો પણ છે.

હવે આગણામા સુખડ વાવ્યુ છે હુ નિ શબ્દ થતો જાઉ છુ ને મારા શબ્દો આ ચન્દનના વૃક્ષ પર ઝીણા ઝીણા પર્ણોરૂપે પલ્લવિત થઈ ઊઠતા જોઉ છુ કદાચ એમાના થોડા શબ્દો એ સુખડના કાષ્ઠરૂપે મારી છેલ્લી અગ્નિશય્યામા સાથે પોઢવા આવશે □

## સાભાર સ્વીકાર

**મને ગામ જડયુ ગોકુળિયુ'** લેખક વજ માતરી, પ્ર. નકશબ અલવી, ૯-અ. જસ્માઈન એપાર્ટમેન્ટ, ખાનપુર, અમદાવાદ-૧ મૂલ્ય બાર રૂપિયા

**આવતીકાલના યુવાનો માટે જાતીય શિક્ષણ** સપાદક ડૉ. ભાસ્કર વ્યાસ પ્રાપ્તિસ્થાન સાહિત્ય સગમ, બાવાસીદી ગોપીપરા, સૂરત-૧, મૂલ્ય સાડા તેર રૂપિયા

## કાકાસાહેબ / રતિલાલ 'અનિલ'

રાજમહેલના પથ કરતાયે મને તો સાબરમતી જેલનો છોટા ચક્કર જતો માર્ગ વધારે સ્વચ્છ અને રળિયામણો લાગતો. માર્ગમા આપણા આગમનના ઉલ્લાસમાં ઝૂમતા અને ઝૂલતા લીમડા આવ્યા જ કરે, એમને સ્પર્શ કરીને જ આગળ જવાનુ મન થાય, પણ સાથે વૉર્ડર હોય એટલે નજરસ્પર્શ કરીને જ પ્રસન્નતા અનુભવુ. કવૉરેન્ટાઈન તો એક ખૂણે આવેલુ જેનની હૉસ્પિટલમા દવા લેવા જવાનુ બહાનુ મળે તો જ ત્યાથી બહાર નીકળાય. જેલનુ દવાખાનુ ઠેઠ બીજે છેડે. જમણી બાજુ બડા ચક્કર અને ડાબી બાજુએ છોટા ચક્કર રહી જાય. માર્ગમા વચ્ચે આવે ડાબી બાજુએ જેલનુ રસોડુ અને તેની સામે એક ખોલી. દવાખાને જતા એના પર અચૂક નજર જાય, ત્યા આગળ પગ ધીમા પડી જાય. ખોલી સાવ ખાલી તોયે તેના પર જિજ્ઞાસાથી નજર પડે જ અને કશીક લાગણી થાય જ. કાકાસાહેબ કાલેલકર એ ઓરડીમા રહેલા એકાકી, પણ ત્યા રહી એમણે જે લીલા-વિનોદ નીરખ્યો ને આલેખ્યા ઓતરાદી દીવાલોમા. એના વાચનને કારણે એ ખોલી મને શારદામંદિર જેવી લાગતી. સામાન્ય કેદી જેના આવાસ થઈ જાય, એકાંતથી કંટાળી જાય એ ઓરડીમા કાકાસાહેબને કેટકેટલો વિનોદ સાપડ્યો! ચકલી, ખિસકોલી અને લીમડાના પાનની લીલાએ એમના એકાંતને કેવુ રસમય બનાવ્યુ! જેનમા આવી ચડતા

વાદરા જાણે આઝાદી એટલે શુ એનુ ભાન કરાવવા માટે જ જમીન પર અને લીમડાઓ પર દોડધામ, કૂદાકૂદ કરતા । છોટા ચક્કરમા અમને લાવવામા આવ્યા અને અમે દીવાલોની અંદરની નાની વસ્તીમા પુરાઈ ગયા પણ સૂરત જિલ્લાના હોવાને કારણે જુવારના રોટલા ખાનારને જિંદગીમા પ્રથમ વાર બાજરાના રોટલા ખાવા પડતા એટલે રોજ જેલના દવાખાનાની મુલાકાત લેવાનુ અનિવાર્ય બની ગયુ એ કારણે ત્રણેક માસ તો વારવાર છોટા ચક્કરની બહાર નીકળતા અને એમા પ્રવેશતા પેલી ઓરડીના દર્શન સુલભ થઈ જતા

એ ઓરડીએ શીખવ્યુ કે, ટૉલ્સ્ટૉય કહે છે તેમ વૈકુંઠ તારા હૃદયમા છે । આપણી જીભમાથી રસ ન છૂટે ત્યાર સુધી છપ્પન ભોગની તમામ વાનગી નીરસ છે, જીભ સાચોસાચ 'રસના' બને અને એમાથી રસ છૂટે તો સૂકો રોટલો પણ સ્વાદિષ્ટ બની રહે છે, જે ઓરડીના બીડાયેલા બારણાના લોખડના સળિયા વચ્ચેથી કાકાસાહેબે રાત્રે આકાશદર્શન કર્યું તે બીજા કોઇ કેદીના ભાગ્યમા હતુ ખરુ ? આનદ પામવાની આપણી રસજ્ઞતા જ આખ સામે થતી લીલાને રસમયરૂપે આસ્વાદી શકે છે અને વર્ણન દ્વારા બીજાઓ સુધી એ અનુભવને પહોચાડી શકાય છે

જેલમા જ મે કાકાસાહેબના, મળે તેટલા તમામ પુસ્તકો વાચી નાખ્યા, તેમા 'જીવનવ્યવસ્થા' અને 'જીવનનો આનદ–' એ મોટા ગ્રથો પણ આવી ગયા એ પુસ્તકો જેની પાસે હોય, તેની સાથે એ પુસ્તકને કારણે જ મૈત્રી કરવી ગમતી. તે મને બહુ શ્રીમત લાગતો એ ગ્રન્થોના નિબધો ગુજરાતી નિબધસાહિત્યના માર્ગસૂચક સ્તભ સમાન પ્રસન્નકર ઓજસ્વી શૈલીમાધુર્ય કાકાસાહેબને ગુજરાતના ટાગોરરૂપે સ્થાપે અને શાતિનિકેતનમા અધ્યાપન કરી ચૂકેલા કાકાસાહેબ મૌલિક લેખક તોયે ટાગોરના શૈલીમાધુર્યના વારસદાર ખરા જ શ્રી રઘુવીર ચૌધરીએ અખબારી કોલમમા ચીતરી નાખ્યુ કે, 'હવે તો નિબધસગ્રહ પણ

લોકપ્રિય થાય છે' ત્યારે એમણે માત્ર વિવિધ પ્રકારની ચાલાકીથી ખપાવાયેલા નિબંધસંગ્રહની વાત કરી હતી. જે યુગમાં સરકારી ગ્રાન્ટના જોરે પુસ્તકો નહોતાં ખપતાં પણ વાચકો સીધા ખરીદતા હતા ત્યારે કાકાસાહેબના નિબંધો જેટલા વંચાયા એટલા કોઈ ગુજરાતી લેખકના વંચાયા હોવાનું મનાય એમ નથી. કાકાસાહેબ પછી માત્ર એક સુરેશ હ. જોષીનું નામ એમની હારોહાર લઈ શકાય એવા તે નિબંધકાર છે એમના બધા નિબંધો પુસ્તકાકારે પ્રગટ થાય તો આ સત્યની પ્રતીતિ થયા વિના રહેશે નહીં પંડિત કાકાસાહેબ જીવન માટે સાહિત્યના પક્ષકાર હતા, એટલે એમના લેખનમાં આરણ્યક આશ્રમના ગુરુમાં હોય એવો દીક્ષાભાવ હતો પણ લેખકરૂપે એ એટલા ઉત્તમ હતા કે એમનામાં રહેલો શિક્ષક વાચકને કઠતો નથી

એમના લખાણોમાં જ્ઞાનનો બોજ નહીં પણ રસમય વિનિમય હતો એમનું જ્ઞાન રસસામગ્રીનો ભાગ બની જતું હતું. ગાંધીયુગ આગ્રહી અને કઠોર તેમ રુક્ષ પણ હતો, કારણ કે એ ઐતિહાસિક તપનો સમય હતો યુદ્ધમોરચાના સૈનિક માટે જે કઠોર આગ્રહો અને રુક્ષતા હોય એવો ત્યારે આગ્રહ હતો, ક્યારેક એ હઠ અને જીદ પણ બની જતો હતો ગાંધીજીની આસપાસના લેખકોમાં મહાદેવ દેસાઈ અને કાકાસાહેબમાં જ રસજ્ઞતા અને પ્રાસાદિકતા જોવા મળે છે કિશોરલાલભાઈ તો ચિંતક અને મીમાંસક હતા, સર્જક થવા માટેનો કશો અભિગ્રહ એમને નહોતો. મહાદેવભાઈ તો ગાંધીજી સાથે જોડાયા તે પહેલાં બંગાળી વાર્તા 'વિરાજવહુ'નો અનુવાદ કરી ચૂક્યા હતા

સવારની પ્રાર્થનામાં આવતાં આશ્રમની એક છોકરીને મોડું થયું ગાંધીજીએ એની ગંભીર નોંધ લીધી મોડું થયાનું કારણ પૂછતાં જણાયું કે એ છોકરી માથું ઓળતી હતી એમાં મોડું થયું તો ગાંધીજીએ પ્રાર્થનામાં અડચણરૂપ બનેલા એ છોકરીના સુંદર શિરકેશ જાતે જ કાતર લઈને કાપી નાખ્યા! આવા રુક્ષ અને કઠોર આગ્રહી કાળમાં

સમાંતરે રવીન્દ્રનાથ ટાગોરનું હોવું ભારત માટે માધુર્યના એક વરદાન રૂપ હતું કહો કે તપના અતિરેકના સમયમાં ગુરુદેવે ભારતના આત્માને નર્યો રુક્ષ, કઠોર અને જિદ્દી થતો બચાવી લીધો. ગાંધીઆશ્રમના લેખકોમાં કાકાસાહેબ રસ અને સૌન્દર્યમાધુર્યના ગુણે અજોડ અને અનોખા તરી આવે છે

બેંગલોરમાં કોંગ્રેસ કારોબારીની બેઠક હતી ગાંધીજી સાથે મહાદેવભાઈ અને કાકાસાહેબ પણ હતા. કાકાસાહેબ ગેરસપ્પાનો ધોધ જોવા જવાના હતા. મહાદેવભાઈનું મન પણ ખરું. ગાંધીજીને પણ આગ્રહ કરવામાં આવ્યો. ત્યારે ગાંધીજીએ કહ્યું કે હું તો ગેરસપ્પાના ધોધ- કરતા યે વધારે ઊંચેથી પડતું પાણી જોઉં છું—પર્જન્યધારા માત્ર કાકાસાહેબ એ ધોધ જોવા ગયા !

કાકાસાહેબે જે સમયે લખવા માંડયું ત્યારે ગાંધીકુળમાં કેવો કઠોર કર્મવાદ ચાલતો હતો એ જાણીએ તો કાકાસાહેબનું કાર્ય વધારે મહત્ત્વનું અને અનન્ય લાગશે

'હિમાલયનો પ્રવાસ' અને 'લોકમાતા' દ્વારા કાકાસાહેબે સંસ્કૃતિનું નામ લીધા વિના એના સંસ્કાર જ વાચકના ચિત્તમાં રૂઢ કરવાનો રસમય પુરુષાર્થ કર્યો છે, એ સંસ્કૃતિનિષ્ઠ ગણાતા ઉમાશંકરભાઈએ ગંભીરપણે નોંધવું ઘટે

ભાષાને નવા ચલણી શબ્દો આપવાનું કામ કાકાસાહેબે કર્યું છે એનો તો જુદો અભ્યાસલેખ થઈ શકે હિન્દી રાષ્ટ્રભાષા બનતા વહીવટી ભાષાનું ત્રાસદાયક હિન્દીકરણ થયું તે જાણીતું છે કાકાસાહેબ જેવા રસજ્ઞ પંડિતને ફાળે એ કામ આવ્યું હોત તો પારિભાષિક હિન્દી શબ્દો ય પ્રચલિત થઈ ગયા હોત. પૂર્વ આફ્રિકાના પ્રવાસે એમણે રક્ષિત જંગલો જોયાં અને ભાષાને ચલણી શબ્દ મળ્યો– અભયારણ્ય !' બે જ પ્રકારની સરિતા હોય–પર્વતમાંથી પ્રગટે તે શિલ્પા અને ખીલેલા સરોજોથી સભર સરોવરમાંથી નીકળે તે સરોજા !

દેશ આઝાદ થતા કાકાસાહેબ દિલ્હી સ્થાયી થયા એ ઠીક એવુ છે. પણ ત્યાંથી એમણે 'હરિજનબંધુ' જેવુ અઠવાડિક 'મંગલપ્રભાત', ચાલુ રાખ્યુ તે સહજ સરળ હિન્દુસ્તાનીમા પ્રગટે એથી કાકાસાહેબના વિવિધ પ્રકારના લેખનો પ્રાપ્ત થયા તે છેવટ સુધી. એના પ્રત્યેક અંકમાથી એકાદ લેખનો ગુજરાતી અનુવાદ કરવાનુ કામ પાચેક વર્ષ સુધી કર્યુ તેથી કાકાસાહેબના ગદ્ય સાથે ગાઢ પ્રીતિ બધાઈ ગઈ હતી. છેલ્લા વર્ષોમા એ સંપર્ક તૂટ્યો

સંસ્કૃતનાયે પંડિત કાકાસાહેબનુ પ્રસન્નમધુર ગદ્ય કેવુ સહજ સરળ છતા ઓજસ્વી છે ! કાકાસાહેબ જ્ઞાનસમૃદ્ધ પણ એમની જ્ઞાનસમૃદ્ધિ લેખનમા રસસમૃદ્ધિ બની જતી નિરાડમ્બરી ઓજસ્વિતાના ગુણ ગુજરાતીમા કાકાસાહેબનુ ગદ્ય એક સીમાચિહ્ન જેવુ છે. તે પ્રોફેસરિયા વિવેચન કે અભ્યાસ સામગ્રી નથી ગાંધીયુગ જતા ગુજરાતી સાહિત્યમા ફરી પંડિતયુગ તો નથી આવ્યો પણ પ્રોફેસરિયા વિવેચન તો વધ્યુ જ છે કાકાસાહેબના ગદ્યનો વિચાર કરુ છુ ત્યારે યાદ આવે છે સૂરતના પ્રો જયન્ત પટેલ મારા પાડોશી એ ચરોતરિયા લહેજામા ગુજરાતી બોલે એમણે કાકાસાહેબના સાહિત્યનો વિષય લઈ પીએચ ડી માટે મહાનિબંધ લખ્યો અને સદ્ગત મોટાએ કવિ નર્મદના નામ સાથે જોડાયેલુ દાન આપ્યુ તે ફડમાથી અહીંના વિદ્યાભવને એ મહાનિબંધ પ્રગટ કર્યો ! એની શૈલી ભારે આડમ્બરી અને સંસ્કૃતપ્રચુર માથાભારે 'ધ્યાનાર્હ, માનાર્હ-' જેવા શબ્દોની પલટણ ચાલે! કાકાસાહેબના એક વાચક તરીકે આ લખનારે એ કૃતક વક્રગતિથી ભારે આઘાત અનુભવેલો કાકાસાહેબના અનાયાસ લેખન વિશેનુ એ આયાસી ગદ્ય એક કટાક્ષ જેવુ છે

સૂરતના મંચ પરથી વાર્તાકાર સુરેશ હ જોષી તો ક્યારનાય અવસાન પામ્યા છે' એવુ પ્રલમ્બ ઘોષે જાહેર કરનારા આ સાહિત્યનિષ્ઠ જયન્ત પટેલ અત્યારે અમેરિકામા 'મોટેલ' ચલાવે છે ! □

પેલો ડોસો જાય છે લાકડીને ટેકવી ટેકવીને આગળ વધે છે દરેક વખતે એને લાકડીને જમીન પર ટેકવવી જ પડે એવી અનિવાર્યતા હોતી નથી, પણ જરૂર હોય ત્યારે જ જમીન પર લાકડી ટેકવે એથી ટેકવવા'નો લય બંધાતો નથી, અને ટેકાની ક્યારે જરૂર પડશે એ કંઈ ચોક્કસ થોડું હોય છે ? આથી એ નિયમિતપણે પગલે પગલે લાકડી ટેકવતો આગળ વધે છે.

બધી જ વખતે, ક્યારેક કામ લાગશે એ ધારણાએ સાપેક્ષ ન્યાયે નિરર્થક એવું આપણે ચાલુ નાખતા નથી, પણ ક્યારેક જરૂર પડવાની જ છે, તો એને નિયમિત જરૂરિયાત બનાવીને એનો લય સર્જીએ, તેને લયબદ્ધ કરીએ એવો અનાયાસ પ્રયત્ન આપણો હોય છે.

જમીન પર પડેના તોતીંગ લાકડને હડસેલતા મજૂરો હેઈસો, હેઈસો કરે છે, દરેક વખતે 'હેઈસ' એવા હેલારાની જરૂર ન પણ હોય, પરન્તુ હેઈસો, હેઈસો–નો લય એમના શ્રમના ઉત્સાહને સાતત્ય બક્ષે છે

એક દીવો પ્રગટાવ્યે પ્રકાશનો લય ઉત્પન્ન થતો નથી, એક પછી એક દીવો પ્રગટાવીએ ત્યારે પ્રકાશનો પણ એક લયદોર બંધાય છે. બે દીવા વચ્ચેના અંતરથી એમનો લય તૂટતો નથી વચ્ચે વચ્ચે અંતર હોવાથી જ એક લયદોર બને છે. રાત્રે દૂરથી રસ્તે તે પુલ પર મરકયુરી લાઈટનો હારદોર જોઉં છું પ્રત્યેક લાઈટ સો–દોઢસો ફૂટના નિયમિત અંતરે આવેલી છે બે લાઈટો વચ્ચે આમ તો કશો સમ્બન્ધ દેખાતો નથી, પણ જ્યાં એ લાઈટોનો હારદોર જોઉં છું ત્યારે એ તમામ કોઈ એક સૂત્રમાં પરોવાયેલી જ લાગે છે.

આગગાડીની પાસેથી તારના થાભલા પસાર થાય છે એના પરના તાર નીચે ઊતરીને ફરી ઊંચે, થાભલે ચઢતા હોય એવું જોવાનું કુતૂહલ સંતોષવા જેવું લાગે છે. એ તાર ને થાભલા તો સ્થિર હોય છે પણ

આગગાડી ચાલુ હોવાથી વૃક્ષો ચોક્કસ લયમા જતા અને તાર ચઢઊતર કરતા લાગે છે કયારેક આપણે કશાક લયદોરે ઝૂલતા હોઈએ ત્યારે સામેનુ ને આસપાસનુ યે, નીરવ હોય તોયે, ગુજતુ લાગે છે—એ તારના નિશ્ચળ થાભલા અને ચાલતી આગગાડી જેવુ હોય છે

નિયમિતના કયારે લય બને છે અને કયારે યાન્ત્રિકતા બની જાય છે એ વિશે સચિત રહેવા જેવુ છે

માણસ માત્ર સુખ કે આનદનો જ લય ઉત્પન્ન કરવા મથે છે એવુ નથી હે રામ, ઓ ભગવાન એવા ઉદ્ગારો જેમની ટેકણલાકડી બન્યા છે તેઓ આશ્વાસનનો લય રચે છે! પ્રત્યેક વખતે એમને 'ઓ ભગવાન' બોલવાની જરૂર હોતી નથી, પણ પેલા ડોસાની ટેકણુલાકડીના ઠપકારાની જેમ એમણે આશ્વાસન નિયમિત બનાવ્યા હોય છે

ઇકબાલે કહ્યુ છે-

> અચ્છા હૈ અપની પાસ રહે, પાસબાને—અકલ,
> લેકીન કભી કભી ઉન્હે તન્હા ભી છોડ દે !

બુદ્ધિપૂર્વક બધુ ગોઠવેલુ નિયમિત લાગે ત્યારે તે વિશેષ તો યાત્રિક હોવા સભવ છે. કયારેક બુદ્ધિને એકલી છોડી દેવી જોઇએ તેનો સહવાસ જતા આપણામા એક આદિમ લય ઊઠે છે તે પણ અનુભવવા જેવો હોય છે ગણવેશ ઊતારી નાખ્યા પછી સૈનિક જે હળવાશ મુક્તતા અનુભવે છે, એવો અનુભવ બુદ્ધિને એકલી મૂકતા થશે. અનાયાસ જે લય ઊઠે છે, અથવા જે અસ્તવ્યસ્ત લાગે છે, ખરેલા પાદડામા પવન પ્રવેશીને ઘડીક એક લય સર્જી એ છૂટાછવાયા પાદડાઓને લયમા લહેરાવે છે, એવા બુટ્ટા કયારેક આપણને પણ સઝે છે બુદ્ધિના માપે એ છોકરવાદ કે બાલિશ લાગે, છતા એમા આનદનો લય હોય છે ખરો!

મહારાષ્ટ્રમા મોટરમા મોટરમાર્ગે પસાર થાઓ ત્યારે પહાડોનો પણ એક લય સર્જાય છે આગગાડી પાસેથી તારનો એક થાભલો

# નોકરી-ધંધા સાથે કમાણી કરો

સમગ્ર ગુજરાતનાં સ્માર્ટ અને લોકસંપર્ક ધરાવતા યુવક-યુવતીઓ, શિક્ષકો, બેન્ક કર્મચારીઓ, સંઘોના કાર્યકર્તાઓ પોતાની નોકરી કે ધંધા સાથે દરરોજ બે કલાક પિય લેસ વિમા-બચત યોજનાનું કામ કરી કાયમની કમાણી ઊભી કરી શકે છે. એજન્ટ બનવા, બચત યોજનાનુ સાહિત્ય મેળવવા જવાબી કવર સાથે નીચેના સરનામે લખો અથવા અગાઉથી પત્ર લખી રૂબરૂ મળો.

આર આર. રૂપાવાળા, ૩-આનંદનગર,
સોસાયટી, સગરામપુરા, સુરત-૨.

# ડંડાપવ

ઑક્ટોબર
નવેમ્બર
૧૯૮૨



નારાયણ ગામીત

# કંકાવટી

ઑક્ટોબર
નવેમ્બર
૧૯૮૧

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૨૩ : અંક ૨૭૦–૭૧ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮, આજીવન સભ્યપદ રૂા ૧૫૦, વિદેશ પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન • શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા સૂરત–૩૯૫ ૦૦૧

**વસાહત** / પાબ્લો નેરુદા

પ્રમોદકુમાર પટેલ

એ માણસ
—નુ મને સારુ સ્મરણ રહી ગયુ છે,
ત્યારે
પહેલી વાર મે એને જોયો હતો,
આજે તો એ વાતને બે સૈકા થયા
ત્યારે—
નહોતો એ કો સ્વાર અશ્વનો,
કે નહોતો પ્રવાસી ગાડીનો,
કેવળ પગ ઘસડતો
જોજનનાં જોજન એ વટાવી ચૂક્યો હતો,
હાથમા નહોતી કો તલવાર
નહોતુ કો બીજુ શસ્ત્ર,
ખભે ધરી'તી
માત્ર કુહાડી
અથ વા
હથોડી
અથ વા
કો પાવડો.
ક્યારે ય એ ઝઘડ્યો નથી
એના જેવા કો આદમી જોડે,

એને જો ઝઘડો હતો
તો–
એ જળરાશિ સામે હતો,
ધરતી સામે હતો,
એને જો ઝઘડો હતો
તો–
રોટીનો આકાર લે
એ માટે
ઘઉંની ઉભી સામે હતો,
ઇંધણ અર્થે હોમાય
એવા વિરાટકાય વૃક્ષ સામે હતો,
પોતાની અકર બારણાં ખોલે
એ માટે ભીંતો સામે હતો,
દીવાલોના ચણતર કાજે
રેતી સામે એ ઝઘડો હતો,
અને–
કનકગાદિને જન્મ આપે
એ માટે સાગર સામે ય હતો,
ગાડીઓ તો જીર્ણ ભંગાર હવે,
યુદ્ધો નષ્ટ કર્યાં છે
બારણાંઓ અને
દીવાલો
અને
જાહેર બન્યુ છે મુઠ્ઠીભર રાખ,
વસ્ત્રાભૂષણ બધુ ય માટીના કણ કણ,
અને માત્ર મારે ખાતર

હજી ય તે ટકી રહ્યો છે
એના સિવાયનું બીજું બધું ય ટકી જશે
એમ પૂર્વે લાગતું હતું
પણ ના,
ત્યાં
રેતીના ટુવામાં તે બચી ગયો છે.
કુટુંબોના ઉદયઅસ્તમાં
ક્યારેક એ મારો પિતા હતો,
ક્યારેક બીજું સ્વજન,
અથવા (એમ બન્યું હોય, કે ન યે બન્યું હોય),
કદાચ,
પોતાને ઘરે
તે ક્યારે ય પાછો ફર્યો જ ન હોય
એમ પણ બન્યું
હોય,

કેમ કે
જળરાશિએ
અથ વા
ધરતીના પોપડાએ જ એનો ભક્ષ્ય કર્યો હોય,
કે પછી
કોઇ યંત્રે
કોઈ વૃક્ષે એની હત્યા કરી હોય,
અથ વા
એ જોડાયો હોય
કો સ્મશાનયાત્રામાં
સુતાર બનીને

ક્રોકિન પાછળ
ડગલાં ભરતો
(દૃષ્ટિ કુહકઠોર જેની),
એવું એ કો જન
જેને કશી સજા મળી ન હો,
—અથવા
મળી હો એવી સજા,
જેવી કો
લાકડાને
કે
ધાતુના ટુકડાને મળી હો
અને
અન્ય સૌ નિહાળે એને શિખર પરથી
જો કે ન ભેદ વરતે કીડીનો રાફડાથી,
એટલે
થાક અને કંગાલિયતને કારણે
એના પગ ઊંચકી ન શક્યો
ત્યારે
એ અવસાન પામ્યો હતો
એ દૃશ્ય જોવાને એ લોકોની
નજર ટેવાઇ નહોતી
એટલે
એ વાતની એમને ક્યારેય જાણ થઈ નહોતી,
એને સ્થાને
હવે
બીજા પણ ચાલતા રહ્યા

બીજાઓના પણ તે પણ એના પણ,
બીજાઓના હાથ તે પણ એના હાથ.
આવા રૂપે એ
ટકી રહ્યો,
અને
પોતે હવે ખરચાઈ ખૂટ્યો છે
એમ જ્યા પોતાને લાગવા માંડ્યુ,
ત્યાં
ફરીથી એ અસ્સલ આદમી બની ગયો,
અને
ફરી વાર
એ
ધરતી ખેડતો રહ્યો,
વસ્ત્રહીન દશામાં
વસ્ત્ર વેતરતો રહ્યો,
ત્યા એ ઉપસ્થિત હતો,
અને ન્હોતો,
અગાઉની જેમ જ.
અલોપ થયો ન થયો,
ને પ્રગટ્યો ક્ષણેકમા ફરી.
અને
એની કને
ન્હોતુ કો કબ્રસ્તાન,
ન્હોતી કો કબર
અને
પોતે પ્હેર્યાં હતા

ને પથ્થરો
રેબઝેબ થઈ,
ન્હોતુ ત્યા નામનિશાન
કો પથ્થરે
ન્હોતી કોને ખબર એના અણુમનની,
ન્હોતી કોને ખબર એના અવમાનની,
આમનો આમ
એ રંક આદમી
પુનર્જીવન પામ્યો બેખબર

હા,
એ એ જ આદમી
બિનવારસી,
ન કને કો પશુધન,
ન બખ્તર સરજામ,
બીજાઓથી લગીરે જુદો નહિ,
બીજાઓ બુદ એ માણસનુ રૂપ.
ઊંચાઈએથી જોતાં
એ લાગે
કો માટીનો ધૂળિયો પિણ્ડ,
ચામડા શો નિસ્તેજ
અને
એ માણસ—
લણાતા ધઉંનો પકવ દાણો,
ખાણની ભૂગર્ભગલીનો કાળો વનઅધકાર,
કિલ્લાની રાગનો કો પથ્થરિયો ગ,
માછીમારની હોડીમા

માછલીનો રંગ,

સૂકાતા બીડમાં

રંગ એનો અર્થ શો,

અહીં સૌ ભૂત માત્ર

પૃથ્વી ડોલમાં સાગર—

રચે સૌ સ્વાંગ એ માણસનો,

એટલે,

ભૂત માત્રથી અળગો કરીને

તમે એને કેવી રીતે ઓળખી શકો ?

પહેલાં

એ વસતો હતો ત્યાં—

સર્વ કંઈ ખિલી ઊઠે માણસના સ્પર્શે,

એને હાથે જ કપાયેલા

વિપક્ષી પથ્થરો

ધરે આકાર

રચે નવલી ઇમારત

એક પર એક

ચણાઈ જઈને

ચણે

સુરેખ કંડારેલી ભાત

ઇમારતોમાં,

પોતાને હાથે

તેણે રોટી પકાવી છે,

ગાડીઓ દોડતી કરી છે,

અને

દૂરતાએ

સંવર્ધન કર્યું છે
નગરોનું,
અને,
બીજાઓ ય આમ જ
ફાલતાફૂલતા રહ્યા
અને ત્યાં
આગમન મધુમાખીઓનું
એ માણસના
સર્જન અને વિસ્તાર દ્વારા,
કબૂતરો
અને
ભટ્ટીઓ
વચ્ચેથી વિચરતી ગઈ
વનંત જંગમાર્ગે
શેરીનો જનક
–( હવે તો સાવ વિસ્મૃત )–
કેડી કંડારીને
જે પ્રયાણ કરતો રહ્યો,
માર્ગ ખૂંદીને
જે માર્ગ ખુલ્લો કરી રહ્યો,
અને
ખેતીના કુવા જે ખસેડતો રહ્યો,
બીજું બધું ય
જ્યારે અસ્તિત્વમાં આવ્યું
ત્યારે–
એનું ખુદનું અસ્તિત્વ લુપ્ત થઈ ચૂક્યું હતું,

પોતાના અસ્તિત્વનો એણે ત્યાગ કર્યો હતો.
અને એ જ તો
એનુ સારસર્વસ્વ હતુ.
કાર્યો કરવાને તે બીજે પહોંચ્યો,
અને અ તે
મૃત્યુને ભેટયો.
અને એ
વસડાતો ગયો
નદીના પથ્થરની જેમ,
પ્રવાહના હેઠવાસ તરફ
મૃત્યુ એને ઘસડતુ જ રહ્યું.
હુ
એને ઓળખતો હતો,
નીચે વસડાતો
એને હુ નિહાળી રહ્યો,
અને
પછી જે કંઈ અવશેષ રહ્યુ,
એમા જ એની હસ્તી ટકી રહી.
એ બધી શેરીઓ
જેને વિશે એણે ભાગ્યે જ
કશી સભાનતા કેળવી હોય,
અને
એ બધા મકાનો
—જેમા
કદી ય કદી ય તે વસનાર નહોતો,
એને જોવાને હુ પાછો વળુ છુ,

અને
રોજરોજ એની પ્રતીક્ષા કરુ છુ
ઘડીક એને કોફિનમા નિહાળુ છુ,
તો ઘડીક પુનર્જન્મના શરીરમા,
એના સૌ સમોવડિયાઓ વચ્ચે
એને હુ ઓળખી કાઢુ છુ,
ઘડીક ભ્રાન્તિ થાય
કે શુ એ સાચું હશે?
અને,
આ રીતે આપણે ક્યારે ય
કોઇ ગતવ્યસ્થાને
પહોચી શકીશુ નહિ
આ રીતે જિદગીને ટકાવી રાખવામા
ભવ્યતા ક્યા?
સુસજ્જ આભૂષિત તાજધારી આ માનવીને
સ્વર્ગમા સ્થાન મળવુ જ જોઈએ
આટઆટલી વસ્તુઓ એમણે સરજી
એ સર્કઇનો કોઈ સ્વામી હશે,
એમ મને લાગે છે
જેઓ રોટી પકવે છે, તેમને
એ રોટીનો ભોકતા મળવો જોઇએ
જેઓ ખાણની અધારગલીમા ખડા છે,
તેમને પ્રકાશ મળવો જોઇએ
ન ખપે હવે,
આ બેડીબદ્ધ ભૂખરા માણસોની કતાર

ન ખપે હવે, આ નિસ્તેજ શૂન્યવત્
માણસોની કતાર
હવે તો જે કોઈ અહીંથી પસાર થશે,
એ રાજવી હશે.
અને
સૌ કોઈ નાગીના મસ્તકે
ઝળહળતો હશે મોડ
હરેક હાથમા સોનાનુ આભૂષણ,
સૂર્યના કુળનો કાલ
સર્વ અજાતજનને અર્થે
એ માણસને
હુ ઓળખતો હતો,
—જ્યારે એ શક્ય પણ હતુ
એની આંખો હજી ય એના મસ્તકમાં
જડાયેલી હતી,
એનો સ્વર હજી ય એના કંઠમા
જામી રહ્યો હતો.
ત્યારે
કબરોમાં હું એની ખોજ કરતો ગયો,
હજી માટીમા પૂરા ન ભળેલા
હાથને દબાવતા
મે કહ્યુ:
“ બધુ ય બધુંય અહીંથી પસાર થઈ જશે
અને તુ ય ટકી જશે
જીવનને તે અગ્નિ ચાંપ્યો છે,

જે કંઇ તારું છે, તેનું તે નિર્માણ
કરી લીધું છે ”
એટલે,
–કોઇને લાગે–
હું એકાકી છું,
અને છતાં
એકાકી ન હોઉં,
ત્યારે
કોઇને મારી ચિંતા કરવાની નથી
હું
સાવ એકાકી નથી જ,
સૌના વતી હું બોલું છું,
મને
કોઇક ચૂપકીથી સાંભળી રહ્યું છે,
–જો કે
તેમને એ વાતની ખબર નથી–
જેનું મહિમાસ્તોત્ર હું ગાઇ ગયો છું,
અને
તેઓ એ જાણે છે,
તેઓ ફરીને પુનર્જન્મ લે છે,
અને, આ વિશ્વને સભર ભરી દે છે



## બે ગઝલ / કિસન સોસા

સંભવની કાખઘોડીએ કાળી ફિકર થઈ,
ઈશ્વરથી લૈ મનુષ્ય સુધીની સફર થઈ

આકાશ મ્લાન, સૂર્યની આંખોમાં શૂન્યતા,
ચોમેરથી ઘેરી વળ્યો અવસાદ ઘર થઈ

સમ્બન્ધનું નગર સકલ ઢંકાયું ધુમ્મસે,
ચહેરાઓ હર મકાન હર ઓઝલ ડગર થઈ

છે વ્યાપ્ત કેટલું અહીં કાળોતરું તિમિર,
દીવો બળે જો ક્યાંક તો લાગે સહેર થઈ

લાગે છે આપણી હતી એવી જ નિયતિ
ઊડતા ન હોત હોજથી નહિતર નિડર થઈ'

૨

માણસની કાતરો બહુ અણિયાળી હોય છે
બૂકાની હોય છે અને બેનાળી હોય છે

પ્રત્યેક જન્મ હોય છે લામ્બો ઉજાગરો
રેતીએ દગ્ધ પાપણો ક્યા ઢાળી હોય છે

નિજ ખૂનના આરોપસર તકસીરવાર નિજ
નિજની ખરાકમા જ ઉમર ગાળી હોય છે

માથાના વાળમાય વમળ હોય છે અહી
ભમ્મર સમય એનો, ક્ષણો ભમગળી હોય છે

અસ્તિત્વ હોય છે કો' સભાગાર ખાલીખમ
કેવળ દિમાગમા રઝળતી લાળી હોય છે

## ગઝલ / રતિલાલ અનિલ

કદી અજવાસમાં બોયે પડ્યો છું
ગહન અંધારમાંય હું ઊઠ્યો છું

કિરણનું ચિહ્ન ચરણો પર હતું, પણ
સુનેરી કંઈ શિખર પર હું ચડ્યો છું

પ્રભા ક્યાં બંધ મુઠ્ઠીમાં રહે છે—
મને ખુલ્લી હથેળીએ મળ્યો છું.

ઊગ્યા ને આથમ્યાનો અર્થ એ છે
ક્ષિતિજની કોર પર તમને મળ્યો છું

દિશાઓ લઈ ગઈ છે દૂર દૂર
અને માર્ગમાં હું પાછો ફર્યો છું

સૂરજ છે સ્થિર, પણ ક્યાં સ્થિર ધરતી!
નજર ફરતી રહે છે ને ઢળ્યો છું

નિશાએ દ્વયગગનમાં નગીને
ઊભા તડકે હવે હું નીકળ્યો છું

# સ્વર્ગની કહાણી

એન્ગ્રિ ડીકટો ☐ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

એન્ગ્રિ ડીકટોનો જન્મ ઈ. ૧૯૧૯માં ક્રીટ ખાતે થયો હતો. તેમની ગણના ગ્રીસના પ્રમુખ યુદ્ધોત્તર કવિઓમાં થાય છે. તેમનાં પુસ્તકોની સંખ્યા વીસથી ઉપર છે. પંદર કરતાંયે વધુ ભાષાઓમાં તેમની કવિતાનાં અનુવાદો થયેલા છે. ઈ. ૧૯૫૮માં યાનિસ રિત્સોની સાથે જ તેમને 'નેશનલ પ્રાઈઝ' એનાયત થયું હતું. ૧૯૬૦માં 'નેશનલ એસે પ્રાઈઝ' પણ મળ્યું હતું. તેઓ વિવેચનલેખો પણ લખે છે. અસ્તિત્વનો આક્રોશ તેમની કવિતામાં ભારતો જણાઈ આવે છે. The Story of Paradise (સ્વર્ગની કહાણી) તેમની મહત્ત્વપૂર્ણ રચના છે. પાંચ કાંડોના આ ગુચ્છમાં કવિએ માનવઅસ્તિત્વનો અર્થ પામવા પુરુષાર્થ કર્યો છે. કલ્પના અને વાસ્તવનો ખ્યાલ કવિ ઉપસાવે છે. માનવજીવનના પાપ સ્થિત્યંતરો—સર્જન નિર્મિતીથી લઈ [illegible] પુરુષ-સ્ત્રીના—નું આલેખન કરી તે તે સ્થિતિથી માનવજીવનના રહસ્યને પામવાનો કવિનો પ્રયાસ છે. અહીં આ કાવ્યપંચક પ્રસ્તુત છે.

## ૧. નવજાત શિશુ

હું સ્વર્ગમાં વસુ છું અને પ્રત્યેક ચીજ માગ માપ પ્રમાણે કાપવામાં આવી છે,
પ્રત્યેક ચીજ મારા આનંદ અર્થે રચવામાં આવી છે
અને મારું શરીર છે પ્રબળ કુતૂહલથી સમગ્ર,
( સઘન શાણપણથી બનેલું હોવા છતાં )
અને તે હમેશા પૂછે છે, હમેશા શીખે છે અને માર્દવપૂર્વક પદાર્થોને પંપાળે છે
તથા તેમના પ્રેમમાં પડે છે તેમની સાથે એક બને છે.
મારી માતાની વિશાળ આંખો નીચે હું ગાઉં છું મારી નગ્નતા,
તે વિચારે છે કે હું છું તેનું સ્વર્ગ
હું ઊંઘું છું અને મારી ઊંઘ બને છે આનંદપ્રદ અવાજો
તથા રંગો, સુગંધો, સ્પર્શો અને સ્વાદો—બધા નિરાકાર—
કેમકે કદાચ મારું શરીર તેમને આપે છે આકાર,
મારી આસપાસના આકર્ષક વિશ્વની મારી સમજ ઉદ્ઘોષણા કરતા કરતા
સાનંદ મારું શરીર જ્ઞાનમાં વૃદ્ધિ પામે છે અને સમસ્ત વિશ્વ પર
અતૂટ પ્રસરે છે, તેને આલિંગે છે અને સ્તન પેઠે ચૂસે છે
તથા તેને પોતાની ભીતર એકરૂં કરે છે અને એકાએક ચેતના બની
તે વધે છે માગ શાખા—પ્રશાખાયુક્ત વૃક્ષમાં

## ૨. બાળક

પરંતુ મારા સ્વર્ગમાંથી હું કેમ ફેંકી દેવાયો બહાર ?
શા માટે બધી વસ્તુઓ એટલા પ્રમાણમાં વૃદ્ધિ પામી છે ?
તેઓ મને આગળી ગઈ અને હું તેમના સુધી પહોંચી શક્યો નહીં
તથા તેમને સમજ્યો નહીં અને ધિક્કારી નહીં ?
તેઓ શા માટે મને ગભરાવે છે ?
હું જે જે ચીજને ચાહું છું, ઇચ્છું છું અને જે મને પ્રસન્ન કરે છે
તે પ્રત્યેક ચીજ છે ખરાબ, ગંદી અને પાપ
અને સમગ્ર વિશ્વ છે વિરાટ નિષેધ હું ઇચ્છું છું ભગવા,
આ વિશ્વ મારે માટે છે નર્ક
હું ભૂખ્યો છું અને તેઓ મને આપે છે રોટીના ટુકડા
મારી ભૂખ વધતી જાય છે અને મારી કાયા મૂકાય છે
દ્વેષપૂર્ણ જ્ઞાનમાં તેની જાતને ગુમાવતી,
જે, અરુચિકર દીવાલ, તેને અળગી કરે છે તેના આનંદથી,
પણ, તો પછી તેમણે શા માટે મને આ શરીર આપ્યું,
જો તે હમેશા મને પ્રલોભન અને બુરાઈ પ્રતિ દોરી જતું હોય તો ?
હું, માત્ર બાળક, કેવી રીતે તેને છતી નાખું

ને તેણુ મા- માટે બિછાવેલી જાળમા ન ફસાઉ ?
છતા મારા સ્વર્ગમા પુન પ્રવેશ માટે, મારા જક્કીપણા દ્વારા
અભીપ્સા વ્યક્ત થાય તે કેવુ સુંદર કહેવાય !
હુ ધસુ છુ અને તેની જાળમા ફસાઉ છુ ! તેઓ શા માટે
મને જુઠાણા સંભળાવે છે ? શા માટે તેઓ મારા આત્માને
આટલા બધા જુઠાણાનો ખોરાક પૂરો પાડે છે ?
આહ,, તેમણે મને વિકૃત કરી નાખ્યો, તેમણે મારો દેખાવ બદલી નાખ્યો
અને તેમણે મારી કાયાથી મને વંચિત કર્યો કે જેથી હુ સ્વર્ગ જોઈ ન શકુ.
તેઓ કહે છે કે તેઓ મને ચાહે છે, પણ જો તેઓ મને ચાહતા હોય તો
તેઓ શા માટે મને પકડી નાખે છે ?
તેઓ શા માટે મારી નિર્લેપતા લઈ લે છે ?

### ૩. યુવાન

હુ સ્વર્ગમા હતો અને મે તે ગુમાવ્યુ અને જાણતો નથી કે
કેવી રીતે ગુમાવ્યુ બધી વસ્તુઓ વિશાળકાય છે અને હુ તેમનો આદર કરુ છુ
અને હુ તેમનાથી ખૂબ ગભરાઉ છુ તથા તેમનામા માનુ છુ
તેથી મને આપી જતી તે વસ્તુઓને હુ ક્યારેય પ્રશ્ન કરતો નથી
હુ ડાયરમા ઉછર્યો છુ અને હુ બીજુ કઈ શીખ્યો નથી,

જગત પર્યાયોથી ભરપૂર છે જે પ્રતિદ્વન્દ્વી યુગ્મોની જેમ
મર્ત્ય શત્રુતા અને ઘૃણા સાથે પરસ્પર ઘૂરકિયા કરે છે તે સિવાય
હુ બીજુ કશુ ક્યારેય શીખીશ નહી
એકાએક મ ગ 'નગ્ન' શરીરે મહાન 'ચર્ચ'ના ઘુમ્મટમા
પેન્ટોક્રેટોરની આંખો જેવી વિશાળ મારી માતાની આંખો નીચે
મને શરમથી ભરી દીધો
હુ મારી રીતે જાણું છુ તે રહસ્યમય અવાજોને કેવી રીતે જગાવવા
જે માગ રીઝના આકાશમાથી વર્ષા માફક પડે છે
અને અમુલખ પ્રતિમાઓ સાથે મારી કલ્પનાને તાણી જાય છે
તથા મને વિલાસ અને 'સ્વપ્ન' પ્રતિ ધકેલે છે, જેને મારી સહજ અભિરુચિઓ
તથા મારા પાપો માટેના પશ્ચાત્તાપે આકાર આપ્યા છે
જે મને પવિત્રતાથી અળગો કરે છે અને મને દીન બનાવે છે
અને મને વામણો તથા ઉદાસ બનાવે છે
અને હુ ઇચ્છુ છુ છોડી દેવા, ઊડવા
આ વિશ્વથી દૂર, જે ન્યાયી અને ચતુર માયાજાળ છે

પ્રભુ હતો સઘળું, તેણે મને સઘળું આપ્યું – રાત્રીઓ અને દિવસો,
તારકો અને પાણી, પક્ષીઓ, પુષ્પો, સુંદરીઓ, સુરા અને સંગીત,
પણ મેં તે ન લીધું, ખ્રિસ્તીમત મુજબ તેમને પાપ સમજી મેં તે ધિક્કાર્યું
અને આ માર્ગે પાપ કરીને, નાનુષીય હુકમોનું પાલન કર્યું,
એ કાયદાનું જે ઈશ્વરનો ઈનકાર કરે છે
પરંતુ ઈશ્વર ભલો છે, તે જીવન છે, તે છે ખુલ્લામાં વિશ્વ
જે શાશ્વતપણે ધરે છે તેની કિંમત અત્યારે પણ, એવા જ રીતે.
વિચિત્ર લાગણીથી હું થયો મંત્રમુગ્ધ ! ત્યારે તે યુવાન અને
તરવરાટયુક્ત હતું ત્યારે તેણે પ્રીતમની જેમ આલિંગ્યું હતું આખું વિશ્વ
હવે તેના ઘણા હસ્તો ધીમે ધીમે સરકી જાય છે અને મારા શરીર પર
સંકોચાય છે અને હું છું એકાકી, હું છું મારું શરીર
નિષ્પર્ણ વૃક્ષ, આરક્ષિત વૃક્ષ, સૂકેલું, કીડાઓ દ્વારા ખવાઈ ગયેલું
વૃક્ષ, તે મને ધિક્કારતું હતું, પરંતુ હવે તેના તરફ જોવાની મારામાં
શક્તિ છે અને તેણે મૌન ધારણ કર્યું છે તે શું કહી શકશે ?
તેણે ધારણ કર્યું છે મૌન

## તરુરાગ–માલગુણનો આંબલો / જયન્ત પાઠક

ગોઠ ગામને પડખે જ પૂર્વ દિશામા એક વગડો છે લોકો એને માલગુણ કહે છે આ માલગુણમા સાગ, ખાખરા, સીતાફળી, કડાઈ, કોઠી, આબલી જેવા ઝાડ છે એમા એક, ઊચા વૃક્ષોથી ય દશાંગુલ ઊચુ એવુ આબલીનુ ઝાડ છે લોકો એને 'આબલો' કહે છે પુલિગનો આવો પ્રયોગ કદાચ આ વૃક્ષની કાયાની કદાવરતા ને ઉત્તુગતાને કારણે જ પ્રચલિત થયો હશે પૂર્વમા જરા દૂર ઊભેલી રાજગઢની ટેકરીઓનુ ને તળેટીના ક્યારડાનુ પાણી વહી લાવતા એક કોતરડાને કિનારે આ આબલો ઊભો છે અમે અમારા ઘરના વાડામાથી એને જોતા, ને બરાબર યાદ છે કે જ્યારે જોઉ ત્યારે એ મને ભૂરા આકાશને અડકેલો લાગતો આથમતા સૂર્યના અજવાળે લિપ્ત એની ટોચની ઘટામા સુવર્ણમેઘના દર્શન થતા માલગુણ વીંધીને એ આબલા પાસે જવાનુ તો કદી બન્યુ નથી, દૂરથી જ ડુગરની જેમ એ રળિયામણો ને કંઈક અંશે ભેદી પણ

લાગ્યો છે મારા મનમા આજે એની આકૃતિ એટલી તો તાજી છે કે માલગુણનુ નષ્ટ જંગલ ચાલીસ વર્ષ પહેલા હતુ તેવુ જ ફરી ઊગાડવાની યોજના થાય તો હુ તે કાળે જે વૃક્ષ જ્યા હતુ ત્યા તે ફરી વાવી શકુ ને પેલા આબલાને બરાબર એને સ્થાને ઊભો કરી આપુ આજે તો આ માલગુણ ખેડાઈ ગયુ છે, એકાદ ઝાડવાનુ ય ત્યાં નામનિશાન નથી વનીકરણના વિધિસરના કાર્યક્રમ કરતા આપણા ભૂખ્યા દેશમા અ-વનીકરણનો અવિધિસરનો કાર્યક્રમ જ વધારે ચાલે એ સમજાય એવુ છે

ઠીક બધુ ય પરિવર્તનશીલ, મરણશીલ છે ત્યા વળી જંગલને તે ક્યા રડીએ? એકાદ આબલાને ફરી એવો જ જીવતો જોવાની વાસના પણ લોકક્ષયકૃત્ કાળની લીલા આગળ નાહાની જ ગણાય પણ માણસને સ્મરણનુ અદ્ભુત વરદાન મળેલુ છે, એટલે એ જે ગયુ છે તેને પણ સ્મૃતિમા જીવતુ કરીને, સ્થલકાલને વટીને ભોગવી શકે છે આ આબળો પણ આજે સ્મરણમા જ જીવતો ઊભો છે સ્મરણ છે ત્યા સુધી મરણ કાળનો પૂરો વિલય કરી શકતુ નથી

વાતને હવે તો પાચ પાંચ દાયકા થઇ ગયા નાનપણનો જંગલ વચ્ચે જન્મેલો ને ઊછરેલો છોકરો આજે લગભગ વૃદ્ધ વડીલના વેશમા હરેફરે છે ત્યારે પણ પેલા આબલાનુ સ્મરણ ને સ્વપ્ન એને છોડતાં નથી ટચુકડા એ છોકરાને વાડામાથી આબલો જોતા કેવુ કેવુ થતુ હતુ! ક્યારેક સવારમા એણે સડસડાટ આકાશ ચઢી ગયેલા સૂરજને આ આબલાની ડાળીઓમા ગૂચવાતો ને વેરવિખેર થઈ જતો જોયો છે શિયાળાની સવારે વગડે આખે ધુમ્મસ ઓઢ્યુ હોય ત્યારે આ આબલો નાનકડી આખોને તો બરફનો પહાડ જ લાગતો નર્મદના કુદરત-વર્ણનની ત્યારે ખબર નહી, નહિતર આવુ દૃશ્ય જોઈને આ છોકરો 'ભૂરો ભાસ્યો ઝાખો દૂરથી ધુમ્મસે પહાડ સરખો' એ કાવ્યપંક્તિ બોલી પડત ચળકતા પાકડામા એણે અનેક વાર પાખ ફફડાવતા સૂડાઓની

નીચની કલ્પના કરી છે ને લટકતા કાતરા ખાવા મનોમન એ છેક ટોચ સુધી ચઢી ઊતર્યો છે અરે! શમણામા તો અનેક વાર એ પડતો પડતો રહી ગયો છે એક ડાળથી બીજે ડાળે પહોચવા ફદકો મારે પણ બીજી ડાળ હાથમા ન આવે! નીચે પડતો જાય ત્યા તો વળી એક ડાળ પકડાતા લટકે ને પછી સાવચેતીથી ડાળીએ આવી ભૂસકો મારીને પથ્થરિયા ભોંય ઉપર પડે! નાનપણમા દાદાએ કહેલી અનેક વાતો સાથે પણ આ આબલો-મારા મનમા ગૂથાઇ ગૂચવાઇ ગયો છે—જાદુમતરથી માથાના લટિયાં સજ્જડ બધાઇ જાય એમ દાદા રામજીની વાર્તા કહેતા હોય કે બીજી કોઇ લોકકથા કહેતા હોય, ઝાડનો ઉલ્લેખ આવે એટલે મારા મનમા આ આબલો જ ઊગીને ડોલી રહે! એણે એટલા તો ઊડા મૂળ નાખ્યા છે કે આજે ય એ ઉખાડ્યો ઊખડતો નથી ઝાડ નીચે વિસામો ખાવા બેઠેલા પ્રવાસીના અગ ઉપર એકાએક ઉપરથી લોહીનુ ટીપુ પડયુ એવી વાત આવે કે તરત મારી આખ પેલા આબલાની ટોચની ઘેરી ઘટા ખખોળવા માડે! ત્યા એને કોઇનુ શબ ઊંધે માથે લટકતુ દેખાય! સુદામા ને કૃષ્ણનુ દ્વારકામા ઘણા વર્ષો પછી મિલન થતા બન્નેએ જે બાળપણના પ્રસગો યાદ કર્યા તેનુ વર્ણન પ્રેમાનદે 'તને સાભરે રે? મને કેમ વીસરે રે?' વાળા કડવામા સરસ કર્યું છે એ ભણતા ભણતા 'પાડયુ મોટુ ખોડ' એમ આવે એટલે ચિત્તમા માલગુણનો આબલો જ ચમકે એને ડાળીને જાણે કૃષ્ણ અને સુદામ તોફાની બનતા જતા આકાશને ચિતાથી જોઈ રહ્યા છે જ્યારે વીજળી આકાશમા વૃક્ષ ચીતરે છે ચીતરે છે, ભૂસે છે, વળી ચીતરે છે ને વાયરે ચઢીને આવતા મેઘ ધોધમાર વરસી પડે છે

ને એક નથી બની એવી કથાની ને નથી જોયુ એવા દૃશ્યની વાત પણ કરી લઉ! વાસ્તવમા જે બન્યુ નથી ને જોયુ નથી તેને કલ્પનાએ વાસ્તવ કરતા વધારે સાચુ કરીને આજ સુધી સાચવ્યુ છે હવે એને જૂઠુ કહેતા જીવ ચાલતો નથી વાત જાણે એમ છે કે અમારા ગામનો એક છોકરો ને બાજુના ગામની એક છોકરી બેઉ

આ માલગુણમા ઢોર ચરવા આવે છે ઢોર ચારતા એ બે જણા એમની લાગણીઓને પણ એકબીજાના મનના ચરિયાણોમા ચરવા છોડી મેલે છે બન્ને આ આબલા હેઠે ભાતભાતની લાજાળ ને ઉદ્ભડ રમતો રમે છે, આબલા ઉપર તેઓ પકડાપકડી રમે છે, અમારા ગામનો પેલો છોકરડો કેડે ખોસેલો પાવો કાઢીને વગાડે છે આખો આમલો લઈને જાણે આ બે જણા ઊડતા ઊડતા ઈન્દ્રપુરીમા અલોપ થઇ જાય છે! આજેય વાકોડિયા વાળવાળા એને મેલા ઠેપાડાનો કછોટો મારી અર્ધા ઉઘાડા પગ લટકાવીને ઘાઘરીનો કાછડો વાળી કોપડામા કયાંને માડ માડ સમાવતી પાતળપેટી ને ઊડી નાભિવાળી પેલી છોકરીને પડખામા લઈને ટગડાળે બેઠેલો જોઉ છુ ને વળી આટલુ ત્યારે તેટલુ! આમલાની વાતમા આપણી છાની વાત પણ ભલે કહેવાઈ જતી! અનેકવાર હુ પણ મારા પ્રિયજન (જેણે આ જગા કે ઝાડ કદી જોયા નથી) સાથે આ આબલાની ડાળે આવીને બેઠો છુ—ને બેસુ છુ શમણામા સ્તો!

નાના હતા ત્યારે અમને રાત્રે ખાટલામા પડયા પડયા જંગલી પશુપખીઓના જાતજાતના અવાજો સાભળવા મળે શિયાળવાની લાળી તો જાણે રોજનો કાર્યક્રમ ક્યારેક કાબુડીનુ ભયજનક રુદન સભળાય ને સવારે દાદી એને ઉલ્લેખીને શુકનઅપશુકનની વાતો કરે, ક્યારેક વળી ઘુવડ છેક મોભારે આવીને ‘મઓ, મઓ’ કહી જાય! આ બધામા વળી કોઈ વાત લાવે કે કેવા માલગુણમા, પેલા કોતરડાની કોરે આબલો છે ને એની હેઠળ કાલે મધરાતે બે ઝરખ લડતેલા! આ ‘ભગિયાની કોતેડી’ નામથી ઓળખાતા કોતર ઉપર હરિજનો મૂડદા બાળે ને આસપાસના અનેક ગામના મરેલા ઢોરના નિકાલ પણ અહીં જ થાય, એટલે હાડકા ખાવા ઝરખડા આવે લડે ને એમના ઈકોટા ને હાતિયા ગોઠવાળાને સભળાય વાત સાભળતા જ આ સ્મશાન ભયનુ જંગલ ઊગી જાય—ને વચ્ચોવચ્ચ પડછંદ, ઘનઘોર—ઘટાળો એવો આમલો પણ

૫–૯–૧૯૮૧

મિનિટ વિચાર કરી હુ નીકળ્યો છપ્પન થાળીઓ જોઇએ સોનાની તો ક્યા મળે, પણ ચાંદીના બે વાખા–તાણ તો હવે અદશ્ય, પહેલા તો ધામતેલવાળા ને ત્યા કોઇ ટીનના મળે તો તેની તજવીજમા ગયો, પણ એક તો દુર્ગન્ધ –તેલની ગધ–અને એકેક ઇંચના ડાયામીટરવાળી–તે છોડી પ્લાસ્ટિકની દુકાન ગ્લાસ પર ઢાંકવાની ચાર ઇંચના ડાયામીટરની બારે પચા આઠના હિસાબે પાચ ડઝન ખરીદી લીધી જગ્યા પણ ઓછી રોકે, અને એમાં વળી રગબેરગી એક દુકાને તો એટલી મળી જ નહી, એવી બીજી દુકાને ગયો, ત્યા વળી બ્રાન્ડ જુદી, પણ વિવિધતામા એટલો ઉમેરો, અને પછી ચોક ચૌટા કણપીઠ દાણાપીઠ બજારોમા ઊપડયો ઝોળી સારી જેવી મોટી લીધેલી, અને તે ઉપરાન્ત બીજી નાની ઝોળી પેટાઝોળી પણ લીધેલી એટલે ખરીદી કરતા મને વાર લાગી નહી

પણ, ખરીદી કરવાની જ નહોતી મોટે ભાગે તો ગ્રાન્ટસ–બેટ–પ્રસાદ–વિનામૂલ્ય એ જણસો ભેગી કરવા માંડી એમા ઓળખીતી દુકાનેથી શરૂઆત કરી તો ભારે ફાયદો ગાંધીને ત્યાથી દસ દાણા વરિયાળી, મરી, એક જ લવેગ, એક જ એલચી, અડધા ઇંચની તજ, સૂઠનો પા ઇંચનો ગાંગડો યા ટુકડો, સોપવારી જાણી બદામને પડતી મૂકી, પણ નાળિયેળ લીધુ બબ્બે દાણા ચણા, મગ, મઠ, અડદ, તુવેર, સોપારી, પછી હિસાબે ગિલ–એમા નાળિયેળના પૈસા લીધા, બીજી જણસોની પૈ નહી લીધી, 'તમે તો ભાઈ મશ્કરી કરવા નીકળ્યા છો' એમ એ કહે એટલે શાક વાળાને ત્યાથી એક ભીડો, એક જ ગુવારસીંગ, એક કારેલુ, એક નાનુ રવૈયુ, પાપડીના બે અડધિયા, એક વાલોળ, એક ગોળ વળેલી સાપ જેવી મોગરી, મૂળાનુ એક પાન, બાજુમાથી બે જાતના પાન લીધા–કપુરી અને ચેવલી–બનારસી એની પાસે નહોતુ એક નાની લખનવી કાકડી લીધી, પછી ફ્રુટવાળાને ત્યાથી એક કેળુ, જાબુ દ્રાક્ષના ત્રણ દાણા, એટલામા ટેગાના પૈસા એણે લીધા, અને એમ જણસો લખેલી તે પ્રમાણે ગણી, એમા ખૂટી તેમા ખજૂર, ખારેક, ચમચી ચા, ચમચી

ખાડ બે હાણા ગરમ ચીગ, દરેક હાણા તલ, નાનો ગોળનો ગાગડો, એક લીબુ, આદુ, એક લવેગિયુ મરચુ અને પછી નો મમરાસેવ વાળાને ત્યા ચાર આનાનુ પડીકુ બધાવ્યુ–એમા મમરા, સેવ, કળી, એક બે નાના મેથીના ખલવા જેવા ભજિયા, મીઠાઈવાળાને ત્યાં જરા વધારે ખર્ચ થયો એક પેડો, એક નાની બરફી, એક બાજુમા પડેલી ચારોળી અને એક પસ્તાનો દાણો મ-નમા થોડો માવો લીધો આમ દોઢ બે કલાકને આતરે બધુ એકઠુ કરી ઘરભેગા થઇ ન્હાઈ, પેલી સાઠમાથી છપ્પન ઢાકણી કે તાસક, કે નાની થાળી જે કહેવુ હોય તે કહો–ને બધી સાફ કરી, અને ઠાકોરજીના મદિરના ઓરડામા, જ્યામ હિડોળે ઝુલતા હતા ત્યા ત્રણ ચાર બાજઠો ગોઠવી રેશમી કપડુ બિછાવી આઠ આઠની સાત હાર કરી, એટલે ગણતી ફાવે વચ્ચે બેચાર ફૂલ અને દરેક ઢાકણીમા એકેકી જણસ મૂક્યા પછી પાડોશમા દસ પદર તુલસીના છોડ હતા, તેમાથી બરાબર છપ્પન પાદડા ગણી, દરેક જણસ પર એકેક તુળસીનુ પાદડુ મૂકી દીધુ

આ કાર્યવાહીમા મે બધુ મળી લગભગ આખો દિવસ પસાર કર્યો ત્યા ગોરાણી આખા ઘરમા શોધી વળતા હુ ન મળ્યો એટલે અહી બૂમરાણ કરતા આવ્યા એટલે મે કહ્યુ, 'શાતિ, ભગવાન ઊઘે છે શયન-માથી ઊઠશે કે તરત રાજભોગ–છપ્પન ભોગ આરોગશે અહી હજી દૂધની ખામી છે,' પણ એ જાણ્યો નહી હોય તો યે આ છપ્પન–આઠ સતામ છપ્પન થાળીઓ તુ ગણી લે એકમા બે વસ્તુ નહી તુળસીપત્ર ખરુ, અને હવે હુ ન્હાઇને આવુ, એટલામા તુ આરતીની તૈયારી કર

'રૂના પૂમડા બનાવવામા તો તુ હોશિયાર છે એટલે છપ્પન પૂમડાની આરતી, ઘરમા જેટલો મોટો થાળો હોય તે કાઢ, અને એની આરતી ઉતારી દઉ એટલે તારુ વ્રત ફળે, મારુ જિદગીનુ મેણુ ટળે અને આપણે ભૂત ડાકણના કવરથા અવતારમાથી બચીએ'

તે આખી રાત પછી ગોરાણી નજરે નથી ચઢયા 

## નવાઈ વનાનો માંણહ / કનુ સુણાવકર

ડોસો આગ આગ થઈને લગભગ બરાડો પાડી ઊઠ્યો, પચાસ ગાળો એક સાથે ગળી જઈને, બે હાથે માથું કૂટી, આંખોના ડોળા કાઢી, માથું ધૂણાવીને વાટ્યો દાંત કચકચાવીને– "દીચગ માગ! તારો બાપ બેઠો બેઠો ખાય, તારી મા સૂતી સૂતી કમાય ને તું ઊભો ઊભો રઝળ્યા કરે, શો નવાઈનો દહાડો માગે તો! આવું જાણતો હોત તો " બાકીનું વાક્ય પૂરું ન કરતા 'ના ના ના'નું ડોકું હલાવીને માથું ધૂણાવી રહ્યો. ડાંડિયાળી ડાંગ જેવા ડોસા સમક્ષ એના દીકરાનો દીકરો નાની દીવાસળી જેવો, ધ્રુજતો ઊભો રહ્યો હતો. ડોસો કહે, "જા! કાળું કર્ય મય!"

આજકાલ બજારમાં રોજ અવનવી નવાઈભર્યા કાનમ–ફૂણુસ–કાનમ–જણુસ જોવા મળે છે, પણ સ્હેજ પણ નવી નવાઈ પમાડે તેવો માણહ ક્યાં જોવા જડે છે! મને આ ડોસો નવાઈનો લાગ્યો. એના શબ્દ કાનમાં રણકતા રહ્યા. "દીચગ માગ! બાપ તારા બેઠા બેઠા ખાય, મા સૂતી સૂતી કમાય ને તમે રાગ મારા હડકાયા પગે અ–હીં–થી ત–હીં ને તહીંથી તહીં "

હું દિવસો–ના–દિવસોથી પત્રની રાહ જોયા કરું છું ને પત્ર આવતો નથી– કોઈનો ય તે ત્રણ દીકરીઓ છે, એક દીકરો છે મારે પણ એકે ય પત્રબત્ર લખતા નથી, હું આઠ આઠ કાગળ લખું તો ય જવાબમાં,

એક ચિઠ્ઠી ય નહી હવે મને આની કશી નવાઈ નથી લાગતી ભલે જ છે તે છે હોય આપણે શુ ? આપણુ શુ ? આપણે કોણ ? આ શુ ને તે શુ ? કશુ નહી વસુ વનાનો નર પશુ ! બીજુ શુ ?

આજે વળી પાછો, ડોસો મને અચાનક ગામની ભાગોળે વડનીચેને ઓટલે, બેઠેલો મળી ગયો પત્રને બદલને મને માણહ મળ્યાનો મ્હેજસાજ હર્ષ થયો રાહતનો દમ લીધો હતાશામાથી 'હા રા' અનુભવી થોડી વાર ખામ્સીવાર હુ એને તાકીને જોઇ રહ્યો ત્યારે, એ કહે "કુણ અટ્યા કપાતર ? મને બરાબર ભળાતુ નથી હવે તો ! કુણ સો બેટા ?"

"એ તો હુ " હુ

"હુ ' હુ" તો બધા કહે છે, તમે કુણ સો ?" "તમે કોણ છો ?" ત્યારે એ કહે, અટ્યા, સવાલનો જવાબ સવાલથી આલે સે ? તુ નવાઇનો માણહ છે

"નવાઈ-કવાઈની તો ખબર્ય નથી, પણ માણહ સુ એવુ લાગે મે" મે કહ્યુ ડોસાએ સામુ કહ્યુ "મારુ પણ એમ જ "

" એકલા છો ? "

હા તમે ?

" હુ ય એકલો છુ"

હુ આગળ વધ્યો "એકલા હતા ?"

"ના તમે ?"

"હુ પણ એકલો નહોતો પત્ની, દીકરો, ત્રણ દીકરીઓ '

"એ જ મારી પણ વાત પત્ની, દીકરો, ત્રણ દીકરીઓ "

"નવી નવાઇ ! આપણ બેઉ સરખા, નહી ?"

"—અહી કશાની નવાઈ ક્યા છે જે "

"પ ણ તમે કરો છો શુ ?"

"હુ તો રોજ સૂરજ ઊગે ને આથમે ત્યા સુધી કોઇનો પત્ર-બત્ર આવે તેની રાહ જોયા કરુ છુ, તમે ?"

"વાહ! હું ય પત્રની ગહ જોઉં છું, પણ કદી પત્ર આવે ખરો? કોઈનો ય?"

"ના, તમારે આવે છે?"

"ના"

"ના?"

"હા"

"વાહ! ઘણું સરસ–"

"એમાં 'સરસ' શું?"

"સરસ તો કશું નહીં એમાં, પરંતુ ગહ જોવાથી નીરસતા ચાલતી નથી જરા ને જિન્દગી જરા અરસ બનતી અટકે તો ઠીક કહેવાય, નહીં?"

"અહીં તો એમ જ હોય"

" એક ચીજ શક્ય છે આપણને કોઇ ભલે પત્ર લખે–ન લખે પણ આપણે તો લખી શકીએ છીએને?"

"વાહ! મારા મનમાં તમે બોલ્યા તે જ વાક્ય હતું '

"આહ! આપણ બેઉ સરખા"

"સાલું આપણે લખીએ ને કોઇ આપણને કોઈ ન લખે તે દુખદ ઘટના"

"ઘટના સુખદ/દુખદ ન હોય દોસ્ત! આપણે સુખી/દુખી હોઇ શકીએ ° એ આસું દુખના ચિહ્નરૂપે વચ્ચે, વચ્ચે ટપકે છે

° આ આસું નથી, આંખો છે તમે જોતા નથી? આપણે તો લખ્યે જ રાખો

"હું તો લખું જ છું"

"હું ય લખું છું"

" પ ણ " હું આગળ કશું બોલું તે પહેલાં એ વૃદ્ધ એકાએક કશું અચરજ પરખ્યું હોય તેમ એ ઊભો થઇને, લગભગ દોડવાનું

ફરીને આગળ ધસ્યો ખાખી વસ્ત્રધારી પોસ્ટમેન, હાથમા પત્રોનો થોકડો લઇને સામેથી આવતો'તો એમાથી એક પત્ર જુદો તારવીને કાઢયા, મારા ભણી લબાવ્યો, કાળા કાળા પોસ્ટઑફિસે મારેલી છાપો-ઉપર-છાપો લાગ્યાના કુડાળા મે જોયા જરૂર મારો જ પત્ર મારો પત્ર મે મારા હાથમા પત્ર ઝીલ્યો જોયુ મારો જ પત્ર ! મારો જ લખેલો પત્ર મને જ મળ્યો-વીસ વરસો પછી મળ્યો જ્યારે 'કવર'ની કિમત એક આનો હતી અને મારો પ્રેમ અમૂલ હતો સરનામુ તો એનુ હતુ, પણ પત્ર મને પાછો મળ્યો મારો પત્ર એને નહી, મને પાછો મળ્યો, શો મારો અજોડ અનુપમ પ્રેમ ! સાચો પત્ર વરસો પછી ય પરત આવે જ આવે આવ્યો

"આપણો પત્ર, આપણને પરત મળે તે અતિ ઉત્તમ ગણાય, કેમકે, આપણો ભ્રમ તો દૂર થઇ જ જાય ને કે એ સ્વીકારાયો નથી, છાપો ખાઇ ખાઇને, કુડાળે પડી પડીને એ પાછો આવ્યો છે ?"

ટપાલી દૂર દૂર જતો, રહ્યો હતો, મે જોયુ મારી બાજુમા વૃદ્ધ નહોતો, હુ એકલો હતો એકલો ? ના મારો પત્ર મારી પાસે છે હુ કશી નવાઇ વનાનો માણહ સુ તમે ? □

## સાભાર સ્વીકાર

**અનામી :** ત્રિઅકી નાટક લેખક શ્રી રજની શેઠ, મૂ રૂ ૧૦-૦૦, પ્ર આનદ પબ્લિકેશન, ૧૦/૪૭૫, નાગરફળિયા, સૂરત

**કારમી રાતે :** ત્રિઅકી નાટક લેખક શ્રી રજની શેઠ, મૂ રૂ ૧૦-૦૦ પ્ર રાષ્ટભાષા પુસ્તકમદિર, ટાવરરોડ, સૂરત,

**કલરવનાં પગલાં :** કાવ્યસગ્રહ લે જમન કુડાળિયા, મૂ રૂ ૫-૪૦, પ્રાપ્તિસ્થાન વિદ્યાર્થી બુક સ્ટોર્સ, બસસ્ટેન્ડ, ભાયાવદર (સૌરાષ્ટ)

જાગરણ પછી/ચ પૂ વ્યાસ

તે એકવીસ વર્ષથી એક પગે ઊભો છે–
એક હકાર માટે
તે એકવીસ વર્ષથી એકચિત્તે રાહ જુએ છે–
એક હકાર માટે

તેની પાસે એક ગતા પ્રઠાનો ચોપડો છે કોઈ તપાસે એની તે ગાહ જુએ છે કોઈ કાઈ પણ પૂછે અથવા તેના તરફ અશ્રદ્ધાથી અણગમો વ્યક્ત કરે કે તરત જ તે તેની એકવીસ વર્ષની જિંદગીનો હિસાબ ધરાવતો ચોપડો ધરી દે છે કોઇ ખાસ જોતુ નથી પાના ઉથલાવે છે કેટલાક પણ ચોપડો જોવા જેવો છે એ ચોપડાનો હિસાબ આ રીતે વર્ગીકૃત કરી શકાય

**અઢારથી ચોવીસ વર્ષ સુધીનો હિસાબ–**

યુનિવર્સિટીના ફર્સ્ટ ઇયરના સોશ્યલ વખતે તેણે અગ્રેજી પંક્તિઓનો મનપસંદ અનુવાદ રજૂ કર્યો હતો, જે તેના ચોપડાના આગળે પજાના પાનમા લખાયેલો છે

જો ચાહનામાંય તરતમના ભેદ હોય
તો સૌથી વધુ ચાહનાર
મને હોવા દો

એ પછીના કેટલાક વર્ષો તેણે નશામા જીવી નાખવાનો વિચાર કર્યો પણ નશો ચડે એવી કોઇ ચીજ તેને જડી નહિ પછી થાક્યો થોડા પતગિયા ચોટાડી તેણે નોટોના પાન શણગાર્યા વળી નોટોમા વચ્ચે વચ્ચે તેણે થોડા વિદ્યાના પાન મૂક્યા પછી એક દિવસે તૈયાર થયેલી અને સુદર લાગતી નોટો, ચોટાડેલા પતગિયા અને વિદ્યાના પાન સમેત, તેણે ઊડા અને અવાવરુ કૂવામા પધરાવી દીધી આમ કર્યા બાદ તે નિરાતનો શ્વાસ લે છે, એવામા જ તેને એહસાસ થયો કે તેણે કઇક ખોટુ કરી દીધુ હતુ વળી પાછો તે પેલા ઊડા અને અવાવરુ કૂવામા ઊતર્યો શ્વાસ રુધાયો એટલે છેક ઊડે બગલાની પાખ જેવા દેખાતા મકાનોના, અલમારીમા સાડીઓની થપ્પીઓ પાછળ સતાડેલી કરન્સીની નોટોની થપ્પીઓના, સતાનોમા ઓખા ઓખા હાસ્યના અને વગેરે વગેરેના

ચોપડામા દર છ વગેરે વગેરેના 'રગીન પૃષ્ઠો' પછી એક સાતમૂ વાકી ચૂકી વાસ્તવિકતાનુ વાળી દીધેલુ પાન આવતુ હતુ

તેણે એક રાતે સપનુ જોયા બાદ સિગારેટ પીધી હતી એ પછી ધૂમાડાની વાસ્તવિકતા જોતા જોતા આખી રાત વીતાવી હતી આખી રાત તેની પથારીમા તેની સાથે સાથે જ ક્ષણો, કલાકો, દિવસરાતો, અઠવાડિયા, પખવાડિયા, મહિના, વર્ષો દર્શાવતા અગણિત કેલેન્ડરોએ પણ પડખા ફેરવ્યા કર્યા હતા

સમય એક મોટી વાસ્તવિક સ્થિતિ હતી પણ સમયની ગડી વાળીને જીવતા તેને આવડી રહ્યુ હતુ–આવડી ગયુ

**ત્રીશથી પાત્રીશ વર્ષ સુધીનો હિસાબ–**

રોજના બે પાકિટને હિસાબે પાચ વર્ષમા તેણે છત્રીશ હજાર સિગારેટ પીધી હતી અને સિગારેટની આઠ બ્રાન્ડ બદલી હતી

**અને પછી આજ સુધીનો હિસાબ–**

દરમ્યાન તેણે એક સ્વપ્ન જોયુ હતુ સોનેરી ચતુશ્ચક્રી રથમા ઊભેલી એક દેદીપ્યમાન નારીના મસ્તકમા વાળે વાળે મોતી પરોવેલા

હતા તેના અંગ પર ચંદનની અર્ચા હતી અને તેના આછેરા હલનચલનની સાથે તેના અંગોમાંથી કંકુ ખરતું હતું સડસડાટ દોડે જતા રથની પાછળ પુષ્પો ખરતા હતા ને રાજમાર્ગ પુષ્પોથી છવાઈ ગયો હતો દોડતા જતા રથને બે હાથ પહોળા કરી રોકવા મથામણ કરનો તે જીવસટોસટનો પ્રયત્ન કરીને રાજમાર્ગની વચ્ચે ઊભો રહી ગયો હતો રથ માંડ માંડ ખચકાઈને ગયેલો તે પાછો બાથોડિયા ભરતો ઉપર ચઢી આવ્યો ઉપર આવીને તેણે અવાવરું પાણીમાં ડોકિયું કર્યું પોતાનું પ્રતિબિંબ તેને ભૂરું ભૂરું લાગતું હતું તેને લાગ્યું હતું કે કૂવાના મરેલા પતંગિયાને પુનઃ સુંદર બનાવવા પડશે હાલ તો પાણીમાં ભિંજાઈને તે બધા ફૂલી ગયા હશે ને કદાચ તેમના રૂપાળા અંગો વિચ્છેદિત થઈને તરી ગયા હશે બજારમાંથી થોડા પડીકાં બ્યૂટી–ડીલક્સ પાઉડરના ને થોડી ડાર્કરેઝ લીપસ્ટીક ખરીદીને તેણે કૂવામાં પધરાવી બધું પધરાવતી વખતે તેની આંખમાં ચિત્રવિચિત્ર ભાવ હતા છેવટે તેણે હથેળીઓ સૂંઘી હતી એમાંથી તલના તેલની વાસ આવતી હતી

હવે તેણે એક નવું કામ શરૂ કર્યું હતું આજદિન સુધી તે મોહર્યની આસપાસ કુંડાળા કરતો હતો હવે તેણે ચોકડીઓ મારવા માંડી હતી એમાં ને એમાં તે પચ્ચીસનો થયો

## પચ્ચીસથી ત્રીશ વર્ષ સુધીનો હિસાબ

લગ્ન વખતે ઘોંઘાટ કરનાર વાજાવાળાને તેણે સૌથી વધુ રૂપિયા ચૂકવ્યા હતા મગજ બહેર મારી જાય એટલો અવાજ કરીને, કોઈને બીજું કાંઈ વિચારવાની ફુરસદ જ ના મળે એવી પરિસ્થિતિ સર્જવા બદલ તે વાજાવાળા પર ખુશ હતો તે ચોક્કસ માનતો હતો કે આવે વખતે ઘોંઘાટ કરનારને બાક્સી ચૂકવણી થવી જ જોઈએ લગ્નની વેદી સમક્ષ તેણે સામે બેઠેલી નવવધૂના પગની મેંદીની ડિઝાઈન તરફ તાકયા કર્યું હતું મિત્રો સમજયા હતા કે તે શરમાય છે, વડીલો સમજયા હત

કે તે આમન્યામા રહ્યો છે, વધૂ સમજી હતી કે તે સૌ દયરાગી છે નવોઢાએ લગ્નની પહેલી રાતે મેદી મૂકી આપનાર સખીઓના નામસગ્નામા આપ્યા હતા

પછી તેણે લાગટ પાચ વર્ષ સુધી સપના જોયા કર્યા હતા મેદીની વૈવિધ્યપૂર્ણ ડિઝાઈનના, રસોડાના સફેદ સફેદ વાસણોના, મીંધી રે-જમા એક જબરજસ્ત ધક્કા સાથે ઊભો રહી ગયો હતો રથ ઊભો રહી ગયા પછી તેને કશી સૂઝ પડતી નહોતી અત્યંત ગુચવાયેલો તે હાફળોફાફળો પેલીના ચરણમા ઝૂકી પડયો હતો અને મોટેથી બગડી ઊઠયો હતો–

જો ચાહનામાય તરતમના ભેદ હોય
તો સૌથી વધુ ચાહનાર
મને હોવા દો

બસ, પછી તે મૂગો જ પડી રહ્યો હતો પડેલી હાલતમા જ તેણે હકાર સાભળવા કાન સગ્વા ગખ્યા હતા કેટલીક ક્ષણો અવાજ રહિત પસાર થઇ હતી પછી ટપ ટપ ટપ મસ્તક પર તેને ઊના આસુનો અનુભવ થયો

તે એકદમ ઊભો થઇ ગયો હતો, ઊભા થઇને તેણે જોયુ તો શ્વેતા બરી દેદીપ્યમાન નારીની આખમા આસુ હતા અને તેના હોઠ પર રક્ત સૂત્રનો એક ટાકો દેવાયેલો હતો તેના હોઠ ફફડતા હતા પણ કશુ,બોલી શકતા નહોતા

ટાકો તોડી નાખુ ?–તે બરાડી ઊઠયો હતો

જવાબ તો શો મળે ?

તે જાગી ગયો હતો

તે પછી તે ઊઘી શકયો નથી તેની આખો પહોળી જ રહી ગઈ છે

તેને થાય છે કે કોઇ તેની આખે ટાકો દઇ દે ને આખ મીચાય તો કોઇ સપનુ 

## 'સારા' હોવા વિશે/બર્ટ્રાન્ડ રસેલ

અનુ વિજય શાસ્રી

**બાળકો** સાથે જેનો પનારો પડ્યો હોય એવો દરેક માનની વખત જતા હમેશ માટે સારા ગણાતા બાળક કરતા કોઈ કોઈ વાર ખરાબ ગણાતા બાળકને વધુ પસંદ કરતો થઇ જાય છે માસ્તરના ટેબલના ખાનામા દેડકા મૂકી આવતો, નોકરબાઈના પગ પાસે ઉંદરડા છોડી આવતો, પાક્યા પહેલા જ આગણામાના વૃક્ષ પરના સફરજન પાડી ખાતો, સરકસ ચાલતુ હોય ત્યારે વર્ગમાથી ગાપચી મારતો છોકરો 'ખરાબ' ગણાય છે અને શિક્ષાને પાત્ર બને છે જો કે આવી સજા પરપરાથી ચાલી આવેલી એક મોટી મૂર્ખાઇ જ છે પણ આવી શિક્ષા કરવાની ક્ષણે પણ માસ્તર તો, યથાસમય 'હા સાહેબ' કે 'ના સાહેબ' કર્યા જતા છોકરા કરતા યે આવા ખરાબ છોકરાને જ વધુ પસંદ કરતો હોય છે

આપણે માનીએ છીએ કે છોકરામા ખુમારી હોવી જોઇએ અને વખત આવ્યે, જે કંઈ આવી પડે તે ભોગવી લેવાની તૈયારી સાથે જ સત્તા સામે પડકાર ફેંકવાની તત્પરતા હોવી જોઇએ જો કે આવી શક્તિ

બાપેપીધે સુખી ઘરના નબીરાઓમા જ જોવાની જોઈએ એમ માનીએ છીએ, મહેનત કરીને રળી ખાનારાઓમા આવી ખુમારી હોય એ આપણને ગમતુ નથી

પુખ્ત જગત અત્યારે આ 'ખગબ' બાળકની લાયકાત ધીમે ધીમે ગુમાવતુ જાય છે ને'મન તેના પાછલા દિવસોમા ખગબ છોકરો હતો, જુલિયસ સીઝર પણ ખગબ જ ગણાતો પણ આજે લગભગ પ્રત્યેક યુવાને કોઈ મોટા તત્રમા મદદનીશ તરીકે જ કારકિર્દીની શરૂઆત કરવી પડે છે એના ઉપરીઓમા, એક અનુભવી શિક્ષકમા હોય એવી સહિષ્ણુતા ભાગ્યે જ જોવા મળે છે એટલે તેઓ 'સારા' છોકરાને જ બઢતી આપે છે

નેતાગીરી યા દોરવણી આપી શકે એવા માણસમા કલ્યાણકારીપણાનો ગુણ દુર્ભાગ્યે બહુ ઓછો જોવા મળે છે કોઈક મગજે—મોટે ભાગે રોમન માણસે—જૂના જમાનામા કહેલુ કે હુકમ કરવા પહેલા માણસે હુકમ પાળતા શીખવુ જોઈએ. આ વાત સત્યથી વિરુદ્ધ છે કલ્યાણકારી માણસ કયા તો વ્યક્તિગત મઝા ગુમાવી બેસશે અથવા તો સત્તાધારીઓ પ્રત્યેના રોષને કારણે વિનાશક અને ઘાતક બની રહેશે

આને પરિણામે, ઉત્તમ શક્તિવાળા માણસો ભાગ્યે જ સર્વોચ્ચ સ્થાને પહોચતા જોવા મળે છે મોટાભાગના કિસ્સાઓમા તો તેઓ અસહકારી અથવા તો ઉપરીઓની ટીકા કરનારા બની જાય છે અને તેને પરિણામે સત્તાશીલ પ્રતિષ્ઠાનનો ભોગ બનતા અટકી જાય છે

રાજ્યતત્ર આના દૃષ્ટાત લેખે ટાકીએ તો લોકશાહીમા, જ્યા ચુનદા રાજકારણીઓ લોકો વડે ચૂટાય છે ત્યારે એવી એક સામાન્ય સમજ પ્રવર્તે છે કે રાજકારણીઓ બધી રીતે દરિદ્રી હોય છે એટલુ જ નહિ 'રાજકારણી' શબ્દ જ તિરસ્કારવાચક બની ગયો છે પક્ષની શિસ્તના જડ સિદ્ધાતને કારણે આવી પરિસ્થિતિ સર્જાય છે પોતે હૃદયપૂર્વક ન માનતા હોય એવી વણી વણી નીતિઓ અને સિદ્ધાતોને ફરજિયાત સ્વીકારવા જ પડે છે કુશાગ્ર મેધા કે પ્રમાણિકતાને બદલે રૂઢિચુસ્તતાનો

વધારે આદર કરવામા આવે છે, પરિણામે મીડિયોકર ન હોય એવા ઘણાયે યુવાનો આ આખા કારોબારને અ-સહ્ય ગણી, તેમને નેતા બનવાની તક સાપડે તે પૂર્વે જ તેને રામરામ કરી દે છે

સસ્થાઓ, સગઠનો, તત્રો આજના યુગમા અ-નિવાર્ય છે એટલે યુવાનોના આવેશો પ્રત્યે સહિષ્ણુતા ધરાવતા માનવીઓથી સત્તા સ્થાનો ભરવા એ સિવાય બીજો કોઈ વિકલ્પ નથી માણસ જ્યારે મહત્ત્વનો બની જાય ત્યારે તેમનામા સુધારો કરવો અશક્ય છે કેમ કે એવા મહત્ત્વના માણસો બીજાનુ કશુ સાભળતા નથી હોતા કમનસીબે ખખડી ગયેલા અને મહત્ત્વના બની બેઠેલા માણસોને માથે જ જુવાનોને સુધારવાની જવાબદારી નાખવામા આવે છે હુ તો માત્ર એટલુ જ સૂચન કરીશ કે ત્રીસથી વધુ ઉમરની કોઇ વ્યક્તિ શાળાના ઉપરી તરીકે હોવી જોઇએ નહી પણ આ મનનીય સુધારો અમલમા મૂકાય એવી ભાગ્યે જ મને આશા છે 

૧૮ નવેમ્બર, ૧૯૩૧
અનુ તારીખ ૨૯ સપ્ટેમ્બર, ૧૯૮૧

[ બર્ટ્રાન્ડ રસેલના
Mortals and others
પુસ્તકમાના
On Being Good
નિબધિકાનો અનુવાદ ]

## ગિરનારની રાત / રતિલાલ 'અનિલ'

**ગિરનારમાં** પાંચ વરસ ગાળ્યાં કે રાત ? દિવસ તો કામમાં, કામ કરતાં કરતાં સામે જ દેખાતા ગિરનારને જોવામાં, કામ ન હોય તો આંબા, મોગરા, શેમળા ને સરુ વચ્ચે આંટા મારવામાં અને માર્ગમાં સાપમામાં મળે તેમને રામ રામ કરવામાં નીકળી જાય ! સાપમામાના ગામમાં ઘર માંડેલું એટલે જાડી ઊંચી ડાંગ લઈને ઠપ્પ ઠપ્પ કરતા હાલીએ એ ડાંગે અમારા પગ પાસે આવી જતા સાપમામાને જગાડીને સડાક કરતા, તીરવેગે સામેની દિશામાં દોડી જવાની સરળતા કરી આપી હતી. ડાંગ સાથે દાડીકૂચ કરતા ગાંધીજીની છબિ તો 'પ્યારા બાપુ'માં એટલી વાર છાપેલી કે નજરમાં જ વસી ગયેલી. તોતીંગ ડાંગ લઈને ફરવા છતાં 'છોટે બાપુ'નો વિચાર ન આવ્યો એમાં પણ સાપમામાની કૃપા જ જોઉં છું !

શિયાળાની રાત તો ગિરનારની જ ! વાદળથી વાતું કરતા ગિરનારની જંગલ તળેટીમાં જ વસીએ અને પાછળ પણ માઈલ ઊંચી માઈલો લાંબી ટેકરીઓની ભીંત. કામળાની થપ્પી વચ્ચે સંતાઈએ તો વળી ટાઢને થાય કે કાળા કિલ્લામાં ભરાયેલો છો. જાત સાચવવાની બહાદુરી જાળવી રાખે ! સામી દિવાળીએ સાંજેકના પાંચના સુમારે ઍરકન્ડીશન્ડ હવા શરૂ થાય ! નાકમાં પ્રવેશતી હવા જ ઍરકન્ડીશનર સૂંઘતા હોઈએ એવી માયા રચે ! અંધારું ઊતરે તે પહેલાં ઓરડામાં પુરાઈ

જવાનું ચૂલા પાસે, નરીગે કામળો વીંટી બેસો ને ઊંઘ વેગય ત્યારે આડા થાવ! મળસ્કે આંખ ઊઘડી જાય તો પડયા રહો, પડયા પડયા કંટાળો આવે તો બેઠા થાવ, હું હું કરતા મોઢું સ્વચ્છ કરો, આશ્રમ ભજનાવળી હાથમા લ્યો ભજન ગાતા તો દાંતની ડાકલી વાગે! ભજન આખે વાંચવાના! ચા બને તો દોઢ-બે કપ પી નાખો પણ, ચાલો બારણું ખોલીને બહાર નીકળી પડીએ એમ નહી, નહી, ને નહી!

હા, કાર્તિકી અગિયારશે ગિરનારની પરકમ્માએ એંસી હજાર ભાવિકો મધરાતે નીકળે અમારી જગ્યામા, તે રાતે થોડી થોડી વારે યાત્રાળુ-સંઘને જોવા નીકળીએ અને ટાઢ ચઢે કે વળી ઓરડે ભરાઇ જઇએ! પણ 'હરિના નામનો હો, એક જ આધાર છે!' ગાતા યાત્રાળુઓની કતાર જોવા અધીરા થઇએ અને દોડીએ! વળી ટાઢ ચઢી કે ઘરમા!

આખા વરસમા એ એક જ રાતે મધરાતે ઓરડા બહાર નીકળાય! એકબીજાના આધારે હાથમા ફાનસ અને એક સંપેતરું લઇને યાત્રાળુ સંઘ કીડીહારે ચાલ્યો જાય એટલી બધી વસ્તી, ધૂનના પડઘા અને જયઘોષના પડછંદા વચ્ચે સાપમામા તો પોતાની જાત સાચવવા દરમા ગરી જ ગયા હોય ને! આમે ય, ટાઢના દિવસોમા સાપમામાના દર્શન ઓછા, છતા ગિરનારમા તો ઘરના ગોદડા વચ્ચેથી પણ એ ડોક કાઢી આંખ ચમકાવી ફેણ કાઢીને, ઘેરબેઠા દર્શન આપે! અમારો ઓરડો એ જ જાણે કાશીવિશ્વનાથનું મંદિર! જેટલા ઘર એટલા કાશીવિશ્વનાથના મંદિર વર્ષાઋતુ સમાપ્ત થઈ હોય એટલે પાણો ખસે કે વીંછી દેખાય! અને ગિરનારમા વળી પથરાની તો ખોટ જ નહી! પગરખા પહેરવાની ટેવ પાડવા માટે પણ છએક માસ એ જગ્યાએ વસવુ જોઇએ!

ઉનાળાના દિવસે ગિરનારના કાળમીંઢ તપે! સામે ગિરનાર, પડખે અને પાછળ માઇલો લાંબી ઊંચી ઊંચી ટેકરીઓની ભીંત બે કાળમીંઢ ભટકાવીએ તો ધાતુ સરખો અવાજ નીકળે એમા લોહતત્ત્વ સારુ એવુ કાળમીંઢ સૂર્ય અથમ્યા પછી પણ ટાઢા શેના પડે? મધરાત સુધી

બાફ્યા કરે । તોયે બારણા બરાબર વાસીને, મચ્છરદાનીમા ભરાઇને ઊંઘ આવે તેની પ્રતીક્ષા કરવાની । બારીએ બારીએ સ્ટીલ તારની જાળી મઢેલી એમાથી આવે એટલો વાયરો આવે । રાત પડી એટલે ઘરકેદ । સાપ અને વીંછીને રાતે મળાય નહી એ માટે આખી રાત ઓરડાની કેદમા જ ગાળવાની । ઉનાળે તો દિવસે ય વ્યાકૂળ સાપમામા ઝડપથી પમાર થતા દેખાય ।

ઉનાળાની રાતે દીપડાની ફાક સભળાયા કરે । પાચ વર્ષમા દીપડાને દીઠો નથી પણ વારવાર અનુભવ્યો છે । ઇશ્વર દેખાતો નથી, પણ અનુભવાય છે એ સત્યમા મે દીપડાને ઇશ્વરની હારોહાર સ્થાન આપ્યુ હતુ દીપડાની હાક નજીકથી સભળાય કે ઝાડ પર બેઠેલા મોર ટેહૂકે ટેહૂક કરી ઊઠે ભેકાર રાતે ઊંઘતા મોરને પણ શિકાર પાછળ પડેલા દીપડાની હાક જગાડી મૂકે । છાપરે મોભ પર ઘુવડ બેઠુ હોય તે અજપા ભરી રાતે ઘૂ ઘૂ કરતુ રહે । ઘૂવડને છાપરે મોભ પર જ બેસવાનુ કોણે શીખવ્યુ હશે ? ક્યારેક તો, સવાર સુધી ઘૂવડ, 'હુ છાપરે છુ હો' એવો હોકારો આપ્યા કરે । આખી રાત જાગો તો દીપડાની હાક આખી રાત સાભળી શકાય । શુ થાય ? વનપશુ, વનના જીવો વચ્ચે વર માડયુ હતુ દિવસે એ અમારો થોડો મલાજો પાળે, પણ રાત્રે તો એમને મુકમ્મિલ આઝાદી । રાત પડે કે જાણે જગલમા જીવ આવે દિવસ પક્ષીઓનો અને રાત પશુઓની । દીપડો જેની પાછળ પડયો હોય તેની ચીસ અને દીપડાની હાક વચ્ચે ઘૂવડ ઘૂ ઘૂ કરતુ હોય અને ખુલ્લી આખે, ઉનાળુ બાફણાની રાતે અવાજોને ઓળખ્યા, પારખ્યા કરવાના ।

લોકવાર્તામા રાત ગાળવા ઉતારો માગતા વટેમાર્ગુઓની વાત આવે છે અમે રાત ગાળવા માટે ગિરનાર પહોચેલા । બિછાને ગાળેલી બાર બાર કલાકની જાગતા જગલની રાતો એક રૌદ્ર રમણીય દીર્ઘ કાવ્ય લાગે છે । દીપડો આખની નહી, કાન અને નાકની કવિતા કહેવાય ।

હિંસે જંગલમાં પસાર થતાં નાક દ્વારા અનુભવાય-પણ દેખાય નહીં! નજીક જ હોય, ઝાડીમાં, પણ એ ગંધ દ્વારા નજીક આવે! ઘૂરકિયાં અને હાક દ્વારા તે કાન દ્વારા અનુભવાય પણ દીપડો માત્ર જૂનાગઢના પ્રાણીબાગમાં જ આંખે વંચાય એવી કવિતા! ઈશ્વર મંદિરે અને દીપડો પીંજરે દર્શન આપે-અન્યત્ર માત્ર એમને આધ્યાત્મિક ચેતના દ્વારા અનુભવવાના!

બારીની જાળીમાંથી જોઈએ તો બહાર કીડી ચાલે તે યે દેખાય એવી ચાંદની હોય, બહાર રખડવાને માયલો વ્યાકૂળ થઈ જાય પણ બારણું યે ઉઘાડાય નહીં ઉઘાડતાં પહેલાં ખખડાવીએ તો સાપમામા કે જંગલનો કોઈ બીજો જીવ મહેમાન થવા બારણાં પાસે બેઠો હોય તો 'આવશું હવે વળી કો'ક વખત' એમ કહીને ચાલ્યો જાય! પણ ડાંગ લઈને ય ચાંદનીમાં ફરાય નહીં!

ચોમાસુ તો ગિરનારનું જ! સાગડા મ્હોરી ઊઠ્યા હોય, એના સૂપડા જેવા પાંદડે પગલાં કરતો દોડયે આવતો વરસાદ દૂરથી યે સંભળાય એ પાંદડે પડતાં ફોરાંનું સંગીત રચાય અને થોડીવારમાં તો આખો ગિરનાર ખળખળ ગાતો વહેવા માંડે! પાછળની સીધી ઊંચી ભીંત જેવી ડુંગરમાળ પરથી તો થોડીવારમાં જ કાળમીંઢ સાથે ભટકાઈને પ્રચંડ અવાજ કરતાં વર્ષાવહેણ ઘોડાવેગે દોડવા માંડે! રહેઠાણ પાસે જ વહેણને ઊતરીને વહેવાનો વોકળો કાળમીંઢ સાથે અફળાતો ઝીંકાતો તોફાની પ્રવાહ દોડે એનો શોર આજે પણ સાંભરે છે ડાંસલા વધી પડયા હોય ત્યારે સિંહની સવારી સજ્જોડે, સહકુટુમ્બ અમારી જગ્યામાં ઊતરી આવે એ દિવસો સિવાય જાણે જિંદગી જીવ્યા જ નથી એવું લાગે છે! સિંહને કુટુંબ સાથે આરામ કરતો અને ચાલ્યો ય આવતો જોયો અને ખાટલાથી દોઢગજ દૂર બારણું અને બારણાને અઢેલી બેઠેલા સિંહરાજા અને એમના શ્વાસોચ્છ્વાસ ઊંચા જીવે આખી રાત જાગી સાંભળેલા એ રાતે જ 'જીવ્યા' એવું લાગેલું! શરીરે રોમ છે, વળી તે

ગત હોવા છતાં મૂતેલા નથી, પણ ટકાર ઊગેલા ને ઊભેલા છે એનો સાક્ષાત્કાર એ રાત્રે જ થયેલો।

પણ ગિરનારની વર્ષાઋતુની રાત્રીઓ ધોધમાર વરસતા વરસાદને ઝીલતા સાગના સૂપડા જેવા પાનનો ખોંખાટ, નાળા અને ઝરણાં ઝીલતા આગળ વધતા પ્રવાહનો પ્રચંડ ઘૂઘવાટ, મોરનું ટેહૂક ટેહૂક અને પપીહાનું પીહુ પીહુ થી ભરી ભરી બની જતી ઉનાળાની રાત્રીઓ ટિટોડી ગજાવતી હોય તો વર્ષાની રાત્રી બપૈયા ગજાવતો હો। એ અધીર વ્યાકુળ મંજૂલ સાદ એ ગિરિનિવાસનું વરદાન જ કહી શકાય જાણે ઝાંઝર તૂટીને રણકતી ઘુઘરીઓ ખનન્ન્ કરતી વેરાઈ જતી હોય એમ પીહુ પીહુ ના ઊંચે ને ઊંચે જતો સાદ, છેવટે બપૈયો કંઠ ખંખેરી નાખતો હોય એમ પીહુ પીહુ ના ઝડવાળા સાદે હવામાં ખરી પડે અને વળી પીહુ પીહુ ટીપ મારે ઊપડે।

ગિરનારમાં અમે રાત ગાળવા ગયેલા। દિવસો તો આમતેમ હરવા ફરવામાં નીકળી ગયેલા, પણ રાત્રીએ તો બરાબર બિછાને જ સૂતા કે ખુલ્લી આંખે બેસી વિવિધ અવાજો, સાદો, ચીસો, હાક, ઘૂ ઘૂ ટેહૂક ટેહૂક પીહુ પીહુ ની શ્રવણેન્દ્રીય દ્વારા સઘન અનુભૂતિ કરવામાં ગાળી।

ગિરનારની ગૌર રમ્ય અનુભૂતિઓમાં એક વિષાદભરી અનુભૂતિ પણ રહી છે વાદળ સાથે વાતો કરનાર ગિરનાર સાવ સામે, ડોક ઊંચી કરીએ તો દત્તાત્રેય શિખર દેખાય એટલે ઊંચે આવે ત્યારે સૂર્યના દર્શન થાય। સૂર્યોદય જોવાને તરસી જવાય પણ ગિરનારની ઊંચાઈએ આવે ત્યારે જ પ્રૌઢ સૂર્ય દેખાય। પાંચ પાંચ વર્ષ અમે બાળસૂર્યને જોયો નહીં। □

## સાહિત્યવૃત્ત

સરદાર પટેલ યુનિવર્સિટીએ યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશનની સહાયથી આગામી તા ૨૫ નવેમ્બર, ૧૯૮૧ થી ૨૯ નવેમ્બર ૧૯૮૧ દરમિયાન પ્રેમચદ શતાબ્દી નિમિત્તે એક પરિસવાદનુ આયોજન કર્યુ છે, જેમા ડૉ ઇશ્વિરલાલ દવે, ડૉ સુમન શાહ, ડૉ ભોળાભાઈ પટેલ, ડૉ હર્ષદ ત્રિવેદી તેમ જ પ્રા વિજય શાસ્ત્રી જુદા જુદા વિષયો પર વક્તવ્યો રજૂ કરશે તો હિન્દી વિદ્વાનોમા શ્રી શ્યામાચરણ દૂબે, નામવરસિહ, મેનેજર પાડે, મુરલી મનોહર પ્રસાદસિહ, પ્રેમશકર (સાગર) ચદ્રભૂષણ (આગ્રા), પરમાનદ શ્રીવાસ્તવ (ગોરખપુર) અને અમૃતલાલ નાગર (લખનૌ) ભાગ લેશે

આ જ યુનિવર્સિટીએ ગઈ તા ૨૪, ૨૫, ૨૬ સપ્ટેમ્બર દરમિયાન અનુસ્નાતક ગુજરાતી વિભાગના ઉપક્રમે પ્રો જશવત શેખડીવાળાની રાહબરી હેઠળ આધુનિકતાવાદ અને ગુજરાતી સાહિત્યમા સદર્ભમા આધુનિકતા, આધુનિકતાવાદ વગેરે વિષયો પર એક પરિસવાદ યોજાયો હતો, જેમા ડૉ હરિવલ્લભ ભાયાણી, ડૉ ધીરુભાઈ ઠાકર, ડૉ ભોળાભાઈ પટેલ, પ્રિ ચદ્રકાત શેઠ, ડૉ સુમન શાહ, ડૉ દિલીપ પચાલ, ડૉ ચિનુ મોદી અને પ્રો જયત કોઠારીએ ભાગ લીધો હતો

## સતીશ વ્યાસ
## પીએચ. ડી. થયા.

'કકાવટી' પરિવારના એક લેખક શ્રી સતીશ વ્યાસે, ડૉ જયન્ત પાઠકના માર્ગદર્શન હેઠળ તૈયાર કરેલા "આધુનિક કવિતાની ભાષા પ્રયોગ, વિનિયોગ અને સિદ્ધિ" વિષય પરના મહાનિબધને દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીએ પીએચ ડી ની પદવી માટે માન્ય રાખી શ્રી સતીશ વ્યાસને એ ઉપાધિ એનાયત કરી છે

વ્યાપારી છો ?
ગવર્નમેન્ટ સર્વન્ટ છો ?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો ?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો ?
**આપ** શાળા–મહાશાળામાં શિક્ષક છો ?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો ?
પત્રકાર છો ?
લાયબ્રેરીઅન છો ?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને?

**તો**

**આપ**

**વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો**

જ્યાં આપના કામકાજને સુઘડ અને સરળ બનાવતા ઑફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે,
**અમદાવાદ–૩૮૦૦૦૬**

**ટે. નં. [illegible]૯૨૫૫**

△ પ્રેસ્ટોસાઇન ડીસ્પલે બૉર્ડ્સ △ એવાટ ડુપ્લીકેટર્સ △ વીનાર સ્લોટેડ ઍન્ગલ્સ △ ડફ્રા ફાઈલીંગ સીસ્ટમ્સ △ બીમકો વુડન ફર્નિચર △ ઉષા પંખા તથા વૉટરકુલર્સ △ પી. ઍન્ડ ટી એડ્રેસીંગ મશીન્સ

* ગેટેક્ષ ડેસ્ક બ્લૉક્સ *

**તદુપરાંત** • ફોટો કૉપીયર્સ વીઝયુઅલાઈઝર્સ, ચેક રાઈટર્સ કેલક્યુલેટર્સ, ઈલેક્ટ્રીક તથા ઈલેક્ટ્રોનિક ઑફિસ પ્રસાધનો

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ, જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારો ફરી ફરીને વિચાર કરો

હંમેશા સદ્‌માર્ગે અનુસરીએ।
પરસ્પર વફાદાર રહીએ।
એકબીજાના ઘાતક ન બનીએ।
હિંસા ન આચરીએ।
બીજાના દૃષ્ટિબિંદુને સમજીએ।
અને સંગઠિત બનીએ॥

# આપણે સૌ ભારતીય છીએ



દુનિયાની સાત વ્યક્તિઓમાં
એક ભારતીય છે
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલ છતાં
આપણે એક પ્રજા છીએ
ભારતીય હોવાનું આપણને ગૌરવ છે

માહિતી-ગુજ-૫-'૭૮

હમેશાં સદ્‌માર્ગે અનુસરીએ।
પરસ્પર વફાદાર રહીએ।
એકબીજાના ઘાતક ન બનીએ।
હિંસા ન આચરીએ।
બીજાના દૃષ્ટિબિંદુને સમજીએ।
અને સંગઠિત બનીએ।

ઋગ્વેદ

# આપણે સૌ ભારતીય છીએ



દુનિયાની સાત વ્યક્તિઓમાં
એક ભારતીય છે
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલા છતાં
આપણે એક પ્રજા છીએ
ભારતીય હોવાનું આપણને ગૌરવ છે

દિતી-ગુજ-૫-'૭૨

# કંકાવટી

ડિસેમ્બર ૧૯૮૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૩ : અંક ૨૭૨ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮, આજીવન સભ્યપદ રૂા ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

**કલામાં વાસ્તવિકતા** / સુમન શાહ

નિત્શેએ કહેલું, કલાકારો વાસ્તવિકતાને સાંખી શકતા નથી મહામનાએ ઉચ્ચારેલું આ સત્ય બે વાતે નોંધપાત્ર છે એક તો એમાં કલાકારોનો વાસ્તવ સાથેનો યોગ સૂચવાયો છે, તેઓ વાસ્તવને કઈ રીતે લે છે તેનો તેમાં નિર્દેશ અપાયો છે, તો બીજું એમ સૂચવાયું છે કે કલાકારો વાસ્તવિકતાને સાંખી શકતા નથી તેથી પોતાની કલા વડે તેને બદલીને રહે છે, તેનું રૂપાન્તર, પરિવર્તન, કરી નાખે છે

જો કે ગઈ સદીમાં જે વાસ્તવવાદી અને પ્રકૃતિવાદી કલાઓ જન્મી, તે ઉન્મેષો વડે એમ સૂચવાયું કે કલાકારો વાસ્તવને છે તે રૂપે, પ્રકારે, સ્વીકારે છે, કહો કે તેમ કરવાનો જ આગ્રહ સેવે છે વાસ્તવનો આવિષ્કાર કરવામાં આ કલાકારો નિષ્ઠા અને પ્રમાણિકતાનો અનુભવ કરે છે પોતે કશું હવાઈ કે કવેતાઈ નથી રચી બેઠા એવા ગૌરવનો આસ્વાદ લીધા કરે છે કલ્પનાના નહિ પણ વાસ્તવના માચા ઘોડા પોતે ભલે દોડાવે, દોડાવી શકે, એવી એમની સમજ હોય છે ! જીવન સત્–અસત્, શુભ–દુરિત આદિ દ્વન્દ્વોમાં વિભક્ત છે તો તેનું નિરૂપણ તેવું જ –વાસ્તવિક–વસ્તુત જેમ છે તેમનું કરવું, એને જ વાસ્તવવાદી પોતાનો ધર્મ સમજ્યા હતા સંભવ છે કે જીવનને માત્ર મહાન અને નર્યું શુભ લેખનારી કલાઓની આ પ્રતિક્રિયા હોય, જો કે, ટોટાલિટેરિયન સ્ટેટ્સમાં કલાકારો પાસે એવી અપેક્ષા રખાઈ કે તેમણે માત્ર સત્ અને શુભનું જ ચિત્રણ કરવું, દુરિત–વિશે મૌન સેવવું, બલકે દુરિત છે જ નહિ એમ કહેવું આવા આગ્રહો હેઠળ સ્તાલિને રશિયામાં ઐતિહાસિક પરિણામો હાસલ કરેલા આનો સામો છેડો પણ છે–દમ્ભી સમાજોમાં આત્મ સ્થાપના અને આત્મકીર્તિને સારુ, હોય તેને વધુ ગગેગાન સાથે નિરૂપવામાં આવે, સત્‌ને ઊંચા સત્ તરીકે દર્શાવવામાં આવે, એટલું જ નહિ, એવી સ્થાપનાઓ માટેના પુરુષાર્થ કલાપ્રવૃત્તિનો જ ભાગ લેખાય વાસ્તવવાદીઓમાંના સાચા કલાકારોએ આ અતિઓને તજ્યા હોય છે અને એના સુફળ પ્રાપ્ત કર્યાં હોય છે

પરન્તુ કાન્ટ વગેરે ફિલસૂફો એમ કહે છે કે વસ્તુનું વસ્તુ રૂપે આકલન આપણે કદી કરી શકતા જ નથી આ હકીકત વાસ્તવવાદીઓના આગ્રહો કેવા તો પોકળ છે અને એમનો અભિગમ કેવો તો ભ્રામક છે તેનું સૂચન કરી રહે છે 'થિંગ-ઇન-ઇટસેલ્ફ'ને આપણે જાણીએ તે પૂર્વે જ આપણી જ્ઞાનેન્દ્રિયો અને આપણું ચિત્ત વસ્તુને સ્વ-અર્થે આકૃત કરી લે છે અને એવા 'ફિનોમિન'ને સાથે જ સાક્ષાત્ સમ્પર્ક સાધી શકે છે કાન્ટસૂચિત મનુષ્યચિત્તની આવી નિર્ણાયક સક્રિયતાનો આપણે અસ્વીકાર કરી શકતા નથી ફિનોમિનોલોજી અને દૃષ્ટિસૃષ્ટિવાદીઓ પણ આવા જ સત્યનો ઇશારો આપે છે માટે કહી શકાય કે કલાકારો કે તેગનામાના વાસ્તવવાદીઓ કદી વસ્તુજગતને વાસ્તવમા જાણી શકે જ નહિ, તો એનુ નિરુપણ તો કરે જ કેવી રીતે ?

વાત નિત્શેની સાચી છે કે સાખી શકતા નથી એટલે બદલીને રહે છે પ્લેટોને ભૂલ પડી હતી કે નકલ કરે છે સાહિત્યકારો વાસ્તવની એરિસ્ટોટલે ગુરુની ભૂલ સુધારી કે નકલ નથી કરતા, નવેસરથી સરજે છે એમની માઇમેસિસ-થિયરી આકારવાદીઓના કિસ્સામા રૂપનિર્મિત બની રહી-જેમા 'વસ્તુ'નુ રૂપમા નિગરણ થાય છે-એથી આગળ વધીને આધુનિકતાવાદી કલાઓમા કયારેક તો 'વસ્તુ'ની જરૂર જ ન રહી, રૂપ પોતે જ વસ્તુ બની રહ્યુ એમના દાખલામા સાર એ છે કે વાત નિત્શેની કાન્ટના પ્રમાણ સાથે સાચી છે કે કલાકારો વાસ્તવને બદલીને રહે છે

કલાકારને જો ક્રાન્તદર્શી કહેવાનો હોય, તો અપેક્ષા તો આવી જ રહે, કે પ્રવર્તમાન વાસ્તવનુ રૂપાન્તર કરી આપે કલા માત્રમા આમ જ થતુ રહે છે વિશ્વની રચનામા કલાકાર વડે એક જાતનો હસ્તક્ષેપ થઇ જાય છે અને આપણને કલાકૃતિઓ મળે છે આ હસ્તક્ષેપ વિનાની કલા હોઇ શકે નહિ

આ હસ્તક્ષેપની રીતિ, પદ્ધતિ તેની ગતિવિધિ, તેની માત્રા, તેનુ કદ આદિ એનુ સ્વરૂપ જમાને જમાને, સર્જકે સર્જકે, ભિન્ન હોય તેમા શી નવાઈ ? કદાચ તેમ ન હોય તો જ નવાઇ એક જ સર્જકની એ

કૃતિઓમાં આ હસ્તક્ષેપ ભિન્ન-સ્વરૂપ હોઈ શકે, હોવો ઘટે એમ પણ ઉમેરી શકાશે એક જ ભાષાના સાહિત્યમાં કલાકારના વાસ્તવને વિશેના હસ્તક્ષેપનું આમ આવું અપાર વૈવિધ્ય જોવા મળશે એ વૈવિધ્ય એકત્વની જ ભિન્ન ભિન્ન છટાઓ છે, પરસ્પરને પૂરક છે, તેમની વચ્ચે વિરોધ નથી

એટલે, કોઈપણ બે કૃતિને સામસામે મૂકી, અથવા તો વાસ્તવવાદી કે પ્રકૃતિવાદી કલાઓને અતિવાસ્તવવાદી કલાઓના વિરોધે વટાવવી તે ઉચિત નથી વાસ્તવને વાસ્તવનો વિરોધ નથી 'સરસ્વતીચંદ્ર' અને 'અગ્નિ' કે 'મળેલા જીવ' સામસામે નથી 'નિશાચક્ર'નો વિરોધ 'ઉપરવાસ કથાત્રયી' ન હોઈ શકે 'સાપના ભારા'ની સ્પર્ધામાં 'એક ઉંદર અને જદુનાથ'ને ન જોવાય આ બધામાં કલાનું તેમ જ વાસ્તવિકતાનું જે સાયુજ્ય પ્રગટ્યું હોય છે તેનું જ ચિંતન થવું ઘટે એમાં કલાકારનો વાસ્તવને વિશેનો હસ્તક્ષેપ કેવો તો કળાથી બન્યો છે તે જોવાવું ઘટે જોકે, બીજી રીતે વાસ્તવિકતાની વત્તી ઓછી માત્રા પણ કલાની સૃષ્ટિઓનો ઉચ્ચાવચ ક્રમ નક્કી કરતી લાગે તો એવો ક્રમ કાળજીપૂર્વક વડી કાઢવો જોઈએ 'વિનોદની નજરે', 'બ્રહ્મલોકના યાત્રી' કે 'સહરાની ભવ્યતા'ની પણ નીચે સાલવારીને વળગી રહેતા નર્યા વાસ્તવિક ઇતિહાસો હોઈ શકે પણ 'ઝાકળઝાંઝા' અને 'નામરૂપ'માં જે પ્રાસંગિક વાસ્તવ છે તેની ઉપર હમેશાં 'ગુલામદીન ગાડીવાળો' કે 'પોસ્ટ માસ્તર' રહેશે, જે હકીકતે નવલિકાઓ બનીને વાસ્તવના રૂપાન્તરનો પરચો આપે છે એ રૂપાન્તરોની ચરમ સીમારૂપ 'લેબીરીન્થ' કે 'હાર્મોનિકા' કે 'ય સિવાય', હોઈ શકે 'નલોપખ્યાન' અને 'નળાખ્યાન' અથવા તો નહેરુ અને ગાંધીની આત્મકથાઓ અને 'ઘરેબાહિરે' પણ વાસ્તવના અવનવા ભિન્ન અને ઉચ્ચાવચ રૂપો પ્રગટાવે છે આપણને શેની અને કેટલી જરૂર છે? કલાની કે વાસ્તવની? કેટલી?

બાકી વાસ્તવિકતા પણ કલાને જવલ્લે જ સાંખી લે છે અને કલાકારોને તો ઉઘાડા પાડીને જ રહે છે! (૫-૧૦-૮૧) 

ગારબો / ચન્દ્રવદન મહેતા

ગારબો એટલે છેટા ગારબો પણ નહીં અને ગરબો પણ નહીં એ ઇટાલિયન શબ્દ છે, એનો અર્થ શબ્દકોશ જોવા થકી નહીં સમજાય એ અર્થમા આપણે ત્યા હિન્દમા પણ એ શબ્દ પ્રમાણે કેટલાક વર્તે છે પણ ઇટાલિયન ગારબો એટલે ગારબો જ ભભકો, દેખાડો—એવા શબ્દો 'ગારબો' આગળ મોળા પડે જિંદગી આમ તો લુખી અને નિરસ, ઉદાસી-ભરેલી અને શ્રમજનક છે, પરંતુ એ જિંદગીની લુખાશ, ઉદાસીનતા કાઢવાનો રસ્તો એ ગારબોમા છે એ એવુ કોઈ યત્ર નથી, છતા એ એક માનસિક ક્રિયા છે એ એટિડયુડ છે

ઘરની આસપાસ જગલ જેવુ છે, ગમે તેમ ઘાસ તથા ઝાડવા ઊગ્યા છે હવે સામાન્ય રીતે કોઈ પણ ઇટાલિયન એને વ્યવસ્થિત રીતે કાપે, સમારે, અમુક રીતે નિયોજન કરી ગોઠવે, રચના કરે, એમા વખત પણ લાગે પરંતુ એક ઠરે છેવટે એનો આખો દેખાવ ફરી જાય, ઠાઠઠેરાવાળો નહીં, પણ રળિયામણો લાગે—એવુ દૃશ્ય ઊભુ કરવાની કળા, આવડત, સમજણ, દૃષ્ટિબિન્દુ તે ગારબો કહી શકાય છતા ગારબોમા ઉદ્ધતાઇ યા ઉચ્છુખલપણાનો ભાવ નથી એમા ક્યાક સયમનો, સૌન્દર્યનો પણ ભાવ ખ્યાલ છે, એમા ભાટાઇ કે મગ્કો લગાડવાનો પણ ભાવ નથી જિંદગી, જીવતર જરા વધારે સરસ, મધુરુ રમ્ય સોહામણુ, નમ્ર, ગમે એવુ બને એ માટે નાના પ્રકારની અતિશયોક્તિવાળી ક્રિયા આચરવી એને કોઈ અસત્યના બીબામા ન ઢાળે જરા વૃદ્ધ દેખાતો માણસ હોય એને 'ઓહો તમે તો હવે રોજ ને રોજ જુવાન થતા જાવ છો–' એમ કહેવુ, એ જ પ્રમાણે કોઇ ઉમરલાયક સન્નારીને સુદર દેખાતી રહી છો એમ કહેવામા પાપ નથી કોઇ લેક્ચરર જ હોય, એને પ્રોફેસર કહીએ, કોઇ કમ્પાઉન્ડરને ડૉક્ટર સાહેબ કહીએ, એમ શબ્દો વાપરીએ તો સાભળનારને આનદ થાય એમા પાપ નથી મોચી જોડા સીવી આપવાનો

વાયદો કરે તે બે જ દિવસમાં, દરજી 'ત્રણ દિવસમાં જરૂર તૈયાર થઈ જશે સાહેબ' એમ કહે, ઘરાકને આનંદ થાય એટલો જ હેતુ કે આટલા થોડા વખતમાં આપણને આપણી જણસ મળશે—એ મોચી દરજી જાણે છે કે પોતે જૂઠું બોલે છે, પણ એ પોતાને માટે નહી, પણ ઘરાકને ખુશ કરવા જૂઠુ બોલે છે, એને એ જૂઠું નથી માનતો, અને એ જાણે છે કે ઠરાવેલે દિવસે ઘરાક એની પાસે જવાનો નથી, અને જશે તો યે એને હસીને આછોપાતળો તૈયાર થયેલો માલ બતાવી, 'હમણા કરી આપુ, જરા બાજે આંટો મારી આવો સાહેબ !' કહેશે. કદીક એ બીજાનો માલ પણ બતાવતો હોય, એમ જ વ્યવહાર ચાલતો રહે છે તેને ઇટાલિમા ગારબો કહે છે

આ કારણથી સ્ટેશનના ઘડિયાળો પણ એ લોકો પાચ મિનિટ વહેલા રાખે છે—પ્રવાસી જાણે કે દોડો, પણ નિરાંતે બેઠકે બેસી જ શકે છે. મોટરમા સ્પીડોમીટર પણ વધારે આકડા બતાવે, હાકનાર જાણે કે કેટલી ઝડપથી આપણે જઈએ છીએ, પણ ટ્રેનમાના ઘડિયાળ પાંચ પાચ મિનિટ મોડા એટલે કે નિશ્ચિત સ્થળે વહેલા પહોંચવાનો આનંદ મળે આ ખાસિયત ઇટાલિયનોના સ્વભાવમા છે

સામસામી એકબીજાને ઉતારી પાડવાની વૃત્તિને બદલે બને પક્ષે આનંદ વ્યાપી રહે એવો એક બહુ જાણીતો દાખલો જાણવા જેવો છે. આવી અલકારિક ભાષાનુ પ્રખ્યાત નગર તે નેપલ્સ જાણે એ ભાષાનું પાટનગર, રોમ કે ફ્લોરેન્સ નહી. ત્યા કેટલાક વર્ષો પહેલાં એક અમીર મહાશય જઈ પહોચ્યા રોજિંદા સલામાલેકૂમનો વ્યવહાર પત્યા પછી એમનો એક ઓળખીતો, ત્યા હાજર રહેલા બીજાને કહે છે 'મહાશય, આપ તો બહુ ખાનદાન, હું તો કોણ નાચીઝ। આપના રસાલામા જે છેવટનો આપનો ખિદમતગાર નોકર છે, એના ડગલાના છેલ્લા બટન જેટલી યે મારી કિમત નથી' તો પેલો અમીર એને જવાબ આપે છે 'મહેરબાની તારી, ખરુ પૂછો તો મારા એ ખિદમતદારના ડગલાનુ છેલ્લુ બટન તો એ આખા હીરા-

માથી જ બનાવાયુ છે આપ તો એ હીરા સમાન છો' આ પ્રકારના સવાલ જવાબ અસલ વખતોમા સાંભળવા મળતા એ જે શોખ, એ મીઠાશ, એ સમજદારી, એ દીર્ઘદૃષ્ટિ—આમા માણસને જરા પણ ઓછુ ન આવે, ખોટુ ન લાગે, એ રીતનો ખૂબીભર્યો વ્યવહાર ઘટિત ભાષામા યોજ્યો એ પણ એક કળાગરી છે, એ પણ ખુશમિજાજની નિશાની છે, એ પણ એક શરીફ મનમા મેલ વગરના વ્યવહારની તહેઝીબ છે આમ બોલવાથી ગુમાવવાનુ તો કશુ રહેતુ નથી પણ એકદરે સારો નાતો બધાય છે, ભાઈબધી વધે છે, ફરીફરીને એવી વ્યક્તિને મળવાનુ મન થાય છે

આમ ગારબો પાછળ એક કદરૂપી દૃષ્ટિ, કદરૂપી વૃત્તિને સતાડવાની ઢાકવાની રીત પણ છે જીવન તો છે જ, રેઢિયાળ, રગશિયુ, એને ઓપ આપવો, એની ઝમક વધારવી, એમા સુરખી ભરવી, એની લિજ્જત બહેલાવવી, વધારવી, પોશાકમા, વર્તનમા, ભોજનસમારભોમા, ભાષણોમા, રોજિંદા વ્યવહારમા, અમસ્થી આપ-લેમા, ક્રિકેટના મેદાનમા ફટકા તો ઘણા મારે છે, પણ જે અદાથી, જે નજાકતથી ફટકા મારે છે તે જોવાની પ્રેક્ષકોને મઝા પડે છે રવાલ ચાલે ચાલતો ઘોડો, હસપગલે ચાલતી કામિની, અરધુ પરધુ મુલાયમતાથી નીચા વળી નમસ્કાર કરવાની ઢબથી જે વર્તન ફળદાયી અને 'મીઠુ' નીવડે છે એની વાત જ જુદી છે એ 'દેખાડો' નથી, એ તાલીમથી સ્વાભાવિક બનેલી ક્રિયા છે, એ આનદજન્ય છે, એ સુખદ છે, એ આહ્લાદક છે, એ તાઝગીદાયક છે એ ગારબો માત્ર દટાલિની જ પેદાશ હોઈ શકે નહી માનવે સસ્કારેલી ક્રિયા છે હાસ્યનો લહેકો, ગાલમાના ખજન, આખમાની ચમક અને હૈયામાનો સહૃદય ઉમળકો એ બધાનો એક સિમ્ફોનિક સુમેળ થતા આ પ્રગટે છે એવો આપણા સૌના વર્તનમાઆવે તો જિંદગીની મહેક કેટલી બધી વધી જઈ શકે !

૩૦-૧૦-'૮૧
વડોદરા



## સિદ્ધાંત ખાતર / બકુલ ત્રિપાઠી

દુનિયામાં કરવું હોય તે કરવું ને છતાં સારા દેખાવું હોય તો સિદ્ધાંતવાદી બનવું !

જીવનવ્યવહારમાં આપણને અનેક વસ્તુઓ કરવી ગમે છે, પણ ખરાબ દેખાય એની બીક લાગે છે. આજે કંઈક ગમતું હોય અને કાલે બીજું ગમવા માંડે, પણ બહલાયેલી ઇચ્છા પૂર્ણ નથી કરી શકાતી. તમે સાદાઈમાં માનો છો, જાહેર પણ કર્યું છે કે સાદાઈ વિનાનું જીવન અનૈતિક છે, પણ સરસ મોંઘું કાપડ એવું છે કે એનો કોટ કરાવ્યા વિના ચેન પડે એમ નથી ! પણ કરાવીએ તો કોઈ ટીકા કરી કહે કે 'જુઓ, આ સાદાઈના ભક્ત !' બસમાં ઓળખાણવાળાની ટિકિટના પૈસા વિના રેલ્વેની ટિકિટ લેવી, રસ્તા વચ્ચે ઊભા રહીને દહીંવડાં ખાવાં, ખાઈને પડિયો રસ્તા વચ્ચે જ નાખવો, કોઈને ઘેર મળવા ગયા હોઈએ ત્યારે ચહા પીવી, શિયાળામાં આઇસક્રીમ ખાવો, ને જાતે ખર્ચવાનું હોય ત્યારે શિયાળામાં ન જ ખાવો—આ પ્રશ્નોથી માંડીને તે રાજકારણમાં એક પક્ષમાં રહી એ પક્ષની નીતિની વિરુદ્ધનું વર્તન કરવું, એક પક્ષ છોડી બીજામાં ભળી જવું, ચૂંટણીમાં વચન આપી ચૂંટાયા પછી પાળવામાં વ્યાયામશાળા કરવી (યાને અખાડા કરવા !), ગરીબોના કલ્યાણની વાતો કરતાં કુટુમ્બીઓનું કલ્યાણ કરવું, પોતાની ભૂલને ડહાપણ ગણાવડાવવું, બીજાના ડહાપણને મુર્ખાઈ ગણાવડાવવી, ત્યાં સુધીના

જીવનના વિવિધ ક્ષેત્રોમા, પ્રશ્નોમા કરવુ હોય તે જ કરવુ અને દેખાવુ તો સારા જ, એ કામ મુશ્કેલ બની જાય છે

મને પોતાને આ મુશ્કેલીનો ઉકેલ નહોતો જડતો કા તો આબરૂ ગુમાવો, નામ ગુમાવો, માન ગુમાવો (બીજાની આગળ તમારુ માન તો ખરુ જ, પણ એ નહી તોય જાત આગળ તો તમારુ માન ગુમાવો જ, અને ધાર્યુ કામ, ધારી મઝા, ધાર્યાં પ્રમાણેની ઇચ્છાપૂર્તિ કરો અથવા માન, આબરુ જાળવો, અને તમારી ઇચ્છાઓને પવનમા ઊડી જવા દો જિંદગીમા જાણે આ બે જ માર્ગો છે એવુ લાગતુ હતુ

પણ હવે દુનિયા જોયા પછી અને ખાસ કરીને આપણને રોજ ભટકાતા કેટલાક મહાપુરુષોનુ વર્તન જોયા પછી મને ઉકેલ જડી ગયો છે, સિદ્ધાતવાદી બનવુ ! ફરીથી કહુ છુ, કરવુ હોય તે કરવુ અને છતા સારા દેખાવુ હોય તો સિદ્ધાતવાદી બનવુ

આવો સિદ્ધાતવાદી સતપુરુષ બધા જ કામ સિદ્ધાત મુજબ કરે કરે કે નહી એ તો કોણ જાણે પણ કહે તો ખરો જ કે હુ બધા જ કામ સિદ્ધાત મુજબ કરુ છુ ! અને ઉમેરે કે મારો તો સિદ્ધાત જ છે કે દરેક કામ સિદ્ધાત મુજબ જ કરવુ !

આવુ કહ્યા કરવાથી બધા પર ખૂબ પ્રભાવ પડે છે એ નફામા ! કોઈ કહે, 'ચાલો, બસમા આવવુ છે ?' તો બસમા ન જવુ હોય તો કહેવુ, 'નાજી, મારો તો સિદ્ધાત છે કે બને ત્યા સુધી ચાલતા જ જવુ !' અને ચાલતા ન જવુ હોય તો અને બસમા જ જવુ હોય તો કહેવુ 'ચાલો, મારો સિદ્ધાત છે કે કોઈની સાથે જતા હોઈએ ત્યારે એને જે વાહન ગમતુ હોય એ વાહનમા જ જવુ ' કોઈ રેસ્ટોરામા ચહા પીવા જવાનુ આમત્રણ આપે અને તમારે ન જવુ હોય તો કહેવુ, 'મારો તો સિદ્ધાત છે કે બને ત્યા સુધી રેસ્ટોરામા ન જવુ !' અને જો ચહા પીવા જવુ હોય તો કહેવુ, 'હુ સામાન્યપણે રેસ્ટોરામા નથી જતો પણ

મારો સિદ્ધાંત છે કે યોગ્ય સમયે કોઈ રેસ્ટોરાંમાં જવાનું કહે તો પછી જવું, એનો બાધ ન રાખવો.'

આમ દરેક કામ સિદ્ધાંત મુજબ જ કરવું (કે ન કરવું)! આ કળા કેળવવા માંડ્યા પછી તો તમે નાના નાના રોજિંદા કામ સિદ્ધાંત મુજબ કરતા થઈ જશો. કોઈ પૂછશે, 'પાણી આપું?' તરત તમે કહેશો, 'આપો, જરૂર આપો. મારો સિદ્ધાંત છે કે દિવસમાં પાણી બને એટલું વધુ પીવું.' કોઈ પૂછે, 'તમે ટોપી નથી પહેરતા?' એટલે તમે કહી નાંખશો 'મારો સિદ્ધાંત છે કે તડકો ન હોય ત્યારે ટોપી ન પહેરવી.' કોઈને ઘેર ગયા હશો ને એ કહેશે, 'આવો, બેસોને ખુરશી પર' એટલે કહેશો 'અલબત્ત, અલબત્ત, મારો તો સિદ્ધાંત છે કે ખુરશી હોય તો એના પર બેસવું જ, ન હોય તો જુદી વાત છે. પણ હોય તો એના પર બેસવું જ. ન [illegible] તો જુદી વાત છે. પણ હોય તો ખુરશી પર બેસવામાં વાંધો ન રાખવો.'

ક્રમેક્રમે તમે એવી કક્ષાએ પહોંચી જશો કે જ્યારે કોઈ કંઈ પૂછે, બોલે કે ન બોલે, પણ તમે તમારા સિદ્ધાંત મુજબના કાર્યોનું જ્ઞાન જગતને છૂટથી આપ્યા કરતા થઈ જશો.

કોઈના ઘરમાં પ્રવેશતાં બહાર ચંપલ કાઢીને અંદર ગયા પછી તરત જ તમે કહેશો, 'ચંપલ મેં બહાર કાઢ્યા, મારો તો સિદ્ધાંત જ છે કે કોઈને ઘેર જવું તો ચંપલ બહાર કાઢવા જ!'

બસમાં તમે ઊભા હશો ને થોડીવારે બેઠેલા મુસાફરો ઊતરતા તમને જગ્યા મળશે એટલે તમે બેસતા બેસતા આસપાસની જાહેર જનતાને ઉદ્દેશીને કહેતા થઈ જશો, 'મારો તો સિદ્ધાંત જ છે કે બસમાં જગ્યા ન હોય તો ન બેસવું પણ જો હોય તો બેસવું જ. મારો તો મૂળથી જ આ સિદ્ધાંત છે.'

આ કક્ષાએ પહોંચ્યા પછી તમે નિર્ભય છો, સલામત છો, હવે કોઈની મજાલ નથી કે તમને સગવડિયા, સ્વાર્થી, ફરી જનારા, તકવાદી, લાલચુ,

બે-રંગ, બિનજવાબદાર કે એવું કંઈ પણ તમારા કોઈ પણ કાર્ય માટે કહી શકે! તમે તો એ કાર્યો સિદ્ધાંત મુજબ જ કર્યાં હોય ને ? સિદ્ધાંતવાદી માણસે સિદ્ધાંત ખાતર બધું જ કરવું, પછી ભલે સામાન્ય સિદ્ધાંતહીન દૃષ્ટિવાળા મનુષ્યો એમ માને કે આ તો સગવડ ખાતર કર્યું કે લાભ ખાતર કર્યું, તમારો પ્રસન્ન અંતરાત્મા કદી કચવાવાનો નહીં સિદ્ધાંત ખાતર હરિશ્ચંદ્રે રાજપાટ છોડયા, કર્ણે કવચ કુંડળ આપ્યા, રામે વનવાસ વેઠ્યો, તમે એમની કક્ષાના જ છો એ મહાજનો તો મોટી વસ્તુઓ જ સિદ્ધાંત ખાતર કરતા હતા, પણ તમે તો બંગલો બંધાવવાની અને સરકારી ખર્ચે વિદેશપ્રવાસ કરવાની મોટી વાતોથી માંડીને તે બજારમાં ઊભા રહીને કેળા ખાવાની (અને કેળા ખાઇને છોડિયાં રસ્તા વચ્ચે જ ન ખવાની) કે ચંપલ પહેરવાની, ટોપી પહેરવાની, બસમાં બેસવાની, શાક લેવાની અને શાક પર બે મરચાં વધારે માગવા સુધીની પ્રવૃત્તિઓ સિદ્ધાંત ખાતર કરતા હશો! પછી કોણ ખરો મહાપુરુષ ? કહો!

સાચો સિદ્ધાંતવાદી સલામત છે તેમ સુખી પણ છે કારણ, આપણા પામર જનોને જે મર્યાદાઓ, શરમ, સંકોચ, બીક નડે છે તે એને ન નડે સિદ્ધાંતવાદી બધું જ કરે, બધું જ કરી શકે, સારામાં સારા ઠરાવનો વિરોધ કરી શકે, અલબત્ત સિદ્ધાંત ખાતર! સિદ્ધાંત ખાતર એ એક પક્ષ છોડીને બીજા પક્ષમાં જઈ શકે, ત્યાં પત્તો ન ખાય તો સિદ્ધાંત ખાતર ફરી મૂળ પક્ષમાં આવી જઈ શકે, અને એ રીતે ય સત્તા ન મળે તો ત્રીજો પક્ષ પણ કાઢી શકે! એ ય અલબત્ત, સિદ્ધાંત ખાતર સ્તો! સિદ્ધાંત ખાતર એ રાજકારણમાંથી સદાને માટે નિવૃત્ત થઇ જઈ શકે અને બે મહિના પછી જ સિદ્ધાંત ખાતર ફરીથી રાજકારણમાં ઝુકાવી પણ શકે! ચૂંટણીમાં ઊભા રહેવાનું વચન સિદ્ધાંત ખાતર પાછું ખેંચી લઈ શકે અને ન ઊભા રહેવાનું વચન પણ સિદ્ધાંત ખાતર ફોક કરી શકે! ત્રાગું કરીને રાજીનામું આપી શકે, કોઈ આગ્રહ કરે તો દૃઢપણે રાજીનામાને વળગી રહી શકે અને

સામાને આગ્રહ કીનો થવા માટે એટલે ઉદારતાથી ગજનામુ પાછુ પણ મગી લઈ શકે જરાય શરમાયા વિના ! કારણ, શરમાવુ શા માટે ? એ કઈ કાઈ પોતાના સ્વાર્થ માટે કશુ ય કરે છે ! એ તો જે કરે છે તે (ભગવાન ! તમે બરાબર સમજી ગયા !) સિદ્ધાંત ખાતર જ !

ગજકારણથી માડીને વેપાર અને સાહિત્યથી માડીને સમાજસુધારા સુધીના ક્ષેત્રમા આવા સુખી સિદ્ધાતવાદી મિત્રો પ્રવૃત્તિઓ કરી રહેલા દેખાય છે એમનો સિદ્ધાત હોય છે કે બધુ સિદ્ધાત ખાતર જ કરવુ, કશુ સ્વાર્થ ખાતર, શરમ ખાતર, સકોચથી ન કરવુ, અલબત્ત, ભેગા ભેગો સ્વાર્થ સધાઈ જાય (અને ઘણુ ખરુ સધાઈ જાય !) તો એમનો સિદ્ધાત હોય છે કે એવા લાભનો ત્યાગ ન કરવો ! એવા લાભને પ્રેમથી સ્વીકારી લેવો—પણ એ ય સિદ્ધાત ખાતર જ !

પણ આ રીતે સિદ્ધાતવાદી બનનારે એચાર ખાસ સૂચનાઓ યાદ ન રાખી તો આવી બન્યુ ! એક તો ખૂબ નમ્ર રહેવુ ! ભૂલ કબૂલ કરવા કરતા ય અચકાવુ નહી, આથી જ્યારે ય સિદ્ધાતો બદલો (અને સિદ્ધાતો તો રોજ બદલાયા જ કરવાના !) ત્યારે તમને તકલીફ નહી પડે, તમે કહી શકશો, 'હાજી, તે વખતે મારો એવો સિદ્ધાત હતો, પણ હવે મારો આવો સિદ્ધાત છે મારો પેલો સિદ્ધાત ખોટો હતો મને લાગે છે કે સિદ્ધાતની દૃષ્ટિએ મારે આ નવા સિદ્ધાતને જ વળગી રહેવુ જોઈએ હુ તો કેવળમા માનુ છુ માણસે જડ ન બનવુ જોઈએ જડતા એટલે મૃત્યુ મારો તો સિદ્ધાત જ છે કે અમુક બાબતમા ભૂલ થતી લાગે તો ખુશીથી કબૂલ કરી લેવી ને વર્તન સુધારી દેવુ, પૂજ્ય મહાત્માજી પણ શુ કરતા હતા ? એ જ ' વગેરે વગેરે આવી મહાન વિનમ્રતાને કારણે કોઈ તમને તકવાદી નહી કહી શકે (મહાત્માજીનુ કે કોઈ મહાપુરુષનુ નામ વારવાર વચ્ચે લાવવુ એ સારુ ખરુ

અને બીજી સૂચના એ કે કદી ચર્ચામા ન ઊતરવુ બુદ્ધિશાળી લોકો આપણા જેવા ભલાભોળા સિદ્ધાતવાદીઓને ચર્ચામા ફસાવી આપણા

સિદ્ધાંતો ખોટા છે, બનાવટી છે, દંભપૂર્ણ છે, એવું સાબિત કરી આપે છે એટલે આવી ચર્ચામાં ન ફસાવું. કોઈ ચર્ચા કરવા આવે તો કહેવું, 'મારો તો સિદ્ધાંત છે કે વ્યર્થ ચર્ચામાં ન ઊતરવું, ચર્ચા એ બુદ્ધિનો વિષય છે, સિદ્ધાંત એ હૃદયનો વિષય છે, એમાં ચર્ચા શેની?' વગેરે, વગેરે, વગેરે

બસ, આ બે નિયમો જાળવીને સિદ્ધાંતવાદી બન્યા તો ફત્તેહ છે! તમે સુખી થવાના, જીવનમાં આગળ વધવાના અને તોય સારા કહેવાવાના

એટલે આજના યુગનો મંત્ર જ આ. કરવું હોય તે કરો, અને સુખી થાઓ, પણ શરત એક જ. જે કરો તે સિદ્ધાંત ખાતર કરો (અને કહો તો ખરા જ કે સિદ્ધાંત ખાતર જ આ કરું છું!) □

## વિજય શાસ્ત્રી પીએચ. ડી. થયા

'કાવડી' પરિવારના લેખક શ્રી વિજય શાસ્ત્રીએ ડૉ. જયન્તભાઈ પાઠકના માર્ગદર્શન હેઠળ તૈયાર કરેલા 'ફોર્મ ઍન્ડ ટેકનિક ઑફ શૉર્ટ સ્ટોરી વિથ રેફરન્સ ટુ ફોર રાઈટર્સ'. [ટૂંકી વાર્તાના સ્વરૂપ અને ટેકનિકનો અભ્યાસ ચાર વાર્તાકારોને અનુલક્ષીને] વિષય પરના મહાનિબંધને દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીએ પીએચ. ડી.ની પદવી માટે માન્ય ગણીને વિજય શાસ્ત્રીને એ પદવી એનાયત કરી છે

## બે ગઝલ/કિસન સોસા

એક શબ્દને ઉજાસ બધી વાત થૈ સમાપ્ત
માથે શરૂ થતી હતી એ રાત થૈ સમાપ્ત

આ નીડને તરુ કહી મારો ય નીડ હો
ઇચ્છા એ, આવતા જ ચક્રવાત, થૈ સમાપ્ત

ખરતી રહી'તી ઇંટ ઇંમારતથી ક્ષણ-બ-ક્ષણ
સહસા ઝળૂબતી હતી એ ઘાત થૈ સમાપ્ત

શીર્ષક રે જોતુ શોધતા મોડુ થઈ ઘણું
એ વાગતા ય શ્વાસની સંગાત થૈ સમાપ્ત

ખંખેરી આખ ડાયરો ઊભો થઈ ગયો
મોપો પડી ગયો—સમયની વાત થૈ સમાપ્ત

૨

ભીની આ સાંજનું હવે સંભારણું થશે
રસ્તો થઈ જઈશ હું, તું બારણું થશે

ફૂલોને અક્ષરે હવે કોનું લખીશ નામ ?
ઝરશે વસંત, ફૂલ-સભર આંગણું થશે

કે' છે કે પ્હાણથી મળે છે પ્હાણ, તો પછી
માણસ છીએ, તે ક્યાંક મિલન આપણું થશે

તમરાંઓ ચૂપ થૈ જશે, બુઝાશે આગિયા
જાણું, મીંચાશે આંખ ને મોસૂઝણું થશે

પથ્થરના મુલ્ક પર વરસતા તારા રાગથી
અંકૂર ફૂટશે કહીં તો પણ ઘણું થશે

## ગીત/વજ્ર માતરી

આતમને અજવાળા કેવા ?
આતમને અંધાપા
પેલાપોલા માણસડાને
સૂકા લોહીના થાપા
આતમને અજવાળા કેવા ?
આતમને અંધાપા
ગેજ ભિડીને ચોરે ચૌટે
એક ચરીતર હાલે,
લખ્ખણિયાને કાંઠલે નાખી
અપલખ્ખણિયા મ્હાલે
સતના ડુંગર થરથર ધ્રૂજે
પથ્થર પથ્થર જાસા
આતમને અજવાળા કેવા ?
આતમને અંધાપા
ગામેગામ મસાણિયા મડદા
કોઈ નથી રોનારું
ગીધની મિજલસ ઘર ઘર જામી
કોઇ નથી જોનારું.
જંગલી શ્વાનના ધાડા તૂટ્યા
ખુલ્લા, ગામના ઝાંપા
આતમને અજવાળા કેવા ?
આતમને અંધાપા

૪–૧૨–'૮૧

## અમિન્ટા

ગિઓવાન્ની કોમિસ્સો
અં. અનુ. લારી નેલ્સન
ગુ. અનુ. શિશિર તાબાવાળા

**સીએના** ખાતેનુ મારુ વિદ્યાપીઠનુ શિક્ષણ પૂરું કરવા માટેનું જે કારણ હતુ તે હુ જણાવુ છુ તેનુ કારણ અમિન્ટા હતી. આવી અદ્ભુત છોકરીને સ્મારણ જેવુ નામ ભૂલમા જ અપાયું હશે સીએનાના લોકો પોતાના નામની કવિતાની અંદર શોધખોળ કરતા ઘોડાના રખેવાળને નારસિસસ અથવા ફેડિલિયો, કસાઈઓને ઝેફર અને એપોલો નામ અપાતા લોરા અને બિએટ્રિસ જેવા નામો તો અપાર હતાં. સીએનાનુ જીવનધોરણ સાવ સામાન્ય હતુ ત્યા કોઈ અંધાધૂંધી ન હતી ત્યાના શિક્ષકો ઘણા જ સારા હતા, તેથી ઘણા ટૂંકા સમયમાં હું મારો અભ્યાસ પૂરો કરી શકીશ અને જીવનનિર્વાહ માટે કટિબદ્ધ થઈશ એમ કહી મે મારા ઘરનાને સમજાવી લીધા

પાનખર ઋતુની શરૂઆત પહેલા જ હુ અમિન્ટાને મારા ગામમા મળ્યો હતો તે મારા મિત્ર સાથે આવી ત્યારે ખૂબ જ સુંદર અને હસમુખી દેખાતી હતી મારો મિત્ર તેને લઈને ભાગી જવા ઈચ્છતો હતો તે પોતાનુ ઘર વસાવવાની આશામા હતો એને ફક્ત વાયોલિન વગાડવાનુ આવડતુ

તેને એક થિયેટરમા વાયોલિન વગાડવાની નોકરી મળી, પરતુ એક અઠવાડિયામા હોટેલનુ બિલ એટલુ મોટુ આવ્યુ કે તે પોતે ભરી શકે તેમ ન હતો સ્વતત્ર જીવનના આ શરૂઆતના દિવસો અમિન્ટાને ખૂબ જ મોહામણા લાગતા હતા કારણ કે આવુ જીવન જીવવાનો એને માટે એ પહેલા પ્રસગ હતો પરતુ અમિન્ટાને એ દિવસો હવે ઉત્તમીન અને દુખદ લાગતા હતા

મારો મિત્ર મારી સલાહ લેવા આવ્યો અમિન્ટા હમેશા પોતાની માતા અને મીએનાના ખ્યાલોમા જ ખોવાયેલી રહેતી તેને ખાતરી હતી કે બધા તેને પોતાના બધા જ કાર્ય બદલ માફ કરી દેશે મે એને સહજ ઉપાય તરીકે પાછી એના ગામ મોકલી દેવાની સલાહ આપી એના નિસ્તેજ ચહેરાને જોઇને મને લાગ્યુ કે જાણે મારા મિત્રે તેને ભૂખી રાખી હતી થોડી થોડી વારે તે ઉધરસ ખાતી હતી પણ મે માન્યુ કે તે ઠડીને કારણે હતી

અને એક સવારે હુ એને ગલીના નાકા પર મળી ગયો તે ખૂબ જ ચિતાતૂર દેખાતી હતી અને ધ્રૂજતી ધ્રૂજતી સ્ટેશન તરફ દોડી જઈ રહી હતી મારા મિત્રે એને એકે પૈસો આપ્યા વગર ત્યજી દીધી હતી અને પોતે પોતાનુ વાયોલિન લઇને નસીબ અજમાવવા ચાલી નીકળ્યો હતો બસ, તેણે લખેલો છેલ્લો પત્ર પોતાના હાથમા દબાવી સ્ટેશન પર મળવાની આશામા દોડી રહી હતી મારી પાસેના પૈસા એને મીએના પહોચાડવા માટે પૂરતા હતા ટ્રેન ઊભેલી જ હતી પળભર તેણે મારા ખભા પર માથુ ટેકવ્યુ અને ટ્રેનમા ચઢી ગઇ ખૂબ જ દયાજનક છતા પણ આવી નિરાધાર સ્થિતિમા તે ખૂબ સુદર દેખાતી હતી જેમ જેમ ટ્રેન સ્ટેશન છોડી રહી હતી તેમ તેમ હુ એને એકલી મોકલવા બદલ ખૂબ પસ્તાતો ગયો અને તે પળે મે મારી જાત સાથે નિર્ણય કર્યો કે હુ જઇશ અને એને શોધીને મળીશ

તે જ વર્ષના ઉનાળામા હુ મીએના ગયો ફ્રોન્ટેસ્રાન્ડાની ખીણમાથી, વસેલા ચામડાના કારખાનામાથી દુર્ગંધ આવતી હતી મારી

પાસે એનુ સરનામુ નહોતુ ફક્ત એણે કહેલુ નામ જ હતુ શહેર ખૂબ જ નાનુ હતુ અને તેથી એને શોધી કાઢવાની મને આશા હતી

મીએનાની એ કિલ્લાની રાગ પર ચાલવાનુ ખૂબ જ આનંદદાયક હતુ અને દૂર હિલોળા લેતા સમુદ્રના ગતા બદામી મોજા ક્યારેક આગળ છવાયલી ખીણોની ઝાડીમા, તો ક્યારેક તેમા ઊગી નીકળેલા સરૂના ઝૂલતા વૃક્ષોને લીધે ઓઝલ થઇ ફરી દેખાતા હતા દક્ષિણમા મોમેરાનાના ભૂરા પર્વતો ક્ષિતિજને આંબી રહ્યા હતા ચારે બાજુ પથરાયેલુ સ્વચ્છ આકાશ જાણે કે પર્વતોને કમાન આપી રહ્યુ હતુ પર્વતો સમાન ઊંચા ઊઠતા શહેરના મિનારા અને દેવળો અને તેની બારીઓમાથી દેખાતા રાત્રીના એ પ્રગટતા દીવાઓ, જાણે કે કોઇ જહાજ સફરમા ઊપડવાનુ હોય એમ લાગતુ હતુ કિલ્લાનો પશ્ચિમ ભાગ પવનથી રક્ષિત હતો ત્યાથી પસાર થતી સ્ત્રીઓ કે છોકરીઓને શ્વાસ લેવાની પણ તકલીફ પડતી હતી તેઓ ભયથી પોતાની ઉધરસ દબાવી રાખવાનો પ્રયત્ન કરતી હતી જેથી ત્યાથી પસાર થતા વટેમાર્ગુઓને પોતાના રોગની ખબર ન પડે અને આ એ જગ્યા હતી, જ્યા એક સવારે અમિન્ટા મને મળી ગઇ પોતે સ્વસ્થ છે એવુ લોકોને બતાવવા તેણે આછા કપડા પહેર્યા હતા અમારી નજરો મળી, એકબીજાને ઓળખવાનો પ્રયત્ન કર્યો અને પછી તે શરમાઇ ગઇ અને તેના નાજુક હાથોમા કંપારી આવી ગઈ તેણે તેને વિશે મને કશુ જ ન પૂછ્યુ અમે ક્ષણભરમા નક્કી કર્યુ કે અહી દરરોજ મળીશુ, થોડુ ચાલીશુ અથવા તેના શહેરની મુલાકાત લઇશુ મે જોયુ કે તેને આનદ જોઇતો હતો અને તેથી મે તેને દૂરના સ્થળાની મુસાફરી કે પછી જ્યા સુધી તે મને ગામડાઓ બતાવી તેના નામ કહી શકે ત્યા સુધી લઇ જવા માટે સૂચવ્યુ હુ એની સાથે સાકડી ગલીમા આવેલા એના ઘરમા ગયો ઘરની આગળ બેઠેલા એક માળી પાસેથી મિમોસાના પુષ્પનો એક ગુચ્છ લઇ મે એને આપ્યો બીજી સવારે અમે મળ્યા શરદ ઋતુના રૂપ વાળી

સવારે ઠંડો પવન ક્યારેક શેરીના નાકા પર સૂસવાટા મારતો હતો નીચે ઊતરી આવેલાં વાદળાં ક્યારેક મિનારાઓને ઢાંકી દેતાં, તો ક્યારેક ખૂબ નીચે આવી બારીઓને પૂરી દેતાં હતાં

સૂર્ય ક્યારેક દેખાતો તો કોઈ ક્ષણે અચાનક ધુમ્મસમાં ડૂબી જતો તેણે આછાં કપડાં પહેરેલાં હતાં તેના ખુલ્લા હાથમાં નાની છત્રી હતી ઠંડીથી શિથિલ થયેલી એને જોઈને મને દુઃખ થયું પવનથી બચવા માટે હું કોઈક જગ્યા શોધી રહ્યો તેણે કહ્યું કે તેને કોઈ જાતનો ડર નહોતો પરંતુ તેના હોઠ ભૂરા થઈ ગયા હતા મેં આશા રાખી કે સૂર્ય બહાર નીકળશે પરંતુ વ્યર્થ ! નીચેથી ઊઠતી ધૂળની ડમરીઓ અમારી તરફ આવતી હતી અને વાદળાંની ભીનાશ ક્યારેક તેના ઉપર તો ક્યારેક નીચે ડૂબતી હતી, જેનાથી બચવા અમે બગીચામાં આવેલા કાફે હાઉસમાં આશરો લીધો અહીં રાખેલાં પીણાંઓ અણગમો પેદા કરે એવાં હતાં, એટલું જ નહીં, પરંતુ બારણાંની વચમાં અડાળી હતી તેથી તે બંધ પણ નહોતું તેને ખાંસી આવવા માંડી છતાં પણ તેણે કહ્યું કે તેને કશું નહોતું થતું મારી એના પ્રત્યેની ચિંતા જોઈ પોતે ખુશ રહેવાનો પ્રયત્ન કરતી હતી મેં એને ઘરે જવા સમજાવી માળી પાસે ગુલછડીનાં પુષ્પો પડ્યાં હતાં અમિન્ટાને તીવ્ર સુવાસવાળાં ફૂલો ગમતાં, તેથી એવાં ફૂલોનો ગુચ્છ લઈ મેં તેને આપ્યો માળી ખૂબ જ પ્રેમાળ હતો તે અમને પોતાનો બગીચો બતાવવા માગતો હતો બગીચો મોહક પુષ્પોથી હર્યોભર્યો હતો વૃક્ષોની લતાઓ દ્રાક્ષના ઝૂમખાંઓથી ઝૂકેલી હતી આ જગ્યાએથી આખા શહેરનું અવલોકન કરી શકાતું હતું પાછા ફરેલા સૂર્યનાં તેજકિરણો સમુદ્રકિનારા પર પથરાઈ રહ્યાં હતાં ત્યાં હવાનું તોફાન ઓછું હતું મેં અમિન્ટાને સવારનો સમય તે બગીચામાં ગાળવા કહ્યું, જ્યાં ચારે બાજુ રમણીયતા છવાયેલી હતી તેણે સ્મિત સાથે સંમતિ આપી પણ તેના ચહેરા પરની ઉદાસીનતા હું પામી ગયો

તે બગીચામા અમે ઘણો સમય પસાર કર્યો દ્રાક્ષના ઝુમખાંઓ લઇ, ધ્યાનમગ્ન થઈ, બગીચાના એ સુંદર ફૂલોને અમે સ્પર્શતા, જેના નામો અમને માળી કહેતો તેણે અમને તેની ભાષામા ફૂલોના નામ શીખવ્યા તેની ભાષાના કેટલા રૂઢપ્રયોગો સમજાવ્યા, જેમા અમુકનો અર્થ પુષ્પ ચૂંટવા, અમુકનો બે રંગના પીચ, જેવો થતો હતો વળી જ્યા વામતી ઝરણા ખળખળતા વહે છે ત્યા હવામા શીકરો ઉત્પન્ન થાય છે અમે એને "ઝમાન્ટે" કહીએ છીએ–ટોર્ષિડા નહી માગ ઉચ્ચારો શુધ રવામા યે એને મજા પડતી

કોન્ટેસ્રાન્ડાની ખીણમાથી ચીસ પાડતા કુકડો અને કતલખાના-માથી બૂમો પાડતા છોકરાઓનો અવાજ સભળાતો હતો તેઓ પોતાના હાથ પગ લાગેલા લોહીના ડાઘ ધોવા બેસીન તરફ દોડતા હતા કતલખાનાની છત પર મૂકવવા મકેલા ચામડા પર સૂર્યનો પ્રકાશ ઝળહળી રહ્યો હતો મોટા ટબોમા ભરેલા પાણી પર તે ચમકારા મારતો હતો ત્યા ધોબણો ગીતો ગાતી કપડા ધોઈ રહી હતી એ નાની દીવાલ પર બેઠેલી તેના હૃદયમા ચોપાસના પરિવેશમા રસ જન્મ્યો હતો એનામા અદમ્ય આતુરતા ઊભરાઇ આવી હતી કદાચને એ કાબૂ ગુમાવી બેસે એ ભયે હુ એની પાછળ ચાલતો રહ્યો

કોઇ એના પ્રત્યે ધ્યાન આપે એનાથી મને લાગ્યુ કે તે પોતાનુ દર્દ ભૂલી જ જતી હતી પરંતુ વાસ્તવમા તે ખુશ રહેવાનો પ્રયત્ન કરતી હતી, કે જેથી હુ ભૂલી જાઉ કે તેને કોઇ બીમારી હતી, અને તે પોતે વિજયી થઇ હોય તેવો ડોળ કરી તેણે મને પોતાનો રૂમાલ મારા મોઢા પર લાગેલા દ્રાક્ષનો રસ લૂછવા આપ્યો

મારી અંદર છુપાયેલી આત્મીયતાને વશ થઇ તેણે પોતાની જીવન-કથની તેમ જ ભવિષ્યની તેની યોજનાઓ કહેવાનો નિર્ણય કર્યો, અને જાણે જિંદગીનો અંતિમ સમય હોય તેમ પરાણે મારી પાસેથી આજ સુધી ન મેળવેલો પ્રેમ ઝંખ્યો

સબધી હોય તે રીતે મને સાથ આપ્યો એક વૃદ્ધ સ્ત્રીએ મને કહ્યું, "મારી અમિન્ટા હમેશા તમારી વાતો કરતી" હુ એના ખડમા ગયો, બધુ જ બધ હતુ ચાર ખુરશી પર ખુલ્લી પડેલી શબપેટીમા કફન નીચે તે સૂતી હતી તેની બને બાજુ મૂકેલી મીણબત્તીઓ સ્થિર રીતે બળતી હતી તેનો ગમોડી પલગ પત્થર જેવો જડ હતો તેની માએ તેના ચહેરા પરથી કફન ઊચકીને મને કહ્યુ, "મને કહો—શુ મારી અમિન્ટા સુદર નહોતી ?" મે તેનુ ફૂલી ગયેલુ અર્ધખુલ્લુ મુખ જોયુ અને તેના ચરણ પાસે ફૂલ અર્પણ કર્યા

હુ તેને વધુ જોવા નહોતો માગતો હુ ગભરાટમા બહાર નીકળી ગયો ક્યા જવુ તેની મને સમજ નહોતી પડતી હુ ત્યાની મુખ્ય ગલીમા દાખલ થયો ત્યાથી ઘણા લોકો મારી તરફ આવતા હતા દુકાનોની કાર્ડબોર્ડની બનેલી બારીઓ અર્ધ ફૂલી ગયેલા મુખ જેવી દેખાતી હતી ઘણા લોકો હતા અને તેઓ મને ઓળખતા હોય તેમ સ્મિત આપતા હતા મે મારા વિદ્યાપીઠના વર્ગમા આશરો લીધો શિક્ષક ખૂબ જ ટૂકમા છતા ચોક્કસ એક પ્રશ્નને ચીવટપૂર્વક સમજાવતા હતા તેઓ ખૂબ જ ગભીરતાપૂર્વક તે પ્રશ્નની છણાવટ કરી અમને સમજાવવાનો પ્રયત્ન કરતા હતા અને એ ગભીરતા તેમના ચહેરા પર વર્તાતી હતી મે તેમના તરફ નજર કરી અને તેમની ગભીરતા પર મને હસવુ આવ્યુ, અને હુ નીચો વળી નોટમ્ ઉતારતો હોઉ એવો ડોળ કરતો હતો. વાસ્તવમા મરણિયો બનીને અમિન્ટાનો એ અર્ધ ફૂલી ગયેલો ચહેરો દોરવા પ્રયત્ન કરતો હતો

[P M Pasinetti સપાદિત "Great Italian Stories" પુસ્તકમાની "Aminta"નો અનુવાદ]

## ફિક્શન : સંજ્ઞા અને સંપ્રત્યય / નરેશ વેદ

(Fiction : Term and Concept)

૧

આપણે વાતચીતમાં અને સાહિત્યવિચારમાં ફિક્શન (Fiction) એ સંજ્ઞાનો ઉપયોગ છૂટથી કરીએ છીએ. પરંતુ એવા ઉપયોગ વખતે હમેશાં આપણને એક અર્થ વિવક્ષિત હોતો નથી. આપણા મનમાં એ સંજ્ઞાના જુદા જુદા અર્થસંકેતો પડ્યા હોય છે. આપણે જ્યારે જ્યારે આ સંજ્ઞાનો ઉપયોગ કરીએ છીએ ત્યારે બહુ વિચાર અને પસંદગી પૂર્વક એનો ઉપયોગ કરતા હોતા નથી. આ સંજ્ઞા સંદિગ્ધ રહે છે અને શાસ્ત્રીય અભ્યાસ વખતે વિચારણામાં ગૂંચવાડા ઊભા કરે છે.

અહીં આપણે આ સંજ્ઞાના એ અર્થસંકેતો તપાસી, સાહિત્યના ક્ષેત્રમાં આ સંજ્ઞાનો શો અર્થ છે એ સ્પષ્ટ કરી, એના મૂળભૂત લક્ષણોને ઓળખવાનો પ્રયત્ન કરીશું.

૨

ફિક્શન એ અંગ્રેજી સંજ્ઞા છે. સાહિત્ય ઉપરાંત બીજી ઘણી વિદ્યાશાખાઓમાં પણ પારિભાષિક સંજ્ઞા તરીકે એનો સ્વીકાર થયેલો છે. અંગ્રેજીમાં ફિક્શન એ કોઈ સિદ્ધાન્ત (Principle) કે માન્યતા (Theory) નથી, સંપ્રત્યય (Concept) છે. સંપ્રત્યયો ત્રણ પ્રકારના હોય છે : (૧) જાગતિક સંપ્રત્યયો (Global Concepts)

( ) પ્રાદેશિક સંપ્રત્યયો (Regional Concepts) અને (૩) સ્થાનિક સંપ્રત્યયો (Local Concepts), ફિક્શન Language, Verse Prose, Art વગેરે માફક જાગતિક સંપ્રત્યય છે

૩

સૌપ્રથમ આ સંજ્ઞાના કોશગત અર્થો આપણે જોઈએ ઓક્સફર્ડ ઇંગ્લીશ ડિક્શનરીમાં આ સંજ્ઞાના અર્થો, નીચે મુજબ આપવામાં આવ્યા છે

(૧) રચના કરવાની કે અનુકરણ કરવાની ક્રિયા

(૨) યાદૃચ્છિક શોધ

(૩) જેની રચના કરવામાં આવી છે કે જેનો આકાર બાંધવામાં આવ્યો છે, યોજના, સંરચના

(૪) બનાવટ, નકલ છેતરપિંડી, કપટ, ઢોંગ

(૫) છેતરપિંડી કે એવા કોઈ અન્ય હેતુ અર્થે બનાવટની ક્રિયા અથવા કાલ્પનિક ઘટનાઓ વસ્તુઓ કે વસ્તુસ્થિતિઓ ઉપજાવી કાઢવાની ક્રિયા

(૬) જે કાલ્પનિક રીતે ઉપજાવી કાઢવામાં આવેલ છે બનાવટી બાબત ઘટના અથવા વસ્તુસ્થિતિઓ હકીકતની વિરુદ્ધ ઉત્પાદ્ય

(૭) નિવેદન અથવા વૃત્તાન્તાત્મક હેવાલ જે માત્ર ઉપજાવી કાઢવામાં આવેલ હોય

(૮) સાહિત્યના એ વર્ગના લખાણો—જેનો કાલ્પનિક ઘટનાઓ અને કાલ્પનિક ચરિત્રોના કથન સાથે સંબંધ હોય કલ્પિત રચના હવે સામાન્યપણે, ગદ્ય, નવલકથાઓ અને વાર્તાઓ, અથવા આ વર્ગની રચનાઓ

(૯) હાલ માન્ય અર્થમાં મુખ્યત્વે નવલકથા અથવા કથા

(૧૦) હકીકતથી જુદી એવી સંકલ્પના, જેનો વ્યાવહારિક મતલબ ખાતર પ્રણાલિકાગત સ્વીકાર કરવામાં આવ્યો હોય, પરંપરાગત વપરાશને અનુરૂપ ધારણા

(૧૧) સંભાવનાનો નિયમ

'સાર્થ ગુજરાતી જોડણીકોશ'માં ફિક્શન સંજ્ઞાના અર્થો આ મુજબ દર્શાવેલ છે

(૧) ઉપજાવી કાઢેલી વાત (૨) શોધ (૩) બનાવટ (૪) કાલ્પનિક વાર્તા (૫) નવલકથા (૬) માની લીધેલી વાત

આ બને કોશમા આપેલા અર્થો પર વિચાર કરતા જણાશે કે એ બધા અર્થો પાછળ મૂળ બાબત છે ઉપજાવી કાઢવાની, એટલે કે કલ્પનાની અનુમાન, બનાવટ, શોધ, સાહિત્ય આ બધામા આપણે કલ્પનાને આધારે ચાલીએ છીએ ગપ, જોડકા, જૂઠાણાથી માંડી સાહિત્ય-નિર્માણ સુધીની ક્રિયામા આપણે મુખ્યત્વે કલ્પનાનો સહારો લેતા હોઇએ છીએ આથી ફિક્શન એટલે કલ્પના એવો સાદો અર્થ આપણે કરી શકીએ આ મુજબ ફિક્શન એ સંજ્ઞાના વિવિધ અર્થબોધક પ્રત્યયો વડે જે રૂપો સાબિત થાય તેના અર્થો આ પ્રમાણે આપણે કરી શકીએ

Fictional એટલે કલ્પનાને લગતુ અથવા કાલ્પનિક પ્રકૃતિવાળુ

Fictionally એટલે કાલ્પનિક રૂપે

Fictionary એટલે કલ્પિત, આભાસી, જેનુ કેવળ કાલ્પનિક અસ્તિત્વ હોય

Fictionist એટલે કલ્પિત સાહિત્યનો લેખક કે નિવેદક, વાર્તાકાર કે નવલકથાકાર

Fictionize એટલે કલ્પનામા કે કલ્પનાથી ઢાળેલુ

Fictitious એટલે કલ્પિત, વાસ્તવિકથી ભિન્ન કાલ્પનિક, બનાવટી ખરેખરુ નહી પણ નકલી વૈધિક કે પ્રણાલિકાથી સ્વીકારાયેલુ કાલ્પનિક

Fictitiously એટલે કાલ્પનિક, ઢોંગી કે બનાવટી રીતે,

Fictive એટલે કલ્પક અથવા ઉત્પાદ્ય

Fictiveness એટલે કલ્પકતા

Fictionality એટલે કલ્પનાનિર્મિત ॥

ફિક્શન એ સંજ્ઞા અને એના સાધિત રૂપોના આ અર્થોને લક્ષમાં લેતાં જણાય છે કે આ સંજ્ઞા ફેક્ટની વિરુદ્ધની, સામાં છેડાની સંજ્ઞા છે જેમ અસત્ય સત્યની વિરોધી સંજ્ઞા છે, કૃત્રિમ કુદરતીની વિરોધી સંજ્ઞા છે તેમ

૪

અહીં Truth (સત્ય), Fact (હકીકત) અને Fiction (કલ્પના) વિશે વિચાર કરી લઈએ Truth (સત્ય) એટલે સન્તતિ Pure state of existing Fact (હકીકત) એટલે જે ખરેખર બની ચુકી છે, કૃત છે તે વસ્તુ (Thing certainly known to have occurred) Fiction (કલ્પના એટલે ઉપજાવી કે બનાવી કઢવામાં આવેલી વસ્તુ Thing feigned or imagined) સત્ય (truth) અને હકીકત (fact) બન્ને એક નથી હકીકત એ ભૂતકાળની બાબત છે, સત્ય સર્વકાળની બાબત છે સત્ય તો હકીકતમાં પણ રહેલુ છે અને એની આસપાસ પણ રહેલુ છે એ જ રીતે સત્ય (truth) અને કલ્પના (fiction) વચ્ચે પણ ભેદ રહેલો છે જ્યાં હકીકત (fact) કેવળ હકીકત તરીકે અટકી જાય છે ત્યાં કલ્પના (fiction)નો આરંભ થાય છે આ કલ્પના પણ અમુક હદ સુધી જ જઈ શકે છે, અમુક કક્ષાએ એ પણ અટકી પડે છે જ્યાં કલ્પનાય પહોંચી શકતી નથી ત્યાં વાસ્તવિકતા તો રહેલી હોય છે આ વાસ્તવિકતા એટલે સત્ય (truth), સાર્વભૌમ વસ્તુસ્થિતિ (state of being true) જીવનમાં આ વાસ્તવિકતા વળી વિલક્ષણ રૂપવાળી હોય છે કલ્પના (fiction) મા વિચિત્રતા કે વિલક્ષણતા હોય પરંતુ વાસ્તવિકતા તો તેના કરતાંય વધારે વિચિત્ર અને વિલક્ષણ હોય છે અંગ્રેજીમાં આવી જ એક કહેતી છે Truth is stranger than fiction સત્યને આપણા ભાવનાજગત સાથે સંબંધ છે, હકીકતને આપણા ભૌતિક જગત સાથે સંબંધ છે અને કલ્પનાને આપણા કાલ્પનિક કે સ્વપ્નજગત સાથે

સંભવ છે ક્રાન્તિની ભાવના સત્ય છે, અને ૧૮૫૭નો બળવો હકીકત છે અને એ બળવાને વિષય બનાવતી એના આધાર પર રચાયેલી ર.વ. દેસાઈની 'ભારેલો અગ્નિ' એ નવલકથા કે [illegible]ની 'અઢારસો સત્તાવન' એ નાટ્યરચના કલ્પનાનિર્મિત એટલે કે ફિક્શન છે. ફિક્શન ફેક્ટનો આશ્રય લે પણ ખરું ન પણ લે. ખ્યાલમાં એ રાખવાનું છે કે ફેક્ટ ફિક્શન બંને આખરે પ્રગટ તો કરે છે સત્ય (truth)ને જ પરંતુ બંને જુદા જુદા સત્યને અથવા સત્યના જુદા જુદા અંશને પ્રગટ કરે છે, ફેક્ટ સાદૃશ્યનું સત્ય (truth of correspondence) પ્રગટ કરે છે, ફિક્શન સંગતિનું સત્ય (truth of coherence) પ્રગટ કરે છે. પરંતુ આ તો સાહિત્યિક ફિક્શનની વાત થઈ. એના વિશે વધારે વાત કરતાં પહેલાં ફિક્શનના લૌકિક અને જાણીતા અર્થસંકેતો તપાસી લઈએ.

૫

અંગ્રેજીમાં ફિક્શન એ એક સંકુલ સંજ્ઞા છે. એના કોશગત અર્થો જોતાં જ ખ્યાલ આવે છે કે સંજ્ઞા વધુ પ્રવાહી (liquid) છે. લૌકિક (popular) દૃષ્ટિએ એના જાતજાતના અર્થો છે. લૌકિક ખ્યાલ મુજબ એનો એક અર્થ છે ઉપજાવી કે બનાવી કાઢેલી વાત, બાબત કે વસ્તુ. આ ખ્યાલ તો ઘણો વ્યાપક છે. વડીલ કે શિક્ષકના ગુસ્સા કે મારથી બચવા બાળક પોતાનો ગુનો છુપાવવા જે ગપ ઉપજાવી કાઢે, લેણદારથી બચવા કોઈ દેણદાર કે પોતાના અસીલને કોઈ અપરાધ સબબ એના પર મુકાયેલા આરોપમાંથી ઉગારવા વકીલ જે બનાવટ ઉપજાવી કાઢે, નોકરીની ફરજ પર મોડા થવા બદલ અધિકારીએ માગેલા ખુલાસાના ઉત્તરરૂપે પ્રત્યુત્પન્નમતિથી તાત્કાલિક જે જૂઠ ઉપજાવી કાઢે, ચૂંટણીજંગે ચડેલ કોઈ ઉમેદવાર કે પક્ષ મતદારોને જે વચનો આપે—એ બધાનો સમાવેશ ફિક્શનમાં કરી શકાય કેમકે એ ગપ, બનાવટ, જૂઠ કે વચનો ઉપજાવી કાઢેલ, કૃત્રિમ, કલ્પિત કે અસત્ય હોય છે. એમ તો સાહિત્યની રચનાને પણ ફિક્શન કહી શકાય કેમકે એ ઉપજાવી કે બનાવી કાઢેલી હોય છે.

એ ગોઠવણયુક્ત (conti ved) અને કૃત, (unn itura') હોય છે આ અર્થ મુજબ ફિકશનનો વિસ્તાર બહોળો છે

લૌકિક ખ્યાલ મુજબ ફિકશનનો બીજો અર્થ છે અનુમાન ધારણા કે અનુમાન હમેશા સાચા જ હોય એમ ન કહી શકાય પરંતુ આપણે વ્યાવહારિક સગવડ અર્થે એનો સત્ય તરીકે સ્વીકાર કરતા હોઈએ છીએ ધારણા કે અનુમાનવ્યાપારના પાયામા જ કલ્પના છે કશુંક ઉપજાવી કાઢવાની પ્રવૃત્તિ છે કોઈ પણ બાબત કે વિષયની વિચારણામા ઘણુ ખરુ આપણે પ્રથમ અનુમાનનો જ આધાર લઈએ છીએ સભવ છે કે આપણે સાવ ગલત માર્ગે જઈ ચડીએ અથવા આગળ જતા એ માન્યતા સાચી ન પડે તેમ છતા, અનુમાન એ પ્રારભિક પગથિયુ છે કાર્યદિશા તરફ આપણને એ દોરી જાય છે

લૌકિક દૃષ્ટિએ ફિકશનનો એક અન્ય અર્થ છે સભાવનાનો નિયમ (Law of fiction) સભાવનાઓનુ ક્ષેત્ર જીવનમા ઘણુ મોટુ છે આપણી ઘણી બધી માન્યતાઓ, શ્રદ્ધાઓ અને વિધિવિધાનોનો સમાવેશ આ સભાવનાના ક્ષેત્રમા થાય આ માન્યતાઓ, શ્રદ્ધાઓ અને વિધિ-વિધાનોના મૂળ ક્યા રહેલા છે તે આપણે જાણીતા નથી હોતા દૂરસુદૂરના ભૂતકાળમા દાદા વડદાદાના જમાનામા ક્યારેક તો એ કશુંક અસ્તિત્વ અને અગત્ય ધરાવતા હશે એમ માની આપણે એને સ્વીકારી લઈએ છીએ પાપ, પુણ્ય, સ્વર્ગ, નર્ક, કર્મફળ, પુનર્જન્મ, વાસ્તુ, વરમી, પ્રેતભોજન વગેરે વિશેના ખ્યાલો એ આપણે માની કે સ્વીકારી લીધેલી બાબતો છે એના અનુપાલન કે ઉચ્છેદનથી આપણને અમુક લાભ કે હાનિ થાય એવુ સભવ તરીકે આપણે સ્વીકારી લીધેલ છે એ જ રીતે કાવ્યશાસ્ત્રમા કવિસમયની જે કલ્પના છે તે તે પણ આ સભવિતતાના નિયમની જ છે, એટલે કે ફિકશનલ છે એ આપણુ મનમનામણુ છે આ સભાવનાના નિયમ વડે જીવનમા આપણે ઘણી બધી વાતોનો એક ગૃહીત તરીકે સ્વીકાર કરી લેતા હોઈએ છીએ

આજકાલ આ સંજ્ઞાનો એક બીજો અર્થ સાહિત્યવિવેચનમાં ઉદ્ભવ્યો છે અને બીજી વળી વિદ્યાશાખામાં સ્વીકારાયો છે આ અર્થ ભાવવાચક છે એ મુજબ ફિક્શન એ સંજ્ઞાથી આપણા મનની બહારના આકારવિહીન પ્રવાહની વિરુદ્ધ માનસિક સંરચનાનો અર્થ સૂચવાય છે બધી માનસિક પ્રવૃત્તિ કાલ્પનિક ઉપપત્તિના સાદૃશ્ય વડે અન્વિત થયેલી હોય છે ફિક્શન આ અર્થમાં કોઈ પણ 'માનસિક સંરચના' એવો અર્થ સૂચવે છે જેને આપણે શુદ્ધ સંભાવના કે કુદરત કહીએ છીએ તેનો વિરોધી અર્થ આથી, સૂચવાય છે ઉદાહરણ તરીકે સમય ફિક્શન છે, કેમ કે આપણે જીવનોપયોગી હેતુથી એનું કુદરત પર આરોપણ કરીએ છીએ વાસ્તવમાં સમય શું છે ? કોઈ નક્કર, ઠોસ, હકીકતરૂપ પદાર્થ તરીકે આપણે એને જોઈ શકતા નથી આપણે એને પરખી કે મૂલવી શકતા નથી છતાં એના અસ્તિત્વનો અને પ્રભાવનો આપણે સ્વીકાર કરીએ છીએ એ આપણી એક માનસિક સંરચના છે જીવનમાં આપણે એનો ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્યકાળ એવાં કૃત્રિમ ખાનાઓ ઊભાં કરી સ્વીકાર કરીએ કેલેન્ડર અને ક્લોક બનાવી એને બાંધવાનો અને એના વડે બંધાવાનો પ્રયાસ કરીએ છીએ તમામ માનસિક પ્રવૃત્તિઓ ફિક્શનલ છે કેમકે જે વસ્તુ મૂળભૂત રીતે ઘાટવિહીન છે તેને એ ઘાટ આપે છે આપણે વસ્તુબોધ ત્યારે કરી શકીએ છીએ જ્યારે આપણે વસ્તુ પર ફિક્શનનું આરોપણ કરીએ છીએ અહીં ફિક્શનનો અર્થ છે આકાર અથવા અર્થઘટન આ અર્થ મુજબ ફિક્શન એક જાતનું છત્ર છે જેની હેઠળ અનેક જાતની માનસિક પ્રવૃત્તિઓ અને સાંસ્કૃતિક સ્થાપનાઓ આશ્રય લે છે ફિક્શન એ આમ માનસિક સંરચનાઓ છે, એ જૂઠી છે એ આપણે જાણીએ છીએ છતાં માનસિક સંગતિ અને વ્યવસ્થાના હેતુ અર્થે આપણે એનો સત્ય તરીકે સ્વીકાર કરીએ છીએ

જુદી જુદી વિદ્યાશાખાઓમાં પણ આ સંજ્ઞાનો વિનિયોગ થતો હોય છે ત્યાં આ સંજ્ઞાનો શો અર્થ થાય છે એ જોઈએ

દર્શનશાસ્ત્રમા ફિક્શન સંજ્ઞાનો અર્થ થાય છે વિકલ્પ અથવા કલ્પિતાર્થ કોઈ વસ્તુનુ અસ્તિત્વ હોય નહી અથવા જેનુ મૂલ્ય કેવળ વ્યાવહારિક પ્રયોજનોની પૂર્તિ માટે સ્વીકારવામા આવ્યુ હોય એવા પ્રત્યય (idea) ને, દાર્શનિક વિચારણામા ફિક્શન કહે છે ઉ ત. આવુ એક વાક્ય હોય– 'સામાન્ય માણસ ૭ ફૂટ ઊચો હોય છે,' આ વાક્યમા 'સામાન્ય માણસ' એ પદ વિકલ્પ છે જો એમ કહેવામા આવ્યુ હોય કે 'એ ૭ ફૂટના માણસ કરતા નીચો છે' તો આ આથી કોઈ વ્યક્તિ સૂચવાય છે પરતુ 'સામાન્ય માણસ' એ પદથી કોઈ વિશિષ્ટ વ્યક્તિ સૂચવાતી નથી આથી એ પદ ફિક્શન છે

મનોવિજ્ઞાનમા કોઈ વ્યક્તિ વડે કાલ્પનિક રીતે ઉપજાવી કાઢવામા આવેલી પરિસ્થિતિ જે એણે પોતાની ઇચ્છાપૂર્તિના સાધન તરીકે ઉપજાવી કાઢી હોય અને વાસ્તવિકતા તરીકે સ્વીકારી હોય, એને ફિક્શન કહે છે ઉ ત કોઈ ન્યુરોટિક વ્યક્તિની માન્યતા પોતાની કાર્ય કરવાની અનિચ્છા અથવા અન્ય વ્યક્તિઓ એને અશક્ત તેમ જ રુગ્ણ તરીકે સ્વીકારે અને એ મુજબનો પોતાની સાથે વ્યવહાર કરે એવી વૃત્તિથી પ્રેરાઈ એણે એ માન્યતા ઉપજાવી કાઢી હોય છે એ માન્યતા મનમનાવણુ (make-believe) જ હોય છે, એ ખોટી કાઢેલી હોય છે, છતા આવી વ્યક્તિ ખુદ જાતે એને સાચી માનતી હોય છે

ગણિતશાસ્ત્ર તેમ જ પ્રાકૃતિક અને સામાજિક વિજ્ઞાનના ક્ષેત્રોમા આ સંજ્ઞાનો વપરાશ આ જ પ્રમાણે કાલ્પનિક ઉપપત્તિ અર્થે જ કરવામા આવે છે

સાહિત્યના ક્ષેત્રમા આ સંજ્ઞાનો શો અર્થ થાય છે એ આપણે પ્રથમ એનો ધાતુગત અર્થ તપાસીને અને ત્યાર બાદ એનો તાત્ત્વિક અર્થ તપાસીને સમજીએ

Fiction એ શબ્દ લેટિન fingo ધાતુમાથી બનેલો છે એનો something made for its own sake આ તો કલામાત્રનુ

લક્ષણ છે કલા, કલા ખાતર જ રચાતી હોય છે સાહિત્ય કલાનો જ એ પ્રકાર છે, એનુ સર્જન પણ સ્વ–અર્થે થતુ હોય છે અન્ય કલાઓની માફક એ પણ સ્વલક્ષી ( autopsychic ) કલા છે, અને એનુ ontological status છે

Fingo ધાતુમાથી લેટિનમા fingere શબ્દ બનેલો છે અને fiction એ સજ્ઞા આ શબ્દમાથી ઊતરી આવી છે Fingereનો અર્થ છે બનાવવુ (to make) કે ઢાળવુ, (to mould) અથવા રચના કરવી (to fashion) અથવા આકૃત કરવુ, (to form) આ અર્થસકેતને અનુલક્ષીને વાત કરીએ તો સાહિત્ય નામે ફિકશન છે કેમકે સાહિત્ય સરચનાની જ પ્રક્રિયા છે

Fiction સજ્ઞાના આ તો ધાતુગત અર્થો આપણે જોયા, એનો તાત્ત્વિક અર્થ આથી જુદી જાતનો છે તાત્ત્વિક દષ્ટિએ સાહિત્યમા ફિકશનનો અર્થ છે વિલક્ષણ પ્રતીતિ ભારતીય જ્ઞાનમીમાસાની દષ્ટિએ વાસ્તવિક જગતમા ચાર પ્રકારની પ્રતીતિ આપણને થાય છે (૧) સમ્યક્ પ્રતીતિ (૨) મિથ્યા પ્રતીતિ (૩) સશય પ્રતીતિ અને (૪) સાદશ્ય પ્રતીતિ-કલાજગતમા આપણને જે પ્રતીતિ થાય છે તે વાસ્તવિક જગતમા થતી આવી પ્રતીતિઓથી ભિન્ન છે કલાની પ્રતીતિ આ ચારે ય પ્રતીતિઓથી વિશિષ્ટ જાતની છે, વિલક્ષણ છે કલાજગતની આ વિલક્ષણ પ્રતીતિને આ ફિકશન સજ્ઞા સૂચવે છે ભારતીય કાવ્યશાસ્ત્રમા 'ચિત્રતુરગન્યાય'ની અને પાશ્ચાત્ય કાવ્યશાસ્ત્રમા willing suspension of disbelief નો જે ખયાલ છે તે ફિકશન સજ્ઞાના રૂપાતરણો છે અલબત્ત, એ ખ્યાલમા રાખવુ જોઈએ કે, સાહિત્યિક પ્રતીતિઓ (literary fictions) સ્વાભાવિકતાથી વિવિધ કલાઓ ધરાવતી હોઈ શકે એક જમાનામા સાહિત્યમા fictionનો અર્થ હતો Willing suspension of disbelief, આજે આ ખ્યાલથી બિલકુલ વિપરિત એવો ખ્યાલ આ સજ્ઞામાથી નિષ્પન્ન કરવામા આવી રહ્યો છે

આજકાલ એવી સાહિત્યકૃતિને ફિકશનને નામે ઓળખવામા આવે છે જે વાચકના અવિશ્વાસનુ સ્તભન કરતી ન હોય, પરતુ સ્વસ્વીકૃત મનસ્વીપણાની અસર સ્થાપવા, એના પર આધાર રાખતી હોય બાર્થ, બેકેટ, બર્ગેસ, જેને, નાબોકોવ જેવા નવ્ય-પ્રતીકવાદી આધુનિક નવલકથાકારો ઘણીવાર પોતાની રચનાઓમા પ્રભાવ માટે અસ્વાભાવિકતાને મળતા દઢ ખ્યાલ પર આધાર રાખે છે આવા લેખકો, આ મનમાનીતી આત્મસભાનતાને લક્ષમા લેવા તેમ જ આ સજ્ઞાની અનેકવિધ અર્થછટાનો ભેદ કરવા વિવેચકોને ફરજ પાડે છે સર્જકની આત્મસભાનતાની સડોવણીને કારણે ફિકશન અને ફિકશનમેઇકીગની સગોત્રીય સજ્ઞાઓ ફિકટીવનેસ અને ફિકશનાલિટી જુદી પડે છે ફેબ્યુલેયશન (નિદર્શન રચના) આની જ બીજી સજ્ઞા છે એમા ય સર્જકની આત્મસભાનતાનો મુદ્દો છે જ, પરતુ એ પ્રતીતિની ભીતરની પ્રતીતિના આત્મસભાન સર્જનનો વિશેષ ખ્યાલ સૂચવે છે

આટલી ચર્ચાથી ખ્યાલમા આવશે કે ફિકશન એ સજ્ઞા, જે કલ્પિત કે કૃતક છે તેને માટે અને જેના વડે આ કલ્પિત કે કૃતક અભિવ્યક્ત થાય છે, એ બન્ને માટે વપરાય છે ફિકશન, એ આ રીતે, સદિગ્ધ સજ્ઞા છે અને એના આપણે ઉપર જોયા તેવા ઘણા બધા પરાચ્છાદક (overlaping) અર્થો થતા રહ્યા છે એક વસ્તુ સ્પષ્ટ ખ્યાલમા રાખવી જોઇએ કે કલ્પિત, કૃતક કે અસત્યને ઓળખાવવા માટે ફિકશન સજ્ઞા ભલે વપરાય, ફિકશનની કૃતિ પોતે કૃતક કે કલ્પિત હોતી નથી કેમકે જે ખરેખર કૃતક કે અસત્ય છે એનુ કોઇ અસ્તિત્વ હોતુ નથી

આગળ આપણે જોઇ ગયા કે ફિકશનનો ધાતુગત અર્થ લક્ષમા લેતા સાહિત્ય માત્રને ફિકશન તરીકે ઓળખી શકાય પરતુ આપણે તેમ કરતા નથી સાહિત્યના ત્રણ મુખ્ય પ્રકારો (kinds) – કાવ્યસાહિત્ય, રૂપકસાહિત્ય અને કથાસાહિત્યમાથી કેવળ કથાસાહિત્યને જ આપણે ફિકશન તરીકે ઓળખાવીએ છીએ જો કે કાવ્યસાહિત્ય અને

રૂપકસાહિત્ય બંનેમાં ફિક્શનના ઘણા અંશો રહેલા છે એ બંને moulded, contrived અને feigned છે જ છતાં સાહિત્ય-વિવેચનમાં આપણે ફિક્શન એ સંજ્ઞાનો ઉપયોગ હવે કેવળ કથાસાહિત્ય પૂરતો સ્વીકાર્યો છે

કથાનો વિસ્તાર પણ કાંઈ નાનો નથી એમાં લોકકથા, દંતકથા, વ્રતકથા, ધર્મકથા, પરીકથા, રૂપકકથા, દૃષ્ટાંતકથા જેવી કથાઓના, ઉપરાંત ટુચકો, લઘુકથા, ટૂંકી વાર્તા, લાંબી ટૂંકી વાર્તા, નવલકથા, બૃહન્નવલ વગેરે સ્વરૂપોનો સમાવેશ થાય એ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ બધાં સ્વરૂપો એક ન્યાતનાં છે, પણ એક જાતનાં નથી પ્રત્યેક સ્વરૂપને પોતીકી કલાપરક સંઘટના છે

આજકાલ ફિક્શન સંજ્ઞાનો અર્થ એથી પણ વધારે સીમિત કરી દેવામાં આવ્યો છે હવે આ સંજ્ઞા નવલકથા, લઘુનવલ અને નવલિકાના સ્વરૂપને ઓળખવવા પૂરતી વપરાય છે, વિશેષ કરીને તો નવલકથા અંગે જ ઉપયોગમાં લેવાય છે ફિક્શન (fiction)ને નવલકથા (novel)ના પર્યાયરૂપ ગણી લેવામાં આવેલ છે પરંતુ આ બરાબર નથી એ સમજી લેવું જોઈએ ફિક્શન એ પ્રકારલક્ષી અને ઘણાં બધાં સ્વરૂપોને પોતાનામાં સમાવતી સંજ્ઞા છે જ્યારે એની તુલનામાં નોવેલ એ સંજ્ઞાનો ઐતિહાસિક અને વૈચારિક સંદર્ભે સીમિત અર્થ છે નોવેલનો જન્મ તો સામાજિક અભિજ્ઞતા પછી થયો, ફિક્શન તો એ પૂર્વે પણ હતું નોવેલ ગ્રીક અને રોમન સંસ્કૃતિમાં ન હતી, પરંતુ બન્યનના 'પિલગ્રીમ્સ પ્રોગ્રેસ' જેવી ફિક્શનની રચના એ સમયે હતી નોવેલ એ સ્વરૂપને ઓળખાવતી સંજ્ઞા છે, જ્યારે ફિક્શન એ એક પ્રકાર (kind)નો નિર્દેશ કરતી સંજ્ઞા છે નોવેલ કરતાં ફિક્શન ઘણાં બધાં સંકર રૂપો ધરાવે છે ઉચ્ચ પ્રકારની સામાન્યતાના ગુણને કારણે ફિક્શન એ નોવેલની સમાનાર્થી નહીં, પણ વિરુદ્ધાર્થી સંજ્ઞા છે

ફિક્શન અને નોવેલ એ બંને સંજ્ઞાઓ બીજી રીતે પણ જુદી પડે છે નોવેલ એ સંજ્ઞા કલ્પનાપ્રક્રિયાની નીપજનો અર્થ અવશ્ય નિર્દેશે

છે, પરંતુ ફિક્શન એ સંજ્ઞા તો એ પ્રક્રિયાને ઓળખાવવા જ વપરાય આપણે આગળ જોઈ ગયા કે ફિક્શન એ ગ્રાહક અર્થ ધરાવે છે અને એ માનસિક પ્રક્રિયાને લક્ષે છે

નવલકથા, લઘુનવલ, નવલિકા, નાટક વગેરેને ફિક્શન તરીકે વિશિષ્ટપણે શા માટે ઓળખાવવામા આવે છે એનો ખુલાસો પણ થવો જોઈએ ફેક્ટથી સામેના છેડાનુ એટલે ફિક્શન હકીકત નહી કલ્પના તો જેનુ નિર્માણ કલ્પનાતત્ત્વથી થયુ છે, હકીકત કરતા જેમા કલ્પનાનુ તત્ત્વ ચાલક છે તેવી રચના એટલે ફિક્શન જીવનચરિત્ર અને આત્મ ચરિત્ર જેવા સ્વરૂપો એમા કથન હોવા છતા ફિક્શન નથી કેમકે એનો આધાર છે તથ્યો ઉપર, હકીકતો ઉપર નિરૂપ્યમાણ ઘટનાના તથ્યને એ સાહિત્યસ્વરૂપો ઉલ્લઘી શકે નહી જ્યારે નવલકથા, લઘુનવલ, નવલિકા, નાટક જેવા સાહિત્યસ્વરૂપો ફિક્શન છે કેમકે એમા મહત્ત્વ તથ્ય કે હકીકતોનુ નથી એ કલ્પનાની સરજત છે વાસ્તવનિષ્ઠ હોવા છતા એ સ્વરૂપોનુ સત્ય વિગતોના તથ્યથી સાબિત કરી શકાય નહી નવલકથા, નવલિકા વગેરે વૃત્તાન્તાત્મક સ્વરૂપોને આપણે ફિક્શન કહીએ છીએ ત્યારે બનાવટ, સાચુ નહી તે વગેરે અર્થો અભિપ્રેત નથી, પરંતુ કલ્પના સર્જિત, કલ્પનોત્થ, માયાવી એ અર્થો વિવક્ષિત છે નવલકથાને માયા-લોક કહી કેટલાક ઓળખાવે છે તે આ કારણે

૯

હવે ફિક્શનના અંગભૂત લક્ષણોનો વિચાર કરીએ

કલ્પકતા એ ફિક્શનનુ મૂળભૂત લક્ષણ છે ફિક્શન એ ઉપજાવી કાઢેલી રચના છે સંસ્કૃત નાટ્યશાસ્ત્રની પરિભાષા વાપરીને કહીએ તો એ ખ્યાત નહી પણ ઉત્પાદ્ય રચના હોય છે કલ્પનાને સહારે એનુ સર્જન કરવામા આવ્યુ હોય છે મન વડે થયેલી કોઈ પણ તાર્કિક કે કાલ્પનિક રચના જેનો વાસ્તવિકતા સાથે મેળ ન હોય તેને ફિક્શન કહે છે એટલે કે, જેનુ અસ્તિત્વ તથ્ય કે હકીકત પર આધારિત નથી હોતુ, પરંતુ જેની

સ રચના કલ્પનાની સહાય વડે કરવામા આવી હોય છે એ ફિક્શન છે ફિક્શનની રચના ચાહે હકીકત પર આધારિત હોય કે ન હોય, એના સર્જનમા કલ્પનાનો ફાળો મોટો હોય છે ફિક્શન એ ઉપજાઉ રચના છે અને એના નિર્માણનો આધાર લેખકની કલ્પનાશીલતા પર રહે છે અલબત્ત ફિક્શન લેખકોમા આ કલ્પકતાની કક્ષા ચડતી ઊતરતી હોઇ શકે કોઇ લેખકની કલ્પનાશક્તિ (faculty of imagination) વધુ સમૃદ્ધ હોય, કોઇની ઓછી, આથી કોઇ લેખક કુતૂહલ અને એના શમનની કથા-કૃતિ લખે કોઈ અર્થસમૃદ્ધ રસસમૃદ્ધ કલાકૃતિનુ સર્જન કરે કાન્ઝ કાફકા જેવો લેખક સ્વપ્નસૃષ્ટિનુ આલેખન કરે, થોમસ માન જેવો લેખક 'મેજિક માઉન્ટેન' જેવો કલ્પલોક (utopia) સર્જે, તો સેમ્યુઅલ બેકેટ જેવો સર્જક 'Imogine Imagination is dead' જેવી રચના કરે છે

રસપ્રદતા એ ફિક્શનનુ બીજુ મહત્ત્વનુ લક્ષણ છે ફિક્શનનો હેતુ જ આનદ આપવા (toaentertain) નો હોય છે આપણી રંજનલાલસા અને રસતૃષા ફિક્શન સતોષે છે માણસને મુખ્યત્વે રસ હોય છે me and mineમા, પોતાના જેવા મનુષ્યોની સુખદુખની કથા રસપ્રદ રીતે વર્ણવે છે કાલ્પનિક હોવાને કારણે ફિક્શનમા નવીનતા અને વિસ્મયના તત્ત્વો હોય છે, આથી એમા રસ અનુભવાય છે ઉપરાત, ફિક્શન આપણને રસપ્રદ એટલા માટે જણાય છે કે એમા માનવજીવનના કોઈને કોઈ રહસ્યનુ ઉદ્ઘાટન થતુ હોય છે આ રહસ્ય-બોધ વધારે સતર્પક એટલા માટે બને છે કે એમા મૂર્ત થતો માનવ અનુભવ અનેક અર્થોની સભાવનાઓથી ભરેલો હોય છે વળી, ફિક્શન આપણને માનવના વાસ્તવિક, પરાવાસ્તવિક કે પ્રાતિભાષિક જીવનની કથા અવનવીન રચનારીતિઓ અને આકર્ષક નિરૂપણરીતિઓ દ્વારા કહે છે આથી, અન્ય પ્રકારો કરતા ફિક્શન માણસોને વધારે ગમતુ હોય છે

ફિક્શન ગતિશીલ હોય છે ફિક્શનની કૃતિમાં કશુંક બનતું હોય છે, નીપજી આવતું હોય છે એટલે કે એમાં કશુંક make happen થાય છે આવું happening એ પણ ફિક્શનનું એક અનિવાર્ય લક્ષણ છે આ happening એટલે ક્રિયા (action) આ ક્રિયા ફિક્શનમાંના આપણા રસનું એક મુખ્ય તત્ત્વ છે ફિક્શન પોતાની અભિવ્યક્તિ લાક્ષણિકપણે ક્રિયા વડે સાધે છે ફિક્શન વાર્તા અને પાત્રો ક્રિયા દ્વારા રજૂ કરે છે વાર્તા, પરિવર્તનની પ્રક્રિયાને કારણે જ વાર્તા બને છે વાર્તામાં કાં તો માણસની પરિસ્થિતિમાં પરિવર્તન આવે છે, કાં તો માણસ પોતે બદલી જાય છે અથવા એના વિશેની આપણી સમજમાં ફેરફાર થાય છે ફિક્શનમાં કથા આમ હંમેશા પરિવર્તનો, વળાંક ધરાવતી હોય છે આ વળાંક કે પરિવર્તન ક્રિયા વડે સધાતા હોય છે આ ક્રિયા ભૌતિક રૂપમાં ભલે નામની અથવા દેખીતી રીતે તુચ્છ હોય પરંતુ માનસિક કે આંતરિક ધરાતલ પર એની ભારે મોટી અસર થતી હોય છે ફિક્શનની માફક રેખાચિત્ર (character-sketch)માં વર્ણન પાત્ર ચિત્રણ અને જીવનને તાદૃશતાથી મૂર્ત કરે એવી ઝીણી ઝીણી વિગતોનું નિરૂપણ હોય છે પરંતુ રેખાચિત્ર એની અભિવ્યક્તિમાં સ્થગિત હોય છે ફિક્શનમાં ક્રિયા વડે વસ્તુવિકાસ સાધતી એક રેખા હોય છે એમાં વળાંકો અને પલટાઓ આવતા હોય છે તેવા વળાંકો પલટાઓ કે તજ્જનિત પરિણામો રેખાચિત્રમાં નથી હોતા એ ગતિહીન સ્થિર હોય છે ફિક્શનમાં તો આ ક્રિયાનું તત્ત્વ ઘણું મહત્ત્વનું હોય છે આ ક્રિયાને કારણે 'હવે શું થશે' એવું કુતૂહલ વાચકને સદા થયા કરે છે, એ ક્રિયાનું પરિણામ શું આવશે કે એવું કેમ કરીને આવ્યું એની જિજ્ઞાસા એનું વિસ્મય વાચકોને હંમેશા આકર્ષતું રહે છે સાહસ અને અપરાધની કથાઓ તો વાચકની આ જિજ્ઞાસાને સંતોષવા જ લખાતી હોય છે

નોનફિક્શનમાં એક તત્ત્વ નથી હોતું જે ફિક્શનમાં હોય છે, એ તત્ત્વ તે છે મુદ્દો (point) વિચાર (idea) અથવા અર્થ (meaning)

ફિક્શન આ વિચાર કે અર્થના તત્ત્વને સ્પષ્ટપણે, સીધી રીતે ભાગ્યે જ અભિવ્યક્ત કરે છે છતાં ભાવક એ અનુભવી શકે છે આનંદ ઉપરાંત અન્ય પ્રયોજન તરીકે બોધ, ઉપદેશ કે શિક્ષણને કેટલાક ફિક્શન-લેખકો ફિક્શનના પ્રયોજનો સમજે છે પ્રભાવક ફિક્શન વાચકોની સંસ્કારે, કેળવે કે વિચારતા કરી મૂકે છે એ ખરું છે પરંતુ પ્રભાવક કે બીનપ્રભાવક કોઇ પણ પ્રકારના ફિક્શનનો મૂળભૂત હેતુ તો ભાવકોને અનુભવ કરાવવાનો હોય છે ફિક્શન માનવીય પરિસ્થિતિ (human situation) ના કોઈ ને કોઇ પહેલને મૂર્ત કરતુ રહે છે એના વડે ફિક્શન આપણને અર્થપૂર્ણ અનુભવ (significant experience)ની તાદૃશ કલ્પના આપે છે એટલે કે મૂલ્યબોધ કરાવે છે ફિક્શનની કૃતિ દ્વારા એનો સર્જક વિશ્વને એ ચાહે સ્થૂળ રીતે જુએ કે સૂક્ષ્મ રીતે, નજીકથી નિહાળે કે દૂરથી, સાદી દૃષ્ટિએ જુએ કે રંગીન દૃષ્ટિએ, કૅમેરાની આંખે જુએ કે કલાકારની, પરંતુ એના વડે આખરે આપણને મૂલ્યબોધ કરાવે છે ફિક્શન વાસ્તવ વિશેની આપણી સમજને સ્પષ્ટ કરે છે અને એની સાથેના આપણા વ્યવહારને સમૃદ્ધ અને સમજપૂર્ણ કરે છે ફિક્શનનો આપણે, આથી જ, ભારે આદર કરીએ 

## સાભાર સ્વીકાર

**નાટ્યલોક** વિવેચન લે પ્ર જશવંત શેખડીવાળા, મૂ રૂા ૩૨-૦૦

**મહાકવિ ઈકબાલ** · જીવન કવન લે મસ્ત મંગેરા, મૂ રૂા ૨૪-૦૦

**સદા સુહાગણ** ટૂંકી નવલ લે નવીન કા મોદી, મૂ· રૂા ૧૦-૦૦

ઉપલા ત્રણે પુસ્તકનું પ્રાપ્તિસ્થાન શબ્દલોક પ્રકાશન/અભિનવ પ્રકાશન, ૧૦૫, સર્વોદય કોમર્શિયલ સેન્ટર, સલાપસરોડ, અમદાવાદ-૧

**સ્મરણિકા :** ગુજરાત ઇતિહાસ પરિષદ, અગિયારમુ અધિવેશન, સૂરત સં સર્વશ્રી ડૉ નટવરસિંહ પરમાર, પ્રા વિજય શાસ્ત્રી, ડૉ અરુણ શાસ્ત્રી, પ્રા રમેશ ઓઝા, ડૉ ઇશ્વરભાઈ જરીવાળા, પ્રા મોહન મેવાણી, ડૉ રાજેન્દ્ર નાણાવટી, ડૉ હિમાશીબહેન શેલત, પ્ર આ કુંજવિહારી મહેતા એમ ટી બી આર્ટ્સ કૉલેજ, સૂરત

કાવ્યાસ્વાદ / વિજય શાસ્ત્રી

## એક લગ્નનું ગીત

ઝાંપે ઢોલ ઢબૂક્યા ને કાંઈ
મંડપ મંગળ ગાય,
ખેમ મલપતા તોરણે ને કાંઈ
ગોખે રાતી જાય
તોરણઢાળ્યા ટોડલા ને કાંઈ
વૂ ઘટઢાળ્યા વેણ
ફરકે ફરકે વીંઝણા ને કાંઈ
ફરકે નમણાં નેણ
ફળિયે ચોરી આળખી ને કાંઈ
ભીંતે ગણપતરાય
સાજન માજન માંડવે ને કાંઈ
બાજોઠે વર-રાય
આ દરય નિજ્યા ઓરતા ને કાંઈ
આ દઝ્ય કણા નામ
આ દઝ્ય મેલ્યા આંગણા ને કાંઈ
આ દઝ્ય મેલ્યા ગામ
જાન વળાવી આવીયા ને શેય -
વળી ન આંસુ-ધાર,
હૈયે થાપા પડ્યા રયા ને કાંઈ
ફળિયે પગલાં ચાર

—માધવ રામાનુજ

કન્યાવિદાય છેક 'શાકુન્તલ'થી તેની ભાવાર્દ્ર ક્ષણોને લીધે કવિઓને સ્પર્શતી આવતી ઘટના છે આપણા ઘરેડિયા નીરસ જીવનમા લાગણીઓની ઓળખ થવાના પ્રસગો ઝાઝા નથી આવતા છોકરીનુ લગ્ન એ આવી લાગણીઓને વ્યક્ત થવા માટેની તક પૂરી પાડતી જૂજ ઘટનાઓમાની એક છે

હજુ કાલે તો જે નવજાત શિશુ સ્વરૂપે ઘોડિયામા ઝૂલતી હતી કે પછી આમલીપિચૂકા ચૂસતી સખીઓ સાથે કૂકાપાચીકે રમતી હતી કે સખીઓના હાથ પકડી ફેરફુદરડી ફરતી હતી એ જ છોકરી આમ પાનેતર પહેરીને, જોબનમા આવી લજાતી લપાતી ચોરીમા પગ મૂકે ત્યારે તેના નિકટના સાથીઓને ખાસ કરીને મા-બાપને તેની આ સબ સાગતિ સમજાતી નથી

કૃતિની શરૂઆત જાન આવવાના દૃશ્યથી થાય છે લગ્નપ્રસગે જાતજાતના માણસો છોકરીને ઘેર, સગપણની જેવી તીવ્રતા તેવી આગોતરી મુદતે આવીને રહ્યા છે કોઇક કોઇકની તરફ ઘૂરકે છે, તો કોઇક પોતે જ કારભારી બનીને અહમ્ સતોષે છે, કોઇક કશુ બગડે તેની રાહ જોતા હોય છે અને બગડે એની છૂપી વેતરણ કરતા હોય છે, તો ઘરના મોભીને બધુ સમુ સૂતરુ પાર ઊતરે એની ચિતા થતી હોય છે આવા ઉચાટમા ને રઘવાટમા કોઇના આવ્યાગયાની ગતાગમ રહેતી નથી, આથી કોઇક મો ચડાવીને ખૂણે બેસી રહે છે તો બીજા વળી સરખેસરખા શોધી જુદો ચોકો બનાવી રાચે છે એવામા જાન આવે છે ને છોકરીના માબાપ સચિત હરખે તેને તેડવા જાય છે મડપમા મગળ ગીતો ગવાય ને તોરણ નીચે જાનમા આવેલા મહાજનોના બેસ મલપતા જણાય છે ગોખમાના દીવાની શગ્ની ઝાય અને મહાજનોના બેસ બન્નેને કવિએ મલપતા કહ્યા છે

તેવુ જ સકલન ટોડલા ને વેણનુ ચયુ છે ટોડલા જેમ તોરણથી ઢકાયા છતા તોરણની વચ્ચેથી તે અલપઝલપ દેખાઈ-છૂપાઇ જાય તેમ

## આંતરરાષ્ટ્રીય નવલકથા: પરિસંવાદ–એક નોંધ

અજિત ઠાકોર

દાહોદમા ૮ અને ૯ નવેમ્બરે આ પરિસવાદ યોજાઇ ગયો પરિસવાદના અગરૂપે દોસ્તોયેવસ્કીની 'ક્રાઇમ એન્ડ પનીશમેન્ટ' પર આધારિત ફિલ્મ આતરરાષ્ટ્રીય નવલકથા વિશેનો સ્લાઈડ શો, દોસ્તોયેવસ્કી ચરિત્રરેખા અને કાફકાનો ફિલ્મ શો રાખવામા આવ્યો હતો પરિસવાદનુ આ ઉત્તમ પાસુ હતુ

'ક્રાઇમ એન્ડ પનીશમેન્ટ'ની, કેટલાક પાત્રોના સદર્ભમા અને માદગીના સદર્ભમા નીતિનભાઇએ વિસ્તૃત ચર્ચા કરી આરભે સુરેશ જોષીની તદ્‌વિષયક વિચારણાનો ઉલ્લેખ કરી એમણે કહ્યુ કે, આ નવલકથા ખૂનના રહસ્યને નહીં પણ તેના ઉદ્દેશને પ્રગટ કરે છે આ સદર્ભે તેમણે રાસ્કોલનિકોવની "સમાજના અનિષ્ટો મારા શરીર પરના જખમો છે" એ ઉક્તિ ટાકી હતી વૃદ્ધાની હત્યા પાછળ રાસ્કોલનિકોવના મનમા રહેલી "નેપોલિયન જેવા અસાધારણ માનવી બનવાની આકાક્ષા કે પછી સુપરમેનની કલ્પના કારણભૂત છે તેમણે રાસ્કોલનિકોવે કરેલી વૃદ્ધાની હત્યા પાછળની ભૂમિકા વિશદ કરી આપી હતી માદગી (દૈહિક તથા વૈચારિક અને પ્રકારની) રાસ્કોલનિકોવના પાત્રને સચાલિત કરનારુ એક મહત્ત્વનુ પરિબળ છે તેમણે રાસ્કોલનિકોવના પાત્રની પછી સ્વિદ્રિગેયલોવના ખલ પાત્રની ચર્ચા કરતા તેને 'વિરોધી વર્તનોના સરવાળા' તરીકે ઓળખાવ્યુ સ્વિદ્રિગેયનોવ લાગણીના સકુલ રૂપો ધરાવનાર ઇષ્ટાનિષ્ટના સકુલ મિશ્રણ રૂપ વ્યક્તિ છે તો સોન્યા કુટુબ માટે શરીર વેચનારી, બીજાના દ્રોહને પોતાનો દ્રોહ બનાવનારી ને હત્યારા રાસ્કોલનિકોવની જીવનસાથી બનનારી સત જેવી વેશ્યા છે ખૂનસશોધક ઇન્સ્પેક્ટર પોરફાયરીનુ પાત્ર નવલકથામા ગતિ લાવનારુ પાત્ર છે દોસ્તોયેવ્સ્કીએ આ નવલકથામા

સ્વપ્નના કરેલા કલાત્મક વિનિયોગની પણ તેમણે ચર્ચા કરી તેમણે જગત અને જીવનની વાસ્તવિકતાનુ સર્જક કેવી રીતે રૂપાતર કરે છે, તેની ચર્ચા કરતા કહ્યુ કે, દોસ્તોયેવસ્કીએ રાસ્કોલનિકોવે કરેલી વૃદ્ધાની હત્યાને ગૌણ ગણી છે હત્યાના વાસ્તવિક કારણોની પડછે એમણે રાસ્કોલનિકોવના ચેતસિક વાસ્તવનુ નિરૂપણ કરવાનુ લક્ષ્ય રાખ્યુ છે દોસ્તોયેવસ્કીએ પીટર્સબર્ગની કસ્તાવેજી વાસ્તવિકતાનુ કેવી રીતે રૂપાતર કર્યું છે એના ઉદાહરણ આપતા નીતિનભાઇએ કહ્યુ કે રાસ્કોલનિકોવને પોતાની રૂમ કૉફીન જેવી લાગે છે તે અને સોન્યાની રૂમનુ બધિયાર પણાની પાછળ રાસ્કોલનિકોવ અને સોન્યાની સકુલ ચેતના અભિવ્યજિત થઇ છે

શ્રી 'દર્શકે' 'ક્રાઇમ ઍન્ડ પનીશમેન્ટ'ની બાયબલના સદર્ભે રૂપક ગ્રથિ તરીકે ચર્ચા કરતા કહ્યુ કે, દોસ્તોયેવસ્કી એક ખ્રિસ્તી છે બાયબલ પ્રમાણે રીસરેક્શન (પુનર્જન્મ) માટેની પ્રથમ આવશ્યકતા ક્રૂસીફિકેશન (ક્રૉસ પર ચડવાની ક્રિયા) છે અને એના પાયામા સફરીગ (પીડા) રહેલુ છે ક્રૂસીફિકેશન સ્વીકારનારે સફરીગને ચાહવુ જોઇએ સોન્યા સાથેના ત્રણ સવાદો રાસ્કોલનિકોવને કેવી રીતે સલિસમા રૂપાતરીત કરે છે, તેની તેમણે ચર્ચા કરી

શ્રી દીપક મહેતાએ 'ધ ઓલ્ડ મેન એન્ડ ધ સી' મા હેમિંગ્વેના ગૌરવ અને સમગ્ર જીવનનો સીધો પ્રક્ષેપ કર્યો તેમણે વૃદ્ધના સાન્ટીયાગો નામને બાયબલના સદર્ભ સાથે જોડી દીધો તેમણે આકૃતિના લાઘવભર્યા સ્વરૂપ તરફ ધ્યાન દોર્યું એની ભાષા, વિશેષણો, અલકારો અને દીર્ઘ વર્ણનોના ભેદ વિનાની છે એક તરફ એ કિશોરોને રસ પડે તેવી સાહસકથા છે, તો બીજી તરફ એ આતરયાત્રાના સાહસની કથા પણ બની રહે છે હેમિંગ્વે એ દરમ્યાન નારી તરીકે અને માછલીનો બીગ બ્રધર તરીકે કરેલો ઉલ્લેખ આ સદર્ભે નોધપાત્ર છે હેમિંગ્વેએ આ કૃતિમા માછીમારોનુ ગામ, તેમનુ જીવન અને સમૂહનું વાસ્તવિક ચિત્ર આલેખવાની નેમ રાખી હતી

શ્રી ચિનુ મોદીએ 'ધ ટ્રાયલ' વિશે વાત કરતા કાફકાના શૈશવ, મિત્ર તથા પિતા સાથેના સબધોનુ આ નવલકથામા પ્રક્ષેપણ કર્યું શ્રી ચ પ્ર વ્યાસે 'ધ આઉટ સાઇડર'ની કૃતિગલી ચર્ચા કરતા ત્રણ મૃત્યુ-મા, આરબ અને કથાનાયક–થી સૂચવાતા કથાવિકાસને સ્પષ્ટ કર્યો એમણે અન્યત્ર સરળ ભાષામા ચાલતી કથા આરબની હત્યા પૂર્વેની ક્ષણોએ સમુદ્રકાઠાના વર્ણનમા કવિત્વભરી શૈલી પ્રગટાવે છે, તેનો નિર્દેશ કરી કૃતિના આરભે જોવા મળતી નાયકની અલ્પભાષિતા તથા બહિં-જગત તરફની ઉદાસીનતાની સામે કૃતિના ઉત્તરાર્ધમા નાયકની આવેશ ભરી વાચાળતા અને એના પચેન્દ્રિયોના સભર અનુભવની સૂચકતા પણ નોંધી ધ આઉટ સાઇડરનો નાયક મૃત્યુના કઠોર પ્રકાશમા જીવનનુ કઠોર પરીક્ષણ કરે છે એનામા માનવસહજ મૂળભૂત લાગણીઓનો અભાવ છે, એ એનો અપરાધ છે

શ્રી જયત પારેખે "થાઉઝન્ડ ક્રેઇન્સને"ને પરપરાગત સસ્કારો, મૂલ્યો અને સમાજવ્યવસ્થાના મૃત્યુની કરુણિકા તરીકે ઓળખાવી, જે વ્યક્તિકથાના સ્તરે અભિવ્યજિત થઇ છે તેમણે આ કૃતિના સ્વરૂપગત લાવવને જાપાનની હાયકુપરપરાના પરિણામરૂપે જોઇ કાવાબાતાએ નોર્વે આદિ દેશોના સાહિત્યનો કરેલો અભ્યાસ આધુનિક માનવસવેદનાને પુષ્ટ કરનારો બન્યો હશે નવલકથાના સ્વરૂપને કવિતાના સીમાડા સુધી ખેચી લાવતી કૃતિ તરીકે તેમણે આનુ ગૌરવ કર્યું આ કથામા આવતા "ચાના પાત્રો" પણ સજીવ પાત્રોમા કેવી રીતે રૂપાતરિત થયા છે અને સ્તન પરનુ લાખુ ઈર્ષા, પ્રેમ, જુગુપ્સા આદિ અનેક પરસ્પર વિરોધી ભાવોનુ કેવુ સમૃદ્ધ પ્રતીક બન્યુ છે, તેની પણ તેમણે ચર્ચા કરી શ્રોતા વર્ગમાથી આ નવલકથાના શીર્ષકની સાભિપ્રાયતાની ચર્ચા પણ ઊઠી હતી

શ્રી ભોળાભાઇએ 'ગૃહદાહ'ને અચલાની કરુણિકા તરીકે ઓળખાવી અચલા–સુરેશના મિલનપ્રસગે મહિમની વારવાર ઉપસ્થિતિને ઘટનાઓની કાકતાલીયતાને દોષરૂપે જોઇ તેમણે કથાતતુ ઉકેલતા ઉકેલતા એના

રસસ્થાનોની ઝાંખી કરાવી શ્રી જયંત કોઠારીએ 'સરસ્વતીચંદ્ર'ની સાહિત્યસ્વરૂપ તરીકે અને ગોવર્ધનરામની સર્જકતા સંદર્ભે ચર્ચા કરી. આરંભે તેમણે 'સરસ્વતીચંદ્ર'ને પુરાણ, મહાકાવ્ય, આખ્યાન આદિરૂપે ઓળખાવનારા પૂર્વસૂરિઓની ચર્ચા દ્વારા તેમનામાં આ કૃતિના સ્વરૂપ અંગેની વિશદ સમજના અભાવનો નિર્દેશ કર્યો. આધુનિકોમાં બતાવ અને પ્રબોધ પરીખના સામસામે છેડેના મંતવ્યો રજૂ કરી ગોવર્ધનરામ પોતે નવલકથાના સ્વરૂપને સાધ્યરૂપે નહીં પણ કેવળ સાધનરૂપે માનતા હોવાની વાત કરી. તેમણે સરસ્વતીચંદ્રની નવલકથા તરીકેની નબળાઈઓનો (તેની નિબંધાત્મકતા, શુષ્ક અતિ દીર્ઘ વર્ણનો, પ્રયોજન વિનાની આડકથાઓ, શિથિલ અને સંગતિ વિનાનું વસ્તુગુંફન આદિ) વિસ્તારથી ચર્ચા કરી. એની સામે તેમણે સરસ્વતીચંદ્રના કેટલાક હૃદ્ય રસસ્થાનો (કર્ણસ્વપ્ન જેવા નર્મપ્રયોગો, સરસ્વતીચંદ્રે અરણ્યમાં ગાળેલી ભયાનક રાત્રિનું વર્ણન, પાત્રોના આલેખન આદિમાં વર્તાતી સર્જકતા)નો પરિચય કરાવ્યો, એમની ચર્ચા અભ્યાસપૂર્ણ હતી પણ ઉપપત્તિઓ ચર્ચાસ્પદ હતી. તેમણે કહ્યું કે, "સરસ્વતીચંદ્રને નવલકથા કહીએ કે ન કહીએ પણ એમાં રહેલી ઊંચી કોટિની સર્જનાત્મકતા તેને મહાન કૃતિ બનાવે છે." ગોવર્ધન-રામ વિશે તેમણે કહ્યું કે, "ગોવર્ધનરામ જગતના આ મહાન નવલકથાકારોની હરોળમાં અધિકારપૂર્વક સ્થાન પામ્યા છે, તે આપણા માટે આનંદનો વિષય છે." આ તારણો તેમની ચર્ચાની સહજ ફલશ્રુતિરૂપ ન હતાં. વળી સરસ્વતીચંદ્રને મુલવવાની આગવી દૃષ્ટિ આપનાર સુરેશ જોષીની વિચારણાનો આખી ચર્ચામાં ઉલ્લેખ ન થાય તે તો ઠીક પણ એ વિવેચનનો પણ એક મહત્ત્વનો પ્રશ્ન ઊભો કરે છે, અને તે એ કે નવલકથા જેવા એક સાહિત્યસ્વરૂપ લેખે નિષ્ફળ ગયેલી કૃતિ મહાન કૃતિ કયા ધોરણોને આધારે કહેવાય? અને એવી કૃતિના સર્જકને જગતના મહાન નવલકથાકારોની હરોળમાં સ્થાન મળે તો એ કેવા પ્રકારના આનંદનો વિષય બને? ☐

# સાહિત્યવૃત્ત

## અધ્યાપકસંઘનું ૩૨ મું અધિવેશન

ગુજરાતીના અધ્યાપકસંઘનું ૩૨ મું અધિવેશન ગઈ તા. ૫, ૬ અને ૭ નવેમ્બરના ત્રણ દિવસો દરમિયાન વલ્લભ વિદ્યાનગર ખાતે નલિની અને અરવિન્દ આર્ટ્સ કૉલેજમાં મળ્યું હતું. જેમાં ડૉ. ઈશ્વરલાલ દવેએ પ્રમુખીય વ્યાખ્યાન રજૂ કર્યું હતું. નિવૃત્ત પ્રમુખ ડૉ. જયન્ત પાઠક સહિત ગુજરાતભરના અધ્યાપકોએ હાજરી આપી હતી.

કૃતિલક્ષી વિવેચનમાં ડૉ. ભાનુપ્રસાદ પંડ્યાએ 'અસ્તી' (શ્રીકાન્ત શાહ), પ્રા. દીપક મહેતાએ 'કામિની' (મધુ રાય), ડૉ. હર્ષદ ત્રિવેદીએ 'સ્વપ્નતીર્થ' (ઘનશ્યામ શર્મા), વિજય શાસ્ત્રીએ 'નિશાચક્ર' (કિશોર જાદવ) અને પ્રબોધ પરીખે 'મરણોત્તર' (સુરેશ જોષી) વિશે નિબંધો રજૂ કર્યા હતા.

ત્યાર બાદ થયેલી ચર્ચામાં પ્રા. જયન્ત કોઠારી, ડૉ. પ્રમોદકુમાર પટેલ, પ્રા. જશવંત શેખડીવાળા, ડૉ. સુમન શાહ, ડૉ. જયન્ત ગાડીત, ડૉ. નરેશ વેદ, પ્રા. નરોત્તમ પલાણ, ડૉ. ધીરેન્દ્ર મહેતા, ડૉ. જયંત વ્યાસ, ડૉ. સુધાંશુ ભટ્ટ, પ્રા. ઇન્દ્રવદન છાયા અને બીજા અનેક અધ્યાપકોએ ભાગ લીધો હતો.

